# તકદીરી તાજ.

"મશરૂફ."

બનાવે ચાક વળદા.

# તકલીદી તાજ.

## એક વાર્તા.

લખનાર—સોહરાબ શેહરીઆર ઇરાની.
"મશરેક."

તે

"મુંબઈ મજાહ" અઠવાડીક પત્રના અધિપતિ અને માલેક, "પરસ્તાને ચકરમ,"
"મિશ્રીન દુન્યાં," "ઘેલા ઘાંચીનું કુટુંબ," "હમ્‌શીર કે શમશીર?"
"અકકલમંદ બેવકુફ," "કીસમતની કીશતી," "તલવારની ધાર,"
"હીંદની ખુબસુરત પાદશાહબેગમો," સાથ "શયલા કુંવારી,"
"તકદીરની તકલીફ" વીગેરે નોવેલોના કર્તા,—
"ઝાલીમ ખબીસ," "અઠડા અઠડી", "દેખાવલી
દારુણ," "દુરવંદી કીનો" નામના નાટકોના
રચનાર—અને "જેહાંગીરનામું" નામના
ઇતિહાસના લેખક.



આ પુસ્તક મી૦ સોહરાબ શહેરીયાર ઇરાનીએ મુંબઇ ધોબીતલાવ
નવા આતશબેહેરામ પાસેના "ભીમરડીવાલા હાઉસ"માં પોતાને માટે
રચી પ્રગટ કીધું છે, અને "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ" બજારગેટ,
કોટ, મુંબઇમાં મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ
છાપ્યું છે.

યઝદેજર્દી સન.
૧૨૮૯.

ઇસુઇ સન.
૧૯૧૯.

કીમત રૂપીઆ ત્રણ.

# અર્પણ

નાટક જે એક નીતીની નીશાલ અને અચ્છા આર્ટ
તરીકે હુન્નરમંદોની નઝરોમાં મશહુર છે
તેની આલા ટોંચપર પુગેલા
બુઝોર્ગ માનવંત મ્હેરબાન

કે જેવણને
હું
આગેવાન રમુજી એકટર
અને
ઘણા તજરીબાકાર ડીરેકટર
તરીકે પીછાણી વખાણું છું તેવણને આ
મ્હારૂં નાચીઝ પુસ્તક
"તકલીદી તાજ."
મોટા માન સાથ
અર્પણ કરીને
લાંબી ઝીંદગી ઇચ્છું છું.

અક્ટોબર ૧૯૧૯.

"મશરેક" કૃત

"તકલીદી તાજ"નું પુસ્તક

આ ગૃહસ્થને અર્પણ કરવામાં આવ્યું છે.



હીંદુસ્તાનના મશહુર રમુજી એકટર અને હીંદી સ્ટેજના બાહોશ ડીરેકટર

**મી૦ સોરાબજી ફરામજી ઓગરા.**

Lakshmi Art, Bombay.

# પ્રસ્તાવના.

પહેલા લાડ્શ ઝબાન ઉપર પાક પરવરદીગારનું પવીત્ર નામ જેનું પવીત્ર નામ હરેક સારા કામમાં પહેલાજ લેવું લાઝીમ છે. પાંચ વરસની અંદર અગીયારમું આ મ્હારૂ પુસ્તક છે જે મ્હારાં મ્હેરબાન વાંચનારાંઓનાં મુબારક હાથોમાં આજે મુકાય છે.–બેશક, જ્ઞાન એ બળ કરતાં ચઢિઆતું છે—પાક પરવરદીગારની તમામ પયદાયશોમાં માણસોને જ્ઞાન આલા દરજ્જાએ આપવામાં આવેલું છે અને તેથી હાથી કે સીંહના બળ કરતાંબી માણસાઇ જ્ઞાન ઘણું વધારે બળવાન છે. વળી, માણસ માણસોમાંબી ઘણો ફેર રહે છે, અને તેમનું બળબી તેમના જ્ઞાનથી જણાય છે. એક હઝાર બળવાન અને અજ્ઞાન જંગલી સીદીઓ કરતાં જ્ઞાનવાલો એક સીપાહ લડાઇના મયદાનને પોતાની તર્ફમાં વધારે ખેંચી શકે છે. એક હઝાર તાકતદાર માણસોના જમેલામાં તે એક માણસ વધારે ધ્યાન ખેંચનાર થઇ પડે છે કે જેનામાં તે બધાથી જ્ઞાન વધારે છે. હત્યારના બળથી જેટલી દુન્યા જીતાઇ નથી તેટલી જ્ઞાનના બળથી જીતાઇ છે, અને તે જ્ઞાન મેલવવા માટેની ચાવી તે કેળવણી અને વાંચણ છે. વાંચણથી એક માણસ જાતી અનુભવ વગરબી અનુભવ મેળવી શકે છે, દુન્યા જુએ છે, દુન્યાના મુલ્કોથી માહીતગાર થાય છે, અને દુન્યાની રસ્મો રવીશો જાણી લેછે. અને તેવું વાંચણ આપનાર કોણ છે? એક લેખક.

એક લેખકને પાક પરવરદીગારે બક્ષેસ આપેલી હોય છે, અને તે બક્ષેશથીજ તે તરેહવાર લેખો લખે છે, તે કુદરતી બક્ષેસ અને વાંચણના જ્ઞાનના બળથી બીજાઓને કેળવણી અને વાંચણ આપી શકે છે. ખરા બનેલા બનાવો ઉપર એક લેખક પોતાના મગઝને દોડાવે છે, અને મગઝના સાંચામાં તૈયાર થયલા પોતાના વીચારોને તે બાહારની દુન્યા માટે ઝાહેર કરે છે. એક લેખકની નઝરથી તમે આસપાસ જુઓ તો તમને દરેક ચીઝ પોતાનો એક ઇતીહાસ રૂજુ કરતી દેખાશેઃ એક કાંકરાનેબી પડછાયો હોય છે, એક મોટો પત્થરબી પાહાડથી અલગ થતા પોતાની નીશાની તે પાહાડપર રાખી જાય છે, એક નદી જે ઝમીનપરથી પસાર થઇ જાયછે તે ઝમીનમાં તે એક રાહ બનાવે છે, જાનવરો જે મરીને ખલાસ થઇ જાય છે તેઓની લાશના હાડકાંથીબી દુન્યામાં કાંઇ પડ બંધાય છે, ઝાડની ડાંખલી અને પાંદડાંબી મરીને સુકાવા બાદ કોઇ કોલસાની ખાણમાં પોતાની નીશાની છોડી જાય છે, અને આદમીનું એક એક કામ અને એક એક પગલું પોતાનો છાપ હીંયાં પાડી જાય છે.—એ બધું, એ બધું એક લેખક જોઇ શકે છે અને તે પોતાની કલમથી એ બધાંને મગઝની મદદ સાથ બાહાર પાડી શકે છે. એક લેખકની આંખ અને તેનાં કાન દુન્યા તર્ફ તમામ ખુલ્લાં છે, ઝમીન તેને ઇતીહાસ અને યાદગારીના આકારથી બનેલી દેખાય છે, આસપાસની હવા તેને તે આકારના ઝીન્દા આવાઝોથી ભરેલી સંભલાય છે, આસમાનપર તેને હવામાં ઘુમાવી ગયલા આવાઝોનો પડઘો અને તે આકારોના આત્મા જણાય છે!

એક લેખક શું છે અને તેના હાથનું લખેલું લખાણ શું છે તેપર હું લખવા માંગું તો એક ચોપડી ભરાઇ જાય, મગર, મ્હારા અઝીઝ વાંચનાર કહેશે કે 'મશરેક પ્રસ્તાવનામાંબી ફીલસુફી કરવા ઉતરી પડયો છે!' તેથી એક લેખક અને તેની કલમથી લખાયલું એક પુસ્તક

વાંચવાથી શું ફાયદો મેલવી શકાય તેને ઉપલા થોડાક શબ્દોમાં ચીતારી જઇ હવે હું મ્હારા આજના પુસ્તકની વાર્તાપર બોલીશ:

આ મ્હારૂં પુસ્તક "તકલીદી તાજ" ઇંગ્રેજી લેખક રેનોલ્ડઝની "મારગારેટ" પરથી મેં ફેરફાર સાથ લખી છે જે એક ખરા બનેલા ઇતીહાસનો પડઘો પાડે છે અને તેનો પડછાયો રજુ કરે છે: રાજા દેવીડ બીજો જે "તકલીદી તાજ"માં માલમ પડે છે તે ઇસુઇ સન ૧૩૨૪ માં જન્મયો હતો અને ૧૩૭૧ માં મરણ પામ્યો હતો. તે સ્કોટલેંડના રાજા રોબર્ટ બ્રુસનો બેટો હતો અને પોતાના બાપના મરણથી તે ૭* વરસની ઉમરે રાજગાદીએ બેઠો હતો. સ્કોટલેંડની ગાદીપર તે ૧૩૩૦ માં બેઠો તે વખ્તે તેના બચપણને સબબે રાજમંત્રીથી સ્કોટલેંડનું રાજ ચાલ્યું હતું, મગર જવાનીમાં આવતાંજ રાજની લગામ રાજા દેવીડે પોતાના હાથોમાં લીધી અને લગામ લેતાંજ તેણે ઇંગલેંડ સાથ છેડતી શોધી! બાવીસ વરસની જવાન ઉમરે તે ઇંગલેંડ સાથ લડતાં નેવીલ્સક્રોસની લડાઇમાં હાર્યો અને કેદ પકડાયો. રાજા દેવીડ કેટલા વરસ કઇદ રહે છે, કયારે છુટે છે, અને કેવી કીસમનો આદમી તે છે તે બધું મ્હારી આ નોવેલમાંથી વાંચનારાં મ્હેરબાનો જાણી શકશે એટલે તેને માટે હવે વધારે હું હીંયા લખતો નથી.

આ વાર્તામાં બીજાં બધાં પાત્રોનું વર્ણન વાર્તાની અંદરજ સમાઇ જાય છે, પણ પ્રીન્સ ડ સાલઝા કયાંનો રાજા છે અને તેના લડવૈયા કોણની ઔલાદથી ઉતરી આવેલા છે તે જણાવવાની અગત્ય હું જોઉં છું. પ્રીન્સ ડ સાલઝા પોતે તો અસલ સ્કોટલેંડનોજ રહીશ હતો, મગર બ્લેક પારલામેન્ટના હુકમથી તેને સ્કોટલેંડ છોડીને જ્યારે જતું રહેવું પડયું ત્યારે તે રખડી રઝલીને પોતાની હોશ્યારી અને બાહાદુરીથી ત્યુતોનીક ઓરડરનો સીપાહ સાલાર અને તખ્તદાર થયો. "ત્યુતોનીક ઓરડર," તે બારમી સદીમાં ઉભા થયલા એક મંડળનું નામ હતું જેનાં સભાસદો જરમન લડવૈયાઓ હતા અને જેઓ લડાઇમાં ખ્રીસ્તી ઝખ્મી સીપાહોને મદદ આપવાના બહાણા હેઠળ ઉભા થઇને ઘણા પગભર થઈ ગયા હતા અને જ્યાં જ્યાં લાગ ફાવે ત્યાં લડાઇઓ કરીને પોતાની સત્તા જમાવી દેતા હતા. તે લડવઇયાઓનો વડો તે તેમનો સીપાહ સાલારથી કહેવાતો અને તેમની સત્તા હેઠળ આવી ગયલા રાજનો રાજાબી ગણાતો. તેવીજ રીતે આ આપણી વાર્તાના ઝમાનામાં તેવા ત્યુતોનીક નાઇટસનો સીપાહ સાલાર અને તખ્તદાર તે પ્રીન્સ ડ સાલઝા (ઉર્ફે સર કેસીમીર) પોતે હતો, અને તે ઘણો ભલો હતો. કોઇ બળવાન હાથ જો આપખુદીથી બીજા નબલા હાથને મારવા જાય તો તુર્તજ પ્રીન્સ ડ સાલઝા પોતાની શમશીરથી બાહાર પડીને તે નબલાને મદદ કરતો હતો. અને તેવાજ ઇરાદાથી તે ઇંગલેંડ સામે સ્કોટલેંડને મદદ કરવા રાજા દેવીડના પયગામથી સ્કોટલેંડમાં આવ્યો હતો. મગર તેણે જ્યારે ખરી બીના જાણી ત્યારે તેણે ઇંગલેંડને વાજબી જોયું અને તેથી સ્કોટલેંડને મદદ નહીં આપી. વાર્તામાં આપણે જોઇએ છીએ કે ૧૩૬૭ ના સાલમાં તે રાજા દેવીડને મદદ આપવાનું વચન આપે છે. ઇંગલેંડે તો ઉલટું રાજા દેવીડને માટે ઠીક કીધું હતું, તેને એક મોટી રકમને માટે જવા દેવાનું દીલ બતાવ્યું હતું, છતાં પ્રપંચી દેવીડ હંમેશની પોતાની ચાલ મુજબ ફાંફાંમાં પડયો હતો, અને ૧૩૬૭ માંથી તેને પ્રીન્સ ડ સાલઝા કોઇ રીતે ઇંગલેંડ સામે લડતો અટકાવે તે અગાઉ તો ઠંડા પાણીએ કાસળ એ પટી ગઇ કે દેવીડ પોતેજ લડવાના અખાડા કરી ગયો હતો!—"ત્યુતોનીક ઓરડર"ના તખ્તદાર પ્રીન્સ ડ સાલઝાના મરણ પછી ઘણે વરસે પંદરમી સદીમાં પ્રુશીયન ડયુક ઓવ લુથુઆનીઆએ ત્યુતોનીક

લડવઇયાઓને હરાવ્યા હતા, અને છેક ૧૮૦૯ ના સાલમાં નેપોલીયન પહેલાના વખ્તમાં ત્યુતોનીક લડવઇયાઓનું તમામ ઝોર નબલું કરી નાખવામાં આવ્યુ હતું, આજના ઝમાનામાંબી એ ત્યુતોનીક ઓરડર હસ્તીમાં છે, મગર યુરોપમાં કેડે કેડે છુટા છવાયા તેના માણુસો ઝખ્મી સીપાહોને મદદ કરવાનુંજ કામ કરે છે.

હવે, મ્હારૂં આ પુસ્તક પોણે ભાગે છપાયું ત્યારે મ્હને એ ખ્યાલ આવ્યો કે આજની નવી ફેશન મુજબ મ્હારે મ્હારા પુસ્તકનો એક "ટેકો" ઉભો કરવો! એક લેખકની ચોપડીને બાહાર પડવા અગાઉ બીજો લેખક વાંચે અને તેને ટેકો આપે તેનું ફેશનેબલ નામ "ફોરવર્ડ" તરીકે બોલાય છે! મ્હારા પુસ્તકનો એવો "ફોરવર્ડ"હું આગલ નથી લેતો, પણ પાછલા સફા-ઓપર લઉં છું એટલે તેનું એ ફેશનેબલ નામ મથાલે મુકતો નથી. મેં કાંઇ આજે પહેલીવાર તેવો ટેકો રજુ કરાવ્યો નથી, પણ મ્હારા "જેહાંગીરનામું"ને ટેકો આપનારા મ્હારા બાહોશ મીત્ર મી૦ પેસ્તનજી બી. ભેસાન્યાની પછી "તકલીદી તાજ" માટે તેવાજ એક બાહોશ લેખકને મેં શોધી કાઢયા, અને તેમને ગળે ઓળવી દીધું! મી૦ સોરાબજી કા. શરાફે હા પાડી, અને તેવણે મ્હારી ચોપડીના છાપેલા ફોર્મસ વાંચીને જે ટેકો લખી મોકલ્યો છે તે પાછલા સફાઓમાં છપાયલો મ્હારાં વાંચનારાં મ્હેરબાનો જોઇ શકશે. મી૦ સોરાબજીને મેં વચન આપ્યું હતું અને તેથી તેવણે લંબાણથીબી જે લખ્યું છે તે લીધું છે અને તેવણના પાછલા દિબાચા પછી હું આ પ્રસ્તાવના લખતો હોવાથી તેવણની થોડીક મુજવણનો નીવેડો હું અત્રે કરી દઉં છું: એવણની પહેલી અને છેલ્લી મુજવણનો સામટો જવાબ આપી દઉં છું કે હું એક "માલદાર મશરેક" નથી મગર "મુફ્લીસ મશરેક" છું, નામ સાથે મ્હારી ખરી મગઝમારીના પૈસાનીબી મીઠડી પ્યાસ રાખું છું, અને મોંઘવારી જેમ બીજાને નડે છે તેમ મ્હનેબી નડી છે જેથી આવા એક દલદાર મોટા પુસ્તકને રૂપીઆ ત્રણ સીવા ઓછી કીમતે હું વેચી શકતો નથી. મીત્ર મી૦ શરાફ મ્હારા નવા મીત્ર છે એટેલે એવણ શું જાણે કે મુફ્લીસ મશરેક માટે તેના વાંચનારાંઓને માન છે અને ચોપડીઓનો જો સ્હેજ સ્હાજ "ત્રીચરનો ભાવ"બી જણાય તોબી તેઓ ખુશીથી આપવાને મ્હેરબાન છે. વલી, એવણના તડ ને ફડમાં "પાક ખુદા–પાક ખુદા " કરવા માટે મ્હને એવણ કાંઇ કહે છે, જવાબમાં હું જણાવી દઉં છું કે જે માણુસ જાત પોતાના નામ સાથે એક મીસતર લગાડવા માટેનો લોભ રાખે તેજ માણુસે પોતાના પાક પેદાના કરનારના નામ આગલ "પાક" જેવો એક પવીત્ર બોલ લખવા માટે તંગદીલ નહીંજ થવું જોઇએ. ચોપડી કે કાગઝના એક સફાપર પચાસ વારબી સોરાબજી આવે તો આપણે માનને ખાતીર "મી૦ સોરાબજી"જ લખીએ છીએ, તો પછી તે પાક બાપ જેને માટે આપ-ણુને તમામે તમામ માન હોવું જોઇએ તેનું પવીત્ર નામ "પાક ખુદા" કરીનેજ હું બોલું કે લખું તો તેમાં હું કાંઇબી ગલતી કરતોજ નથી. માણુસ જાતને એકવાર જે ચીઝની તબેહ પડી જાય છે તો પછી તે માટે તેને કદીબી મુશકીલી રહેતી નથી. આપણે જો સોરાબજી–સોરાબજી બોલવાની કે લખવાની આદતમાં હતે તો તે વખ્તે આપણુનેબી મીસતર સોરાબજી–મીસતર સોરાબજી કોઇ કરે તો કઢંગુ લાગતે, પણ જયારે મીસતરનીજ આપણુને તબેહ પડી ગઇ છે ત્યારે તો તે આપણુને ઘણુંજ ગમે છે. તેમજ પાક પરવરદીગાર કે પાક ખુદાનીજ જ્યારે આપણુને તબેહ પડશે ત્યારે અમથું ખુદા બોલવા કે લખવા આપણુને કદીબી નહીંજ ગમશે.

"પાક ખુદા" બોલવા અને લખવાથી આપણે આપણાં સાંભળનારાંઓને અને વાંચનારાંઓને પાક પરવરદીગારના ભરુસાપરજ હમેશા રહેવા માટે કહીએ છીએ અને ભવિષ્યની ઓલાદને પોતાના પાક પેદાના કરનારને માનથી બોલાવવાનું શીખવીએ છીએ. વલી, મી૦ શરોફ મ્હને ઉર્દુ અને ફારસી અલફાઝો નહીં વાપરવા માટેની સુચના કરે છે મગર મ્હને કહેવા દો કે જેમ ચોકકસ લેખકોની ચોકકસ સ્ટાઇલ હોય છે તેની મ્હારીબી આ એક સ્ટાઇલ છે, હું ઉર્દુ, ફારસી, અને હીંદી શબ્દો વાપરું છું તે ઘણા ખરા સહમજ પડે તેવા હોય છે, કે નહીં તો તુર્તનાજ વાકયમાં તેની મતલબ સમજાઈ જાય તેવી વાકય રચના હું બનાવી દઉં છું, અને પાપી પાત્રોનાં મોંઢામાં હું "પાક ખુદા" શબ્દો બેમૌકે મુકતોજ નથી, જેનીપર મી૦ શરોફનું ધ્યાન કદાચ નહીંબી ખેંચાયું હોય કેમજે એવણ મ્હારા અને મ્હારાં લખાણોના સમાગમમાં ઘણાજ ઓછા આવ્યા છે. ગુજરાતી ભાષામાં એવા ઘણા શબ્દો છે જે ઉર્દુ અને ફાર્સીમાંથી બાડે લીધેલા હોય છે અને તેવા બાડે લીધેલા શબ્દોને જો ખોટા ઉચ્ચારથી લખવામાં આવે છે ત્યારે હું ખરા મનથી કમકમું છું અને તેથીજ હું તેવા શબ્દો તેની અસલ હાલતમાં રૂજુ કરવાનીજ હમેશા કાલજી કરૂં છું. મેં જ્યારથી એવી ભાષા વાપરવાની પહેલ કીધી છે ત્યારથી હું ચુંચી આંખોએ આસપાસ જોતો રહયો છું અને હું મગરૂરી તો નથી કરતો મગર મેં એ જોયું છે કે જે લોકો બૈરાંઓ બોલે અને બૈરાંઓને ગમે તેવાજ નબલા શબ્દો હમેશા વાપરતા હતા તેઓબી હવે સુધારો કરે છે. એક જાણીતા પેપરમાં મેં વરસો સુધી "મીજાસ—મીજાસ" જેવો બૈરાં બોલે તેવો શબ્દ વાંચ્યો હતો, તેજ પેપરનાં સફાઓમાં હું આજે "મીઝાજ" વાંચું છું! મી૦ શરોફ મ્હારા મ્હેરબાન મીત્ર છે અને તેવણે એકકે બોલે મ્હારા "મુંબઇ મજાહ" માં એક રસીલી વાર્તા લખવા સાથે મ્હારા કહેવાને માન આપીને આજે ફોરવર્ડબી લખ્યો છે, અને તેથી હું વધારે બેઅદબી કરી તો શકતો નથી મગર એવણ પોતેબી ગુજરાતી બાષામાં બાડેનો લીધેલો શબ્દ કેવી ખોટી રીતે વાપરે છે તેનો ફકટ એકજ દાખલો આપીશ: એવણ પોતાના ફોરવર્ડના છેલ્લા વાકયમાં લખે છે કે " મારા વીચારો અત્રે દરશાવું છું, અને તેની સાથે એમને કસોજ તાલુકો નથી!"—હું કમકમું છું! તાલુકો શબ્દ વાંચીનેજ મ્હારા કાનોને કંપારી છુટે છે! ખરો શબ્દ જે "તાઅલ્લુક" છે તેને કેવો કંપારી ઉપજાવનારો "તાલુકો" બનાવી દીધો છે!! "તાલુકો" જો તેના ખરા અર્થમાં જુઓ તો જીલ્લો કહેવાય છે. ત્યારે "જીલ્લા" સાથ "તાઅલ્લુક"ને શું નીસ્બત! જો એવણને ખરી ગુજરાતીજ ભાષા લખવી હતી તો "સંબંધ" શબ્દ વાપરવો હતો અને બાડેનો લીધેલો શબ્દ મરડી મોચડીને "તાલુકો" નહીં બનાવવો હતો. એવું એવું જો જોવા જઇએ તો ખટારો ભરીને ખોટા શબ્દો ગુજરાતીમાં ઠસાવેલા છે, જેને સફા કરી રૂજુ કરનારને જો કાંઈ ઝરા સાંભલવુંબી થયું તો શું મુઝાકો છે? "કઉલ" માટે એવણ લખે છે તો જાણવું કે પ્રેસની ભુલ છે, મશરેક તર્ફથી હમેશાં ખરો શબ્દ જે "કૌલ" છે તેજ લખાય છે મગર પ્રેસમાં ઘણી મોટી સંખ્યામાં કામકાજ રહેવાથી એ માત્રાના ટાઇપ ખરી જવાને સબબે લાચારીએ તેમ કમપોઝ થાય છે. વલી, "જ"ની નીચેના નુકતાઓના ટાઇપ ગુજરાતીઓ વાપરવાનો ચાલ નહીં હોવાને સબબે મ્હને "ઝ" લખવો પડે છે જેનો ખુલાસો મેં અગાઉ મ્હારા "મુંબઈ મજાહ"માંબી લખ્યો છે. મી૦ શરોફ એક સારા લેખક છે, એવણે ઘણી સારી અને બહુ રસીલી અનેક વાર્તાઓ લખી છે, અને એવણે તકલીફ લઇ મ્હારી આ આજની

વાર્તા વાંચીને પોતાના જે વીચારો જણાવ્યા છે તે તસ્દી માટે હું એ ભલા ભાઇજીનો ઘણો આભારી છું.

હવે હું આભારની અગત્યની ફરજપર ઉતરતાંજ આ "તકલીદી તાજ"ના પુસ્તકને છાપનાર "નવરંગ પ્રેસ"ના માલેક ભાઈ અરદેશર ખરશેદજી દેશાઇનો ઉપકાર માનવાની પહેલાં હું એમના મુરબ્બી આમાજી શેઠ બેહેરામજી ફરામજી મોદીનો ઘણો ઘણો ઉપકાર માનું છું. શેઠ બેહેરામજી મોદી મ્હારા ઘણા ઘાડા મીત્ર છે અને એ બુઝોર્ગ માનવંત ભાઇજીને માટે મ્હને ઘણું માન છે. મ્હારી આ "તકલીદી તાજ" ઉતાવલે છાપી આપવાની પહેલી મ્હેરબાની એવણુની છે અને તે પછી મ્હારા માનવંત ભાઇ અરદેશર ખ. દેશાઇનો આભારી થતા પાક પરવરદીગાર પાસ એ બેઉ ભલા ભાઇઓને લાંબી ઝીંદગી અને ઘણું સુખ ઇચ્છતાં ભાઇ અરદેશરનું ન્હાનું પ્રેસ જે મોટા કામો કરે છે તે માટે ધન્યવાદ આપી ખરા દીલથી ઇચ્છું છુ કે પાકપરવરદીગાર કરેને થોડાજ વખ્તમાં મોટા મોટા મશીન્સથી એથી ચાર અને આંઠ ઘણા કામો 'નવરંગ પ્રેસ કરી શકે. આમીન!—તે બાદ હું "વીસમી સદી"વાલાં હાજી મહમદ અલારખ્યા શીવજીનો ઉપકાર માનું છું જેવણુની પાસેથી શેઠ સોરાબજી ફરામજી ઓગરાના મુબારક ચ્હેરાનો બ્લોક મ્હને મલ્યો છે.

અને, હવે, હું મ્હારી અર્પણુ પત્રીકાપર આઉં છું. મ્હારા બચપણથી હું નાટકો જોતો આવ્યો છું, અને મ્હારી નઝરોમાં નાટક એક ઉમદા આર્ટ ઉપરાંત નીતીની નીશાળ સમાન છે. જેમ સારા પુસ્તકો વાંચવાથી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, તેમજ સારા બોધદાયક નાટકો જોવાથી જ્ઞાન મેળવી શકાય છે. જ્ઞાન તો ગમે તેવી સારી રીતે મેળવી શકાય તો તે હંમેશા આવકારદાયક છે, પછી તે પુસ્તકો વાંચવાથી કે નાટકો જોવાથી. પાત્રોની કલ્પનાથી પુસ્તકોમાંનો નીતી નેકીનો ખઝાનો આપણે ઉંચકીએ છીએ, જ્યારે નાટકોમાં આપણે તે પાત્રોને ગોયા જીવતા જાગતા આપણી નઝરોની સામે જોઇને તે ઉપરથી નેકી નીતીની દૌલત હાથ કરીએ છીએ. યુરોપમાં સારા પ્રખ્યાત એકટરોને સોસાયટી તર્ફથી ઘણું માન મલે છે, અને ઇંગલેંડમાં તો ઘણા લોકપ્રીય એકટરોને ઉંચા ઇલ્કાબો આપવામાં આવ્યા છે. મરહુમ સર હેનરી ઇરવીંગ, અને સર ચાર્લસ વ્હીનદહેમ, સર સ્કાયેર બેનક્રોફ્ટ, સર જોન હેર, સર એચ. બીરબોમ ત્રી, સર જ્યોર્જ એલેકઝાંદર, અને સર એ. ડબલ્યુ. પીનેરો બ્રીટીશ સ્ટેજના ઘણા ચુનંદા એકટરો તરીકે નામના ધરાવે છે અને તેઓ દરજ્જાદાર ઇલ્કાબોથી મશહુર છે. હીન્દુસ્તાનની સ્ટેજપરના કોઇબી એકટરને આજે નામદાર શાહનશાહ જો ઇલકાબ આપવા માંગે તો સઉથી પહેલાં શેઠ સોરાબજી ફરામજી ઓગરાને આગલ કરી શકાશે. માનવંત શેઠ સોરાબજી ઓગરામાં એક પહેલે દરજ્જેના રમુજી એકટર તરીકેની કુદરતી બક્ષેસ હું જોઉં છું. સ્ટેજપરનો કોઇબી બનાવ જે દુખ, ધાસ્તી, ગુસ્સાના આવભાવ વગર બતાવી શકાય અને જેમાં રમુજનું તત્વ સમાયલું હોય તે "કોમીક" કહેવાય છે, અને તેવા કોમીક સાથ કોઇ જાતના ખોટા ચાળા કે ખેંચતાણ જો એક એકટરમાં હસ્તી નહીં ધરાવતા હોય તો તે શેઠ સોરાબજી ઓગરામાં છે, વાંકુંટીંકુ મોંહુ કર્યા વગર કે સ્હેજબી મરડાયા મોચડાયા વગર ખરેખરનું હસવું જો કોઇબી કરી શકતું હોય તો તે શેઠ સોરાબજી ઓગરા છે. શેઠ સોરાબજીએ પોતાનો ચ્હેરો વીંગની બાહાર કાઢયો કે તમાશબીનો કુદરતીજ હસી પડે છે, અને એમનો ઘોંઘાટ વગરનો સફા બુલંદ આવાઝ નીકલ્યો કે લોકોનું ખડખડાટ હસવું ચાલુજ રહે છે. અને એક ખરેખરા રમુજી

એકટરની એ ખુબીજ હોવી જોઇએ કે તે તાણુતોડ વગર રમુજ કરી શકે, અને તે ખુબી શેઠ સોરાબજી ઓગરામાં છે. એવણુ એક પહેલા નંબરના ખરા કોમીડીયન છે એમ આજે એકકે આવાજે મશહુર છે, અને હીન્દુસ્તાનમાં એમની વાખવાખી કેટલી બધી છે તે ફકટ ટુંકમાંજ બોલતાં હું કહીશ કે લાહોરના "સીવીલ એન્ડ મીલીટરી ગેઝેટ" અને ઇલ્લાહાબાદના "પાયોનીયર" જેવા મોભાદાર પત્રોએ એમની ઘણી વખાણુ પોતાની કટારોમાં કરી છે. વલી, ઉર્દુ ઝબાનને બરાબર રીતે સ્હમજનારા તમાશબીનો શેઠ સોરાબજી ઓગરાના બોલવાના લહેજાને બહુજ પસંદ કરે છે કેમજે એવણુ ખરા વઝન સાથ ઘણીજ ખુલ્લી અને ખરી રીતે ઉર્દુ ભાષા બોલે છે. મુંબઇ કરતાં બાહારગામોમાં ઉર્દુ ઝબાનને ખરી રીતે સ્હમજનારા તમાશબીનો ઘણાંખરા બધાજ હોય છે, અને તેઓમાં એક અચ્છામાં અચ્છા કોમીડીયન ઉપરાંત સાફ અને ખરા લહેજાના બોલવૈયા તરીકે શેઠ સોરાબજી ઓગરા હમેશાં ઘણા પંકાય છે અને તેમને સાંભલવા માટે બહારગામના તમાશબીનોની મોટી ભીડ થાય છે. કોમીડીમાં અને ઉર્દુ ઝબાનના કાબુમાં એવણુની આગેવાની ટુંકમાં કહીને હું હવે એમની નાટકોના ડીરેકટર તરીકેની ખરી લાયકાત અને હોસ્યારીપર બે બોલ બોલીશઃ

શેઠ સોરાબજી ઓગરાને નાટકની લાઇનનો લગભગ ચાલીસ વરસનો અનુભવ છે એમ હું એમની કારકીર્તી ઉપરથી કહી શકું છું, અને એ ચાલીસ વરસનો અચ્છો અનુભવ એવણુની ઉલટભરી ચાલાકી, ચંચલ ઝીહન, અને ઉમદા સ્હમજદારી સાથ મલી જવાથી એવણુ એક પહેલા નંબરના ડીરેકટર તરીકેબી આગેવાન છે એમ કહેતાં હું ઘણો ખુશી થાઉં છું. શેઠ સોરાબજી ફરામજી ઓગરાને શેઠ માણેકજી જીવણજી માસ્તર સાથે આજે ઘણા વરસોનો સંબંધ છે, અને હુ શેઠ માણેકજી માસ્તરને શેઠ સોરાબજી ઓગરા જેવા એક કરકસરીયા, હીકમતવાલા, બાહોશ, અને પૈસા પેદા કરી આપનારા તમામ કુશળ ડીરેકટર મેલવવા માટે ઘણી મુબારકબાદી આપું છું. શેઠ માણેકજી માસ્તરવાલી આગલી કંપની જે બળી ગઇ હતી તે વખ્તે તેમાં મેસર્સ સોરાબજી કાત્રક, દોરાબજી મેવાવાલા, મરહુમ એદલજી સયલાણી, એદલજી એંચી, લલ્લુશંકર, જગન્નાથ, ભોગીલાલ, મરહુમ રામચન્દર વીગેરે વીગેરે પ્રખ્યાત અને સારા એકટરો હતા, મગર હાલ સજીવન થયલી કંપનીમાં ફકટ મી૦ ભોગીલાલ અને મી૦ પીન્જારા અને એક પારસી ભાઇ સીવા કોઇબી જુન્ના અને જાણીના માણુસો નથી અને તેઓ નથી છતાંબી શેઠ સોરાબજી ઓગરા નવા આદમીઓ સાથે ઘણી સારી રીતે હાલની કંપનીને દોરવે છે એ કાંઇ ન્હાની સુની વાત નથીજ. કેળવાયલા સીપાહો સાથે મયદાન તો ઘણા અફસરો જીતી શકે છે, મગર બીન કેળવાયલા અધુરા આદમીઓ સાથે જ્યારે એક સરદાર લડાઇ જીતે છે ત્યારેજ તેની ખરી બાહાદુરી અને હોશયારી આશકારા થાય છે. શેઠ સોરાબજી ઓગરાએ હાલની કંપની ઘણીજ કરકસરથી ઉભી કરી છે, છતાં પોતાની એકલી ચાલાકીથી તેવણુ શું શું કરી રહયા છે તે તો હું બોલું તેનાં કરતાં શોકીન તમાંશબીનોને વધારે રોશન છે. આંખને આકરી લે તેવા ડેરીસ અને સીન સીનરી થોડે ખર્ચે બતાવવાની કરકસર સાથે ઘણીની એક પાઇબી નકકામી જતી બચાવવી એ ઉમદામાં ઉમદા ખુબી શેઠ સોરાબજી ઓગરામાં હસ્તી ધરાવે છે. એવણુની બાંહેધરી હેઠળ મોટી ઉમરના એકટરોબી સારૂં કામ ભજી બતાવે છે, અને ન્હાના છોકરાંઓ ઝબાની બોલવામાં અને ગાયણો ગાવામાં જે કમાલ કરે છે તે બધું શેઠ સોરાબજી ઓગરાના શીક્ષણથીજ છે. એવણુના હાથ નીચે તાલીમ લેનારા એકટરો કેવા હોસ્યાર અને સ્હમજદાર

થતા હશે તેનો એકજ રમુજી દાખલો ટાંકતાં કહીશ કે આજે જો કોઇબી કંપનીને બીજી કંપનીના હોસ્યાર માણસો ઉઠાવી જવા હોય તો પહેલા શેઠ સોરાબજી ઓગરાની કંપની તરફ ધ્યાન પુગાડવામાં આવે છે! છેલ્લા ફકટ એકજ વરસની મુદ્દતમાં શેઠ સોરાબજી ઓગરાના શીખવેલા લગભગ અર્ધો દઝન એકટરોને બીજી કંપનીઓએ પોતાને ત્યાં રાખ્યા છે, અને કેટલીક કંપનીના માલેકો તો એગ્રીમેન્ટમાં દરશાવેલી નુકશાનીની રકમ ભરીનેબી તે એકટરોને પોતાંને ત્યાં લઇ ગયા છે!

શેઠ સોરાબજી ઓગરા જેવા આગેવાન મશહુર જરથોસ્તી કોમીડીયન અને બાહોશમાં બાહોશ ડીરેકટરને પાક પરવરદીગાર ઘણી લાંબી ઝીંદગી બક્ષે એવું હું ખરા અંતકરણથી ઇચ્છું છું અને એમના બીજા વધારે ઝલકતા કામો બાહાર પડીને તમાશબીનોને રમુજ સાથ જ્ઞાન આપે એવું ચાહું છું.

લી० દુઆગીર,

**સોહરાબ શહેરિયાર ઇરાની**

ઓકટોબર ૧૯૧૯. "મશરેક."



# "તકલીદી તાજ"ની વારતાના પાત્રો:

---

૧. **રાજા દેવીડ**—સ્કોટલેંડના તખ્તોતાજનો માલેક.
૨. **સર કેસીમીર**—"ત્યુતોનીક નાઇટ્સ"નો સીપાહસાલાર, અને તખ્તદાર.
૩. **ફાધર બેનીડીકટસ**—મેલરોઝ એબીનો વડો ધર્મગુરૂ, સર કેસીમીરનો ભાઇ.
૪. **અર્લ ઓવ કેથનેસ**—સ્કોટલેંડનો એક નેકદીલ અમીર.
૫. **સર ફલેમીંગ**—અર્લ ઓવ કેથનસને ત્યાં ઉધરેલો એક બહાદુર જવાન, પાછળથી તે અર્લનો જમાઇ.—મારગારેટનો ભાઇ.
૬. **અર્લ ઓવ બેઝનતાઇન**—એક જવાન ભલો અમીર, મારગારેટનો પહેલો અદરાયલો ખાવીંદ, પાછળથી મેરીયનનો ધણી.
૭. **નાઇટ ઓવ લીડેસડેલ**—સ્કોટલેંડનો એક ઘાતકી જુનુની અમીર.
૮. **અર્લ ઓવ દગલાસ**—નાઇટ ઓવ લીડેસડેલનો સંગદીલ સગો, અલવીરાનો બેવફા ધણી.
૯. **અર્લ ઓવ મોરતન**—રાજા દેવીદનો મીત્ર, લુઇઝાનો ભોલો ખાવીંદ.
૧૦. **સર કોનરાદ**—સર કેસીમીરના લશકરનો અફસર, બદમાશ લુઇઝાનો નેક ભાઇ.
૧૧. **ફાધર સાયરસ**—એક ભલો નેક પાદરી.
૧૨. **ફાધર જુલીયસ**—એક પ્રપંચી બદમાશ પાદરી.
૧૩. **રેડમેન**—અર્લ ઓવ કેથનેસના નૌકરનો વડો.
૧૪. **સ્ટીફન કોચરેન**—રાજા દેવીડનો બદમાશ ચોબદાર.
૧૫. **સીતન**—સર ફલેમીંગનો વફાદાર નૌકર.
૧૬. **જેસન્ત**—સર કેસીમીરનો વફાદાર નૌકર.
૧૭. **મેગનસ**—અર્લ ઓવ દગલાસનો બદમાશ નૌકર.
૧૮. **મોમપેસન**—એક કદરૂપો લુચ્ચો પ્રપંચી બટકો.

---

૧૯. **મારગારેટ**—અર્લ ઓવ કેથનેસને ત્યાં ઉધરેલી સુંદરી, સર ફલેમીંગની બહેન, અર્લ ઓવ બેઝનતાઇનની અદરાયલી મ્હોરદાર, રાંજા દેવીડની રાણી, પાછલથી તજાયલી.
૨૦. **ઓલબરટીના**—અર્લ ઓવ કેથનેસની એકપુરી બેટી, સર ફલેમીંગની મ્હોરદાર.
૨૧. **લુઇઝા**—અર્લ ઓવ મોરતનની બેવફા બદમાશ મ્હોરદાર.
૨૨. **અલવીરા**—એક દીલશીકસ્તા સુંદરી, અર્લ ઓવ દગલાસની મ્હોરદાર.
૨૩. **લેડી ગેલબ્રેથ**—પહેલાં તવંગર પાછલથી મુફલીસ, એક જાસુસ ઔરત.
૨૪. **મેરીયન**—લેડી ગેલબ્રેથની નેક બેટી, રાણી મારગારેટની વફાદાર નેકદીલ સખી, અર્લ ઓવ બેઝનતાઇનની મ્હોરદાર.
૨૫. **મોડ**—લુઇઝાની સખી, પાછલથી રાણી મારગારેટની સાથી.
૨૬. **મીની**—લુઇઝાની દાસી.

# "તકલીદી તાજ"નું સાંકલ્યું:



* આ પ્રકરણનો આંકડો માત્ર ભુલથી બે વખ્ત લખાયો છે.

## WOMAN.

WOMAN! experience might have told me,
That all must love thee who behold thee;
Surely experience might have taught,
Thy firmest promises are nought;
But, placed in all thy charms before me,
All I forget, but to adore thee.
Oh, Memory! thou choicest blessing,
When join'd with hope, when still possessing;
But how much cursed by every lover,
When hope is fled, and passion's over!
Woman, that fair and fond deceiver,
How prompt are striplings to believe her!
How throbs the pulse when first we view
The eye that rolls in glossy blue,
Or sparkles black, or mildly throws
A beam from under hazel brows!
How quick we credit every oath,
And hear her plight the willing troth!
Fondly we hope' twill last for aye,
When, lo! she changes in a day.
This record will for ever stand,
"Woman! thy vows are trac'd in sand."

*Lord Byron.*

"તકલીદી તાજ"ના લેખક

"મશરેક"



મી૦ સોહરાબ શહેરિયાર ઇરાની.



Lakshmi Art, Bombay.

બનામે પાક ખુદા.

# તકલીદી તાજ.

## ઇંગ્રેઝી ઉપરથી એક ઈતિહાસીક વાર્તા.

લખનાર—મશરેક.

### શુરૂઆત.

ઇ. સ. ૧૩૪૬ ના સાલમાં સ્કોટલેંડમાં રાજા દેવીડ બીજો રાજ કરતો હતો. તે વખ્તે સ્કોટલેંડ અને ઇંગ્લેંડને વારંવાર પંચાતીમાં ઉતરવું પડતું હતું અને બે તર્ફના રાજાઓ એક બીજા સાથે લડાઇમાં જીપલાવતા હતા. ઇંગ્લીશ ફોજ જે દરહામની નઝદીક છાવણી નાંખી પડી હતી, તેની પર રાજા દેવીડે છાપો માર્યો, મગર નેવીલ્સક્રોસની લડાઇમાં દેવીડ હાર્યો અને તેને કેદ પકડવામાં આવ્યો. રાજાની સાથે તેના ઘણા અફસર અમીરો પકડાઇ ગયા જેમાં સર વ્હીલીયમ દગલાસબી હતો જે 'નાઇટ ઓવ લીડેસડેલ'ના નામથી મશહુર હતો.—રાજા દેવીડ અને તેની સાથમાં પકડાયલા અમીરો ઇંગ્લેંડમાં અગીઆર વરસો સુધી કેદમાં રહયા.

આખીર, અગીઆર વરસો પછી રાજા દેવીડને ઇંગ્લેંડ તરફથી એક મોટી રકમના બૈદલામાં છોડવાની ગોઠવણ થઇ, જે રકમ દશ વરસ સુધી હફતે હફતે ભરી આપવા સ્કોટલેંડે કબુલ્યું. રાજા દેવીડને છોડી દેવામાં આવ્યો, મગર સ્કોટીશ પારલામેન્ટ તરફથી દંડની રકમ પુરેપુરી વસુલ થાય ત્યાં સુધી પકડાયલા અમીરોને ઇંગ્લેંડમાંજ ગોયા જામીન તરીકે અટકાવી રાખવામાં આવ્યા, જે અમીરોમાં પેલો જુનુની નાઇટ ઓવ લીડેસડેલબી હતો.

રાજા દેવીડને મોટી રકમનો દંડ ભરીને છોડવવો તે બાબે બે તર્ફમાં સ્કોટલેંડના અમીરો વહેંચાઇ ગયા, અને તેથી તે બે પક્ષનાઓ વચ્ચે પંચાતી ઉભી થઇ. રાજાની અગીઆર વરસોની ગેર હાઝરી દરમ્યાન રાજ ચલાવનાર રીજન્ટ અને તેની સાથ વાલાઓની વીરૂધમાં બીજા અમીરો થઇ ગયા, અને રાજા કેદથી રીહા થઇને પોતાના મહાલમાં આવે તે દરમ્યાન સ્કોટલેંડમાં માંહોમાંહેનો કડવાસ થયો અને તે સબબે ઘણા અમીર ઓમરા સ્કોટલેંડ છોડી ગયા. ઇ. સ. ૧૩૫૭ ના વરસમાં મજકુર સબબથી સ્કોટલેંડના અમીરોમાંના કેટલાક ઇંગ્લેંડ ગયા, કેટલાક આયરલેંડ ગયા, અને કેટલાક ફ્રાન્સમાં જઇ વસ્યા.

આવી રીતે પોતાના વતનથી બેવતન થનારાઓમાં અર્લ ઓવ કેથનેસ નામનો એક અમીર પણ હતો, જે સ્કોટલેંડની રાજધાની એડીનબરોની દક્ષીણે આવેલી એક મોટી જાગીરનો માલેક હતો અને જેનું આલીશાન પુરાણું મકાન 'રોઝલીન કાસલ'ને નામે પ્રખ્યાત હતું. અર્લ ઓવ કેથનેસની ધણીયાણી ગુઝર પામી હતી જે એક ખુબસુરત છોકરીને મુકી

ગઇ હતી. અર્લની તે એક પુરી બેટી ઉપરાંત તેના મકાનમાં બે બીજાં બચ્ચાં ઉછરીને મોટાં થયાં હતાં, જેઓ તે અમીરના એક મરહુમ મીત્રનાં છોકરાં હતાં. તેઓ સ્કોટલેંડ છોડીને ફ્રાન્સ ગયાં, તે અર્લ ઓવ કેથનેસ, તેની પોતાની બેટી, અને પેલાં બે બચ્ચાં, હવે તે વખ્તે ફ્રાન્સનેબી ઇંગ્લેંડ સાથ બનતું નહીં હતું અને તેથી સ્કોટલેંડના રહીશો જો ફ્રાન્સમાં જાય તો તેમને ઠીક માન મલતું હતું. તે સબબથી અર્લ ઓવ કેથનેસને ફ્રાનસમાં ઇઝઝત સાથ ગોઠવાઇ જતાં વાર લાગી નહીં, અને ત્યાં દીવસો સારી રીતે પસાર થવા લાગ્યા.

* * *

સાત વરસો સુધી અર્લ ઓવ કેથન્સ ફ્રાન્સના પાયતખ્ત પેરીસમાં રહયો, જ્યાં તેની બેટી તથા તેને ત્યાં ઉછરતાં બે ભાઇ–બહેન સુધારા વધારાના વાતાવરણમાં મોટાં થયાં. મગર તે સાત વરસો પછી સ્કોટલેંડના તેના મીત્રોએ તેની પર સ્કોટલેંડ પાછા ફરવાને લખ્યું, અને રાજા દેવીડબી અર્લ ઓવ કેથનેસની દોસ્તી માટે પાછો તલબગાર બન્યો હતો એવું જણાવ્યું. અર્લનેબી તેવુંજ જોઇતું હતું કેમજે તેને પોતાનું પ્યારૂં વતન હંમેશા યાદ આવ્યા કરતું હતું, અને તે પોતાને મકાન પાછો ફરવા આતુર હતો. જેથી આખીર, તે સ્કોટલેંડ જવા તૈયાર થયો.

અને, સ્કોટલેંડથી સાત વરસોની જુદાઇ પછી અર્લ ઓવ કેથનેસ જ્યારે પોતાને તે વતન પાછો ફરતો હતો ત્યારે આપણી વાર્તાનો પરદો ઉંચકાય છે.

## પ્રકરણ ૧ લું.

### નવો દોસ્ત.

ઇસુઇ સન ૧૩૬૪ ના સાલમાં અર્લ ઓવ કેથનેસને અને તેનાં બચ્ચાં તથા નોકરોને લઇને એક વેપારી વહાણ ડચ બંદરથી ઉપડયું, કેમજે તે વખ્તેબી ઇંગલેંડ અને ફ્રાન્સને લડાઇ ચાલતી હોવાથી સ્કોટલેંડ ઉતરવા માટે અર્લને હોલેન્ડ જવાની અને ત્યાંના વહાણની મદદ લેવાની ફરજ પડી. બંદર ઉપરથી વહાણ ઉપડે તેની થોડાજ વખ્ત અગાઉ એક મછવો વહાણ તરફ આવતો જણાયો, જેમાં બે આદમીઓ બેઠેલા હતા જેમણે બીજા બે મઝબુત મછવાવાલાઓ હંકારી લાવતા હતા. પેલા બે આદમીઓમાંનો એક લગભગ ચાલીસ વરસની ઉમરનો અમીરી દેખાવનો કોઇ લશકરી અફસર જેવો હતો, જ્યારે બીજો તેનો નોકર હતો એમ તેનાં કપડાં અને આવભાવ ઉપરથી દેખાઇ આવતું હતું.

તે મછવો વહાણની બાજુમાં આવી ઉભો કે વહાણના અધીકારી ટંડેલને પેલા દરજ્જાદાર શખ્સે પોતાની મર્ઝી સ્કોટલેંડ તરફ જવાની જણાવી, લેકીન તેને જવાબ એટલોજ મલી શકયો કે તે વહાણ વેપારી હતું છતાં માત્ર અર્લ ઓવ કેથનેસને માટે ખાસ તેમાં જગા થઇ શકી હતી અને બીજા કોઇનેબી તેમાં લઇ શકાય તેમ નહીં હતું. મગર, તેજ વખ્તે અર્લ પોતે ત્યાં આવ્યો અને તેણે પેલા અમીરી દેખાવવાલા શખ્સને અને તેના નોકરને વહાણપર

લેવાનો હુકમ આપ્યો. તેણે પોતાની કેબીનમાં તે દરજ્જાદાર શખ્સ માટે જગા કરવાની ખ્વાહીશ દેખાડી. અને, તેથી, તે નવા આવનારને તેના નૌકર સાથે તે માલથી ભરેલા વેપારી વહાણપર ખાસ આગ્રહથી લેવામાં આવ્યા.

"મ્હેરબાને મન" અર્લનો હાથ પકડીને ઘણી ખુશાલીથી હલાવતાં પેલા દરજ્જાદાર શખ્સે કહયું: "આપની લાયકી અને મ્હેરબાની માટે હું આપનો ઘણોજ આભારી છું. આપનું નામ મેં જાણ્યું છે, અને હું મ્હારી ઓળખ આપતાં કહું છું કે મ્હારૂં નામ સર કેસીમીર દ એસ્તે છે."

"હું આપને જોઇને નેહાયત ખુશ છુ" અર્લે સર કેસીમીરના દમામદાર ચહેરા તરફ જોઇને કહયું "ચાલો, હું મ્હારાં બચ્ચાંઓ સાથે ત્હમારી ઓલખાણ કરાઉં." અને તેટલું બોલીને અર્લ તે નવા દોસ્તને ખુબસુરત બે સુંદરીઓ અને એક દેખાવડો જવાન 'જ્યાં બેઠાં હતાં ત્યાં લઇ ગયો. "આ, સર કેસીમીર," પોતાની નવજવાન સત્તર વરસની બેટીને બતાવીને અર્લ બોલ્યો "આ મ્હારૂં એકતું એકપુરૂં બચ્ચું છે, અને એનું નામ ઓલબરટીના રોઝલીન છે." સર કેસીમીરે પોતાની કલગીદાર કોલાહ માથેથી ઉઠાવી લીધી, જ્યારે તેના જવાબમાં ઓલબરટીનાએ પોતાનું માથું અદબથી નમાવ્યું.

અને, તે પછી, અઢાર વરસની તે બીજી નવજવાન ખુબસુરત સુંદરીને બતાવી બોલ્યો 'આ જો કે મ્હારી બેટી નથી, મ્હારી કોઇ સગાઇમાંબી નથી, છતાં મ્હારી પોતાની છોકરી જેવીજ છે, કેમજે એને મેં બચપણથી પાલી છે. એનું નામ મારગારેટ ફીટઝ-એલન છે" અને તુરતજ ત્યાંના જવાનને બતાવીને અર્લે આગલ વધાર્યું "અને આ જવાન મારગારેટનો સગો ભાઇ છે. એબી મારગારેટની સાથે મ્હારેજ ત્યાં પલાઇને ઉછરેલો છે અને એને માટે હું મગરૂર છું. એ મ્હારા બાહાદુરે ફ્રાન્સમાં પોતાની જવાનીની શુરૂઆતમાંજ એવા શેરદીલ પ્રાક્રમો કીધાં છે કે જેથી એને ઇલકાબ મલ્યો છે. એનું નામ સર ફ્લેમીંગ ફીટઝ-એલન છે."

સર કેસીમીરે મારગારેટને સલામ કરતાં ફરીથી પોતાની કોલાહ ઉંચકી હતી, મગર સર ફ્લેમીંગ સાથ ઓળખ થતાજ તેણે શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો અને સર ફ્લેમીંગનો હાથ ઝોરથી દાબીને ખુબ હલાવતા તેણે કહયું, "જવાન બાહાદુર, આપને જોઇને હું નેહાયત ખુશ છું. ત્હમારા મુબારક ચહેરાપરથીજ ત્હમારી બહાદુરી અને પ્રાક્રમોનો છાપ હું જોઇ શકું છું."

તે પછી સર કેસીમીર સાથે અર્લ ઓવ કેથનેસને બીજી ત્રીજી વાતો થઇ જે દરમ્યાન તે બોલ્યો "સર કેસીમીર, ત્હમો જ્યારે સ્કોટલેંડ તરફજ જાઓ છો ત્યારે મ્હારે ગરીબ મકાન "રોઝલીન કાસલ"માં પહેલા પધારવાને હું આપને માનપુર્વક આગ્રહ કરૂં છું. ત્હમે "મેલરોઝ એબી"માં જવા માંગો છો તો જાણો કે "મેલરોઝ એબી" કાંઇ મ્હારા રોઝલીન કાસલથી ઘણું દુર નથી. માટે આપ જરૂરજ મ્હારે ત્યાં પધારો."

"બાખુશી, સરોચશ્મથી." તે નવા દોસ્તે વચન આપ્યું. અને પછી આગલ બોલ્યો "હું અમારા પ્રીન્સ ડ સાલઝાને કામે ત્હમારી તરફ જાઉં છું."

"મે એ ત્હમારા પ્રીન્સને માટે સાંભલ્યું છે કે ઝરા લોભી છે." અર્લ ઓવ કેથનેસે કહયું, અને તેના બદલામાં સર કેસીમીરે હસીને જણાવ્યું "અને, ત્હમારા પોતાના રાજા દેવીડ

ક્યાં ઓછા છે જે તેની વાત ?"

"મેં રાજા દેવીડને લગભગ અઢાર વરસ થયા જોયા નથી. પહેલા અગીઆર વરસ તો તેવણ લંડનમાં કેદ હતા, અને તેવણના છુટવા પછી તો હું પોતે સ્કોટલેંડથી ન્હાસી આવ્યો હતો, અને સાત વરસ સુધી પેરીસમાં હતો. મેં અઢાર વરસની વાતપર જ્યારે અમારા રાજા દેવીડને જોયા હતા ત્યારે તેવણ આશરે બાવીસ વરસની તદન જવાન ઉમરના હતા, હાલમાં તેવણ ચાલીસની ભરીપુરી જવાનીમાં છે. બેશક, રાજા દેવીડ લોભી, એકલપેટા, અને ખર્ચાલુ તો છેજ, તેમાં કોઇજ શક નથી."

તે પછી કેટલીક વાતચીત બાદ જમવા માટે મેઝપર જવાનો વખ્ત થયો, અને બધાં મેઝ આગલ ગોઠવાયાં. નવો આવનાર દોસ્ત ઘણો જલદીથી પલોટાઇ ગયો હતો, અને તે એક સારો મીત્ર હોય તેમ બધાંને તેની વાતચીત ટુંક વખતમાંજ ઘણી ગમતી થઇ ગઇ હતી. સર કેસીમીરે વહાણના નાખોદા સાથ ડચ ભાશામાં વાત કરી હતી, જ્યારે અર્લ ઓવ કેથનેસ સાથ ફ્રેંચ ભાશા વાપરી હતી, અને અર્લનાં છોકરાંઓ સાથે તેણે સફા ઇંગલીશ ઝબાનમાં ગુફતેગો કીધી હતી.

---

## પ્રકરણ ૨ જુ.

### સફર પછીની મુસાફરી.

આખીર, તેઓની સફર પુરી થઇ અને ઝમીનપર પગ મુકતાંજ મુસાફરી શુરૂ કરવાને બદલે તેઓએ આસાએશિ લીધી. ઘોડાઓ ખરીદવામાં આવ્યા, અને બાનુઓને માટે હીફાઝતથી બેઠકો બનાવ્યા બાદ તેમની મુસાફરી શુરૂ થઇ. તે વખ્તે હમણાની મુઆફેક બીન દહેશતે મુસાફરી કરી શકાય તેમ નહીં હતું જેથી તમામ હત્યારો સાથે બાંધી બખતરમાં સજ્જ થઇને મર્દો હરવખ્ત ઘણી હુસ્યારીમાં ચોંકેલા રહીને મુસાફરી કરતા હતા. ચાલતાં ચાલતાં તેઓ શેવીયત હીલ્સ નઝદીક પહોંચ્યા જે ટેકડીઓની હારમાલા કુદરતી રીતે ઇંગ્લેંડ અને સ્કોટલેંડની વચ્ચોવચ પડેલી છે. આગલ અને આગલ ચાલતાં દુરથી અર્લના રોઝેલીન કાસલના મીનારાઓનો ઘણોજ આછો દેખાવ નઝરે પડતો હતો જે જોઇ અર્લઓવ કેથનેસ જેટલો ખુશી થયો, તેટલીજ ખુશી તેની બેટી એોલબરટીના સાથ મારગારેટ અને ફ્લેમીંગના દીલમાંબી પયદા થઇ. અહહા! સાત લાંબા વરસો પછી તેઓ પોતાને આલીશાન મકાને પહોંચનાર હતાં, જે મકાન તેઓ જ્યારે બચ્ચાં હતાં ત્યારે તેઓએ છોડયું હતું.

બેશક, હાલના સ્કોટલેંડ જેવું કાંઇ અગાઉનું સ્કોટલેંડ હતુંજ નહીં, આપણ! વાર્તા ચાલે છે તે વખ્તે મોટા જંગલો ઉપરાંત વયરાન બીયાબાનમાંના ખંડીયરોખી ઘણા તે વખ્તે માલુમ પડતા હતા, અને મુસાફરી કરનારાઓ ઘણીવાર ડાકુઓને હાથ ફસ્તા હતા.

અર્લઓવ કેથનેસ અને તેની સાથનાંઓ તેવા એક ગીચ ઝાડીવાલા જંગલમાં જઇ પહોંચ્યા કે અર્લે થોભીને કહયું "જુઓ, મ્હારા વ્હાલા અક્રીઝ, આ મોટું એટરીક જંગલ!

આ જંગલની વચ્ચે સર વ્હીલીયમ દગલાસને લગતું એક મકાન છે, જે સર વ્હીલીયમ નાઇટ ઓવ લીડેસડેલને નામે પ્રખ્યાત છે."

"મેં તેને માટે સાંભલ્યું છે" સર કેસીમીરે અર્લ તરફ જોઇને કહ્યું: "એક વખ્તે એ માણસનું નામ સ્કોટલેંડના બાહાદુર પહેલવાનોમાં અતીષ્ય મશહુર હતું."

"અફસોસ! કે તે વખ્તે હતું, હવે નથી." અર્લે ગમ ખાઇને નીસાસો નાંખતાં કહયું. "હું જ્યારે પેરીસમાં હતો ત્યારે મ્હારીપર મ્હારા એક દોસ્તે સર વ્હીલીયમ દગલાસની બેવફાઇ માટે લખ્યું હતું. કહેવામાં આવે છે કે સર વ્હીલીયમ જ્યારે રાજા દેવીડના છુટવા પછી જામીન તરીકે ઇંગલેંડમાં હતો ત્યારે તેણે એવો પ્રપંચ રચ્યો કે રાજા દેવીડ પછી સ્કોટલેંડની ગાદીપર ઇંગલેંડના ડયુક ઓવ કલેરન્સને બેસાડવો. એવા પ્રપચના પંકડાવાથી સ્કોટલેંડમાં સર વ્હીલીયમને માટે લોકોને ઘણો ગુસ્સો ચઢેલો છે, છતાં સર વ્હીલીયમની દોસ્તીની રાજા દેવીડને પોતાને કાંઇ અજબ મોહીણી છે! મેં તો વધુમાં એવું સાંભલ્યું છે કે ઇંગલેંડે મ્હેરબાની દાખલ સર વ્હીલીયમને મુદ્દતની અગાઉથીજ છોડી દીધો છે અને તે સ્કોટલેંડ તર્ફ થોડુંકમાં આવે તેમ લાગે છે."

"તે વલી નફ્ટ નાંકે સ્કોટલેડ આવે છે!" સર કેસીમીરે અજાયબી સાથે પુછયું.

"હા, તે આવ્યો હશે, કે હજુણુ આવવાનો હશે, અને વલી પૈસે ટકે પુર થઇને."

"દગાબાઝ નાઇટ!" જવાન સર ફલેમીંગ હવે ચીરડાઇને બોલ્યો "ભવિષ્યની વાત માટે તેને આવી બાઝી રચવાની શું ઝુરૂરત હતી? હું તો એ મગરૂર અને સરકશ નાઇટને જો મલું તો તેની દગાબાઝી માટે અચ્છો સ્વાદ ચખાડું." અને સર કેસીમીર તે જવાન બાહાદુરને મનમાં વખાણતો તેને ટગર ટગર જોવા લાગ્યો.

એવી એવી વાતચીતમાં જંગલનો રસ્તો કાપતા તેઓ એક ઉતારાના મકાનપર આવી પહોંચ્યા જે એક હોટલ મીસાલ તે જગાપર મશહુર હતું. હોટલના વડાએ અર્લ ઓવ કેથનેસનું નામ સાંભલીને બધી દોડાદોડી કરી મુકી અને તેણે રહેવા માટે આરાસ્તા ઓરડાઓ તૈયાર કીધા અને ખાવા માટે ખાસ સંભાલની બનાવેલી ઉંચી વાણીઓ કરવા માંડી.

"ત્હમારા આ મકાનમાં કોઇ બીજાઓએબી ઉતારો લીધો છે એવું મ્હને લાગે છે," અર્લ ઓવ કેથનેસે પેલા હોટલવાલાને કહયું "કેમજે મેં બહારના ઘોડાઓ તબેલામાં ઉભેલા જોયા."

"હાજી ત્હમારી અટકલ તદનજ ખરી છે" પેલા હોટલવાલાએ જવાબ આપ્યો "એક આલા દરજ્જાના અમીર મ્હારા ગરીબ મકાનમાં પોતાના નોકરો સાથે ઉતરેલા છે."

"તે કોણ છે?" અર્લ ઓવ કેથનેસે સવાલ કીધો.

"સર વ્હીસીયમ દગલાસ, નાઇટ ઓવ લીડેસડેલ."

"આહ! તે દગાબાઝ સરનાઇટ આ મકાનના સાહયામાં? અમારી સાથે?" એકાએક ગુસ્સાથી લાલચોલ બની જઇ સર ફલેમીંગ ફીટઝએલન પુકારી ઉઠયો.

"શાંતી, ફલેમીંગ! શાંતી!" અર્લે સ્હેજ ગુસ્સાથી કહયું "નાઇટ ઓવ લીડેસડેલ સાથે આખા સ્કોટલેંડના લોકોને જે દુશમનાઇ હોય તે બધા માટે સીર્ફ ત્હારે અકેલાએજ એમ

નાઇટ સામે બખાલો નહીં કાઢવો જોઇએ."

"અને, બેશક, મ્હારા ગરીબ મકાનમાં એવા બખાલા તો બીલકુલજ નહીં જોઇએ." હોટલવાલાનું હવે ચઢતું થયું !

સર ફ્લેમીંગ હોટલવાલા તરફ ગુસ્સે થઇ જતો હતો, તેટલાં તેની બ્હેન મારગારેટ તેનો હાથ પકડી લઇને બોલી "ભાઇ, વ્હાલા ભાઇ, આપના પીતા સમાન મુરબ્બી અર્લનું કહયું માન અને ખામુશ થા. હું ત્હારે પગે પડું."

"મ્હારા જવાન બાહાદુર" હવે સર કેસીમીર બોલ્યો ,"આ એક હોટલ છે, અને હોટલવાલો બીચારો કોઇ પીડામાં નહીં ફસી જાય તેથી એ જો એવી વાતની ચલવલ હીંયાં નહીં થાય તેવી સલાહ આપે તો તેંમાં આપણે ચીરડાઇ જવું નહીં જોઇએ."

સર ફ્લેમીંગ તુરતજ આજુબાજુ બધાં તરફ જોઇને એક સાચા ગ્રહસ્થ તરીકે બોલ્યો "માફ કરો, અગર જો મેં તમો મ્હારા અઝીઝોમાંના કોઇનેબી ગુસ્સે કીધા હોય તો, સીર્ફ હું સર વીલયમ માટે એકદમ ઉશકેરાઇ ગયો હતો તેથીજ એમ લાલપીલો બન્યો હતો."

"જવાન ગ્રહસ્થે બહુજ અચ્છી વાત કીધી છે." હોટલવાલો હવે નરમ પડી જઇને બોલ્યો "હવે મ્હારે વધારે એટલી ખબરબી તમને આપવી છે કે સર વ્હીલીયમ દગલાસનો અતલગનો સગો—"

"કોણ?" અર્લ ઓવ કેથનેસ ઉતાવલી અદાએ પુછવા પડયો.

"અર્લ ઓવ દગલાસ." હોટલવાલાએ કહી દીધું.

"તે શું?"

"અર્લ ઓવ દગલાસ આજે ત્રણ ત્રણ અઠવાડીઆં થયાં આ જંગલોમાં શીકારે ઉતરી પડેલો છે અને તેણે હીંયાંથી થોડેજ દુરના કલોઝબર્ન ટાવરમાં ઉતારો લીધેલો છે."

"વારૂ અર્લ ઓવ દગલાસને સર વ્હીલીયમ દગલાસ સાથે હમણાં કેમ છે? બેઉ સગાઓને સારૂ છે કે ડોળે દીઠું વેર છે?"

## પ્રકરણ ૩ જું.

### ખટપટ.

"આ એક એવો સવાલ છે કે જેનો જવાબ આપવો મુશકીલ છે." પેલા હોટલવાલાએ અર્લના સવાલના જવાબમાં કહયું. "અઢાર વરસની ગયરહાઝરી પછી, બેશક, નાઇટ ઓવ લીડેસડેલમાં ફેરફાર તો ઘણો મોટો થઇ ગયો છે. નાઇટની ઉમર આજે લગભગ સ્હાઠની ભરતીમાં છે અને અઢાર વરસની વાતપર જે કાલા ભમર વાલો મેં તેમના માથાપર જોયા હતા તે આજે બર્ફ મીસાલ બીલકુલ સુફેદ થયા છે. વલી જો કે ચહેરાપર કરચલીઓ વલી ગઇ છે છતાંબી શરીર તો જેમનું તેમ સીધું અને મઝબુત છે."

"મેંબી તેને અઢાર વરસપર જોયો હતો, અને તે વખ્તે તો અમો બેઉને ઘણીજ ધાડી મીત્રાચારી હતી. પણ, હવે તો હું તેની સાથ હાથમાં હાથ મીલાવવાબી નાખુશ થાઉ. તેણે કામજ એવું ખોટું કીધું છે કે હું આ મકાનમાં તે જો અકસમાતીક મ્હને મલીબી જાય તોબી દીલગીર થઈ જાઉં."

થોડીક બીજી ત્રીજી નજીવી વાત પછી તે હોટલનો માલેક અર્લ અને તેની સાથનાંઓને માટે ખાવાનું તૈયાર થયું છે કે નહીં તે જોવા ગયો. ભોજણને ઇન્સાફ આપ્યા બાદ સર કેસીમીરે અર્લને કહયું "મ્હારા નામવર, ત્હમે જાણો છો કે મ્હને એબટ બેનેડીકટસને મલવાનું છે, અને એ પટના રહેઠાણ મેલરોઝ એબીથી હું ઘણો નઝદીક આજે છું છતાંબી તેમની પાસે ઉતાવલે ગયો નહીં એમ જો એબટ જાણશે તો તેવણ ખચ્ચીતજ મ્હારી પર———"

મગર, તેજ ઘડીએ કોઇ શખ્સ ગભરાયલો અકલાયલો ત્યાં ધસી આવ્યો. તે હોટલવાલાનો નૌકર હતો, તેણે ગભરાટમાં અંદર ધસી આવતાંજ સર કેસીમીરનો વાકય તોડી નાખીને વચમાં કદી દીધું "સાહેબો, મ્હને કહેવાને હુકમ થયો છે કે એકાએક અને એકદમ તે શખ્સની હીંયા ઓચીંતી મુલાકાત થનાર છે જેને ત્હમો બધાંજ ધીકકારો છો!"

"તે કોણ છે?" અર્લે પુછયું.

"સર વ્હીલીયમ દગલાસ." તુરતજ જવાબ મલ્યો. અને નૌકર બોલી રહયો કે બાહર પગલાંનો આવાઝ થયો.

"સર વ્હીલીયમ દગલાસ કયાં છે?" અર્લે ફરીથી પુછયું.

"હીંયા છે, અને તે પોતાના અસલી દોસ્તને મલવા માંગે છે." ત્યાં તુરતજ સર વ્હીલીયમ પોતે ધસી આવીને બોલ્યો. તે ખરેખરજ જુનુની દેખાવનો શખ્સ હતો, અને અર્લ ઓવ કેથનેસે જોયું કે જો કે તેના બાલ સુફેદ થઇ ગયા હતા મગર તેની મોટી આંખો જેવી અને તેવીજ કરડી લાગતી હતી. તેણે જે કપડાં પહેર્યાં હતાં તેના કમરબંદમાંથી તલવાર મ્યાનમાં છુપાઇ દમામથી લટકતી હતી.

"મ્હારા નામવર," નાઇટ ઓવ લીડેસડેલ બોલ્યો "એક લાંબી મુદદતની જુદાઇ પછી આપણે આજે સાથે મલીએ છીએ. અને, જો કે વખ્તના વહેવાથી આપણા ચહેરાપર ફેરફાર થયો છે મગર બાતીનમાં તો તેજ દીલ છે જે એક બીજાની દોસ્તી માટે તલબગાર હતું."

શાંત અદાથી અર્લ પોતાની કુરસીમાંથી ઉઠયો, મગર તેણે સર વ્હીલીયમ દગલાસનો શેકહેન્ડ સારૂ લંબાયલો હાથ પોતાના હાથમાં નહીં લીધો, અને તે દમામથી બોલ્યો "સંજોગો બદલાઇ ગયા છે. અને તે બદલાયલા સંજોગથી દીલબી બદલાયલું છે."

"શું! અર્લ, ત્હમે એબી જાણો છો કે સર વ્હીલીયમ દગલાસની દોસ્તી નહીં સ્વીકારવી એટલે તેના દુશમન બનવા સરખું છે?" જુનુની વ્હીલીયમે તેમ બોલતાંજ પોતાની તલવારની મુઠપર હાથ મુકી દીધો.

"શુંઉ?" સર ફ્લેમીંગ ફીટઝ-એલન જે અત્યાર સુધીમાં થોડો ગરમ હતો અને જેને તેની બ્હેન મારગારેટે એક બાજુમાં પકડી ઉભો રાખ્યો હતો તે હવે ઘણા મોટા ગુસ્સાથી પોતાની બ્હેનના હાથમાંથી છુટીને સર વ્હીલીયમ આગલ ધસી જતા બોલ્યો "શુંઉ? તું

મ્હારા વાલીને, મ્હારા અમીર દીલના મુરબ્બીને ધમકાવવાની શેખી કરે છે? તું, તું મ્હારા પીતા સમાન વાલીની સામે બોલીને ત્હારી તલવારને પકડે છે? તો ખેંચ, ખેંચ તે ત્હારી તલવારને. કાઢી લે બાહાર, અને આવી જા મ્હારી સામે. ત્હારો બચાવ કર!"

અને તેટલું બોલતાંજ આંખના પાંપણ હાલે તે અરસામાં વીજલીની પેઠે જવાન સર ફ્લેમીંગની તલવાર તેની મ્યાનથી બહાર નીકલી પડી. અને, તે જોતાંજ તે બુઢ્ઢ જેનીપર જુનુની સર વ્હીલીયમનો હાથ હતો તેબી બહાર ચાલી આવી, અને તલવાર સાથ તલવારનો મુકાબલો થયો.

પટાબાઝી થઇ, આતીશના ચમકારા થતાં હોય તેમ ચમક ચાલી, પેચપર પેચ રમાયા, સાંપની વલ થતી હોય તેમ તલવારના વલ હવામાં જણાઇ, અને થોડી વાર પછી જવાન સર ફ્લેમીંગની શમશીર તેના હાથમાંથી ઉડીને ઝમીનપર જઇ પડી. તુરતજ સર વ્હીલીયમે પોતાની તલવાર ઝમીનપર ફેંકી દેતા બુમ પાડી "હુલ્લડ જવાન, જા, હું તને ત્હારી ઝીંદગી બક્ષું છું." મગર, તેમ કરવા સાથેજ તેણે જવાન સર ફ્લેમીંગને ગુસ્સાથી એક એવો તો આંચકો માર્યો કે તે જવાન ઝમીનપર તુટી પડી અફલાયો.

"ગુરૂર અને મગરૂરીને તોડનારો એક પાઠ શીખવીને હું હવે હીંયાથી જાઉંછું." સર વ્હીલીયમ બોલ્યો, અને તેણે નમીને સલામ કરી ત્યાંથી પીઠ ફેરવીને બહાર ચાલુ મુકયું.

તલવારબાઝીનો ઉપલો બનાવ જે બન્યો તે બહુજ જલદીથી બન્યો હતો, અર્લ ઓવ કેથનેસ કે સર કેસીમીર તે બેઉની વચ્ચે પડે તેટલાં તો તલવાર મ્યાનથી બહાર નીકલીબી ચુકી હતી, અને બે તલવારો જ્યારે સામ સામી થઇ ગઇ ત્યારે ગ્રહસ્થાઇની રીતથી ચાલીને વચ્ચે પડી શકાય તેમ નહીં હોવાથી તેઓ ખામુશ રહયા હતા. ઓલબરટીના એક ચીખ પાડીને અર્ધ બેહોશ બનેલી પોતાની બેઠકમાં સાવજ પડી, મારગારેટ પોતાના ભાઇના બચાવને માટે દુઆ કરતી ઉભી હતી—પણ તેના મુખમાંથી એકબી ચીખ નીકલી નહીં, તે પોતાના ભાઇને ઘણી ચાહતી હતી, પણ તે હીમતવાન હતી.

ફ્લેમીંગ જેવો ઝમીનપર અફલાયો કે મારગારેટ તેની મદદમાં દોડી ગઇ, મગર ફ્લેમીંગ તુરતજ તેની મદદ વગર પોતેજ કુદી ઉભો થયો, તેનો ચહેરો ગુસ્સાથી ઘેરાયલો હતો, તેને હારથી શર્મ થઇ હતી, અને તે પોતાની તલવારને ઉઠાવી લેતાંજ પુકારી પડયો "આ તલવારના કસમ, કે આજના બનાવ માટે હું ખુનથી બદલો લઇશ."

આ વખ્તે તે હોટલવાલો જે બારણા આગલજ આવી ઉભો હતો તેણે સર ફ્લેમીંગને કહયું "જવાન બહાદુર, ચુપ રહો, શાંત રહો. તમારે એવા શબ્દો બોલવા શોભે નહીં, કેમજે તે બાહાદુર લડવૈયાએ તમને તમારો જાન બક્ષ્યો છે." અને તેટલું પોતાની તરફથી સ્હમજાવીને તેબી ગયો.

તે બનાવ પછી અર્લની બેટી સુંદર ઓલબરટીના જ્યારે અર્ધ બેહોશીમાંથી પુરી હોશમાં આવી ત્યારે તે પોતાના પીતાની ગરદન પર હાથ નાંખીને ડુસકે ડુસકે રડી પડી. તેનો પીતા સ્હમજ્યો કે તે છોકરી ત્યાં થયલા દેખાવની દહેશતથી તેમ રડતી હતી, મગર મારગારેટ અને જવાન સર ફ્લેમીંગ તે રડવાનું ખરૂં કારણ સ્હમજી ગયાં હતાં.

સર કેસીમીર કે જેણે ઓલબરટીના અને સર ફ્લેમીંગના ચેનચાલા વહાણપરજ જોઇ લીધાં હતાં તે પણ તે ડુસકે ડુસકે રડવાની ઓલબરટીનાની મતલબ પામી ગયો. સર કેસીમીર આજે પકકી રીતે જાણી શકયો કે સુંદર ઓલબરટીના અને જવાન સર ફ્લેમગીં એકબીજાને જાનો જીગરથી ચાહતાં હતાં. સર કેસીમીર તે આશક-માશુકના નીરદોશ પ્યારને માટે માન ધરાવતો હતો.

"મ્હારા બહાદુર જવાન" સર કેસીમીરે સર ફ્લેમીંગના ઉતરી ગયલા ચહેરાને જોઇને તેના બરડાપર હાથ મારીને કહયું "નાસીપાસ ન થા! વરસોના વરસો સુધી તલવારને બચ્ચાની રમત સ્હમજીને રમનાર એક ઝમાને ખાધેલ શુરવીર લડવૈયાથી હારી જવા માટે બીલકુલ ગમ ન ખા. તુને તો ઉલટી શાબાશી ઘટે છે કે નાઇટ ઓવ લીડેસડેલ જેવા દીલેર સીંહ સાથે લડવું પડયું. એવું લડવાનું કાંઇ બધાના ભાગ્યમાં નથી હોતું. એવા એક શેર સાથ લડવા માટે ત્હારીબી શેરદીલી છે, તુને ઘણી શાબાશી ઘટે છે."

"હું તમારાં મુબારક શબ્દોની કદ્ર કરૂં છું, સર કેસીમીર" શરમાઇ જઇને સર ફ્લેમીંગ બોલ્યો "મગર, હંમેશા હારમાં તો શર્મજ હોવી જોઇએ. તેમાં શાબાશી શાની?"

"એમ ના બોલ, મ્હારા બચ્ચા, તું એમ ગુરરીથી ના બોલ" હવે અર્લ ઓવ કેથનેસ આગલ આવીને તેનો બરડો પસવારીને માયાથી બોલ્યો "દીકરા, સર કેસીમીર આપણા ટુંક વખ્તના થયલા પણ અતી ઘણાં ભલા અને મોટા મીત્ર છે, તો તેમના શબ્દોને વઝન આપ. મેં પોતેબી મ્હારી જવાનીના વખ્તમાં ઘણી વાર હાર ખાધી છે તો શું તેથી હું નાસીપાસ બન્યો હતો? કદીબી નહીં, રાજા દેવીડના બાપ બાહદુર બ્રુસને પણ ઘણીવર શીકસ્ત મલી હતી."

"મગર, તેઓ લશકરના સરદાર હતા." સર ફ્લેમીંગ બોલ્યો "અને આ તે. બે જણ વચ્ચેની માંહોમાંહેની લડાઇ હતી."

"તોબી શું થયું?" અર્લે ફરીથી સ્હમજાવ્યું "મ્હારા બચ્ચા, તું તો જુનુની નાઇટ આગલ એક છોકરા જેવો છે, તેતો મોટો બહાદુર સીંહ સમાન છે. તું ગમ ના ખા, કોઇ દીવસ તુંબી તેના જેવોજ બલવાન લડવૈયો થશે."

"મગર———"

"મગર બગર કાંઇ નહીં." અર્લે કહયું "ચુપ થઇ જા, મ્હારૂં માન, બચ્ચા, મ્હારૂં માન."

સર ફ્લેમીંગ તે સાંભળીને ચુપ થયો, અને તેથી અર્લ બોલ્યો "ચાલો, આપણા મીત્ર જે થોડાજ વખ્તને માટે આપણને છોડી જનાર છે તેવણની સલામતી લઇએ. સર કેસીમીરની તંદરોસ્તી ચાહીએ."

અને ત્યાં શરાબના ગલાસો ઉંચકાયા.

# પ્રકરણ ૪ થું.

## જાનની જંગનો ઈશારો.—આગલી યાદ.

"હવે મ્હારે ત્હમો બધાંની રઝા ચાહીને હીંયાંથી થોડાજ વખ્તને માટે જવુ જોઇશે." સર કેસીમીરે કહયું "હું ત્હમો મ્હેરબાનોથી છુટો પડતા બહુજ દીલગીર થાઉં છું, પણ લાચાર છું. ઘણાજ ઝુરૂરી કામસર મ્હને મેલરોઝના લોર્ડ એબટને મલવુંજ જોઇએ, અને આજની રાત્રી હું તેમને ત્યાં રહીશ એ માટે હું ફરી એકવાર ત્હમારી રઝા ચાહી હવે ઉઠું છું."

"પણ ત્હમે મ્હારા રોઝલીન કાસલમાં પહરોણા દાખલ રહેશોજ એવા કાઉલપર હું ત્હમને આજે રઝા આપુ છું, તે ખુબ યાદ રાખજો" હસ્તા હસ્તા અર્લઓવ કેથનેસે કહયું.

"બાસરોચશ્મ." છાતીએ હાથ દઇને સર કેસીમીરે નમીને જવાબ આપ્યો.

તે પછી અર્લે અને બધાંએ સર કેસીમીરને તેમની રવાનગીની સલામી આપી, અને અર્લે કેસીમીરનો હાથ પકડેલો રાખીને તેમની સાથે થોડેક સુધી ચાલી જવાની ખાહીશ બતાવી.

"આપ હીંયાંજ બેસી રહો, મ્હારા નામવર" સર કેસીમરે અર્લને કહયું "એ માન આપવાનું કામ મ્હારા જવાન મીત્ર સર ફ્લેમીંગ બજાવશે."

"મોટી ખુશીથી" સર ફ્લેમીંગે કહયું, અને તે સર કેસીમીર સાથે ચાલતો થયો.

થોડુંક ચાલ્યા પછી તેઓ અકેલા પડયા ત્યારે સર ફ્લેમીંગનો હાથ પકડી લેતાં સરે કહયું: "મેં સાંભલ્યું છે કે ત્હમોએ છુપી રીતે નાઇટ ઓવ લીડેસડેલપર એવી મતલબનું કહેવડાવ્યું છે કે ત્હમે તેની સાથે તલવારથી ફરી એકવાર સામસામા લડનાર છો."

"અને તે સહી વાત છે" ફ્લેમીંગે કહયું "મેં આખીરી લડાઇ માટે કહેણ મોકલાવ્યું અને તે કબુલ કરવામાં આવ્યું છે, નાઇટ ઓવ લીડેસડેલ પોતાની આજની જીત માટે મ્હારો જાન લઇને પોતાની ખરી કામયાબી મેલવે—અથવા તો હું મ્હને મલેલી હાર માટે તેનો જાન લઇને મ્હને લાગેલી નામોશીનો ડાઘ ધોઇ નાંખું. સ્હવારનો સુરજ ઉગશે કે કલોઝબર્ન તાવરની પાસેની જગાપર અમો બેઉ જાનનો ભોગ લેનારી તે આખીરી મરદાનગી ભરી લડાઇ લડનાર છીએ."

"મગર, ઘરમાંનાંઓ તો જાણશેજ." સર કેસીમીરે કહયું.

"ત્હમો સીવાય કોઇજ જાણતું નથી, હું અજબ છું કે, ત્હમોબી કેમ જાણવા પામ્યા છો!" સર ફ્લેમીંગે અજાયબી બતાવી આગલ વધાર્યું "સ્હવારના પાંચ વાગતાની અંદર હું જનાર છું. મ્હારો વફાદાર નોકર સીતન ઘોડા તૈયાર રાખશે. વલી, તે વખ્તે શીકારનો લીબાસ પહેરવા માંટે નક્કી કીધું છે, તલવાર અને શીકારી—ભાલાથી લડવાનો ઠરાવ છે. પછી, પાક ખુદાના હાથમાં છે: હું મરશ કે નહીં તો નાઇટ ઓવ લીડેસડેલ મરશે."

"સર ફ્લેમીંગ, હું જોઉં છું કે બધુ રંધાઇ ચુક્યું છે. હવે તો હું ફકટ ત્હમો બેઉની લડાઇનો એક સાક્ષી રહેનારી ટક મ્હને મલેલીજ જોઉં છું. હું સ્હવારના આહારે આહરથી તે

જગાપર આવીશ, મ્હારે માટે નાઇટ ઓવ લીડેસડેલ વાંધો નહીં ઉઠાવશે એમ હું માનું છું, અને હું આવીશ. સલામ."

"સલામ." સર ફ્લેમીંગે તે હાથ પોતાના હાથોમાં દાબી લઇને હલાવી કહયું, અને પછી તેઓ બેઉ છુટા પડયા.

મકાનની અંદરના ઓરડામાં સર ફ્લેમીંગ દાખલ થયો કે અર્લ ઓવ કેથનેસે કહયું "બચ્ચાંઓ ધ્યાનથી સાંભલજો. હવે જ્યારે સર કેસીમીરબી ગયા છે, અને આપણે આપણા વતનમાં એકવાર ફરીથી આવ્યા પછી પહેલવહેલા હમણાંજ અકેલાં પડયાં છીએ ત્યારે હવે હું તમારી આગલ એક ખુલાસો કરૂં છું. પહેલાં જ્યારે આપણે સ્કોટલેંડ હતાં ત્યારે તે વખ્તે ખુલાસો કરવા માટે મ્હને મોકો નહીં હતો, કેમજે તમે નાદાન બચ્ચાં હતાં, પણ હમણાં જ્યારે તેજ ઝમીનપર આપણે છીએ અને તમે બધાં સ્હમજદાર થયાં છો તો મ્હારે તે ખુલાસો કરી દેવો જોઇએઃ મારગારેટ અને ફ્લેમીંગ, તમો મ્હારાં પોતાનાં બચ્ચાં નથી પણ મ્હારાં એક મરહુમ અઝીઝ દોસ્તનાં અઝીઝ બચ્ચાં છો, મ્હને તમારાં માબાપ વીશે જ્યારે તમે પુછતાં ત્યારે હું તમને ઉડાવતો હતો અને તમો મ્હારી મરઝીને પામી જઇને વધારે બ્હોંસથી તે સવાલનો જવાબ નહીં માંગ્યો તો ખુશી થયો હતો, પણ હવે મ્હારે તમને એ કારણથી તે આગલી યાદનો ખુલાસો કહેવો જોઇએ કે તમો ભુલથી કોઈ રીતે તમોને પોતાનેજ કાયદાના સપાટામાં નહીં જવા દો, અને તમને પોતાને તથા મ્હને આપદામાં નહીં ઉતારી દો."

"બોલો, પીતા સમાન મુરબ્બી વાલી, બોલો" સર ફ્લેમીંગ આગ્રહથી બોલ્યો "તમે ખુલાસો કરો, અને અમો તે સાંભલવા અતી ઘણા ખુશ થઇશું, અને તમારાજ કહયાસર ચાલશું."

તે એમ બોલ્યો તો ખરો, પણ મનમાં મુરજાયો કે જો આવતી કાલે સ્હવારના તે નાઇટ ઓવ લીડેસડેલને હાથે મરશે તો તે પોતે કયાંથી તે કહયાસર ચાલવાનો હતો? મગર પોતાની ઝીંદગીનો એક આગલો ભેદ તે આજ રાત્રેજ જાણવા પામનાર છે તે માટે તે પાક ખુદાનો શુક્રગુઝાર થયો.

"સરકારની ખફગીમાં તમારૂં કુટુંબ એવું આવી ગયું હતું કે તમારા કુટુંબીઓને જડમુળથી ઉખેડી નાખવાને "બ્લેક પારલામેંટ" તરફથી હુકમ થયો હતો. મેં તમારા પીતાની હાલતનો ખ્યાલ કીધો, અને તમો બેઉ બચ્ચાંઓને કોઇબી રીતે છુપાવી લેવાંજ જોઇએ એવો મેં ઇરાદો નકકી કીધો. મેં તમો બન્નેને છુપાં નામ તળે મ્હારે ત્યાં ઉછાર્યાં. હવે, તમે જાણશો તો ચોંકશો કે "બ્લેક પારલામેંટ"નો એવો તો કરડો હુકમ તમારા કુટુંબીઓ માટે હતો કે તમારાંમાંના કોઇનેબી કોઇબી આસામી આશરો આપે તો તેનેબી તબાહ કરવામાં આવે. મ્હારાં વ્હાલા બચ્ચાંઓ, આજેબી કોઇ એમ જાણે કે તમો "બ્લેક પારલામેંટ"ની ખફગી પામેલાંઓના બચ્ચાં છો અને તમને મેં મ્હારા મકાનમાં પાલી મોટાં કીધાં છે તે માટે સરકાર મ્હારી અને તમારી ઝીંદગી લેવા સઉથી પહેલાં કોશીશ કરે."

"અને, તેથી," સર ફ્લેમીંગ બોલ્યો "મ્હારા નામવર, તમારા ઘરપર ઝુલ્મનો કોઇ એક હાથબી હલાવી શકે તેવું કામ કરવાની અગાઉ હું પોતે મરી જવાનું વધારે પસંદ કરૂં. તમો અમારા ખયરખ્વાહ મુરબ્બી છો—બાપ કરતાંબી વધારે મહેરબાન અમારાં તમે વાલી

છો." એમ બોલીને સર ફ્લેમીંગે અર્લ ઓવ કેથનેસના પગો આગલ ગુઠન્યે પડી જતાં તેમનો જમણો હાથ પોતાના હાથોમાં લઇને ચુમ્યો. અર્લે તેને ઉઠાડયો.

"અને, હું બી મ્હારા ભાઇજીની મુઆફેક આપની આભારી છું, મુરબ્બીજી." મારગારેટ હવે બોલી.

"વ્હાલા પીતાજી, ફ્લેમીંગ અને મારગારેટ જે બોલ્યાં છે તે માટે હું મ્હારી પોતાનીબી ખાત્રી આપું છું. એઓ એક શબ્દબી એવો કોઇને નહીં જાણવા દે કે જેથી ત્હમારા સરપર વબાલ આવે." ઓલબરટીનાએ પોતાના પીતાને ખાત્રી આપી.

"બસ, હવે એ વાતપર પરદો ઉતારો." અર્લે કહ્યું "મહારા બચ્ચાંઓ, આવતી કાલે હવે આપણે મ્હારા બાપદાદાની પુરાણી મીલકતમાં ઘણે લાંબે વખ્તે જઇશું. આપણે ત્યાં જવાથી કેટલા બધાં ખુશ થઇશુઃ આપણે તે આલીશાન મકાનમાંની દરેક જગાને જોઇશું, અને ત્યાં આરામ અને આસાઇશથી રહીશું."

તે પછી તે ચારે જણાં પોતપોતાના બીછાનાપર આરામ લેવાને ગયાં. સર ફ્લેમીંગ જેવો પોતાના સુવાના કમરામાં દાખલ થયો કે ત્યાં તેનો વફાદાર જવાન નોકર સીતન તેને આવી મલ્યો, બીજી સ્હવારના જલદીથી ઉઠીને જવાની તૈયારીની છુપી મસલહત તેઓએ કીધી, અને પછી સીતન ગયો. સીતન પાક ખુદા પાસે દુઆ માંગતો હતો કે તેનો જવાન શેઠ તે લડાઇમાં ફ્તેહ મેલવે અને જીવે, તેને આખી રાત પુરી ઉંઘ આવી નહીં અને તે દુઆપર દુઆ કરતો જાગૃત ઘણો વખત સુધી પડયો રહયો. મગર, સર ફ્લેમીંગ તો એક ન્હાની બદગી પછી બીછાનામાં સુતો, અને તુરતજ મીઠી નીંદમાં પડયો. તેણે ખાબમાં પોતાની વ્હાલી માશુક ઓલબરટીનાને જોઇ જે તેને જોઇને પોતાના પરવાલા સમાન હોટોમાંથી ખુશનુમાં હસ્વું હસ્તી હતી.

સ્હવારના પહોરમાં સીતન જ્યારે સર ફ્લેમીંગના ઓરડામાં ગયો ત્યારે ફ્લેમીંગ ઉઠેલો હતો. સીતને દાતણપાણી માટેની ગોઠવણ કરી આપી અને ડ્રેસ માટે મદદ કીધી, કે સર ફ્લેમીંગ તૈયાર થયો, અને સીતને તૈયાર રાખેલા ઘોડાપર તે બેઠો. સીતને તેનો હાથ ઘણા પ્યારથી પોતાના હાથોમાં દાબતાં દુઆ કીધી કે તે ફ્તેહ મેલવીને જીવતો પાછો ફરે.

## પ્રકરણ ૫ મું.

### સર ફ્લેમીંગની નેકી.

જે જગાપર સર ફ્લેમીંગ ફીટઝ-એલન અને નાઇટ ઓવ લીડેસડેલ લડવા સારૂ મલનાર હતા તે જગા તે હોટલથી આશરે ત્રણ માઇલ દુર હતી. હોટલ અને તે જગાની વચ્ચે મોટું મયદાન હતું અને કોઇ કટકે ખેતરો હતાં અને ઢોર ચરતાં જણાતાં.

વીચારમાં અને વીચારમાં સ્વારી આગલ ચલાવતો હતો તેટલાં સર ફ્લેમીંગના કાનોપર

થોડે દૂરની ઝાડી તર્ફને રસ્તેથી કોઇની બુમો આવી, જે આદમી "મદદ-મદદ"ની તલબ કરતું. સર ફ્લેમીંગે તુરતજ જે તર્ફથી આવાઝ આવતો હતો તે તર્ફ ઘોડાને દોડાવ્યો, અને ઝરા આગલ જવા પછી તેની નઝરે એક દેખાવ પડયો: એક પાદરી દોડતો હતો, અને તેની પાછલ એક છેડાયલો ગોધો હતો. પેલો ગોધો થોડીજ પળમાં તે પાદરીની છેક લગોલગ પહોંચીને તેને પોતાના શીંગડાંથી મારી નાખવાની અણીપર હતો. તે પાદરીને માથેની ટોપી ઉડી ગઇ હતી, તે જીવને બચાવવા અતી ઝડપથી દોડતો હતો, અને જ્યારે તેની નઝર સર ફ્લેમીંગપર પડી ત્યારે તે મદદની બુમો કરવા લાગ્યો.

પાદરીનો જીવ તમામ જોખમમાં હતો એમ એકજ નઝરથી સર ફ્લેમીંગે જોયું કે તે એકદમ પેલા ગોધાને મારવા પોતાનો ભાલો ખેંચીને ધસ્યો. તેજ વખ્તે એકાએક ઠોકર લાગવાથી પેલો પાદરી ઝમીનપર પછડાઇ પડયો, અને ગોધાએ તેજ વખ્તે પોતાના અણીઆલા શીંગડાં તેના પેટમાં ભોંકી દઇને તેને મારી નાખ્યો હતે, મગર પાદરી અને ગોધાની વચ્ચે સર ફ્લેમીંગે પોતાનો ઘોડો દોડાવ્યો અને ભાલો ઉગામ્યો.

સર ફ્લેમીંગનો ભાલો તે જુનુની બનેલા ગોધાના શરીરમાં પેવસ્ત થાય તેજ વખ્તે તેના શીંગડાં અતીખ્ય ઝોરથી સર ફ્લેમીંગના ઘોડાના પેટમાં ઘુસી ગયા! એક દહેસ્તનાક ગડગડાટ તે મરતા ગોધાના ગલામાંથી બાહાર નીકલ્યો અને તે લોહુલુહાન થઇને મરતો પડયો, જ્યારે એક દુખ ભર્યા હણહણાટ-નહીં કે એક મોટી ચીખ સમાન આવાઝથી સર ફ્લેમીંગનો ઘોડો ઝમીનપર પડવા ગયો કે સર ફ્લેમીંગ હુસ્યારી વાપરીને તેની ઉપરથી સલામત કુદી પડયો. ગોધો અને ઘોડો બેઉ મુઆ.

પેલો પાદરી જ્યારે સર ફ્લેમીંગનો ઉપકાર માનવા આગલ આવ્યો, ત્યારે ઘોડાના ગમથી ફ્લેમીંગની આંખોમાં આંસુનાં ટીપા તરતાં હતાં.

"મ્હારા બેટા" પાદરીએ પોતાની ધાર્મીક રીતીએ કહયું "મ્હારા બેટા, ત્હારી નેકી ત્હારા ઘોડાના ભોગમાં આવી છે, તો ફીકર ના કર. મેલરોઝના તબેલામાંથી તુને જોઇએ તેવો એક ઘોડો પસંદ કરી લેજે. તેં આજે એક માહાભારત પ્રાક્રમ કરી બતાવ્યું છે, કેમજે તેં તે ત્હારા પોતાના જીવના જોખમે કર્યું છે."

"પવિત્ર પીતા," તે જવાને અશાંતીથી કહયું "તમે જો કે બીજા ઘોડાની મદદ માટે કહો છો તે સારૂ ત્હમારો હું ઉપકાર માંનું છું, મગર હવે કેમ થશે? હું મ્હારૂં વચન પાલવા માંગું છું અને તે વચન પાલવા માટે હવે થોડોજ વખ્ત બાકી છે. મ્હારે ચોકકસ વખ્તેજ એક ઠેકાણે હાઝર થવું છે-એક અતી અગત્યનું કામ બજાવવું છે-એક પયગામ પોંહચાડવો છે-એક સંદેસો લઇ જવો છે."

"શાંતી, મ્હારા બેટા, ધીર!" તે પાદરીએ સર ફ્લેમીંગને ધીરજ ધરવા કહયું.

"મ્હને શાંતી અને ધીરજ ધરવા કહેવું એ ફોકટનું છે, પવિત્ર પીતા." સર ફ્લેમીંગે તેટલીજ ઉતાવલથી પાછું કહયું "મેલરોઝનો તબેલો દુર છે, અને મ્હને તો હમણાં ને હમણાંજ એક ઘોડાની ઘણી મોટી ઝુરર છે. જો કોઇ જગાથી મલી શકતો હોય તો હું સોના મોહોરથી ભરેલી ઠેલી આપી દેવા તૈયાર છું."

"એમ છે, તો પેલું મોટું ઝુંગળું તુંને દેખાવ છે તે તર્ફ ઘોડો મલી શકશે." પાદરીએ કહયું.

અને તે બોલી રહયો કે સર ફલેમીંગ એક દીવાનાં માણુસની અદાથી તે તર્ફ દોડયો– અને પેલો પાદરી એક કોઇ મૌતને બીછાને પડેલા માણુસને ઘરે છેલ્લી બંદગી માટે ગયો.

## પ્રકરણ ૬ ઠું.

### પ્યાર.

આપણે જાણીએ છીએ કે જુનુની નાઇટ ઓવ લીડેસડેલ અને સર ફલેમીંગ ફીતઝ-એલન કોઇનેબી જણાવ્યા વગર જાનનો ભોગ લેનારી તે લડાઇ લડવા ગયા હતા, અને તે વાતની ફકટ સર કેસીમીર અને સીતનનેજ ખબર પડી હતી.

પેલી તર્ફ હોટલવાલા મકાનમાં ઓલબરટીના અને મારગારેટ સહવારના જાગૃત થતાંજ બેઉ સાથે મલીને ઝરા ફરવા અને દીલ બહેલાવવા બેઉ નીકલ્યાં. તે સત્તર અને અઢાર વરસની ખુબસુરત કુંવારીકાઓને બ્હેન બ્હેનો હોય તે મીસાલ માયા અને મુહબ્બતથી ફરતી જોવી એ ખરેજ મનહરણ હતું. મારગારેટે પોતાનો હાથ ઓલબરટીનાની પાતલી અને નાઝુક કમર આસપાસ નાખ્યો હતો અને ઓલબરટીનાએબી તેજ મીસાલ હાથ નાખીને મારગારેટની સાથમાં પગલાં ભરવાં માંડયાં. ચાલતાં ચાલતાં મારગારેટે કહયું "વ્હાલી ઓલબરટીના, ગઇ કાલે મ્હારા વ્હાલા ભાઇને જે અપમાન થયું હતું તે માટે તું ખચ્ચીતજ ઘણી દુખી થયલી દેખાતી હતી."

"ખચ્ચીતજ—અને તુંબી તેમજ હતીને!" અને તેમ બોલતાંજ ઓલબરટીનાના ચહેરા-પર લજ્જા છવાઇ રહી.

"હા, આપણે બેઉ તેને માટે ગમગીર થયાં હતાં" મારગારેટ તે લાલ બની ગયલા ચહેરા તર્ફ ખુશીની નઝર નાખીને જોતી બોલી "કારણ કે, કારણ કે, આપણે બેઉ તેને ચાહીએ છીએ."

"બેશક, આપણે બેઉ તેને ચાહીએ છીએ." ઓલબરટીનાએ પડઘો ફીધો.

"પણ, તું મ્હને એટલું કહે, વ્હાલી ઓલબરટીના" મારગારેટે પુછયું "કે મ્હારો ભાઇ તે લડાઇમાં હાર્યો તેથી શું તે ત્હારી નઝરમાં સ્હેજબી હલકો પડયો છે?"

"શું?" મારગારેટ અજાયબીથી બોલી "મ્હારી નઝરમાં મ્હારો વ્હાલો હલકો પડે? કદી નહીં. કાલે તેની હાર થઇ તો મ્હને એમજ લાગ્યું કે હું પોતે કોઇ બાબદમાં હારીને માત થઇ હતી. મારગારેટ, વ્હાલી મારગારેટ, તું જાણતી નથી કે હું ત્હારા ભાઇને કેવા અથાક પ્યારથી ચાહું છું! હું તેને મ્હારો પોતાનો જાન સમજું છું, અને તેના જાનને સ્હેજબી ચીંતા થાય તો તે ફીકર મ્હારા જાનને થયલી હું માનું છું."

"અને મ્હારો ભાઇ પોતેબી તુને તેવાજ પ્યારથી ચાહે છે, વ્હાલી ઓલબરટીના."

"મગર, મારગારેટ," ઓલબરટીના આગ્રહ કરતી હોય તેમ બોલી "મેં મ્હારા એ પ્યાર માટે પીતાજીને કાંઇબી કહયું નથી તેમાં હું ધારૂંછું કે મેં ભુલ કીધી છે."

"પણ, હવે તું તેમ કરી શકે છે" મારગારેટે સ્હમજાવ્યું "અર્લને તું કહે-તું તેવણના હાથોમાં પડ-તું ત્હારૂં પોતાનું સુખ કોણમાં સમાયલું છે તે તેવણને સ્હમજાવીને કહે-"

"મગર, જો તેવણ મ્હારી સાથ સખ્ત થાય તો?" ઓલબરટીનાએ વચ્ચે બોલી શક બતાવ્યો.

"ઓલબરટીના, ત્હારા પીતાજી તુને અતી ઘણા ચાહે છે-તું તેનું એકપુરૂં બચ્ચું છે અને આખી દુન્યાને ખાતીરબી તે ત્હારી કીમતી આંખોના મોતી સમાન આંસુના એક ટીપાંનેબી ટપકવા નહીં દેશે-ત્હારૂ કહયું માનશેજ."

"હું તેમ બોલી શકું નહીં, વ્હાલી મારગારેટ, હું તેમ કરી શકું નહીં, મ્હને શર્મ ઉપજેછ, હું લજ્જાથી ભરાઇ જાઉં છું, હું તેથી કાંઇબી મ્હારા પીતાજીને કહેવાને શકતીમાન થઇશજ નહીં." ઓલબરટીનાએ ગોયા કાલાવાલાથી કહયું "તું જા, તું મ્હારા પીતાજીને કહે કે હું ફલેમીંગને ચાહું છું અને અમારી શાદી કરી આપે."

"અરે, એમ કેમ બને, વ્હાલી ઓલબરટીના, એ બનેજ કેમ?" હસ્તાં અને મસખરી કરતાં મારગારેટ બોલી.

"બનશે, તું મ્હારી હસી મસખરી ના કર, બનશે, તું કહેશે તો બનશે, મ્હારી તો ઝબાનબી નહીં ઉપડશે."

"તુને એટલી બધી શર્મ લાગેછ?"

"હા."

"તો, પછી, હું લાચાર છું." મારગારેટ બોલી "તુરત મલનારા કોઇબી મૌકાપર હું વાત કરીશ. કાંઇ નહીં, ભાબીને ભાઇજી સાથે પરણાવવાનું કાજ હું કરીશ." અને તે હસી પડી, પણ સ્હેજ વીચારમાં પડી જઇને બોલી "મગર, સદા વહેલો ઉઠનારો આપણો ફલેમીંગ, આજે કેમ હજુણ જણાતો નથી!"

લેકીન. તેટલામાં તો ત્યાં અર્લ ઓવ કેથનેસ પોતે આવી લાગ્યો અને તે તે બે છોકરીઓને જોઇને બોલ્યો "ચાલો, આગલજ ચાલો, ઝરા હુંબી ફરવાજ માંગુ છુ. હું તો સ્હમજ્યો કે ફલેમીંગ સ્હમારી સાથેજ હશે. એ આજે ઉંઘણુસી બન્યો હોય, કે નહીં તો અકેલો ફરવા નીકલી ગયો હોય! સર સાહેબ છે, અને સર લોકોના મીઝાજ કોઇવાર ચસકીબી જાયછ કી, છોકરીઓ." અને અર્લ સાહેબ તેમ બોલતાં હસ્યા.

"હાં, ખરા," અર્લે આગલ વધાર્યું "કાંલે ફલેમીંગ અને મારગારેટ માટે હું થોડોજ ખુલાસો કરી ગયો, હવે ઓલબરટીના બેટા હું ત્હારે માટે કાંઇ બોલવા માંગુ છું."

"મ્હારે માટે, વ્હાલા પીતાજી?" ઓલબરટીના અજાયબી પામીને પુછવા પડી.

"હા ત્હારે માટે." અર્લ ઓવ કેથનેસ બોલ્યો "બેટી, આપણે પરમુલકમાં હતાં ત્યારે મેં ત્યાં વાત છેડીજ નહીં, પણ હવે જયારે હીંયા આપણે પોતાને વતન આવ્યા છીએ ત્યારે

આ વાત ઘણી ઝુરૂરી અને ઘણી અગત્યની છે. હું ત્હારા ભવિષ્યના સુખની વાત કરવા માંગું છું."

અર્લ તેટલું બોલીને થોભ્યો. ઓલબરટીનાએ પોતાની ચસ્મો ઝમીન તર્ફ ફેંકી, જ્યારે મારગારેટે આતુરતાભરી નઝર અર્લના ચહેરાપર નાખી. તે મનમાં વીચારવા લાગી કે શું અર્લ પોતેજ ઓલબરટીનાને ફ્લેમીંગ સાથ પરણાવવાની વાત કરનાર છે? અથવા તો શું તે કોઇ બીજાને પોતાનો જમાઇ બનાવવા કહીને ફ્લેમીંગ તથા ઓલબરટીનાના પ્યારને કાતીલ ફટકો મારનાર છે?

"મારગારેટ, તું આ વાતની વખ્તે હાઝર છે એ જોઇ હું ખુશી છું, કેમજે તું ઓલબરટીનાની બહેન સમાન છે." અર્લ બોલ્યો "અને, જો ફ્લેમીંગબી હીંયા હતે તો તેબી આ વાતમાં ભાગ લેતે, કેમજે ઓલબરટીનાના ભાઇ તરીકે તે ખુશી થતે—હું જાણું છું કે ઓલબરટીના ફ્લેમીંગને એક અઝીઝ ભાઇના પ્યારથી ચાહે છે."

અર્લની બેટી તો તે સાંભલીને ગુચવાઇ અને ગભરાઇ ગઈ. તેની નઝર હજુણ જો કે નીચીજ હતી, પણ હવે તે અંદેશામાં ગર્ક ગઇ. મારગારેટનીબી ખુશાલી તે વાકયથી તમામ મુરઝાઇ ગઇ.

"સાત વરસની વાતપર જ્યારે સ્કોટલેંડ છોડીને આપણુને જવાનું હતું તેની થોડાજ દીવસપર મહને અર્લ ઓવ બેઝેનટાઇન નામના મહારા એક મીત્ર સાથે મહને વાતચીત થઇ જે વખ્તે તેણે પોતાના બેટા રોલાન્ડ માટે ઓલબરટીનાની માંગણી કીધી." અર્લ ઓવ કેથનેસે ખુલાસો કરવા માંડયો "તમે લોકો જ્યારે બચ્ચાં હતાં ત્યારે પોતાના બાપ સાથે રોલાન્ડબી આપણા મકાનપર આવતો હતો. હવે, અર્લ પોતે ગુઝર પામ્યા છે એવુ મેં ફ્રાન્સમાં સાંભલ્યું હતું અને તેનો બેટો રોલાન્ડ પોતે અર્લ ઓવ બેઝેનતાઇનનો ખીતાબ પામ્યો છે. આવતી કાલે આપણા મકાનપર પહોંચતા જવાન અર્લ ઓવ બેઝેનતાઇન આપણને મલવા આવશે જે જવાન સાથે બેટી ઓલબરટીના, મેં ત્હારા લગન ગોઠવવાનો વીચાર કીધો છે."

તે સાંભલીને ઓલબરટીનાનો ચહેરો મૌતના વખ્ત જેવો ફીકકો થઇ ગયો મગર તેણે તે ચહેરો ઉપર ઉઠાવ્યો નહીં, તે તો ઝમીન તર્ફજ જોતી હતી. જવાબ નહીં મલવાથી અને ચહેરો નીચે નમાવેલો હોવાથી અર્લ ઓવ કેથનેસ એમ સમજી શકયો કે તેની બેટી લજ્જાથી નીચું જોઇ રહી હતી. લેકીન, મારગારેટ શું બનાવ બનતો હતો તે પામી જઇ શકી.

થોડેક છેટે ચાલ્યા બાદ તે ચાલનારાંઓને જણાવ્યું કે કોઇ ઘોડેસ્વાર તે તરફ આવતો હતો. કોલાહની કલગીર ઉપરથી અર્લ પામી જઇ બોલ્યો "એ તો આપણા નેક મીત્ર સર ક્રેસીમીર પધારે છે." તેટલું બોલી તે તે બેઉ છોકરીઓની સાથ છોડીને સર ક્રેસીમીરને લેવા માટે આગલ વધ્યો.

"પાક ખુદાને ખાતીર ઓલબરટીના તું હમણાં બીલકુલ દીલગીર ના થા, અને એક શબ્દબી ના બોલતી" અર્લને ત્યાંથી દુર થયલો જોઇને મારગારેટે કહ્યું "હમણાં હું જોઉં છું કે ત્હારી બાબદમાં બોલવાનો મૌકો નથી, એટલે હુબી ચુપ રહું છું. હમણાં કાંઇજ બોલતી ના, પાક ખુદા સૌ સારૂંજ કરશે, તું અને ફ્લેમીંગ એક થશો."

"અહહા! તેમ થાય તો કેવું સારૂં? મ્હારી આશા પર રખે પાણી ફરી જાય!" દીલ-બીર ચહેરાથી ઓલબરટીના બોલી, અને તે ગોયા સરપર દુખનો પાહાડ તુટી પડયો હોય તેમ થોડા વખતમાં ગમથી દબાઇ ગયલી દેખાઇ.

તેટલામાં અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીર આગલ આવ્યા, અને સર કેસીમીર આજુબાજુ જોઇને બોલ્યો "અને મ્હારા જવાન મીત્ર સર ફ્લેમીંગ કયાં છે?"

"મેં એને આજે જોયો નથી, હમણાંજ થોડો વખ્ત થયો અમે ફરવા નીકલ્યાં, અમે જાણીએ કે એબી હીંયા કેઠે ફરતોજ હશે, પણ સર સાહેબ કેઠા દુર ફરવા નીકલી ગયલા લાગે છે, બાકી એ કાંઇ ઉંઘણસી તો નથીજ, પણ, તે છતાંબી આજે એ સુઇ રહયોબી હોય કેમજે નવી આબોહવામાં સ્હવારની ઉંઘ પ્યારી લાગતી હોય. ચાલો, આપણે અંદર જઇને એણે ઉઠાડીએ."

તેઓ હોટેલના મકાન તરફ ગયાં તો દરવાઝાપર સીતન ઉભેલો જણાયો. સીતન મનમાં ગમગીર હતો, કેમજે તેના જવાન શેઠતે ગયાને લગભગ બે કલાક થવા આવ્યા હતા.

"છોકરા, સર ફ્લેમીંગ કયાં છે?" અર્લ ઓવ કેથનેસે ફ્લેમીંગના નોકરને સવાલ કીધો.

"તેવણ હજુણ સુધી પાછા ફર્યા નથી, મ્હારા નામવર." સોગાતુર ચશ્મોથી સીતને જવાબ આપ્યો.

"હજુણ પાછા ફર્યા નથી, એટલે?" અર્લે ફરીથી બીજો સવાલ કીધો.

"સ્હવારના પહોરમાં તેવણ બાહાર ગયા, શીકારી—ભાલો લઇને બાહાર ગયા —"

"ઓ! ત્યારે તો આપણો ફ્લેમીંગ આજે શીકાર મારી લાવશે અને આપણે તે શીકારને ભુંજીને ખાઇશું." અર્લ ખુશમીઝાજથી બોલ્યો "આપણે તેને નાહક ગયર ઇન્સાફ કીધો." અને તેણે સર કેસીમીર તરફ ફરીને કહયું "ચાલો મ્હારા મ્હેરબાન, અંદર નાશતાની મેઝ આગલ ગોઠવાઇએ, સર સાહેબ આજે આપણને નવો શીકાર ખવાડશે." તેઓ બધાં અંદર ગયાં.

## પ્રકરણ ૭ મું.

### ખુનનો આરોપ!

બહાણાથી સર કેસીમીર તુરતજ બાહાર નીકલી પડયો અને તેણે સીતનને બાજુમાં લઇ જઇ પુછયું "ત્હારા શેઠ કયાં છે? સાચ્ચું બોલતાં બીહતો ના, કેમજે હું બધી વીગત જાણું છું—હું સર ફ્લેમીંગ અને જુનુની નાઇટ ઓવ લીડેસડેલની લડાઇ વખ્તે હાઝર રહેનાર હતો, પણ મ્હને તેઓ મલ્યા નહીં!"

"સર નાઇટ, શું બન્યું છે તેથી હું નાવાકેફ છું—મ્હારા શેઠ કયાં છે તેની મ્હનેબી ખબર નથીજ. તેવણે મ્હને સાથે નહીં લીધો, હું તો જવા માંગતો હતો પણ તેવણેજ મ્હને

નહીં લીધો તે હું શું કરૂં?" સીતને કહયું "લડાઇ તો કયારની થઇબી ગઇ હશે—હું તો તેવણુની ઘણીજ આતુરતાથી રાહ જોઉં છું."

"મ્હને શક જાય છે." સર કેસીમીર બોલ્યો, અને તે વીચારીને વધારે બોલ્યો "વારૂ, નાઇટ ઓવ લીડેસડેલ કયારે ગયો હતો?"

"મ્હારા નામવર શેઠ સીધાર્યા, કે તેવણુની પછી તેબી ગયો." સીતને જવાબ આપ્યો.

"વારૂ, તે નાઇટ પાછો ફર્યો કે તેબી નથી ફર્યો?" સર કેસીમીરે જીજ્ઞાસાથી પુછયું.

"નહીં, તેબી નથી ફર્યો." સીતને કહયું.

"તઅજજુબ!" સર કેસીમીર બોલી પડયો "નકકી કીધેલે વખ્તે મ્હને તે ચોકકસ જગાપર બેઉજ નહીં મલ્યા! અને હમણાં સુધીમાં તેઓ બેઉમાંથી એકબી પાછો નથી ફર્યો! ત્યારે શું થયું હશે!" અને તે ઘરમાં પાછો ફરવાનો વીચાર કરતો બોલ્યો "હવે મ્હારે અંદર જવું જોઇએ, નહીં તો અર્લ અને બાનુઓ વીચારમાં પડી જશે."

તે અંદર ગયો અને અર્લ ઓવ કેથનેસ, ઓલબરટીના અને મારગારેટ સાથે વાતે વલગ્યો કે ઘોડાઓનાં પગલાંઓનો આવાઝ બાહાર સંભલાયો. તેઓ બધાંઓએ બારીમાંથી બાહાર ડોકાવીને જોયું.

"એ તો નાઇટ ઓવ લીડેસડેલના સગા અર્લ ઓવ દગલાસના માણસો છે, હું તેમના પહેરવેશ ઉપરથી તેમને ઓળખું છું. વરસોથી એ ઝાતનો લીબાસ તેઓએ પોતાનો કરી લીધેલો છે અને તે પહેરે છે."

"હા" સર કેસીમીરે કહયું "આપણને ગઇ કાલેજ કહેવામાં આવ્યું હતું કે અર્લ ઓવ દગલાસે કલોઝબર્ન ટાવરમાં ઉતારો લીધો છે. અને આજે સ્હવારના હમણાજ આએ તર્ફ આંવતાં મેં તેના માણસોને શીકારે જવાની તૈયારી કરતાં અને વાતો કરતાં સાંભલ્યા."

"આ માણસો જે હમણાંજ આવ્યા છે તેઓ ઘણા ગુસ્સાથી કાંઇ બખાસે છે." અર્લે કહયું. "એની મતલબ શું હશે?"

તેજ વખતે તેઓના ઓરડાનો દરવાઝો ખુલ્યો અને હોટલવાલો અંદર આવીને બોલ્યો "અફસોસ, મ્હારા નામવર, બહુજ દીલગીરીભર્યો બનાવ બન્યો છે."

"શું થયું છે?" સર ફલેમીંગને માટે ચીંતાતુર બની જતાં સર કેસીમીરે પેલાને તુરતજ ગભરાઇને સવાલ કીધો.

"ઝોરાવર નાઇટ ઓવ લીડેસડેલ!" તે હોટલવાલો બોલ્યો "મઝબુત પણ બુઝોર્ગ નાઇટ! ખચ્ચીતજ તેને માટે સ્કોટલેંડ આખું રડશે."

"તેને માટે સ્કોટલેંડ આખું રડશે! એ શું બોલે છે? એની મતલબ?" સર કેસીમીરે પેલાના બોલવાનો પડઘો કરીને સવાલ કીધો. "બોલ, ખુલાસાથી બોલ."

'નાઇટ ઓવ લીડેસડેલ, મ્હારા શેઠના તે બુઝોર્ગ સગાનું ખુન થયું છે." અર્લ ઓવ દગલાસનો નોકર જે ત્યાં આવ્યો હતો તે બોલી પડયો.

"ખુન? તેનું ખુન થયું!" અર્લ ઓવ કેથનેસે અજાયબી બતાવી "કોણે તે ખુન કીધું?"

"સર ફ્લેમીંગે" પેલાએ તુરતજ જવાબ દીધો.

"સર ફ્લેમીંગે!" ઝમીન પગો તળે ફાટી ગઇ હોય તેમ ગભરાઇ અર્લઓવ કેથનેસ ઉછલી પુકારી પડયો, જ્યારે ઓલઅરટીના અને મારગારેટે થરથર કાંપતાં તેજ શબ્દો જેમ તેમ મુખથી બાહાર નીકાલ્યા.

"તેમ ના બોલ" હવે સર કેસીમીર પેલા નોકર તર્ફ ગુસ્સાથી જોઇને બખાલ્યો "તું શું સ્હમજીને એમ બોલે છે? શું એક મરદાનગી ભરી હાથોહાથની લડાઇમાં તે નથી મુઓ?"

"નહીં. તે બુઝોર્ગ નાઇટનું ખુન થયું છે" પેલો બોલ્યો, અને તેણે આગલ વધાર્યું "અને અમો અમારા કબ્જામાં—"

"મ્હારા ભાઇને લેવા આવ્યા છો! તેને પકડવા આવ્યા છો!" મારગારેટ થરથર ધ્રુજતી જતી અતી ઘણા મોટા ગભરાતથી વચ્ચે બોલી પડી "ઓ પાક ખુદા, અમારી લાજ શર્મ તું રાખજે."

મગર, તેજ વખ્તે કોઇ બીજા એક ઘોડાનાં પગલાં વાગ્યાં, અને હોટેલની પાછલને ટુંકે રસ્તેના દરવાઝેથી થઇ તે જમેલા આગલ સર ફ્લેમીંગ પોતે આવી ઉભો, જેને જોઇ મારગારેટ દોડી ગઇ અને તેનો હાથ પકડી લઇને તે બોલી "મ્હારા ભાઇ."

"શું છે મારગારેટ, ધ્રુજે છે કેમ?" સર ફ્લેમીંગે પોતાની બ્હેનને ફીકી જોઇને પુછયું, અને પછી આસપાસમાં જોઇને તે બોલ્યો "તમે બધાં એમ ગભરાયલા કેમ છો?"

મગર, અર્લ ઓવ દગલાસનો પેલો માણસ સર ફ્લેમીંગની આગલ જઇ તેનો હાથ પકડી બોલ્યો "તમે મ્હારા કૈદી છો."

"શુંઉ?" એક આંચકો મારીને પેલાને બાજુએ ખશેડતાં સર ફ્લેમીંગ પુકારી પડયો "દુર થા."

લેકીન, બીજાઓ અંદર ધસી આવ્યા અને તેઓ સર ફ્લેમીંગપર તુટી પડયા. "રાજાના નામથી કહીએ છીએ કે તાબે થા," તેઓમાંનો એક બોલ્યો "અમીર દગલાસના નામથી કહીએ છીએ કે તું સામો ન થા, અને તાબે થા."

"છોડો, મ્હારા ભાઇને છોડો." મારગારેટ તેમના તરફ ધસી જઇને બોલી "મ્હારો ભાઇ નીરદોશ છે. મ્હારો ભાઇ કદીબી એવું કામ કરે નહીં."

"શું કામ? મારગારેટ, શા માટે નીરદોશ? એ લોક શું કામ મ્હને પકડવા આવ્યા છે?"

"બુઝોર્ગ નાઇટ ઓવ લીડેસડેલનું ખુન કરવા વાસ્તે." મારગારેટ, ફીકી બની ગયલી મારગારેટ, ધ્રુજતી કાંપતી બોલી.

"ખુન? ખુન કોણે કીધું?" સર ફ્લેમીંગે ગભરાઇને પુછયું.

"તેં." પેલા પકડનારાઓમાંનો એક બોલ્યો.

તે સાંભલીને સર ફ્લેમીંગનો ચહેરો મોત આવ્યું હોય તેમ ફીકો પડી ગયો—તેના હાથ બેઉ બાજુમાં જુહલાઇ પડયા—અને તેને અર્લ ઓવ દગલાસના માણસોએ બધી બાજુથી ઘેરીને પકડી લીધો.

બધાં તેઓ હોટેલની બાહાર જઇ શકયાં ત્યાં સુધી સર કેસીમીર ચુપ રહયો હતો, મગર હવે તે વીકરાલ સીંહની મુઆફેક દગલાસના નોકરો તરફ ઉછળ્યો અને બોલ્યો "મ્હારા જવાન મીત્રને છોડો, વર્ના યાદ રાખો કે તમો અકેકની ગરદન હું મ્હારી શમશીરથી ઉડાવીશ."

સર કેસીમીરના બોલવાએ જ્યારે ત્યાં અસર કીધી નહીં ત્યારે તેણે પોતાની શમશીર બાહાર કાઢી અને દગલાસના છ માણસો સામે તેણે તલવારથી મુકાબલો કરતા પટા ચલાવ્યા.

કદીબી તેના આ મીત્રોએ તેને લડતા જોયો નહીં હતો અને એક સીંહના જોર સાથ અચ્છી હુન્નરમંદીથી સર કેસીમીરે તલવારની પટાબાઝી ચલાવી ત્યારે તેઓ તેને ગોયા દાંતમાં આંગલી પકડીને દુર ઉભાં રહી ટગર ટગર વખાણથી જોતાં હતાં.

દગલાસના તે છએ છ માણસોને સર કેસીમીર અકેલો પુરો પડી શકયો અને ઘણાજ થોડા વખ્તમાં તે છ બાહાદુરો (!) પોતાનો જાન બચાવતા ત્યાંથી ન્હાસી ગયા!— અને સર ફ્લેમીંગ તદનજ છુટો થઇ શકયો.

"આ કઇ ઝાતનો દીવાનો પરદેશી છે?" હોટલવાલો સર કેસીમીરની વખાણ કરવાને બદલે ઉલટો તેને માટે બડબડવા લાગ્યો "કોણને તમે છેડી મુકયો છે તે તમે જાણો છો કે સર કેસીમીર? અરે, તમે તે અર્લ ઓવ દગલાસને ગુસ્સે કીધો છે કે જે આવીને આપણને બધાંને સ્હેજમાં ચગડી નાખશે. તમે ઝુલ્મ કીધો છે."

"ખામુશ રહે" સર કેસીમીરે હવે તેની પરથી ગડગડાટ કીધો "જા, અંદર જઇને રાંધવાનું કામ કર. તું શું જોઇને બોલે છે? મેં જો ઝુલ્મ કીધો હતે તો તલવારના પટાથીજ તેમને દુર નહીં રાખતા અકેકના શરીરમાં તલવારની ધાર ઉતારી દેતે. અને મગરૂરી તો નથી કરતો મગર હીંયા છ લાશ પડી હતે."

"તમે હવે સ્હેજબી ગુસ્સે ન થાઓ." મારગારેટ સર કેસીમીરનો હાથ પકડીને બોલી "તમે ઘણા અમીરી ખવાસથી કામ લીધું છે." અને તે તે પછી પોતાના ભાઇ તરફ ફરીને બોલી "બોલ, બોલ, ફ્લેમીંગ, તું, ખુની તો નથીની? તું નીરદોશજ છેની?"

"બીલકુલ નીરદોશ છું, મારગારેટ." સર ફ્લેમીંગે કહયું.

"હુંબી કહું છું કે મ્હારા જવાન મીત્ર બીલકુલજ નીરદોશ છે આજે સ્હવારના જે લડાઇ કરવા એત્રણે છુપું નકકી કીધું હતું તે લડાઇનો સાક્ષી તરીકે હું જનાર હતો. કમનસીબે વખ્તના થઇ જવાથી કે મ્હારી કોઇ ભુલથી મ્હને એઓ બેઉ જોકે મલી શકયા નહીં, તોબી હું એટલા ઉપરથીજ કહું છું કે સર ફ્લેમીંગનું બધું કામ અહસ્થાઇના તરીકાને જાળવીને કરવામાં આવેલું હતું, અને એના જેવો માણસ એમ દગાબાઝીથી ખુન કરેજ નહીં."

"ગમે તે હવે પછી થાય, પણ આજની બહાદુરી માટે અને મ્હારા ફ્લેમીંગને તે પલીદોના હાથોમાં જતો બચાવવા માટે તમે જે દીલેરી વાપરી છે તે સારૂ હું અને અમો બધાં તમારા બહુ આભારી છીએ." અર્લ ઓવ કેથનેસ બોલ્યો.

તે પછી થોડો વખ્ત તે લોકો બેઠાં કે વલી પાછો ધડાકો થયો કે "અર્લ ઓવ દગલાસ પોતે આવ્યો છે." અને તે સાંભલી બધાં હોટલની બાહાર નીકલી પડ્યાં. સર કેસીમીરે અને સર ફ્લેમીંગે પોતાની તલવારો મ્યાનથી બાહાર નીકાલી લીધી.

"સર કેસીમીર, લહુ રેડવાનું સારૂ નહીં થશે" અર્લ ઓવ કેથનેસ હવે વચ્ચે બોલી પડયો "આપણો ફ્લેમીંગ નીરદોશ છે તે માટે મ્હને પુરી ખાતરી છે. હું અર્લ ઓવ દગલાસ સાથ બે વાત કરવા માંગુ છું."

"ત્યારે તેમ થવા દો. હું ખુશી છું." સર કેસીમીરે કહયું.

"ત્હમારી આગલી દોસ્તી અને આગલી શર્મો મુરવ્વતને ખાતીર હું ત્હમે કહો તેમ કરવા ખુશી છું." અર્લ ઓવ દગલાસ હવે બોલ્યો "મગર, મ્હારા સગા નાઇટ ઓવ લીડેસ ડેલના ખુનીને તો ત્હમારે મ્હારે હવાલે કરવોજ પડશે."

"અને તે ખુની સર ફ્લેમીંગ પોતતે છે." મેગનસ નામનો અર્લ ઓવ દગલાસનો એક સાથી બોલ્યો.

"ખામુશ, જુઠઠા બદમાશ." સર ફ્લેમીંગ તે સાંભલીને ગુસ્સે થઇ ગયો.

"ધીર ધર, ફ્લેમીંગ, બચ્ચા, ધીર ધર." અર્લ ઓવ કેથનેસ બોલ્યો "આપણે આ બાબદમાં તપાસ કરીશું."

"હુંબી એમજ કહું છું." અર્લ ઓવ દગલાસે પોતાની મર્ઝી જણાવી. "બોલ, મેગનસ, તુંને શું બોલવું છે?"

"ગઇ કાલે બુઝોર્ગ નાઇટ ઓવ લીડેસડેલ જ્યારે સર ફ્લેમીંગને હરાવી તેને આંચકો મારી ઝમીન દોસ્ત કરી બાહાર ગયા ત્યારે સર ફ્લેમીંગ બોલ્યા હતા કે 'આ તલવારના કસમે, કે આજના બનાવ માટે હું ખુનથી બદલો લઇશ.'–પુછો, સર ફ્લેમીંગને કે તેવણ પોતે એમ બોલ્યા હતા કે નહીં?"

"હું બોલ્યો હતો પણ મેં તો હારની નાસીપાસી અને ગુસ્સાના ઘેલાપણામાં તેમ બોલી દીધું હતું. મગર, હું કાંઇ ખુન કરવાની મતલબ ધરાવતો હતો નહીં, અને મેં ખુન નથી કીધું."

"સર ફ્લેમીંગે તે પછી આજે સ્હવારના ફરીથી લડવા માટે એક કહેણ મરહુમ નાઇટ પર મોકલાવ્યું હતું, પણ તે મરદાનગી ભરેલી લડાઇ થાય તે અગાઉ તો સર ફ્લેમીંગે હીચકારી રીતે તે બુઝોર્ગ નાઇટનું ખુન કીધું."

"બીલકુલ જુઠઠું." સર ફ્લેમીંગ ફરીથી ચીરડાયો. "શું તેં મ્હને ખુન કરતાં નઝરો નઝર જોયો?"

"નઝરોનઝર જોયો નહીં, પણ તે તર્ફથી ત્હમને આવતા મેં નઝરો નઝર જોયા અને જ્યારે નાઇટની લાશ મલી ત્યારે ગરદનપર પાછલી બાજુથી ઝખ્મ થયલો હતો."

"હું તો નાઇટ ઓવ લીડેસડેલને આજે મલીબી શકયો નથી." સર ફ્લેમીંગે કહયું "હું વખ્તસર ગયો હતો, મગર એક પાદરીનો જાન બચાવવા જતાં મ્હારો ઘોડો મરણ પામ્યો અને બીજો ઘોડો ખરીદવા જતાં હું વખ્ત ચુકી ગયો અને મ્હને નાઇટ ઓવ લીડેસડેલ સાથ તે પછી મુલાકાત થઇજ નહીં."

"હું ત્હારો શબ્દે શબ્દ માનું છું, મ્હારા જવાન મીત્ર." સર ફ્લેમીંગે પોતાની ખાત્રી આપતાં સર ફ્લેમીંગને ધીરજ આપી.

"મ્હારો ફ્લેમીંગ તદનજ નીરદોશ છે, એમ હું માનું છું." અર્લ ઓવ કેથનેસ બોલ્યો.

"હવે ત્યારે એક કામ કરો." અર્લ ઓવ દગલાસ બોલ્યો "આપણે આ ગામડાના વડા પાદરીને ઇન્સાફ કરવા કહીએ. તેવણ કદીબી ખોટો ઇન્સાફ આપશેજ નહીં."

"અમો એબટ ઓવ મેલરોઝની આગલ આ બાબદમાં આવવા ખુશી છીએ." અર્લ ઓવ કેથનેસે કહયું.

અને તે પછી બંદોબસ્ત કરીને અર્લ ઓવ દગલાસ ત્યાંથી ગયો.

## પ્રકરણ ૮ મું.

### ભાઇ સાથ ભાઇનો મેલાપ.

ફાધર બેનેડીકટસ જે લોર્ડ એબટ ઓવ મેલરોઝ—મેલરોઝ એબીમાંનો વડામાં વડો પાદરી—હતો તેની ઉમર આપણી વાર્તા ચાલે છે ત્યારે પંચાવન વરસની હતી. ચાલીસમાં વરસે તે દરજ્જાપર પહોંચ્યો હતો અને આજે તે વાતને પંદર વરસ થઇ ગયા હતા. પંદર વરસમાં ફાધર બેનેડીકટસે પોતાના હાથ નીચેના બસો પાદરીઓ વીગેરેનું માન ઘણી અચ્છી રીતે જીત્યું હતું અને તેઓ તેનો પડયો બોલ ઉંચકી લેવા' તૈયાર અને ખુશી હતા.

ફાધર બેનેડીકટસને સર ફલેમીંગની બાબદમાં ઇન્સાફ આપવાનો હતો. અને તે સંબંધી તેવણને ખબર મલતાંજ તેવણે વધારે માહીતગાર થવા ફાધર સાયરસને પોતાની પાસે બોલાવ્યો. ફાધર સાયરસ આવ્યો કે તેને બેસવા માટેની ઇશારત કરતાં ફાધર બેનેડીકટસે કહયું "મ્હારા બેટા, બેસો. આપણને જે બાબદમાં ઇન્સાફ કરવાનો છે અને જે ફર્ઝ આપણે માથે આવી પડેલી છે તે બાબે હું બોલવા માંગું છું. વારૂ, અર્લ ઓવ કેથનેસ જેવા મોટા માણસને માટે પેલા હોટલવાલા મકાનમાં સારી ગોઠવણ થઇ છે કે કેમ?"

"હા, મ્હારા લોર્ડ." પેલા પાદરીએ અતી ઘણી અદબથી નમીને જવાબ આપ્યો.

"અને પેલા કૈદીને માટે શું કીધું છે?" ફાધર બેનેડીકટસે પુછયું.

"તે જવાન મ્હારા હવાલામાં છે, અને મેં તેને અચ્છી હીફાઝતથી રહી શકે તેવી બધી ગોઠવણ કીધેલી છે, કેમજે તેણે મ્હારો જાન બચાવ્યો છે, મ્હને એક છેડાયલા ગોધાના સપાટામાંથી બચાવી લીધો છે."

"ત્યારે તે ઘણો ઉમદા ખાસીહતનો જવાન લાગે છે." વડા ધર્મગુરૂએ કહયું.

"હું તો તમામ ખાત્રીથી માનું છું કે તે બીલકુલ બેગુન્હા છે. આપ એના દમામદાર ચહેરાપરથી જોઇ શકશો કે તે ખુન કરવાને કાબીલ નથી." ફાધર સાયરસે કહયું.

"એ જવાનનું નામ શું છે?" ફાધર બેનેડીકટસે સવાલ કીધો.

"સર ફ્લેમીંગ ફીટઝ-એલન." ફાધર સાયરસે જવાબ આપ્યો.

"શું'ઉ?" એકદમ ચોંકીને તે વડા ધર્મગુરૂએ પુછયું "સર ફ્લેમીંગ ફીટઝ-એલનની

પોતાની ઉપર ખુનનો આરોપ મુકવામાં આવ્યો છે?"

"અફસોસ કે તેમજ છે." ફાધર સાયરસ તમામ દીલગીરીથી બોલ્યો.

"ત્હમને યાદ હશે, મ્હારા બેટા, કે આશરે આંઠ વરસની વાત ઉપર હું મ્હારી એક મુસાફરી દરમ્યાન રોઝલીન કાસલમાં ઉતારો લેવા પામ્યો હતો." તે વડા ધર્મગુરૂએ કહયું "તે વખ્તે મેં આજના આ સર ફ્લેમીંગને જોયો હતો જે માત્ર બાર કે તેર વરસની ઉમરનો છોકરો હતો—"

"હા, અને મ્હને એટલુંબી યાદ છે કે ત્હમે એ છોકરાને ચાલાક અને ભલો જોઇને તેને આપણા આ એબીમાં ઉધારવા માંગતા હતા, તેવી માંગણી ત્હમોએ કીધી હતી, મગર અર્લ ઓવ કેથનેસે તે માંગણી તુચ્છકારી કાઢતાં ત્હમારી સાથે તેને તે વખ્તે થોડીક ખટપટબી થઇ હતી."

"ગમે તેવી ખટપટ તે વખ્તે હોયેં" ફાધર બેનેડીકટસે કહયું "લેકીન, આપણુને તે ભુલીજ જવી જોઇએ. કપટી અને મેલા દીલના માણસો આપણે નથીજ કે આવી બાબદ યાદ રાખીએ. આપણે તો અર્લ ઓવ કેથેનેસને તેને લાયક માન આપીશુંજ."

થોડીક ચુપકીદી પછી તે વડા ધર્મગુરૂએ પોતેજ પાછું બોલવું ચાલુ કીધું "ત્યારે તે જવાન ચાલાક છોકરાને સરનો ઇલકાબ મલ્યો છે, કેમ?"

"હાજી, તે બાહાદુર જવાન પ્રાક્રમ કરી બતાવીને ફ્રાન્સના રાજ તર્ફથી ખેતાબ મેલાવવા પામ્યો છે." ફાધર સાયરસે કહયું "અને તેણે મ્હારો જીવ બચાવવામાં કાંઇ કમતી બાહાદુરી નથી વાપરી, મ્હારા લોર્ડ "અને તેણે પોતાપર વીટેલી વીગત કહી સંભલાવી.

ફાધર બેનેડીકટસ તે જવાનને વખાણતો થોડોક વખત ફરીથી ચુપ રહી ગયો અને પછી પાછો પુછવા પડયો "વારૂં, નાઇટ ઓવ લીડેન્સડેલનું શબ કયાં છે?"

"આપણા મકાનમાંના લાશવાલા ખાસ ઓરડામાં તે રાખવામાં આવેલી છે."

"ઠીક છે. ત્યાં કોઇ જાય નહીં તેની સંભાલ લેજો." તે વડા ધર્મગુરૂએ કહયું, અને પછી વધાર્યું "કાલે રાત્રે જ્યારે હું આપણા આ મકાનમાં નહીં હતો ત્યારે કોણ મલવા આવ્યું હતું?"

"હાજી, ગઇ કાલે ત્હમે બાહારજ રહયા અને ત્હમને તેજ વખ્તે કોઇ પરદેશી ઘણા અગત્યના કામસર મલવા આવ્યો હતો. કેવો સંજોગ? મગર હમણા તેવણ પાછા ત્હમને મલવા આવે તેમ છે. તેવણ આજનો વાયદો કરી ગયા છે."

અને તે બાદ થોડો વખ્ત વીટયા પછી સર કેસીમીર ફાધર બેનેર્ડાકટસને મલવા માટે આવ્યો.

ફાધર બેનેડીકટસ અને સર કેસીમીર એકબીજાને અતી ઘણી ખુશીથી મલ્યા, અને તેઓ વરસો વીટી ગયા પછી મુલાકાત કરતા હોય અને અતલગના સગા જેવા હોય તેમ તેઓના આવભાવ જણાતા હતા. તેઓ બન્નેની આંખોમાં ખુશાલી ચમકી રહી હતી. અરસપરસની ગર્મ મુલાકાત પછી જે શબ્દો ફાધર બેનેડીકટસના મુખમાંથી બાહાર પડયા તે "મ્હારા વ્હાલા ભાઇ" એટલાજ હતા.

અને અજાયબી તો એ હતી કે તે પરદેશી સર કેસીમીર સ્કોટલેંડના મેલરોઝ એબીના વડામાં વડા ધર્મગુરૂનો મા જણ્યો ભાઇ હતો !

## પ્રકરણ ૯ મું.

### ઓળખ-સગાઇ.

પંચાવન વરસની ઉમરનો તે વડો ધર્મગુરૂ અને ચાલીસ વરસની ઉમરનો તે સર નાઇટ એકબીજાના હાથોમાં દબાઇને ન્હાનામાં ન્હાનાં બચ્ચાં રડતાં હોય તેમ રડયાં! તે બેઉ ભાઇઓ હતા, એક બાપ અને એક માના બેઉ સગાભાઇ હતા, અને વરસોની જુદાઇ પછી જ્યારે તેઓ બેઉ આજે સાથે મલ્યા ત્યારે તેમનો દીલનો ઉભરો છલોછલ ઉછળી નીકલી આંસુના આકારમાં ઝમીનપર પડતો હતો !

"મ્હારા ભાઇ, મેં તુને છેલ્લા જોયો ત્યારે તું સોલ વરસનો જવાન હતો !" એબટ બેનેડોકટસેં પોતાના ભાઇ સર કેસીમીરનો ચહેરો ચુમતાં કહયું.

"અને પરદેશમાં નસીબ આઝમાવવા હું જ્યારે આ વતનને આજથી ચોવીસ વરસની વાતપર છોડી ગયો હતો ત્યારે ત્હમે એકત્રીસ વરસના હતા અને તે વખ્તે એક ધર્મગુરૂના કરતાં એક લડાયક શુરવીર જેવા ત્હમે લાગતા હતા."—તેઓ બેઠા, અને તેઓએ વાત આગલ ચલાવી.

"કીસમતે આપણામાં અજાયબ ફેરફાર કીધો છે." એબટે કહયું "ભાઇ, તે વખ્તે તું જે હલકી હાલતમાં ગયો હતો, ગોયા એક નોકર તરીકે, તે હાલતમાં તું નથી રહયો પણ દરજ્જાદાર અમીર થયો છે, અને હું જે એક સાધારણ ન્હાનો પાદરી હતો તે હમણાં એક મોટો વડામાં વડો ધર્મગુરૂ બન્યો છું. કીસમતે આપણને બન્નેને યારી આપી છે. પવીત્ર કુદરતની મદદથી આપણે બેઉ તો ચઢતીમાં ચઢયા છીએ, મગર આપણો ભાઇ જોન બીચારો આપઘાત કરીને મુઓ હતો."

"અફસોસ કે તે ખરૂં છે, મેંબી સાંભલ્યું હતું કે તેને પોતે આત્મઘાત કીધો હતો." સર કેસીમીરે દીલગીર બની જઇ કહયું. "પણ તે કેમ બન્યું તેની પુરી વીગત મ્હને કદીબી મલી નહીં હતી.

"બ્લેક પારલામેંટે આપણા પર જે હુકમ પસાર કીધો હતો તેથી આપણે બધા છુપાતા ભરાતા ફરતા હતા, અને તેવા છુપા વેશમાં આપણો ભાઇ જોન ઇંગલેંડ ગયો અને ત્યાં એક ઇંગલીશ બાનુ સાથે પરણવા પામ્યો હતો. થોડા વખ્ત પછી આપણી ભાઇને ત્યાં એક છોકરો થયો હતો. અને તે પછી બે વરસે એક છોકરી તેને ત્યાં થઇ, જે છોકરીને જન્મ આપતાંજ આપણા ભાઇ જોનની ધણીઆણી મરણ પામી હતી. ન્હાસતો ભાગતો આપણો બીચારો ભાઇ ફરીથી આપણે વતન સ્કોટલેંડ છુપી રીતે પાછો આવવા પામ્યો અને તે પોતાના એક અમીર

મીત્રને ત્યાં પોતાના બચ્ચાંઓને લઇને રહયો એક દીવસે તે બચ્ચાંઓને તે મીત્રના ઘરમાં મુકીને તે કોઈ કામસર છુપે વેશે એક ન્હાની મુસાફરીએ નીકલ્યો જે વખ્તે તે પકડાઇ ગયો અને પોતાના બાળકોને ફસતા બચાવવા તથા સરકારના સપાટામાંથી બચવા તેણે આત્મઘાત કીધો."

"બીચારો આપણો ભાઈ" સર કેસીમીર આંસુ પાડીને બોલ્યો "મગર, તેના વ્હાલાં પેલાં બે બચ્ચાંઓનું શું થયું હશે?"

"આપણા ભાઇ જોનનો છોકરો હમણાં મ્હારીજ તપાસ નીચે આવનાર છે, કમનસીબે તેનીપર ખુનનો આરોપ છે" એબટ બોલ્યો, અને તેનો વાકય ફાટે ફાટે ડોલે સર કેસીમીરે સાંભલ્યો.

"શુંઉ? ત્હમે સર ફ્લેમીંગ ફીટઝ-એલનને માટે બોલો છો?" સર કેસીમીરે પોતાના ભાઇનો હાથ પકડી લેતાં પુછયું.

"હા, સર ફ્લેમીંગ ફીટઝ-એલન આપણા મરહુમ ભાઇ જોનનો બેટો છે." એબટે કહયું.

"ઓ! ત્યારે હું સર ફ્લેમીંગ અને મારગારેટના નામ તળે આપણા મરહુમ વ્હાલા ભાઈ જોનના બેઉ બચ્ચાંઓને જોઇ ચુકયો છું! મ્હારૂં લહુ જોશ મારી રહયું હતું, હું એ બેઉને મ્હારા પોતાના બચ્ચાં હોય તેમજ જાણે સ્હમજતો હતો. પવિત્ર કુદરતની મદદથી મ્હને કાંઇ અજાયબ રીતે તેઓ તરફ પ્યાર થતો હતો."

"ભાઇ" એબટે કહયું "આપણા વ્હાલા ભાઇનો અમીર મીત્ર તે અર્લ ઓવ કેથનેસ છે."

"બહુજ ભલો તે છે." સર કેસીમીરે તુરત જણાવ્યું "તે પોતાના પેટના બચ્ચાંની મીસાલ આપણા ભાઇના બચ્ચાંઓને પાલે છે. અર્લ મ્હને મુદલજ પયચાણી શકયો નથી. વરસોના ફેરફારે તે મ્હને ઓલખી શકયોજ નથી."

"અને હાલમાં આપણુને આપણી ઓળખ કોઇનેબી આપવાની ઝુરૂરતજ નથી." એબટે સ્હમજાવ્યું. "અર્લ ઓવ કેથનેસ નામવર જ્યારે સ્કોટલેંડ છોડીને ફ્રાન્સ જવાના હતા તેની અગાઉ મ્હને મૌકકો મલ્યો હતો અને હું ફ્લેમીંગનો કાકો છેઉં એવું જણાવ્યા વગરજ મેં ફ્લેમીંગને મ્હારા હવાલામાં આપવા અને તેને પાદરી થવા દેવા માટે અર્લને કહયું. મગર, અર્લે મ્હારી સાથે પંચાતી કીધી અને ફ્લેમીંગને મ્હને નહીં આપ્યો. તે પછી તો તેઓ બધાં ફ્રાન્સ ગયાં અને હમણાંજ હવે હું બધાંને પાછા સ્કોટલેંડમાં પહેલીવાર જોઇ શકીશ. વારૂ, આપણા બચ્ચાંઓ અને અર્લની છોકરીને કેમ ચાલે છે? બધાં હલીમલીને રહે છે કે નહીં?"

"બધાં જાણે એકજ દીલના અને જીગરના હોય તેવો તેમના વચ્ચે પ્યાર છે" સર કેસીમીરે ખુલાસો કીધો "આપણો ફ્લેમીંગ તો અર્લની બેટી ઓરબરટીના સાથે પ્યારની રેશમી રસસીથી બંધાયલો છે."

"શુંઉ?" એબટ અજાયબીમાં ગરકાવ ગયો "હીંયા તો એવી વાત ઉડી રહી છે કે અર્લ ઓવ કેથનેસના આવવા પછી તેની બેટી સાથે જવાન અર્લ ઓવ બેઝેનતાઇનના લગન થનાર છે!"

અને તેનો વાકય સાંભલીને સર કેસીમીર કાંઇબી બોલે તે અગાઉ ફાધર સાયરસ અંદર ધસી આવીને કાંઇ બોલ્યો.

ફાધર સાયરસનું બોલવું સાંભલીને એબટ બેનેડીકટસ અને સર કેસીમીર બેઉ અજાયબીમાં દંગ થઇ ગયા, મગર ફાધર સાયરસ શું બોલ્યો હતો તે વાંચનારને આગલ ચાલતાં પોતાની મેળે જણાશે.

## પ્રકરણ ૧૦ મું.

### તપાસ.—મુએલો જીવતો થયો!

તે રાત્રે દરાવેલે વખ્તે સર ફ્લેમીંગની તપાસ ચાલી. અર્લ ઓવ કેથનેસની તર્ફનાઓ ઉપરાંત તે એબીમાંના ચાર પાંચ સીવાય તમામ પાદરીઓ ત્યાં જમાવ થયલા હતા, અને અર્લઓવ દગલાસ (જેને હવે આપણે "સીહા દગલાસ"ને નામે ઓળખીશું) તેના રસાલાના વીસ માણસો સાથે હાઝર હતો.

તમામ શાંત ચુપકીદી ત્યાં ફયલાઇ રહી હતી. અને, તે ચુપકીદી લોર્ડ એબટના બોલવાથીજ તુટી શકી. તે ગંભીર આવાઝે બોલ્યો "કૈદીને હાઝર કરો."

તે મકાનની અંદરના કોઇ ઓરડામાંથી ઘંટનો નાદ ચાલુ થયો, દરવાઝો ખુલ્યો, અને કોઇ ભોંયરામાંથી આવતા હોય તેમ ફાધર સાયરસ સાથે બીજા ચાર પાદરીઓ ઉપર આવ્યા જેમની વચ્ચે સર ફ્લેમીંગ ચાલતો હતો.

ઇન્સાફ કરનાર તે વડો પાદરી પોતાના મરહુમ વ્હાલા ભાઇ જોનના બેટાને પોતાની સામેજ એક કૈદી તરીકે આવી ઉભેલો જોઇને ઘણો દીલગીર તો થયો, મગર તેને પોતાની દીલગીરી ઘણી અચ્છી હુસ્યારીથી છુપાવી દીધી, તે ઘોઘારી આવાઝથી બોલ્યો "કૈદી, ત્હારૂં નામ અને ત્હારો દરજ્જો શું છે?"

"મ્હારા લોર્ડ" તેવાજ ગંભીર આવાઝે સર ફ્લેમીંગે જવાબ આપ્યો "મ્હારૂં નામ ફ્લેમીંગ ફીટઝ-એલન છે, અને મ્હારો દરજ્જો ફ્રાન્સના નાઇટ ઓવ ધી ઓરડર ઓવ સેંટ મીચલનો છે. હું સર નાઇટનો ઇલકાબ પામેલો છું, મારા લોર્ડ."

"સર ફ્લેમીંગ ફીટઝ એલન પર કોણ આરોપ મુકે છે?" હવે ત્યાં બેઠેલાઓ તર્ફ નઝર ફેરવીને એબટ બેનેડીકટસે સવાલ કીધો "અને તે આરોપ શું છે?"

સીહા દગલાસ તે સાંભલીને ઉઠયો "હું અર્લ એન્ડ બૅરન ઓવ દગલાસ સર ફ્લેમીંગ ફીટઝ-એલન પર ખુનનો આરોપ મુકું છું, સર ફ્લેમીંગે મ્હારા અતલગના સગા સર વ્હીલીયમ દગલાસ તે નાઇટ ઓવ લીડેસડેલ એન્ડ ઓવ હરમીતેજનું ખુન કીધું છે."

"શું કહેછ તું, સર ફ્લેમીંગ ફીટઝ એલન?" અર્લ ઓવ દગલાસના બેસી જવા પછી એબટ બેનડીકટસે પોતાની નઝર સર ફ્લેમીંગ તર્ફ ફેરવીને પુછ્યું "તું મઝકુર ખુનના આરોપ માટે અપરાધી છે, યા નીરદોશ?"

"નીરદોશ, મ્હારા લોર્ડ." બુલંદ આવાઝે સર ફ્લેમીંગે કહયું, જે આવાઝ તે મકાનના

ખુણે ખુણામાં પંડરાઇ રહયો.

"તું કોઇની મદદ લેવા માંગે છે કે?" એબટે સવાલ કીધો "ત્હારા બચાવમાં બોલવા માટે કોઇની મદદ જોઇતી હોય તો તે મલી શકશે."

"હા, મ્હારા લોર્ડ" સર ફ્લેમીંગે તુર્તજ કહયું "હું ફાધર સાયરસની મદદ લેવા માંગુ છું."

"હું તેમ કરવા ખુશી છું, મ્હારા લોર્ડ." ફાધર સાયરસે ઉઠીને કહયું.

"તો કામ આગલ ચલાવો." એબટે કહયું.

"મ્હારા લોર્ડ, હું એક એવા સાક્ષીને બોલાવવા માંગું છું કે જે આ મુકદમા પર એવું અજવાલું પાડશે કે જેથી વધારે ઉંડાણમાં ઉતરવાની ત્હમને તકલીફ નહીં પડશે." ફાધર સાયરસે બચાવમાં કહયું.

"નહીં, મુકદમો જે પ્રમાણે કાયદો હોય તે પ્રમાણેજ ચલાવવો જોઇએ." સીહા દગલાસે વચ્ચે ઉઠીને કહયું.

"ફાધર સાયરસપર મ્હને પુરતો વીશ્વાસ છે." એબટે કહયું "અને તેવણ જો તેવા કોઇ સાક્ષીથી મુકદમો ટુંકો કરી શકતા હોય તો વખ્તની બરબાદી થતી અટકશે."

"માઇ લોર્ડ, હું ત્હમને ખાત્રી આપું છું કે ત્હમારા કીમતી વખ્તનો કાંઇબી ભાગ હું બરબાદ કરીશ નહીં." ફાધર સાયરસે કહયું "તે સાક્ષી કાંઇ એવુંજ કહેશે કે જે——"

"આપણુને હીંયા કોઇ એવું તેવું કહેનારા મતલબી અને ઉભા કરેલા સાક્ષીઓની ઝુરૂરતજ નથી." સીહા દગલાસે ઉઠીને ગુસ્સાથી બખાલ્યું.

"શાંતી, મ્હારા લોર્ડ" એબટે રૂબાબથી કહયું "હું ત્હમને હુકમ કરૂં છું કે ત્હમારે હીંયાની ગંભીરતામાં ખલલ કરવી નહીં."

"ત્યારે તેમ થવા દો, મ્હારા લોર્ડ." સીહા દગલાસ નરમ પડી જઇને બોલ્યો.

"ફાધર સાયરસ" એબટ બેનેડીકટસે હુકમ કીધો "ત્હમારો તે સાક્ષી કોણ છે જેને ત્હમે બોલાવવા માંગો છો?"

"હું જે સાક્ષીને બોલાવવા માંગુછું તે કોઇજ નહીં પણ જે નાઇટને મુએલો ધારવામાં આવે છે તેજ નાઈટ ઓવ લીડેસડેલ પોતતે છે! સર વ્હીલીયમ દગલાસ, બાહાર આવો."

તે વાકયથી ત્યાં જે અતી ઘણી મોટી અજાયબી ફ્યલાઈ રહી તેનું બ્યાનબી કરવું મુશકીલ છે, મગર જ્યારે તે ઓરડામાંના એક ખુણામાં આવેલો ન્હાનો દરવાઝો ખુલ્યો અને તેમાંથી નાઇટ ઓવ લીડેસડેલ જીવતો જાગતો બાહાર નીકલીને આવ્યો ત્યારે તો ત્યાં ગભરાતે જગા લીધી. સીહા દગલાસ તો ફીકો બની ગયો!

નાઈટ ઓવ લીડેસડેલ એબટ બેનેડીકટસની સામે આવી ઉભો, મગર તેના દેખાવમાં એક દીવસની અંદર મોટો ફેરફાર થઇ ગયો હતો, નાઇટ ઓવ લીડેસડેલ તે નહીં હતો, મગર તે પોતે પોતાનો ઓલો હોય તેવો થઇ ગયો હતો!

# પ્રકરણ ૧૧ મું.

## ખુનની કોશીશ કોણે કીધી?

મ્હારાં અઝીઝ વાંચનારને કહેવાની હવે ઝુરૂરત નથી કે ફાધર બેનેડીકટસ અને સર કેસીમીર–બે ભાઇઓ–વાતો કરતા બેઠા હતા અને તે વખ્તે ગભરાયલો અકલાયલો ફાધર સાયરસ દોડી આવી જે છુપું કાંઇ બોલ્યો હતો તે નાઇટ ઓવ લીડેસડેલના પાછા જીવતા થવાની વાત હતી. નાઇટને ઝખ્મ કરવા પછી તે મૌતના હાથોમાં જઇ પડયો હોય તેમ તેનો દેખાવ થયો હતો પણ રફતા રફતા તેની તે સખ્ત બેહોશી દુર થઇ ગઇ અને તેનું લહુ પાછું ગરમ થયું હતું, અને મુએલામાંથી ગોયા જીવતો થયો હતો! ફાધર સાયરસ તે વખ્તે ત્યાં લાશવાલા ઓરડામાં હતો અને તેણે નાઇટ ઓવ લીડેસડેલને મદદ આપી હતી. નાઇટના હુસ્યાર થવા પછી તેણે ફાધર સાયરસને પોતાની ઉપર વીટેલી વીગત કહી સંભલાવી હતી.

સીહા દગલાસ અને મેગનસ તો નાઇટને જીવતો ચાલી આવતો જોઇને પત્થરના પુટલાં મીસાલ દંગ થઇ ગયા હતા. અને ફાધર સાયરસે લોર્ડ એબટ તર્ફ ફરીને કહયું "મ્હારા લોર્ડ, જુઓ, મ્હારો સાક્ષી મ્હારા બોલાવવાથી આવ્યો છે."

"હા–હું હીંયાં છું" ધીમા મગર સંભલાય તેવા ખુલ્લા આવાઝથી નાઇટ ઓવ લીડેસડેલ બોલ્યો "હું હીંયા એક તમામ લબાડ અને દગાબાઝ માણસને ખુલ્લો પાડવા આવ્યો છું."

"બોલો ત્યારે, નાઇટ ઓવ લીડેસડેલ" લોર્ડ એબટે કહયું "કે શું કહેવાતા ખુન માટે આ જવાન સર ફ્લેમીંગ ફીટઝએલન જવાબદાર છે કે?"

"નહીં!" પોતાના સઘલા ઝોરથી જાણે બોલતો હોય તેવા ગુસ્સાભર્યા ચહેરાએ નાઇટે બુમ પાડી "મ્હારા પોતાના કસમ ખાઇને અને પાક પરવરદીગારના પવીત્ર નામથી કહું છું કે સર ફ્લેમીંગ નીરદોશ છે."

"સર ફ્લેમીંગને માનથી છુટો કરો; તેને અર્લ ઓવ કેથનેસ આગલ બેસવા માટે જગા આપો." લોર્ડ એબટે હુકમ કીધો, અને સર ફ્લેમીંગને તુરતજ ત્યાં બેસવા જવા દેવામાં આવ્યો. સર ફ્લેમીંગે બેસવાની અગાઉ પોતાના નૌકર સીતનને તે ખુશીભરી ખબર પોતાની બ્હેન મારગારેટ અને અર્લની બેટી, પોતાની વ્હાલી માશુક, ઓલબરટીનાને કહેવા માટે મોકલી આપ્યો.

"નાઇટ ઓવ લીડેસડેલ" લોર્ડ એબટે કહયું "તહમે જવાન સર ફ્લેમીંગને નીરદોશ કહયો છે તો ત્યારે તહમારા ખુનની કોશીશ કરવા માટે તહમે કોણને જવાબદાર લેખો છો?"

"જે માણુસ ત્યાં બેઠેલો છે તે માણુસ" સીહા દગલાસને બતાવીને નાઇટ ગુસ્સાથી બોલ્યો "મ્હારો પોતાનો સગો અર્લ ઓવ દગલાસ."

તે સાંભલીને ઉઠી ઉભો થઇને સીહા દગલાસ બોલ્યો "મ્હારા બીચારા સગાનું માથું ખશી ગયું છે. બીચારો પોતાની માંદગીની જુહમમાં બેવકુફ પાદરીઓએ શીખવેલા બોલો એક પોપટની મુઆફેક ભરડી જાય છે."

"એવફા નમકહરામ દગાબાઝ" નાઇટ ઓવ લીડેસડેલ હવે તેની તર્ફ જોઇને ગુસ્સાથી પુકારી ઉઠયો "તેં પોતે પાછળથી આવીને મ્હને ઘા કીધો, અને મ્હને મુએલો જાણી મ્હને છોડી ગયો, પણ હું ત્હારો પ્રપંચ મ્હારી નઝરો નઝર જોઇ ચુકયો હતો, મ્હારી બંધ થતી નઝરો વખ્તે ત્હારો ચ્હેરો તે મ્હારી આંખોમાં ચીતરાયલો હતો." તે વધારે અને વધારે ઝોરથી બોલ્યોઃ "તેં મ્હારૂં ખુન કીધું અને તે વખ્તે આ ત્હારા નોકર મેગનસે તુને મદદ આપી. મ્હારા લોર્ડ, મ્હારી મીલકતોનો માલીક થવા સીહા દગલાસે એ કામ કીધું અને મોકો જોઇને તેણે ગુન્હો ફ્લેમીંગને માથે નાખ્યો.

"મ્હારા મદદગારો" પોતાના નોકરો તર્ફ ફરીને હવે સીહા દગલાસ બોલ્યો "ત્હમારા વડાપર આ ઝાતનો આરોપ મુકવામાં આવે છે છતાં ત્હમે ન્હાના બચ્ચાંઓની માફક તે સાંભળતાં ગુપચુપ બેસી રહયા છો! દીવાનો નાઇટ, આ મ્હારો ઘેલો સગો, પોતાના દીવાના-પણામાં મ્હને ખુની પુકારે છે. ઉઠો."

સીહા દગલાસના શબ્દો સાંભલીને તેના તમામ નોકરો ઉઠી ઉભા થયા, અને તેઓએ પોતાની તલવારની મુઠપર હાથો મુકયા. તે જોઇ સર કેસીમીર અને સર ફ્લેમીંગબી ઉઠયા અને તેઓએબી તલવાર સંભાલી.

"ખુનપર ચઢેલાં આદમીઓ, સાવધ થાઓ.શાંત થાઓ, આ પવીત્ર જગા છે અને એને લહુના દાઘોથી ના ખરદના." લોર્ડ એબટે કહયું.

બધા તે ગંભીર વાકયથી પાછા બેઠા, મગર નાઇટ ઓવ લીડેસડેલે તેટલાજ ગુસ્સામાં પોતાનું બોલવું ચાલુ રાખ્યું "વરસો સુધી હું ઇંગ્લેંડમાં હતો જે દરમ્યાન આ મ્હારા સગાએ મ્હારી મીલકતોની આવક તમામ પોતે વાપરી અને જ્યારે તેણે મ્હને મ્હારે વતન મ્હારી મીલકતો પર પાછો આવતો જોયો ત્યારે તેની આંખમાં ખુન વરસી રહયું. મ્હને કાંઇબી બચ્ચું નથી. અને મ્હારી પછી એજ મ્હારો નઝદીકનો સગો હોવાથી એનેજ તમામ માલો મીલકત મલે તેમ હોવાથી એણે મ્હને મારી નાખવાનો તાગડો રચ્યો."

"અર્લ ઓવ દગલાસ," ત્હમારે આ બાબદમાં શું કહેવું છે?" લોર્ડ એબટે પુછયું.

"હું આ બાબદની તપાસ ઓમરાઓની અદાલતમાં લઇ જવા ચાહું છું." સીહા દગલાએ કહયું.

"ત્હમે પોતે હીંયા આવવાનું પસંદ કીધું છે, અને હવે હીંયાંથીજ ફેસલો થઇ શકશે." લોર્ડ એબટે પોતાનું મત દરશાવ્યું.

"તો હું કહું છું કે આ મ્હારો સગો નાઇટ ઓવ લીડેસડેલ લબાડ છે, અને હું તેની સાથ કાયદાથી હાથો હાથની લડાઇ લડવા ખુશી છું. યા એ મરે, યા હું મરૂં." સીહા દગલાસે સુચવ્યું.

"મ્હને કબુલ છે." હાડપીંજર જેવો જણાતો નાઇટ હજુબ પોતાના બળપર મગરૂર હતો.

"વૃદ્ધ નાઇટ ઓવ લીડેસડેલ જો એક દીવસમાં આવી ખરાબ હાલતે નહીં પ્હોંચ્યા હતે તો ઝુરૂર તેવણ આ પોતાના સગા અર્લને હરાવતે" સર ફ્લેમીંગે ઉઠીને હવે કહયું

"મગર, હવે હું એમને એકજ દીવસમાં એટલા બધા લડડો ગયલા જોઉં છું કે એવણ અર્લ સાથે લડી શકે તેમ નથી, તેથી અર્લ ઓવ દગલાસ સાથે નાઇટ ઓવ લીડેસડેલને બદલે હું પોતે હાથો હાથની લડાઇ કરવા તૈયાર છું."

"નાઇટ ઓવ લીડેસડેલ, આપને સર ફ્લેમીંગની વાત કબુલ છે?" એબટે સવાલ કીધો.

"કબુલ છે." નાઇટે જવાબ આપ્યો.

"અને આપને, અર્લ?" સીહા દગલાસ તર્ફ જોઇને એબટે પુછયું.

"મ્હનેબી કબુલ છે." સીહા દગલાસ સર ફ્લેમીંગ જેવા છોકરાને ચગડી નાખવાની મગરૂરીમાં બોલી પડયો.

"અને મ્હારો નૌકર સીતન ખુનની કોશીશ કરનાર મેગનસ સાથે લડશે." સર ફ્લેમીંગે વધારામાં કહયું.

બધાને તે વાતબી પસંદ પડવાંથી, લોર્ડ એબટે લડવાનો દીવસ નકકી કરીને પોતાની અદાલત બરખાસ્ત કીધી.

## પ્રકરણ ૧૨ મું.

### વતન! પ્યારૂં વતન!

તે પછી અર્લ ઓવ કેથનેસ અને તેની બેટી, સર ફ્લેમીંગ અને મારગારેટ, અને સર કેસીમર દએરટે "રોઝલીન કાસલ" જવા માટે મેલરોઝ એબીથી એબટની રઝા લઇ નીકલ્યા. એબટ બેનેડીકટસે પોતે તેમનો કાકો થાય છે તે જણાવ્યા વગર જાણે તેઓ તર્ફ મ્હેરબાનીની નઝર દોડવતો હોય તેમ તેણે મારગારેટ અને સર ફ્લેમીંગને કીમતી ચીઝો ભેટ આપી અને તેમને આપવાથી ઓલબરટીનાના મનમાં ઓછું નહીં આવે તેથી ઓલબરટીનાનાબી કેટલીક ચીઝો ભેટ કીધી.

મેલરોઝ એબીથી રોઝલીન કાસલ સીર્ફ વીસ માઇલ દુર હતું, અને થોડા કલાકની મુસાફરી પછી અર્લ ઓવ કેથનેસ પોતાના બચ્ચાં કચ્ચાં સાથે પોતાના પ્યારા મકાનમાં આવી પ્હોંચ્યો. અહહા! તે જાણે નવી ઝીંદગીથી પાછો જીવ્યો! તેને પોતાનાં પ્યારા મકાનમાં સાત વરસો પછી પગ મુકતાંજ ખુશીના આંસું ખેરવ્યાં! પોતાના વૃદ્ધ નૌકરને જોઇને તે જાણે પોતાનો સગો વ્હાલો હોય તેમ તે તેને ગલે વલગ્યો, અને એક બચ્ચાંની માફક રડયો.—આ નૌકર જેનું નામ જેસન્ત હતું તે ઘણા વરસોનો જુનો હતો અને તેણે તે મકાનને પોતાના ઘર મીસાલ સંભાલ્યું હતું. સાત વરસો સુધી તેણેજ તે મકાનનો અને તેની આસપાસની બીજી મીલકતોનો હીસાબ કીતાબ રાખી બબવસ્થા સર્વ ઉત્તમ રીતે કરી હતી, અને થોડા બીજા નૌકરો રાખીને સઘલું કામ ઇમાનદારી અને આસાનીથી કીધું હતું. તેણે અર્લને આવતા જાણી બધી દોડાદોડી કરી મુકી હતી: થોડાં બીજાં નૌકરો રાખી લીધાં હતાં, એઉ બાઇ

સાહેબોને વાસ્તે દાસીઓ નોકરીએ રાખી હતી, અને બધાંના આવવાના રસ્તાપર તેણે ફુલની સેરની સેરો બાંધી લીધી હતી. અર્લઓવ કેથનેસ અને તેનાં બચ્ચાં કચ્ચાંએ તે મકાનમાં જેવાં પગલાં મુકયાં કે તેમને મુબારકબાદી આપનારૂં બેંડ વાગ્યું, અને ખુશબુદાર ફુલોની સેરની સેર છુટીને તેમના માથા અને શરીરપર છવાઇ.

એવી તો સફાઇદાર રીતે જેસન્તે કામ લીધું હતું કે વરસો થયાં છતાંબી તે ઘરમાંના કોઇ ખુણામાંબી ધુલ જણાતી નહીં હતી. આયના પેરે બધુંજ ચકચકીત હતું, અને બધાનાં આરામ લેવાનાં ઓરડામાં બીછાનાની ઉત્તમ સગવડ કરી હતી. મુબારક ન્યામત તૈયાર હતું, અને તેને ઇન્સાફ આપવા જયારે બધાં બેઠાં ત્યારે તેઓએ પાક પરવરદીગારના હઝારો હઝાર શુકરાના માટે દુઆ કીધી, અહહા! વતન, પ્યારૂં વતન!

તેઓ જમવા બેઠાં અને થોડીજ મીનીટો પસાર થઇ હશે કે બાહારથી કોઇના આવવાની ગડબડ સડબડ જણાઇ, અને એક નોકરે આવીને કહયું "અર્લઓવ બેઝનતાઇન આવ્યા છે."

અર્લઓવ કેથનેસ ઉઠયો, અને તે બાહાર જવાન અર્લને લેવા માટે જાય તે અગાઉ એક માણસ સાથે તેજ અંદર ચાલી આવ્યો.

"ત્હમે બેસી રહો, ત્હમે બેસી રહો, બધાં ખુશાલ જમો," હસતાં હસતાં તે જવાન અર્લે કહયું, અને અર્લ ઓવ કેથનેસ તેના હાથો પોતાના હાથોમાં લઇ તેને આવકાર આપતાં બોલ્યો "આવો, ભલે પધારો."

"ત્હમે પણ ત્હમારા મુબારક મકાનપર ભલે પધારો, બધાં." અર્લઓવ બેઝેનતાઇને હસીનેજ કહયું, અને પછી બધાં સાથે સાહેબ સલામ થતાં સર કેસીમીર સાથે તેની અને તેની સાથે સર કેસીમીરની ઓલખ કરાવવામાં આવી.

અર્લઓવ કેથનેસનો વીચાર જવાન અર્લઓવ બેઝેનતાઇન સાથે ઓલબરટીનાને પરણાવવાનો છે તે વાત હજુણુ સુધી મારગારેટે પોતાના ભાઇને કહી હતી નહીં. તે હાલમાં થોડો વખ્ત તે વાત છેડીને તેના ભાઇના ઉશકેરાયલા મનને વધારે ઉશકેરવા ખુશીજ નહીં હતી અને વલી તેણે ઓલબરટીનાનેબી તે વાત ફ્લેમીંગ આગલ નહીં કરવા માટે ચેતાવી હતી. મારગારેટ સર ફ્લેમીંગ અને સીહા ડગલાસની લડાઇ પુરી થાય તે પછી સર ફ્લેમીંગના તે મકાનમાં પાછા ફરવા બાદ તે વાત તેને કહેવા માંગતી હતી.

અર્લઓવ બેઝનતાઇને પોતાની છોકરવન ઉમરમાં ઓલબરટીના અને મારગારેટને છેલ્લી જયારે જોઇ તે વાતને આજે સાત વરસો વીટી ગયા હતા. તે વખ્તે ઓલબરટીના દશ વરસની સુંદર મધુરી બુચ્ચી હતી, જયારે મારગારેટ અગીયાર વરસની ભરેલી ઘાટમદાર સુંદર છોકરી હતી. હવે તો તેઓમાં આસમાનો ઝમીનનો ફર્ક પડી ગયો હતો, અર્લઓવ બેઝનતાઇન તો તે બે મધુરી જવાન સુંદરતાને જોઇને ગોયા બે ઘડી છકક થઇ જતો હતો. તે બે ખુબસુરતીના નાદર નમુના મીસાલ હતી.

અર્લ ઓલ કેથનેસને પોતાના બચ્ચાં કચ્ચાં અને મીત્ર સર કેસીમીર સાથે પોતાને મકાન આવ્યાને આજે બે દીવસ થઇ ગયા હતા, અને અર્લ ઓવ બેઝનતાઇનબી તે બે દીવસ થયા તેમના પહોરાણા તરીકે તેમની સાથે હતો. હવે ત્રીજો દીવસ થયો કે જે દીવસે બે જણાનું પેલું ગોઠવેલું યુદ્ધ થવાનું હતું.

આગની ધુમ પેઠે તે વાતની ધુમ આખા સ્કોટલેંડમાં ફેલાઇ ગઇ હતી, અને તે લડાઇ જોવા માટે ગોયા આખું સ્કોટલેંડ નક્કી કીધેલા મયદાનમાં ઉભાઇ જવા લાગ્યું. અમીર ઓમરા અને બીજા ઇલકાબ વગરના ગ્રહસ્થો અને તેમની બાનુઓએ સ્હવારને પહોરથી પોતાની જગા લીધી.

સાડા આંઠ વાગતામાં મયદાન આખુ ચીકાર ભરાઇ ગયું, અને નવ વાગતાને શુમારે પોતાના રસાલાના માણસો સાથે સીહા દગલાસ આવ્યો અને તે પહેલાં પોતાના તંબુ તર્ફ ગયો. સીહા દગલાસ સાથે તેનો નોકર મેગનસ હતો જે સર ફ્લેમીંગના નોકર સીતન સાથ લડનાર હતો. સીહા દગલાસ મયદાનમાં આવ્યો ત્યારે તેને તાલીઓથી સારો આવકાર મલ્યો.

મગર, જ્યારે સર ફ્લેમીંગ મયદાનમાં દાખલ થયો ત્યારે તેને મલેલી તાલીઓ કાંઇ ઓછી નહીં હતી. આખું મયદાન ગોયા તાલીઓથી ઉંચકાઇ ગયું હતું.

ખાસ આરાસ્તા શામીયાનામાં અર્લ ઓવ કેથનેસ પોતાને ઘરનાંઓ સાથે જ્યારે આવી બેઠો ત્યારેબી આખું મયદાન તાલીઓથી ગાજી વાજી રહયું.

સર કેસીમીર લવાદ દાખલ કામ કરવાનો હતો, અને તેણે વખ્ત થતાજ લડવૈયાઓને બાહાર નીકલવા માટેનું રણસીંગ ફુંકવાનો હુકમ આપ્યો. થોડીજ મીનીટમાં અર્લ ઓવ દગલાસ પોતાના તંબુમાંથી નીકલ્યો અને ઘોડાપર સ્વાર થયો, અને બીજી તર્ફ સર ફ્લેમીંગ તેજ મીસાલ તૈયાર થઇ રહયો હતો. સીહા દગલાસ પોતે તેના નોકર મેગનસ સાથે ઘોડેસ્વાર થયલો આવી ઉભો, અને સર ફ્લેમીંગની પાસે તેનો નોકર સીતન.

લડવા માટેનું રણસીંગ સર કેસીમીર ફુંકાવવા ગયો, મગર તેજ વખ્તે કેટલાક ઘોડેસ્વાર તે મયદાનમાં દાખલ થયા, અને સઘલે ધુમ પડી રહી "રાજા-રાજા આવે છે."

## પ્રકરણ ૧૩ મું.

### રાજા ડેવીડ.

આપણી વાર્તા ચાલે છે તે વખ્તે સ્કોડલેંડનો રાજા ડેવીડ બીજો તેના ચાલીસમાં વરસની ઉમરે હતો. તે ઉંચો, ભરેલા દીલનો, અને દેખાવલો હતો. તે ખર્ચાલુ, એકલપેટો, અને મોજશોકમાં સરતાપાં ચકચુર રહેનારો રાજા હતો. તેના ફેરાવન મગઝને લીધેજ તેને અગીઆર વરસો સુધી કેદમાં રહેવું પડયું હતું, છતાંબી ઇંગ્લેંડે તેનીપર ઘણી મ્હેરબાની કીધી હતી. તે હાલમાં રંડાયલો હતો, તેની રાણી જોના મરણ પામી હતી, અને બીજીવાર પોતાને મન ગમતી મ્હોરદાર સાથ પરણીને તેને પોતાના રાજતાજની ભાગણ બનાવે તેવું તો હતુંજ, કેમજે તે જવાન હતો.

રાજા આવે છે એવું જાણતાંજ સર કેસીમીર થોભ્યો, અને તેણે થોડો વખ્ત લડાઇ થોભાવી. આખીર, રાજા અંદર આવ્યો અને તેને તાલીઓની ગર્જનાથી વધાવી લેવામાં આવ્યો.

રાજા દેવીડે તેના જવાબમાં પોતાની કલગીદાર કીમતી કોલાહ માથેથી ઉઠાવી નમી નમીને સલામ કીધી.

રાજા તેમ સલામ કરતો કરતો સઉથી ઉત્તમ તે મોટા શામીયાના તર્ફ ગયો જેમાં અર્લ ઓવ કેથનેસ પોતાની બેટી, મારગારેટ, અર્લ ઓવ બેઝેનતાઇન અને રસાલના માણસો સાથે બેઠેલો હતો. રાજાને પોતાના શામીયાના તર્ફ આવતો જોઇ અર્લ ઓવ કેથનેસ ઉઠીને આગલ વધવા ઉતર્યો. રાજા અને અર્લના હાથો એક બીજામાં મલતાંજ તેઓ એક બીજાને ઘણાજ ગૌરથી જોવા લાગ્યા. અઢાર લાંબા વરસો પછી રાજા દેવીડ પોતાના દોસ્ત અર્લ ઓવ કેથનેસને મલતો હતો. "કેથનેસ, મ્હારા નામવર અમીર, તમે સ્કોટલેંડ પધાર્યા છો તે માટે હું તમને મુબારકબાદી આપું છું—અને હું આશા રાખું છું કે ફરીથી તમે આપણા સ્કોટલેંડને છોડીને અમારેથી દુર થશો નહીં."

અર્લ અતી ઘણો નમનતાઇથી નમ્યો અને તેણે રાજાના હાથપર બોસો લીધો, અને તે પછી તે કાંઇ બોલવા જતો હતો તેટલાં રાજા દેવીડેજ તેને અટકાવીને કહ્યું: "મ્હારા નામવર, ગઇ ગુઝરીનો એક શબ્દબી બોલશો નહીં. સઘલું આપણે ભુલીજ જઇશું."

"આપ જનાબે આલાના મુબારક પગલાં મ્હારા નાચીઝનાં શામીયાનામાં બહરાવશો?" અર્લ ઓવ કેથનેસે રાજાને કહ્યું.

"બહુજ ખુશીથી." રાજાએ જવાબ આપ્યો, અને તે ઘોડેથી ઉતર્યો. રાજા દેવીડને સાથે લઇને અર્લ ઉપર પગલાં ભરવા લાગ્યો.

અર્લની બેટી અને મારગારેટ આગલ પ્હોંચતાં અર્લે તેમને રાજા સાથે ઓળખાવી. ઓલબરટીનાને જોવા કરતાં મારગારેટને જોઇને રાજા થોડો વીચારમાં પડી ગયો! અર્લ ઓવ બેઝનતાઇન સાથે મલ્યા પછી રાજાએ પોતાની બેઠક ઓલબરટીના અને મારગારેટની બચ્ચેની કુરસીપર લીધી.

તે પછી અર્લ ઓવ કેથનેસ તર્ફ ફરીને રાજા દેવીડ બોલ્યો "અમારા કાને સ્કોટલેંડમાં તમારી મુબારક પધરામણી થવાની ખબર પડી કે તેજ સાથે વલી આજની લડાઇની બાતમી મલી. અમો ખચ્ચીતજ દીલગીર છીએ, મગર લાચાર."

"જે રાસ્ત છે તેને સદા પાક ખુદાની મદદ છે." અર્લ ઓવ કેથનેસે કહ્યું.

"અને તે પછી થોડીક બીજી ત્રીજી વાતમાં તેઓ ગુંટાયા, અને સર કેસીમીર માટે અર્લે રાજાને કહ્યું, તેટલાં વલી લડાઇ અટકાવવા માટેની ખબર મલી. એક હાથની ગાડી જે પાટલા પરદાથી ઢંકાયલી હતી અને જેમાં વૃધ્ધ નાઇટ ઓવ લીડેસડેલ સુતેલો હતો તે તે મયદાનમાં લાવવામાં આવી, જે ગાડીની સાથે સાથે ફાધર સાયરસ ચાલતો હતો. નાઇટ ઓવ લીડેસડેલ મૌતને કરીબ હતો, તે મરણતોલ હાલતમાં તે ગાડીમાં સુતેલો હતો, અને તેનાજ આગ્રહથી તેને તે જંગના મયદાનમાં લાવવામાં આવ્યો હતો.

સર વ્હીલીયમ દગલાસની ગાડી આવે છે એવું જાણતાંજ લડાઇની શુરૂઆત થતી વલી પાછી અટકાવવામાં આવી અને લોકોમાં અનેક તરેહની વાતો થતી રહી.

નાઇટ ઓવ લીડેસડેલ આવે છે એવું જાણતાંજ રાજા દેવીડે પોતાની સાથના અમીરો

તર્ફ જોઇને કહયું "મ્હારા નામવરો, જોકે અમને નાઇટ ઓવ લીડેસડેલ સાથે હમણા સારૂ નથી, છતાં તેની વૃધ્ધ હાલતમાં અને તે ઘણે વરસે હીંયાં આવ્યો છે તે તર્ફ જોઇને અને અકસર કરીને તેણે આપણા સ્કોટલેંડ માટે ખરી બહાદુરી ભરેલી લડત જંગમાં ચલાવી હતી તે તર્ફ જોઇને અમારે સફા દાલથી તેને મલવા જવું જોઇએ." અને તેમ બોલતાંજ રાજા પોતાની બેઠક છોડી નીચે ઉતર્યો અને નાઇટની ગાડી જે નઝદીક આવતી હતી તેની રાહ જોતો ઉભો. રાજાની પાછલ તેના અમીરો વીગેરે પણ ઉતરી પડયા અને તેઓ દુરથી ઉભા રહયા.

રાજાએ નીશાન કીધી કે ગાડી આવીને રાજા હતો ત્યાં ઉભી રહી. રાજાએ ફાધર સાયરસની તર્ફ જોઇને કહયું "પવીત્ર ધર્મગુરૂ, કુરતીન ઉથાવી લો કે નાઇટ ઓવ લીડેસડેલ નામવરને જોઇ શકાય."

કુરતીન ઉઠાવી લેવામાં આવી અને રાજાએ નાઇટનો હાથ પકડી લેતાં અતી ઘણા ધીમાં આવાઝે કહયું "મ્હારા બાહાદુર નાઇટ નામવર, આપને એવી હાલતમાં જોઇને હું બહુજ દીલગીર થાઉં છું. અને મ્હને દુખ થાય છે."

બીલકુલ નબલા આવાઝથી તેના જવાબમાં નાઇટ ઓવ લીડેસડેલે હાંપી જઇને કહયું "હું જોઇ શકું છું ત્યારે કે ત્હમને મ્હારે માટે ખરેખરી લાગણી છે. મેં ત્હમારી જે સેવા બજાવી હતી તેને ત્હમે ભુલી ગયા નથી. અને, તેથી, હું ત્હમારી પાસે એક ચીઝ માંગી લઉં છું. વખ્ત થોડો છે, હું મરી જવાની અણીપર છું, અને મ્હારી એટલી છેલ્લી આશા પુરી કરશો એમ હું ઇચ્છું છું."

"બોલો, મ્હારા અઝીઝ ફરમાંબરદાર." રાજાએ કોઇ નહીં સાંભલે તેમજ બોલવું ગાડીની અંદર ડોકયું રાખીનેજ ધીમેથી આગલ ચલાવ્યું "ત્હમારા રાજાને નગુણો ના સ્હમજતા. બોલો, ત્હમારી છેલ્લી આશા શી છે?"

"પવીત્ર પીતા" ફાધર સાયરસ તર્ફ જોઇને સર વ્હીલીયમ દગલાસે કહયું "ત્હમે ત્હમારી સાથે લાવેલી ચોપડીમાં હું જે લખાઉં છું તેની નોંધ કરી લો. નામવર માનવંત રાજા હાઝર છે, અને તેવણ હું જે લખાઉં છું તેના સાક્ષી તરીકે રહેશે."

ફાધર સાયરસે તે ચોપડી કાઢી અને નાઇટે લખાવ્યું:

"હું સર વ્હીલીયમ દગલાસ નાઇટ ઓવ લીડેસડેલ મ્હારી છેલ્લી ઇચ્છા લખાવી જાઉં છું કે મ્હને કાંઇ બચ્ચું નહીં હોવાથી મ્હારી તમામ મીલકતો જે મ્હારા નઝદીકના સગા અર્લ ઓવ દગલાસને મલનાર હતી તે તમામ મીલકત હું તે અર્લ ઓવ દગલાસને આપી જવા માંગતો નથી કેમકે તેણે મારી સાથે મ્હારા છેલ્લા દીવસો વખ્તે દગાબાઝી ચલાવી છે અને મ્હારૂં ખુન કરવાની કોશીશ કીધી છે. આજના દીવસે જે લડાઇ થનાર છે તેનું જેબી પરિણામ આવે છતાં અર્લ ઓવ દગલાસ મ્હારી મીલકતોમાંથી કાંઇબી મેલવી શકેજ નહીં. અગર, આજની લડાઇમાં સર ફ્લેમીંગ રીટઝ એલન જીવે તો પછી લીડેસડેલ અને તેવીઓ-સ્ટડેલની મ્હારી મીલકતો અને હરમીટેજનું મહારૂં કીલ્લા રોકું આલીશાન મકાન એ સર્વે સર ફ્લેમીંગ રીટઝએલનને મલે. મ્હારી પછી મ્હારો વારીસ સર ફ્લેમીંગ રીટઝએલનજ રહે એવી મ્હારી ઇચ્છા છે. પાક ખુદા નહીં કરેને જો આજની લડાઇમાં મ્હારો વારીસ સર ફ્લેમીંગ

માર્યો જાય તો મ્હારી તમામ મીલકતો સર ફ્લેમીંગની બ્હેન મારગ્રેટ ફીટઝએલનને મલે."

તેટલું લખાવી નાઇટ ઓવ લીડેસડેલે ફાધર સાયરસને પુછ્યું "એ બધું લખ્યું?"

"હા."

"હવે, નામવર માનવંત રાજા." રાજા દેવીડ તર્ફ જોઇને મરતા નાઇટે કહયું "ત્હમારી સહી વગર આ કામ બનવાનું નથી. મ્હારી છેલ્લી અર્ઝ એજ છે કે ત્હમો નામવરે ત્હમારી સહી આ મ્હારી છેલ્લી ઇચ્છા મુજબના વસીઅતનામાપર મુકવી."

રાજા દેવીડના દીલમાં મોટી ઉઠલપાડલ થવા લાગીઃ તે તો એમજ ધારતો હતો કે અર્લ ઓવ દગલાસજ આ લડાઇમાં ફ્‌તેહ પામશે, અને પછી આ વસીઅતનામાપર સાક્ષી તરીકેની પોતાની સહી મુકીને તે અર્લ ઓવ દગલાસને પોતાનો દુશ્મન કેમ બનાવે? મગર, રાજાએ એબી જોયું કે તેણે નાઇટને તેની ઇચ્છા પુરી કરવા માટેનું વચન આપ્યું હતું. વલી, તે મરતા નાઇટને ના કહીને તેને છેડવા માંગતો નહીં હતો, કેમજે તે એમ સ્હમજતો હતો કે જો તે સહી કરવા ના પાડશે તો નાઇટ ઓવ લીડેસડેલ મરતો મરતેબી તેની (રાજાની) આગલી કારકીર્તી દરમ્યાન જે છુપાં કામો તેણે કર્યાં હતાં અને જે નાઇટ ઓવ લીડેસડેલને ખબર હતાં તે સઘલાં બાપુકાર મરતી વખ્તેબી તે આસપાસનાઓને ઝાહેર કરી દે અને તે ઉપરથી પછી વાત વધી જાય, એટલે તેણે નાઇટનું મોઢું બંધ રાખવા અને આપેલો બોલ પાળવા પેલા વસીઅતનામાં નીચે પોતાની સાખ મુકવા હા પાડી.

રાજાએ સહી કીધી, અને તે વસીઅત ફાધર સાયરસના હવાલામાં આપતાં નાઇટ ઓવ લીડેસડેલે કહયું: "પવીત્ર પીતા, આ કીમતી વસીઅતનામું અર્લ ઓવ કેથનેસના હાથમાં આપો કે જેવણ ઉપર મ્હને પુરેપુરો ભરૂસો અને વીશ્વાસ છે."

રાજાએ તે સાંભલીને પોતાનો હોટ કરડયો, અને તેની પોતાની ઉપર સર વ્હીલીયમનો ભરૂસો નહીં હતો તેથી સ્હેજ તેનું લહુ ઉકલ્યું, મગર ખામુશી તેને અખત્યાર કીધી.

જેટલો વખત રાજાએ ઉતરીને નાઇટ ઓવ લીડેસડેલ સાથે વાત કીધી તેટલો બધો વખ્ત લડાઇ બંધ રાખવામાં આવી હતી. અને દુરના તંબુઓમાંથીબી બધાંની નઝર રાજા અને નાઇટની ગાડી તર્ફ ખેંચાયલી રહી હતી.—ફાધર સાયરસે જ્યારે પેલું વસીઅતનામું અર્લ ઓવ કેથનેસને આપ્યું ત્યારે અર્લે તે લેતાં રાજા દેવીડને નમીને સલામી ભરી.

"માનવંત રાજા, ત્હમારો બહુ મોટો ઉપકાર" રાજાનો હાથ દાબતા નાઇટે કહયું "હવે હું સુખથી મરશ. મગર, હું મરૂં તે અગાઉ આ લડાઇનું પરિણામ જોવા પામું એટલું હું પાક ખુદા પાસે માંગી લેતાં દુઆ ચાહું છું કે પરિણામ આવે ત્યાં સુધી તે પાક પરવરદીગાર મ્હને જીવાડે."

રાજા દેવીડે નાઇટ ઓવ લીડેસડેલનો નબલો હાથ પોતાના હાથોમાં લઇને દાબ્યો અને તે ફરીથી જઇને મારગારેટ અને ઓલબરટીનાની વચ્ચેની પોતાની બેઠકપર બેઠો, અને બેઠા પછી રૂમાલની નીશાની કીધી કે લડાઇ શુરૂ કરવી. સર કેસીમીરે તે નીશાની જોઇ અને રણસીંગ ફુંકવાનો હુકમ આપ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

### લડાઇ—સચ્ચાઈની ફ્તેહ.

રણસીંગ ફુંકીને મુનાદીઆએ પુકાર્યું "તે સ્વાર થઇને ત્યાં ઉભો છે પોતાની ઉપર મુકાએલા આરોપનો ડાઘ ધોઇ નાખવા અર્લ ઓવ દગલાસ, અને તે ત્યાં ઉભો છે સર વ્હીલીયમ દગલાસ તે નાઇટ ઓવ લીડીસડેલને બદલે લડવા સર ફ્લેમીંગ ફીટઝએલન. પાક ખુદા સચ્ચાઈનીજ ફ્તેહ કરશે.

"વલી, મેગનસ તે અર્લ ઓવ દગલાસનો નોકર અને સર ફ્લેમીંગ ફીટઝએલનનો નોકર સીતન એ બે પણ એજ કારણથી ઉભા છે." પેલા મુનાદીઆએ બોલી રહીને પછી બીજી બે વાર રણસીંગ ફુંક્યું.

બેઉ તર્ફે એક બીજા સામે હુમલો લઇ જવામાં આવ્યો. એક બાજુ સર ફ્લેમીંગ સામે અર્લ ઓવ દગલાસ અને બીજી બાજુ સીતન સામે મેગનસ.

ઘોડાઓ હણહણાટથી એક બીજા સામે દોડતા—અને લડવૈયાના હાથોના ભાલાઓ ચપાચપ એક બીજાપર પડતા જેને ઢાલથી બચાવવામાં આવતા, આખીર ભાલાઓ ભાંગી ગયા અને તે જોઇને તાલીઓની ગર્જનાથી મયદાન ગુંજી રહયું. સીહા દગલાસના ભાલાના તુટતી વખ્તે સર ફ્લેમીંગ પર એવો તો એક ફટકો પડયો કે ઢાલ સંભાળતા છતા તે ચક્કર ખાઇ ગયો! તેને ઘુમરી આવી ગઇ, અને દુરના શામીયાનામાં બેઠેલી ઓલબરટીનાએ તે દેખાવ જોયો કે ગભરાઇ, તે ચીખ મારવા ગઇ, મગર ભાણ આવી ગયું અને ખામુશ રહી ગઇ.

ભાલાના તુટવાથી શમશીરો ખેંચાઇ, અને વીજળીના ચમકારાઓની ચમક ચાલતી હોય અથવા સાંપની વલપર વલ દેખાતી હોય તેમ તે તલવારો એક બીજા સાથ લડવા પડી! એકાએક સર ફ્લેમીંગની તલવારનો એક ફટકો અર્લ ઓવ દગલાસની કોલાહપર પડયો, અને અર્લની કોલાહ તેથી ઉડી ગઇ! સર ફ્લેમીંગે તુરતજ કહયું "મ્હારા નામવર, કોલાહ તર્ફ ધ્યાન નહીં આપશો! હું પોતે ત્હમારી બરોબરનો થવા માટે મ્હારી કોલાહ ઉડારી મુકું છું" અને નમનતાઇથી ભરેલા સર ફ્લેમીંગે તેટલું બોલતાજ ખરા મરદાનગી ભર્યા બાહાદુર લડવૈયાની મીસાલે પોતાના સર પરની કોલાહ ઉઠાવી લઇને ફેંકી દીધી. તે જોઇને મયદાન તાલીઓની ગર્જનાઓની ગર્જનાથી ગાજી રહયું. મગર, સીહા દગલાસની આંખો તો તે આવાઝને લીધે ગોયા ગુસ્સાથી અંધી બની રહી, અને અહસ્થાઇપણું બતાવનાર સર ફ્લેમીંગ માટે તેની આંખોમાં ખુન વરસી રહયું! સર ફ્લેમીંગે કોલાહ ઉડારી કે સીહા દગલાસની શમશીરનો ફટકો તેના માથા ઉપર ઉતર્યો. અગર જો સર ફ્લેમીંગે સમયસુચકતા વાપરીને પોતાના ઘોડાને હટાવ્યો નહીં હતે તો સીહા દગલાસની તે શમશીર સર ફ્લેમીંગના માથામાંથી થઇને તેની ગરદન ઉપર ઉતરી પડી હતે!

મગર, બીજીજ પળે સર ફ્લેમીંગની તલવારનો ફટકો જે સીહા દગલાસના જમણા હાથપર પડયો તે એટલો તો ઝોરથી પડયો કે જો કે બખતર અને ઢાલની મદદથી દગલાસનો

હાથ કપાતો બચી શકયો લેકીન તે હાથ એક પળ સુધી લડવાથી રદ્દ થયો હોય તેમ સીહા દગલાસને લાગ્યું! ફરીથી સીહા દગલાસનો ફટકો ઉતર્યો અને તે એવો ઝબરદસ્ત હતો કે તેણે સર ફલેમીંગના ઢાલના ટુકડા કરી નાંખ્યા તુરતજ બીજો ફટકો દગલાસે માર્યો. મગર સર ફલેમીંગે તે છટકાવ્યો. અને, હવે, પોતાની વારી લેતાં સર ફલેમીંગે પોતાની તલવાર હીંયાથી ત્યાં, ઉપરથી નીચે, એમથી તેમ, એવી તો ફેરવી કે મીનીટો સુધી સીહા દગલાસને પોતાના બચાવમાંજ રહેવું પડયું. લડાઇથી એટલું તો સાબીત થયું કે સીહા દગલાસ પોતાના ઝોરપર મગરૂર હતો જ્યારે જવાન સર ફલેમીંગ પોતાની શમશીરની પટાબાઝીપર.

"સેંટ એનડરૂના કસમ, પોતાના બચાવમાં જવાન સર ફલેમીંગ બહુજ ઉત્તમ હુસ્યારી વાપરે છે." રાજા દેવીડે કહયું "અહહા! તેની તલવાર વીજળીના ચમકારાની મુઆફેક દગલાસની આંખો સામે ચમકારા કરે છે. વાહ, જુઓ, જુઓ, કેવો બચાવ સર ફલેમીંગે કીધો. અને, જુઓ, વાહ, તેણે જે ફટકો માર્યો તે દગલાસનો હાથ ઉતારી પાડવા જેવોજ છે." અને તેવોજ એક બીજો ફટકો લાગતાજ જ્યારે સીહા દગલાસે તમમર ખાધી ત્યારે રાજા દેવીડે દાંતમાં આંગલી કરડી લીધી. "વાહ ! શું ફટકો? ફલેમીંગબી ત્યારે કાંઇ દગલાસથી ઉતરતો નથી. લડવામાં તે બહાદુર નરેશેર છે."

તે લડાઇ થતી હતી તે દરમ્યાન ગાડીની અંદર નાઇટ ઓવ લીડેસડેલ પોતાના એક હાથ પર ટેકો દઇને તે લડાઇ ઘણીજ ઉલટ અને ઉમંગથી જોતો હતો, જો કે તેની આંખો પર મૌતનો હાથ મુકાવાનો હતો છતાં તે થોડા વખ્તને માટે અજાયબ ચમકાતથી ચમકી રહી હતી.

"શાબાશ, સર ફલેમીંગ!" છેલ્લા જોશો ઝોર સાથે નાઇટ ઓવ લીડેસડેલ બોલ્યો "તે પોતાના ફ્રાન્સમાંના પ્રાક્રમને હીંયાબી બરોબર જેબ આપે છે. અહહા! તે કેવો લડે છે! વાહ! સેંટ જોનના કસમ કે હરમીતેજના મ્હારા આલીશાન કીલ્લારોકા મકાનનો એજ માલેક થશે. આગલ, આગલ, સર ફલેમીંગ આગલ વધ! વાહ! બહુજ અચ્છી રીતે ફટકો માર્યો! ઢાલનીબી એ તો દરકાર કરતો નથી! ફાધર સાયરસ, સર ફલેમીંગ ખરેજ એક બાહાદુર સીંહ જેવો છે."

લડાઇ બહુ લંબાઇ. અર્લ ઓવ દગલાસ જેને એક બચ્ચું સ્હમજતો હતો તે તો તેને પુરેપુરો પુરો પડયો! તેથી સીહા દગલાસે પોતાની કીર્તીને વધારે વખ્તથી ધોકો નહીં પહોંચે એવો ઇરાદો કીધો અને તેણે પોતાના ઘોડાની લગામ છોડીને ઘોડાને એડ મારી એકદમ સર ફલેમીંગના ઘોડા સામે છોડી મુકયો અને પોતે પોતાનાં સઘળા ઝોરથી તલવારનો એક ફટકો માર્યો. તે ફટકો જો લાગતે તો સર ફલેમીંગ બચતે નહીં, મગર પોતાની ચાલાકી મુજબ આ વખ્તેબી ફલેમીંગ બચી જઇ શકયો અને તેણેબી બચતાને વાર પાછો ફટકો માર્યો. તે ફટકાથી સીહા દગલાસ પોતાની બેઠકમાં જુમબીશ ખાઇ ગયો, તેને ચકકર આવ્યા. સર ફલેમીંગે આ ટક અચ્છી જોઇ, તેણે પોતાના ઘોડાને દગલાસના ઘોડા તર્ફ યાહોમ દોડાવ્યો, અને એક બીજો ફટકો દગલાસને માર્યો. જેથી તે મગરૂર અર્લ ઝમીનપર પડયો!

ઝમીન હલાવી મુકે તેવી તાલીઓ પડી, અને ખુશીની ચીખોથી મયદાન ગોયા ધ્રૂજવા લાગ્યું. મારગારેટ અને ઓલબરટીનાની ખુશાલીનો તો કાંઇ પારજ નહીં હતો!

ગુરરથી ભરેલો સીહા દગલાસ પડયો કે સર ફલેમીંગ ઘોડાપરથી કુદી પડયો, અને ઝમીનપરથી પેલો ઉઠવા જાય તે અગાઉ તો તેણે પોતાનો જમણો પગ તેની છાતીપર મુકી દીધો અને તલવાર ઉગામીને ત્રણવાર પોતાના માથાપરથી ફેરવી.

"બાહાદુરી બજાવી છે તમે, જવાન સીંહ" તે જગાપર આવીને સર કેસીમીરે કહયું "અને, હવે, હું કાયદા મુજબ અર્લ ઓવ દગલાસને એક કૈદી તરીકે મ્હારા હવાલામાં લઈશ, આ દેશનો એવો કાયદોજ છે. એનાપર ગુન્હો સાબીત થયો છે કે એણે નાઇટ ઓવ લીડેસ-ડેલના ખુનની કોશીશ કીધી હતી."

મગર, તેજ વખ્તે બીજી ચીખ મયદાનમાં પડી રહી, પેલી તર્ફ સર ફલેમીંગનો નૌકર સીતન સીહા દગલાસના નૌકર મેગનસને હાથે હારીને ઝમીનપર પડયો હતો અને મેગનસ તેના શરીરપર પગ મુકી ઉભો રહીને પોતાની તલવાર જીતની ખુશીમાં આમતેમ ફેરવતો હતો!

આ બે તર્ફની લડાઇના પરિણામ વખ્તે રાજાના તંબુ આગલની પેલી ગાડીમાં નાઇટ ઓવ લીડેસડેલે ખુશીની એક ચીખ પાડી, તેણે સર ફલેમીંગને જીતતા જેવો જોયો કે તુરતજ તેણે ખુશીની ચીખ મુકી, અને "પાક ખુદાએ સચ્ચાઇનેજ ફતેહ આપી છે" એટલું બોલી ડચકાં ખાઇને તે મરણ પામ્યો.

"પાક પરવરદીગાર બીચારાને બીહીસ્ત આપે, નાઇટ ઓવ લીડેસડેલ હવે વધુવાર જીવતો નથી" ફાધર સાયરસે ગંભીર આવાઝે પેલા શામીયાના તર્ફ જોઇને કહયું, અને તે ગાડીપર કુરતીન નાંખી દીધી.

રાજાએ ફાધર સાયરસ તર્ફ જોઇને કહયું "પવીત્ર ધર્મગુરૂ, મરહુમની લાશને મેલરોઝ એબીમાં લઇ જાઓ."

અને તે ગાડી હંકારી લઈ જવામાં આવી. રાજા દેવીડ હવે પોતાની સાથના અમીરો તર્ફ ફરીને બોલ્યો "ફતેહ અને હાર એ યકસાન ઉતરી છે. એક તર્ફ સર ફલેમીંગ જીત્યો છે, તો બીજી તર્ફ તેનો નૌકર સીતન હાર્યો છે. આથી એક મુશકીલી ઉભી થશે, અને તેથી મ્હારી તે જગ્યાપર બહુ અગત્ય છે. મ્હારી સાથે આવો મ્હારા નામવરો."

રાજા તુરતજ નીચે ઉતર્યો અને બાનુઓને અને અકસર કરીને મારગારેટને ઘણી નમીને સલામ કરીને ઘોડેસ્વાર થઇને ગયો. તે ગયો તે પહેલા સર ફલેમીંગ આગળ ગયો અને તેણે પોતાની તર્ફથી સર ફલેમીંગને મુબારકબાદી અને ઇલકાબ આપતાં કહયું "હું તમને સેંટ એનદરૂ ઓવ સ્કોટલેંડનો ખેતાબ આપું છું. અને હવે, ચાલો મ્હારી સાથે. અર્લ ઓવ દગલાસની સારવાર હીંયા આ અમીરો કરશે."

સર ફલેમીંગ રાજા દેવીડના હુકમ મુજબ તેની સાથે ગયો. અને તેઓ ત્યાં ગયા જ્યાં સીતનને નાખીને તેની છાતીપર પગ મુકી હજુએ પેલો મેગનસ ઉભો હતો. રાજાએ ત્યાં પહોંચતાંને વાર પુછયું "આ હારેલા જવાનને તું શું કરવા માંગે છે કે તેની તેજ હાલતમાં તું હીંયા ઉભો છે?"

"ઝીંદગીના બદલામાં ઝીંદગી, અથવા મૌતના બદલામાં મૌત" મેગનેસે કહયું "અગર મ્હારા અમીર શેઠ અર્લ ઓવ દગલાસને મારી નાંખવામાં આવનાર હોય તો હું બી આ સીત-

તને મારી નાખીશ, અને જો મ્હારા શેઠને છોડી દેવાનું વચન આપવવામાં આવે તો હું એનેબી છોડી દેવા તઇયાર છું."

"કંગાલ! આ તું શી વાત કરે છે?" સર ફ્લેમીંગ ગુસ્સે થઇને બોલ્યો. "આવી એક દગાબાઝી——————"

મગર, તેજ વખ્તે રાજા વચ્ચે બોલ્યો "ખામુશ રહો, આ બાબદમાં ઇન્સાફ આપવાનું કામ મ્હારૂં છે. સાંભલો, સર ફ્લેમીંગ, ત્હમારી ફ-તેહ થવાને સબબે અર્લ ઓવ દગલાસ ખુની તરીકે ગણાઇ ચુકયા છે, અને બીજા હાથપર મેગનસ નીરદોશ પુરવાર થયો છે. મગર, મરહુમ સર વ્હીલયમે તો એવો આરોપ મુકયો હતો કે અર્લ અને તેના નોકરે સાથે મલીને ખુનની કોશીશ કીધી હતી. અને તેથી, જો અર્લ ઓવ દગલાસ દોષીત છે, તો પછી તેનો નોકર મેગનસ કેમ નીરદોશ કહેવાઇ શકાય? અને બીજી રીતે ગણતાં જો મેગનસ નીરદોશ હોય તો પછી તેનો શેઠ અર્લ કેમ દોષીત હોય?" રાજા દેખઇતી રીતે એમ બોલીને સીહા દગલાસની તર્ફદારી કરતો હતો, કેમજે તે સીહા દગલાસનો ગુસ્સો પોતાના સરપર લેવા ખુશી નહીં હતો. તેટલું બોલી રહીને તે પોતાના અમીરો તર્ફ ફરીને પુછવા પડયો "બોલો મ્હારા નામવરો, ત્હમેજ આ ઉખ્યાણું પારખો!"

દરેક ચ્હેરાપર ગુંચવાડો પયદા થયલો જણાયો. રાજા દેવીડની અંદરખાનેની ઇચ્છા કેટલાક સ્હમજી ગયા કે તે સીહા દગલાસનો જીવ બચે તેમ જોવા ખુશ હતો.

"એક રીતે આ લડાઇનું પરિણામ ખોટું આવ્યું છે." રાજા પાછો બોલ્યો.

મગર, હવે સર ફ્લેમીંગ વચ્ચે બોલી પડયો "નામવર માનવંત રાજા, હું અર્લ ઓવ દગલાસને એક ખુની ઝાહેર કરૂં છું."

"મ્હારા જવાન મીત્ર." રાજા સ્હમજાવતથી બોલ્યો "શું તું ત્હારા વફાદાર નોકર સીતનને ત્હારી પોતાની આંખો સનમુખ કતલ થતો જોવા ઇચ્છે છે?"

"પાક ખુદા તેથી મ્હને બચાવે," સર ફ્લેમીંગ બોલ્યો: "મ્હારો વફાદાર સીતન તો જીવવોજ જોઇએ."

"અને જ્યારે તે જીવે ત્યારે તો અર્લ ઓવ દગલાસ પોતેબી જીવવોજ જોઇએ." રાજાએ તુર્તજ કહી દીધું "મ્હારા જવાન મીત્ર, તેં શું મેગનસની શર્ત સાંભલી નથી? મેં તો ચુકાદો આપ્યો છે, હવે ત્હારે પોતાને ગમે તેમ થવા દે, મીત્ર."

"સીતનને જવા દો." સર ફ્લેમીંગ બોલ્યો.

"મેગનસ" રાજાએ ઝટ બુમ પાડી "ત્હારા શેઠને જીવવા દેવામાં આવશે, માટે તુંબી સીતનને જવા દે."

"મોટી ખુશીથી, માનવંત નામવર રાજા." મેગનસે પોતાનો પગ સીતનના શરીરપરથી ઉઠાવી લેતાં કહયું. અને, સીતન જે ઝમીનપર અર્ધ બેહોશ પડેલો હતો તેને હાથ આપીને જેમ તેમ સર ફ્લેમીંગે ઉઠાડયો.

રાજાનો હુકમ શું થયો હતો અને શું શર્તે લડાઇ પુરી થઇ હતી તે મુનાદીઆએ બધાંને કહી સંભલાવી, અને પછી બધાં લોકો વીખરાવાં લાગ્યાં, જ્યારે રાજા પોતે અર્લ

ઓવ કેથનેસની સાથે શેકહેન્ડ કરતાં બોલ્યો "હું આપણા આલીશાન મકાનમાં પહરોણા તરીકે આવવા માંગું છું."

"બાસરોચશ્મ." અર્લ ઓવ કેથનેસ ખુશી થઇ ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### અંદેશાપર અંદેશો!

તે મુકાબલાવાર લડાઇના ખત્મ થવા પછી સર ફીટઝ-એલનને જેમ મરહુમ નાઇટ ઓવ લીડેસડેલના વસીઅતની ખબર થઇ તેમ તેના મુકાબલામાં ઉતરીને હારી ગયલા મગર સીતનને લીધે જાનથી જતા બચી ગયલા સીહા દગલાસનેબી તે ખબર પડી. પહેલાં તો સીહા દગલાસે રાજાની મદદથી પોતે મીલકતોનો માલેક બનવાનો ઇરાદો ઝાહેર કીધો, મગર જ્યારે તેને જણાવવામાં આવ્યું કે રાજા દેવીડે પોતે તે વસીઅત પર ફર્ઝયાત સહી કીધી છે ત્યારે તેણે કોઇબી જોખમે મરહુમ નાઇટની મીલકતો પર પોતાનો કબજો રાખવાનો ઠરાવ કીધો.—લડાઇના મયદાનમાંથી બધાંના ચાલી જવા બાદ રાજા દેવીડ આપેલા વચન મુજબ "રોઝલીન કાસલ"માં ગયો.

રોઝલીન કાસલમાં ત્રણ મેઝો બીછાવવામાં આવી, બે મોટી અને એક તેની સામે મુકેલી ન્હાની. એક મોટી મેઝપરને મુખડે રાજા બેઠો અને તેની સાથના અમીરો, અને બીજી મોટી પર સર કેસીમીર અને અર્લ ઓવ કેથનેસના બોલાવેલા પહરોણા, અને ત્રીજી મેઝપર અર્લ ઓવ કેથનેસ, તેના જમણા હાથપર ઓલબરટીના અને અર્લ ઓવ બેઝનતાઇન, અને ડાહવા હાથ પર મારગારેટ અને તેનો ભાઈ સર ફ્લેમીંગ ફીટઝ-એલન.

જમતાં જમતાં રાજાની નઝર વારંવાર મારગારેટ ઉપર પડતી હતી, અને અર્લ ઓવ બેઝનતાઇનબી ઓલબરટીનાને જોવાને બદલે થોડે થોડે વખ્તે મારગારેટપરજ નઝર લંબાવતો. અર્લ ઓવ બેઝનતાઇનની ચાલ રીત પરથી મારગારેટ જાણવા પામી હતી કે તે ઓલબરટીના કરતાં તેની પોતાની ઉપર વધારે ધ્યાન આપતો હતો, મગર આજે રાજા દેવીડ તેની તર્ફ જોતો હતો કે ઓલબરટીનાને તે જોતો તે મારગારેટ સમજી નહી. ગમે તે પણ તે નિર્દોષ નઝરો હતી એમ તે જવાન સુંદર ચાલાક ભોલી કુંવારીકા માની ગઇ હતી!

ત્રણ વાગતે ખાણું ખલાસ થયા પછી રાજાને અગત્યનું કામ હોવાથી તે રોઝલીન કાસલથી પોતાના મહાલમાં જવા નીકલ્યો, અને જતી વખ્તે તેણે અર્લ ઓવ કેથનેસના નોકરો વચ્ચે સીકકાઓ વહેંચ્યા. તે બધાંને મલીને ગયો, મગર તેણે પેલા વસીઅત નામાની બાબદમાં સર ફ્લેમીંગને એક શબ્દબી કહ્યો નહીં!

રાજાના જવા બાદ પાંચ વાગતામાં તો બધાં પહરોણાંઓ "રોઝલીન કાસલ" છોડી ગયાં, જે એક પહરોણો રહયો હતો તે સીર્ફ અર્લ ઓવ બેઝનતાઇન હતો. મૌકો જોઇને સર

કેસીમીર અર્લ ઓવ બેઝનાઝનને લઇને ફરવા ગયો, જ્યારે અર્લ ઓવ કેથનેસે છોકરાંઓને આગલ બોલાવીને કહયું "હવે મ્હને તમારી આગલ એક ગંભીર બાબદમાં કેટલુંક બોલવાનું છે."

"મ્હારા નામવર વાલી, પીતા સમાન મુરબ્બી, ત્હમે શુ બોલવા માંગો છો તે હું સ્હમજી ગયો છુ અને હુંબી કહું છું તેથી કે તે વાત ગંભીર છે ખરી." સર ફ્લેમીંગે કહયું "અરે, હું જે મરહુમ નાઇટની મીલકતનો વારીસ છું તે કેટલો બધો જોખમમાં છું! અગર જો કોઇ જાણે કે હું તે વંશનો એક છું જેને સ્કોટલેંડમાં પગ મુકવાનો હકક નથી તો સ્કોટલેંડમાં મ્હને જાણવાથી તેઓ મ્હને તબાહ કરવાનીજ ઉતાવલમાં પડે."

"મગર, જો તું મઝકુર મીલકતો લેવા માટે બાહાર નહીં પડે તો લોક એમજ કહે કે અર્લ ઓવ કેથનેસે ડરપોક બની જઇને, દગલાસથી બીહી જઇને, છોકરાને મરહુમ નાઇટની મીલકતો લેવા દીધી નહીં." અર્લ ઓવ કેથનેસે કહયું, અને પછી તુરતજ અંદેશાથી તેણે વધાર્યું "મગર, બીજા હાથપર—

"બીજા હાથ પર" સર ફ્લેમીંગ વચ્ચે બોલી પડયો "જો મરહુમની મીલકતોનો એકબાર્ગી કબ્જો હું લેઉંબી, તો છેડાયલો દગલાસ મ્હારી પુઠેજ પડશે, તે મ્હારી ખણખોડ કરશે, અને તેને જો ઝરાબી સંસારો "બ્લેક પારલામેન્ટ"ના હુકમને માટેનો મલશે તો પછી મોંહકાણજ થશે. હું જેટલો મ્હારે ખાતીર નથી બીહતો તેટલો મ્હારા નામવર વાલી, હું ત્હમારે માટે બીહુ છું, કેમકે મ્હને અને મ્હારી બ્હેનને આશરો આપનારા ત્હમે હોવાથી ત્હમને પણ પાક ખુદા ના કરે ને ઝીંદગીની નુકશાનીમાં ઉતરવું પડશે. અને, તેથીજ, હું મ્હારા હકકપર પાણી ફરી જવા દેવા ખુશી છું."

"મગર, રાજા કે કોઇ બીજા તર્ફથી જો તે મીલકતો લેવા માટેની બ્હોંસ કરવામાં આવશે તો?" અર્લ ઓવ કેથનેસ વીચારમાં પડી જઈ પુછવા પડયો.

"તો હું કહીશ કે મરહુમ જેવા એક કે જેની સાથે મ્હને જહવડો થયો હતો તેવણની મીલકતનો ધણી થવા માટે મ્હારી નાખુશી છે" સર ફ્લેમીંગ બોલ્યો "મેં કોઇની બી મીલકતને હાથબી નહીં લગાડવા માટે ચોકકસ કારણથી કસમ લીધેલા છે, એવાં પાટીઆં ગોઠવી દઇશ."

"ઉદાર દીલના નેક જવાન." અર્લ ઓવ કેથનેસે પોતાને માટે સર ફ્લેમીંગને મઝકુર મીલકતોનો અકસર કરીને ભોગ આપતો સ્હમજતાંજ તેનો હાથ દાબીને ખરી ખુશીથી કહયું. મગર તેનું દીલ અંદરથી એમજ કહેતું હતું કે સર ફ્લેમીંગ જો તે મીલકતોનો કબ્જોબી લેશે તોબી સીહા દગલાસ જેવો દુશમન પાક ખુદાની પવિત્ર કુદરત આગલ લાચાર થશે, જો પાક ખુદાજ મદદગાર હશે તો સર ફ્લેમીંગના હાથની છેલ્લી આંગલીનેબી ઇજા નહીં પહોંચશે, જેથી તે ફરીથી બોલ્યો "બચ્ચા, આપણે આ બાબદમાં હાલ તુરત કોઇબી છેવટપર આવતા નથી——"

મગર, તેટલાં તો એક નોકર ત્યાં આવ્યો અને તેણે અર્લ ઓવ કેથનેસના હાથમાં એક રૂકકો મુકયો. જે કોઇ પયગામચી લાવ્યો હતો. અર્લ ઓવ કેથનેસે તે પયગામચીને એબટ બેનેડીકટસ તર્ફથી આવેલો જાણીને તુર્તજ તે કાગલ ખોલ્યો. તેમાં નીચે મુજબ લખેલું હતું:

"બેનેડીકટસ, તે પાક ખુદાના હુકમથી થયલો મેલરોઝનો એબટ અને ધર્મગુરૂ, અલ ઓવ કેથનેસને સલામ કહેવડાવે છે.

અમારા એબીના પાદરીઓમાંના એક બીરાદર ફાધર સાયરસે સર વ્હીલીયમ દગલાસ નાઇટ ઓવ લીડેસડેલે કીધેલા વસીઅતનામાની અમને ખબર આપી છે. અમને સર ફ્લેમીંગ માટે ટુંક વખ્તની મીત્રાચારીથી અતી મોટુ માન છે અને તે માટે અમારી તરફથી સલાહ આપીએ છીએ કે જ્યાં સુધી અમે કહેવડાવીએ નહીં ત્યાં સુધી સર ફ્લેમીંગ નામવરે નાઇટ ઓવ લીડેસડેલના વારીસ તરીકે મીલકતોપર પોતાનો કબ્જો જમાવવો નહીં, અમે અમારી નઝરમાં સલાહકારક જણાતાજ તેમને કબ્જો કરવા જવા માટેની સલાહ આપીશું. રોઝેલીન કાસલના મકાનમાં જે સઘલાં છે તે સઘલાં-ઓના સરપર અમારા આશીરવાદનો વરસાદ વરસજો.

"બેનેડીકટસ."

"આ બીલકુલજ અજાયબી આપનારો બનાવ છે, લોર્ડ એબટ જેવા વડા ધર્મગુરૂ આવી આવી વાતોની કાલજી ધરખમ કારણ વગર રાખેજ નહીં." અર્લ ઓવ કેથનેસે અજા-યબીથી કહયુ. "એવણ આ બાબદમા આપણને ખચ્ચીતજ ઘણા મદદગાર થઇ પડશે. હું એ નામવર વડા ધર્મગુરૂપર જવાબ લખું છું કે ત્હમારા હુકમ વગર અમો કાંઇબી પગલાં ભરનાર નથી. આવ, ઓલબરટીના, મ્હારે બદલે તું જવાબ લખી નાખ."

તે બાપ દીકરી લખવાની સામગ્રી ધરાવનારી મેઝ જે ઓરડામાં હતી ત્યાં ગયાં કે અકેલાં પડેલાં તે ભાઇ બ્હેન વાતે બેઠાં.

"મ્હારા વ્હાલા ભાઇ, પાક પરવરદીગારે એબટ બેનેડીકટસના કાગલને આઇન મોકાપર મોકલી આપ્યો છે કે જેથી તું કોઇબી ઠરાવ પર નહીં આવી જાય. ભાઇ, ત્હારે આવી આલીશાન માલકતોનો વારસો ગુમાવવો નહીંજ જોઇએ." મારગારેટે સ્હમજાવ્યું.

"બેશક, મ્હારી અઝીઝ બ્હેન," સર ફ્લેમીંગ નમનતાઇથી બોલ્યો "ત્હારો પ્યારો ભાઇ મોટી મીલકતોનો માલીક થાય તે જોઇને તું તો ખુશીજ થશે. મગર, તે ખુશાલીમાં હરકત છે તેનું કેમ કરીએ!"

"સબ્ર કર, ધીર ધર, મ્હારા ભાઇ" મારગારેટે વધુ સ્હમજાવ્યું "એકદમ વારસો ખોહી દેવાનો વીચાર તો નાજ કરતો. જો, સાંભલ, એક વાત જ્યારે મેં સાંભલી ત્યારેજ હું તુને તે કહેવા માંગતી તો હતી, મગર સંજોગો એવા તે પછી બન્યા કે હું બધી ગડબડ સડબડ માં તુંને તે કહી શકી નહીં. મ્હારા ભાઇ, હવે જ્યારે પાક પરવરદીગારે ત્હારા જાનની ધાસ્તી દુર કીધી છે ત્યારે હું તુંને તે વાત કહેવા ખુશી છું."

"ત્હારો ચ્હેરો એવો હમણાં થઇ ગયો છે કે જેથી મ્હને ગભરાટ છુટે છે" સર ફ્લેમીંગે બ્હેનનો એક હાથ પકડી લઇને કહયું "મારગારેટ, શું છે? બોલ જલદી."

"હું ઓલબરટીનાને વાસ્તે ત્હારી સાથે વાત કરવા માંગુ છું."

મગર, તે નામ સાંભલીને સર ફ્લેમીંગ વચ્ચે બોલી પડયો "આહ! શું તેનો વીચાર ફેરવાઇ તો ગયો નથીની?"

"નહીં, ત્હારી તર્ફથી તેનો પ્યાર ફર્યો તો નથીજ, મગર,—"

"મગર, શું? બોલ, જલદી બોલ." એક દીવાનાની અદાથી તે બાહાદુર જવાન આતુરતા બતાવવા લાગ્યો.

"મગર, અર્લ પોતે જે ત્હમારી પ્યારની વાત જાણતાજ નથી તેવણ—"

"તેવણ! તેવણ શું કરવા માંગે છે?"

"તેવણ વચનથી બંધાઇ ચુકેલા હોવાથી ઓલબરટીનાને અર્લ ઓવ બેઝનતાઇન સાથે પરણાવવા માંગે છે."

ફ્લેમીંગ ફીટઝ એલનને ચકકર આવી ગયા અને તે ફીકો પડી ગયો. અહહા! લાંબા વખતની તે પ્યારી આશા પર નીરાશાના તુફાની પાણીની છોલ યક-બ-યક આવી પડેલી તે જોવા લાગ્યો. તે બાહાદુર લડવઇયો જે જંગે મયદાન ધ્રુજાવતો તે આ એકજ વાકયથી એક ઔરત મીસાલ ફીકથી ફીકો બની ગયો.

"નાસીપાસ ન થા, મ્હારા વ્હાલા ભાઇ" મારગારેટે બોલી દેવાની ઉતાવલ કીધી "નાસીપાસ ના થા!—કારણકે ત્હારી તરફેણમાં ઘણી બીના જાય છે: ઓલબરટીના તુને ચાહે છે, તું જીત મેલવવાને નસીબ્દાર થયો છે, વલી તું એક નાઇટની મોટી મીલકતોના વારીસ તરીકે પુકરાઇ ગયો છે."

"મગર, હું એમ પુછું કે લોર્ડ બેઝનતાઇન પોતે ઓલબરટીનાને ચાહે છે કે?" સર ફ્લેમીંગે અંદેશાથી પુછ્યું.

"નહીં, તે માટે હું ખાત્રીથી કહું છું કે નહીં. લોર્ડ બેઝેનતાઇન ઓલબરટીનાને ચાહતોજ નથી." મારગારેટે કહયું.

"ઓહ! ત્યારે મ્હારી તરફેણમાં વાત જવાનો સંભવ છે." સર ફ્લેમીંગ ખુશ થઇને બોલ્યો "મગર——"

"અને, તેથી અઝીઝ ભાઇ" મારગારેટે તેને નાસીપાસ કરનારા શકનો એક શબ્દબી બોલવા નહીં દેતાજ તુર્ત બોલી દીધું "તું તુને મળેલી જાગીરો ખોહી દેતો ના—નાઇટ ઓવ લીડેસડેલની મોટી મોટી મીલકતો———"

"ખામુશ બાશ" ફ્લેમીંગે કહી દીધું "કોઇના પગલાં વાગે છે. હું ધારૂં છું કે તેઓ હીંયા પાછા આવે છે"

અલ અને તેની બેટી અંદર આવ્યાં, અને પછી સર કેસીમીર અને અર્લ ઓવ બેઝનતાઇન આવી લાગવાથી બીજી ત્રીજી બાબદપર વાતો ચાલી.—તે પછીથી સર ફ્લેમીંગે લોર્ડ બેઝનતાઇનની હીલચાલ પર ધ્યાન આપ્યું, અને તેને લાગ્યું કે તેની બ્હેન મારગારેટની અટકલ ખરી હતી, કેમજે અર્લ ઓવ બેઝનતાઇન ઓલબરટીનાપર જોઇએ તેવું ધ્યાન આપતો નહીં હતો. પણ, તેણે તે જવાન અમીરને બીજી તર્ફમાં હલેલો જોયો!

તે રાત્રે અગીઆર વાગેલા હતા, જ્યારે સર ફ્લેમીંગ ફીટઝએલન પોતાના ઓરડામાં અકેલો બેઠો બેઠો કોઇની રાહ જોતો હતો. થોડો બીજો વખ્ત ગયો કે જે આદમીની તે રાહ

જોતો હતો તે આવ્યો. તે આવનારના એક હાથમાં કુંચીઓનો એક જુમખો હતો અને બીજા હાથમાં એક મસાલ.

"મ્હેરબાની, મ્હારા દોસ્ત" ફ્લેમીંગે ઉઠીને તેનો ઉપકાર માન્યો !"ત્હમારી વખ્તસરની આમદ માટે અને મ્હારા ખ્યાલને સંતોષ આપવાના કામ માટે ત્હમારી મ્હેરબાની. હા, પણ, રેડમેન, મ્હારે એકાદ બત્તી લેવી પડશે કે ?"

"મસાલ ઉપરાંત એક ન્હાનો ચેરાગ હોય તો સારૂ." પેલા રેડમેને કહયું.

અને પછી તેઓ ભોંયરાં તર્ફ ગયા. થોડો રસ્તો કાપતા એક ગુબંઝ જણાયું જેનો દરવાઝો પેલા જુમખામાંની એક કુંચીથી રેડમેને ખોલ્યો. થોડું વધારે આગલ ચાલતાં રેડમેને કહયું: "પાદરીઓ, આ રસ્તેથી ત્યાં જઇ બંદગી કરતા."

પછી એક પત્થરની સીડી જણાઇ, જે ઉપરથી ઉતરવાની અગાઉ રેડમેને પોતાના હાથમાંની મસાલ સલગાવી. તે સીડી જે લાંબી હતી તે ઉતરીને ખલ્લાસ કરવાથી તેઓ "રોઝલીન કાસલ"માંના સઉથી ઉંડામાં ઉડાં, ગંભીર, ઘોરસ્તાનવાલા ગુફામાં પહોંચ્યા.

## પ્રકરણ ૧૫ મું.

### રોઝલીન કાસલનું ભોંયરૂં—ગુફાદાર કબ્રસ્તાન!

તે ભોંયરામાં ત્રણ મોટા કમરા હતા જે દરેક જાલીવાલા મોટા લોખંડી દરવાઝાઓથી છુટા પાડેલા હતા. તે દરવાઝાઓને ખોલવાની ચાવી રેડમેન પાસે હતી. પહેલો ઓરડો ખુલતાંજ તેમાં રોઝલીન કુટુંબના દાદા પરદાદા અને તેઓના બાપદાદાઓના બાવલાં બનાવેલાં દેખાતાં હતાં, જેમાંનાં કોઇકપરથી પત્થર ખવાઇને તેની ખાપરીઓ ઉડી ગઇ હતી. તે જગાપર હવા આવતી હતી અને ત્યાં બદબુના નામો નીશાન નહીં હતાં!—બીજા ઓરડામાં આંઠ ખુલ્લી લાશો હતી. જે તરકીબ અને અચ્છી તજવીઝથી રાખવામાં આવી હતી. તે લાશો કફન વગરની હતી અને મૌત વખ્તે જે રીતે સુતી હતી તે હાલતમાં સંગેમરમરનાં બનાવેલા પલંગોપર તેમને મુકવામાં આવેલી હતી, મગર તે લાશોપર બખતર પહેરાવેલી હતી! સર ફ્લેમીંગ ફીટઝ એલને તે દેખાવ ગૌરથી જોયો, અને તેને કાંઇ થોડી દહેશ્ત પયદા થઇ. ન્હાનપણથી તેણે રોઝલીન કાસલનાં આલીશાન મકાનના આ ગુફાદાર કબ્રસ્તાનની વાત સાંભલી હતી, મગર તે વખ્તે તેણે ગભરાતને સબબે જવાની ઇચ્છા નહીં કીધી, લેકીન હવે તો તે બાહાદુર નરેશેર હતો એટલે વગર ધાસ્તીએ તે આ ઢંઢાર ગુફાદાર કબ્રસ્તાનમાં ઉતરી આવ્યો હતો. ઉપલી આંઠ લાશો જે ત્યાં હતી તેની પહેલી લાશ આશરે એકસો વરસની વાતપર તે જગાપર મુકાઇ હતી, અને છેલ્લી લાશ આંશરે પંદર વરસ ઉપર મુકવામાં આવી હતી. પહેલી લાશનું ગરદનથી આખુ માથું નાશ પામ્યું હતું, બીજી બે ત્રણ લાશો થોડી થોડી નાશ પામી હતી, જ્યારે છેલી લાશ તો બીલકુલ જેમની તેમ હતી! તે લાશના ચહેરાપરથી ફોલાદી બુરકો ઉઠાવી લેતાં તે જાણે હસતી હોય તેમ પડેલી હતી.

"રેડમેન, રોઝલીન વંશની બાબદમાં જે વાત કેટલીવાર બોલાય છે તે ખરી છે કે માત્ર એક અફવા યા એક ઉભી કીધેલી દંતકથા છે?" સર ફ્લેમીંગે પેલા રેડમેનને પુછયું.

"ખરી વાત છે. મ્હારા બાપાના વખ્તથી મેં એ વાત સાંભલેલી છે, જે મરહુમ હીંયાજ નોકરી પર હતા." રેડમેને કહયું "આ પડેલી લાશ જેનું સર નાબુદ થઇ ગયું છે તેના પાપને લીધે તેના વંશની અનેક ઔલાદને ખમવું પડયું છે. તે વાત એવી છે કે આ લાશ જે લોર્ડ રૂડોલફ ઓવ રોઝલીનને નામે ઝીંદગી ભોગવી ગઇ છે તે લોર્ડ રૂડોલફ, એક બ્લાંશ નામની અતી ખુબસુરત સુંદરીપર આશક પડયો, અને તેણે બ્લાંશના બાપપર માંગુ મોકલ્યું. બ્લાંશના બાપે હા પાડી, મગર બ્લાંશે પોતે અને તેના છ ભાઇઓએ ના પાડી. લોર્ડ રૂડોલ્ફ તેથી ગુસ્સે થઇને તેઓપર એક રાત્રે હુમલો લઇ ગયો, અને બ્લાંશના બાપ તથા તેના એ છ ભાઇઓને કત્લ કીધા, અને બ્લાંશને ઝબરદસ્તીથી લઇ જઇ પરણ્યો. મગર, લગ્નની ક્રીયા થવા પછી તુર્તજ બ્લાંશ મરણ પામેલી જણાઇ. કોઇ કહેતું કે તે તુટેલા છીગરને સબબે મરી ગઇ અને કોઇ કહેતું કે તે બીચારીએ આપઘાત કીધો હતો. લેડી બ્લાંશના મરણ પછી લોર્ડ રૂડોલ્ફ બીજી વાર પરણ્યો ખરો, મગર તે સુખી નહીં થયો. લોર્ડ રૂડોલ્ફને બીજી ધણીઆણીથી બચ્ચાં થયાં, લેકીન બ્લાંશના મરણ પછીના થોડાજ અરસામાં તેને એક ઝાલીમ બીમારી લાગુ પડી અને અંતકરણના ડંખથી તે લાચાર થઇ ગયો. રોઝ રાત્રે તેના સ્વપ્નામાં તેણે જે સાત ખુન કીધાં હતાં તે આવવા લાગ્યા અને તેથી તે હયરાન હયરાન થવા લાગ્યો. આખીર, કોઈ દાનાવ માણસને પુછતાં તેણે કહયું કે 'લોર્ડ રૂડોલ્ફે ગોયા આંઠ ખુન કીધાં છે, સાતને માર્યા છે અને લેડી બ્લાંશબી તેનાજ હાથે મરણ પામેલી ગણાવી જોઇએ, અને તેથી તે આંઠ ખુનના પાપો ધોઇ નાંખવા માટે રૌઝલીન વંશના આંઠ વંશજોની લાશ ઝમીનની ઉપર રહેવી જોઇએ.' લોર્ડ રૂડોલ્ફે તેમ કરવાના હડહડતા કસમ ખાધા અને તેના મરણ વખ્તે તે પોતાના વારીસપર તે કસમ ઉતારી ગયો, જેણે વારા ફરતી બીજાઓને કસમ આપ્યા, અને તે કસમને લીધે આ આંઠ લાશો ઝમીન ઉપર કબ્રના આરામ વગર ખુલ્લી પડી છે."

સો વરસની વાતપર જે લાશ ઝાલીમ લોર્ડ રૂડોલ્ફની મુકવામાં આવી હતી તે લાશના બાકી રહેલા આકારને સર ફ્લેમીંગ હમગાં જોવા લાગ્યો. અફસોસ, દુન્યાના ઝાલીમો તેઓ શાને માટે ઝુલ્મ કરતા હશે? ઝુલ્મગારો તો આખીરી આરામનાબી મોહતાજ રહે છે!

"રેડમેન, ત્હમે આવી દહેસ્તનાક જગાપર આવતા ગભરાતા નથી?" સર ફ્લેમીંગે પુછયું.

"નહીં મ્હારૂં અંતકરણ સાફ છે અને પાપ વગરનો હું એક નીરદોશ બાલક મીસાલ છું તો કેમ બીહું?" રેડમેને જવાબ આપ્યો "એમ તો મ્હારા બાવા કહેતા હતા કે આ જગાપર કોઇ કોઇ વખ્તે મરહુમ લેડી બ્લાંશનું રૂહબી આવે છે, છતાં હું હીંયાં આવતા બીહતો નથી, કેમજે હું સફાદીલ આદમી છું. બોલો, સર ફ્લેમીંગ ત્હમે સફાદીલ છો કે નહીં?"

"હું સદા એક સફાદીલ નીરદોશ આદમી રહયો છું." સર ફ્લેમીંગે કહયું "અને પાક ખુદા કરશે તો હું એવીજ રીતે હંમેશાં સફાદીલ રહીશ."

"આમીન!" ત્યાં એક જીણો છુપો આવાઝ ગણગણી રહયો!

તે આવાઝ સાંભલીને રેડમેન ચોંકયો, અને તેના હાથમાંથી મસાલ પડતી બચી ગઇ. સર ફ્લેમીંગબી સ્તબ્ધ બની ગયો. થોડી પળ પછી તે બોલ્યો: "રેડમેન કાંઇ સાંભલ્યું, વારૂ ? એ શું બોલાયું હતું ?"

"મધુર છૂપો એક આવાઝ 'આમીન' કરીને બોલતો મેં સાંભલ્યો." રેડમેને કહયું. "મગર મ્હને આજે પહેલીજવાર તેથી ડર પયદા થાય છે!"

"રેડમેન, હું કહું છું તેમ કર" સર ફ્લેમીંગે કહયું "મહને પેલા ત્રીજા કમરામાં આગલ વધવા દે—હું તે તર્ફ અકેલો જવા માંગુ છું. તું હીંયા અથવા તો સીડીને છેડે જઇને ઉભો રહે, એવી મ્હારી મર્ઝી છે."

"તહમે અજાયબી પમાડનારી રવેશે હીમતવાન છો." રેડમેને કહયું "હું તહમારા શબ્દોને ફુઝુલ જવા દેવા માંગતો નથી: હું જાઉં છું."

સર ફ્લેમીંગે ચાવીનો જુમખો લીધો અને મસાલ પોતાના હાથમાં લેવા બાદ તે રેડમેનને સીડી સુધી મુકવા ગયો, અને પછી પોતે પાછો ફરી ત્રીજા કમરામાં આગલ વધવા લાગ્યો, જે કમરામાં એવા આદમીઓની કબ્ર હતી જેઓને રેઝલીન વંશ સાથે લાગતું વલગતું નહીં હતું મગર જેઓ મીત્રો હતાં અને રેઝલીન કાસલમાં જેઓના મરણ નીપજ્યાં હતાં. સર ફ્લેમીંગ આ કમરામાં જવાને માટે તો ખાસ આ ભોંયરામાં આવ્યો હતો, કેમકે તેને એવી ખબર પડી હતી કે તેના મરહુમ પીતાની લાશ આજ ઓરડામાં એક કબ્રમાં સુતેલી હતી.

"મ્હારા અઝીઝ વાંચનારની વાકેફી માટે મ્હારે એટલું કહેવું જોઇશે કે આપઘાત કરનાર પોતાના મીત્ર જોનની લાશ મેલવવામાં અને તેને પોતાના મકાનમાંના પોતાના બીજા મીત્રોની કબ્ર બાજુમાં દફનાવવામાં અર્લ ઓવ કેથનેસને કાંઇ થોડી મુસીબત નડી નહીં હતી, મગર મુશકીલી બહુ વેઠવી પડી હતી. તે ઓરડામાં દાખલ થતાજ સર ફ્લેમીંગ ગુડન્ગે પડી ગયો અને તેણે પોતાના મરહુમ પીતાને ઉત્તમ શાંતી મલે તેવી પાક ખુદા પાસે દુઆ કરી સફા દીલથી એકચીત બંદગી કીધી. તે ટુંક બંદગી કરી રહયો અને ઉઠવાની તૈયારી કરતે હતો તેટલાં તેને લાગ્યું કે પેલાં આંઠ ખુલ્લી લાશવાલા ઓરડામાંથી કોઇના આવવાના પગલાં વાગતાં હતાં. તે તે તર્ફ ધ્યાનથી જોવા ગયો કે યક–બ–યક પેલી બલતી મસાલ તેની જગાપરથી ઉછલાઇ પડી અને ઝમીનપર પડી બુજાઇ ગઇ! ત્યાં તમામ અંધકાર ફેલાઇ રહયો.

સર ફ્લેમીંગ ગમે તેવો બાહાદુર અને હીમતવાન હતો, મગર તેણે જ્યારે યાદ કીધું કે પેલી મસાલ કોઇબી માણસાઇ હાથ કે અણદીઠ હાથના આંચકા વગર પડી જાય નહીં ત્યારે તે ચોંકયો: મસાલ તેની જગાપરથી ઉંચકાઇને પડી હતી!!

સર ફ્લેમીંગ થોડો ચોંકયો તો ખરો, મગર તેણે અકસમાતીક તે મસાલ પડી જવાની માન્યતાને માનવાનો વિચાર મનમાં લાવતાંજ પોતાના ખ્યાલને હસી કાઢવા ગયો, તેટલાં તેને ફરીથી ચોંકવાનું થયું: તે કમરાને છેક નાકે એક રૌશની એકાએક તેને દેખાઇ, જે પહેલાં તો એકદમ ઝીણી હતી મગર રફતા રફતા તે મોટી થતી ગઇ અને તે રૌશનીની સાથે સાથેજ એક સુંદર હુરીનો સુફેદ કપડાંમાં સજ્જ થયેલો આકાર તેને જણાયો. હવે ઝમીન સાથ સર ફ્લેમીંગના પગો ચીટકી ગયા, અને તે વીચારવા લાગ્યો કે શું તે પોતે ખ્વાબ જોતો હતો કે ખરો બનાવ બનતો હતો!

તે બાનુના ચહેરાપર સુફેદ જાલી હતી, લેકીન તે બારીક જાલીનુ કપડું જાડું હોવાથી તેનો ચહેરો જણાતો નહીં હતો.

તે બાનુનો આકાર નઝદીક અને નઝદીક આવ્યો, અને સર ફલેમીંગની સામેના થોડા છેટાપર આવીને તે ઉભો રહયો કે સર ફલેમીંગે પુછયું "હું કહું છું કે ત્હમે જે હોવ તે હોવ, મગર આશા છે કે ત્હમે મ્હારી સાથે બોલશો! ત્હમે મ્હારી સામે શા માટે આવ્યા છો?"

આ દુન્યા કે પેલી દુન્યા જ્યાંનોભી હોય ત્યાંનો, મગર તે કોઇ ભેદી આકાર હતો, અને તેણે સર ફલેમીંગને જ્યાં તે ઉભો હતો ત્યાંજ ઉભા રહેવાની ઇશારત કીધી: પછી તે આકારના મુખમાંથી આવાઝ નીકલ્યો: "સર ફલેમીંગ, નાઇટ ઓવ સેંટ મીચલ, નાઇટ ઓવ સેંટ એન્દરૂ, તું બીલકુલ ડરતો ના. તું ત્હારા વીચારમાં મકકમ રહેજે, અને ત્હારો હકક જવા ના દેતો. તું લીડેસડેલના મરહુમ નાઇટના વારીસ તરીકે તને વારસામાં મલેલી મીલકતો મેલવવા માટે મઝબુત ઠરાવ ભર્યો રહેજે, અને તે તુંને મલશે. ત્હારા કીસ્મતનો સીતારો ઘણો ચમકશે, અને રૈઝલીન કાસલનું ગુલાબ —કુવારીકા ઓલબરટીના— તુંને મલશેજ."

એક ચીતે તે શબ્દો સર ફલેમીંગે સાંભલ્યા, અને તે કાંઇ બોલવા જતો હતો તેટલાં તેની નઝરે બીજો દેખાવ પડયો: દરવાઝાની આગલ એક ભેદી રૈશની જણાઇ અને ત્યાં એક આકાર જે જણાયો તેથી અજાયબીને મારે સર ફલેમીંગ દંગ થઇ ગયો! તે આકાર કોઇનો નહીં પણ સર કેસીમીરનો પોતાનો હતો!! અરે, સર કેસીમીર જીવતો જાગતો હતો અને તે કેમ રૂહની મુઆફેક ત્યાં જણાતો હતો! વલી, આગળ જે બનાવ બન્યો તેબી બહુજ તઅજ્જુબ કરનારો હતો. પેલી બાનુનો આકાર સર કેસીમીર તર્ફ વધ્યો—તેણે પોતાને હાથે સર કેસીમીરનો હાથ પકડયો—અને તેજ વખ્તે તે બેઉ આકારો દેખાતાં બંધ પડયાં, કે પેલી રૈશનીબી બંધ થઇ ગઇ-અને કબ્રસ્તાનવાલા તે ભોંયરામાં તમામ અંધકાર વ્યાપી રહયો.

તે અંધકારની વચમાં સર ફલેમીંગ અજાયબી પામેલો ઉભો હતો, મગર તે બીહતો હતો નહીં. તે વીચારમાં પડી ગયો. એટલું તો ખરૂ હતું કે તેણે મરહુમ લેડી બ્લાંશની રૂહ ત્યાં જોઇ હતી જેણે તેને પોતાનો હકક નહીં ગુમાવવાની સુચના કીધી હતી. દોલત, ઇઝઝત, અને ઓલબરટીનાનો હાથ તેને મલનાર હતાં એમ તે રૂહના શબ્દોથી સર ફલેમીંગ જાણવા પામ્યો હતો. મગર, તે અજાયબીના દરીઆબમાં ગોયા ગર્ક જતો જ્યારે તેને પેલા બીજા આકારનો ખ્યાલ આવતો ત્યારે! શું તે આકાર ખરેખર સર કેસીમીરનો પોતાનો હતો? કે ખ્યાલી હતો? જો ખ્યાલી હોય તો તેમ આવવાની તે આકારની મતલબ શું હતી? અને જો ખરેખરજ સર કેસીમીર ત્યાં આવ્યો હોય તો પછી તે બોલ્યો કેમ નહીં? તેની સાથે પેલી સુફેદ કપડાંવાલી બાનુના આકારને શું કામ હતું? કેમ સર કેસીમીર તે બાનુના આકારની સાથેજ ગુમ થવા પામ્યો? એ બધાં સવાલોથી સર કેસીમીર તમામ ગુંચવાઇ ગયો, તેવા ગુંચવાડામાં તે પાછો પોતાના પીતાની કબ્ર પાસે ગુઠન્યે પડયો, અને તેવા અંધકારમાંબી તેણે મરહુમને શાંતી મલે તે માટે બંદગી કરી લીધી. તે વફાદાર બેટો હતો.

સઘલું શાંત અને ચુપચાપ હતું—ફરીથી પેલો આકાર જણાયો નહીં. અને હવે તે ત્યાંથી બાહાર જવા માટે ઉઠયો. તંતોસીને ચાલતાં પેલી મસાલ તેના પગને લાગી અને તેણે તે ઉપાડી લીધી. દરવાઝાની બાહાર નીકલતાજ તેણે તેને ફરીથી કુફલ માર્યું. પાક પરવરદીગારનું

પવીત્ર નામ ઝબાન ઉપર લઇ તે આગલ વધ્યો, અને તેની મુશકીલ આસાન થઇઃ તે પલ સીડી આગલ પહોંચ્યો જ્યાં રેડમેન બેઠો હતો.

"ત્હમે બહુ વાર લગાડી!" ઉઠીને રેડમેને કહયું "મગર મસાલ સલગેલી કેમ નહીં લાવ્યા!"

"મસાલ ત્યાં પડી જવાથી બુજાઇ ગઇ." સર ફ્લેમીંગે હીકમતથી સાચ્ચુંજ કહયું "અને સાધન નહીં હોવાથી તે સલગાવી શકાઇ નહીં, મસાલ લઇ જવી અને તેને સલગાવવાના સાધન વગર જવું એબી એક નાદાની કહેવાય, કેમ રેડમેન?"

"એબી ખરૂ." રેડમેને હસીને કહયું, "વારૂ ત્હમે ત્હમારા દીલનો અરમાન પુરો કરી આવ્યા? તે ત્રણે ઓરડામાં બરોબર ફરીફરીને જોઇ આવ્યા?"

"હા," સર ફ્લેમીંગે કહયું "હું સંતોષ પામ્યો છું" અને પછી સર ફ્લેમીંગે વધારતાં વાત ફેરવી તોલી "ચાલો મ્હારા દોસ્ત, હવે આપણે જઇશું. મ્હને ભય છે કે મેં ત્હમને ઘણો વખ્ત સુધી ત્હમારી મીઠી નીંદથી રોકયા છે. હું માફી માહું છું."

"માફીની કોઇ ઝુરૂરત નથી, મ્હારા નામવર. હું તો હર વખ્ત ત્હમારી ખીદમતમાં રહેવા માટે ખુશી થઇશ." રેડમને થોડો થોડો થઇ જઇને કહયું.

"ખુદા હાફીઝ"ની છુટા પડતી વખ્તની રાત્રીની તેમની સલામ અરસપરસ ચાહયા પછી તેઓ બેઉ પોત પોતાના કમરામાં ગયા.—સર ફ્લેમીંગ તો તે ભોંયરાંમાં બનેલા બનાવપર વીચાર અને વિચાર કરતો બીછાનામાં ઉંઘ વગર થોડો વખ્ત લેટયો, મગર પછી નીંદ આવી ગઈ અને તે સુઇ ગયો.

સ્હવારના ઉઠતાંને વાર તેણે પાક પરવરદીગારનું બરકતી નામ ઝબાનપર લીધું, અને સર કેસીમીરને તે હીકમતથી પુછવા જવા માટેની ટક જોવા લાગ્યો. કોઇને તે ભોંયરાની વાત તે કહેવા માંગતો હતો નહીં અને તેથી તેણે અતી ઘણી ચાલાકી ભર્યા બે ત્રણ સવાલો સર કેસીમીરને પુછયા અને તેના જે જવાબો મલ્યા તે ઉપરથી તેણે જાણી લીધું કે આખી રાત્રી સુધી સર કેસીમીર પોતાના ઓરડામાંજ હતો અને બીછાનામાંથી ઉઠીને બીલકુલ કેડે ગયો હતો નહીં, આથી તે તઅજ્જુબ રહયો, અને માનવા લાગ્યો કે તેના કીસમત સાથ સર કેસીમીર કોઇ રવેશે સંબંધ ધરાવતો હતો.

## પ્રકરણ ૧૬ મું.

### પ્યારનું પ્યાદુ.—ખલલ!

નાસ્તા પછી સર ફ્લેમીંગને પોતાની બ્હેન મારગારેટને અકેલો મલી શકવાનો મૌકો થયો, અને તેઓ વાતે બેઠાં:

"ભાઇ," મારગારેટ બોલી. "આપણી વાત જે ગર્માગર્મ તઅકરારપર આવી હતી તે અસ

અને ઓલબરટીનાના આવી લાગવાથી બંધ પડી, મગર મ્હને આશા છે કે તેં તે વાતપર ખુબ ગૌર કર્યો હશે. ત્હારો શું વિચાર છે? મીલકતો મેલવવાનો કે ખોહવાનો?"

"અગર જો તુને અને આપણા મુરબ્બી અર્લ ઓવ કેથનેસ અને ઓલબરટીનાને કાંઇબી અલવણ નહીં આવે તો હું મ્હારી પોતાની દરકાર કરતો નથી." સર ફ્લેમીંગે કહયું "હું તો સીંહની સાથેબી લડવા તૈયાર છું, મગર આ બાબદમાં તમારા જાનને વાસ્તે બીહું છું. જો કોઇ મૌકો એવો મલે કે જેથી ત્હમે સલામત રહો તો પછી હું એવા અર્લ ઓવ દગલાસની એક તચાકડીભારબી દરકાર નહીં કરૂં."

મારગારેટ તો તે વાકયનો અકેક શબ્દ સાંભલતી બધી ખુશી થઇ ગઇ, તેણે નીરદોશ પ્યારના પોતાના બન્ને હાથો તે વ્હાલા ભાઇની ગરદન આસપાસ મુકી દેતાં ખરી ખુશાલીથી ગોયા બુમ પાડી "શાબાશ, મ્હારા વ્હાલા ભાઇ, શાબાશ. હવે તું ત્હારે પોતાને માટે ખરો લાયક છે. હવે તું લડાઈ જે જીત્યો તેનેબી પુરેપુરો લાયક છે, શાબાશ. મગર, તું મ્હને કહે કે તું કેવી રીતે હવે આગલ વધવાનો ઇરાદો કરે છે?"

"હું તો પહેલાં લોર્ડ એબટ ઓવ મેલરોઝના પત્રની રાહ જોઉં છું." સર ફ્લેમીંગે જવાબ આપ્યો "અગર જો તેવણ કોઇ એવી સલાહ આપશે કે જેથી કામ નહીં બગડે તો હું તેમના કહયા સર ચાલવા માંગું છું. આપણા મુરબ્બી વાલીનીબી મર્ઝી એવીજ છે તો પછી એબી હુકમનીજ હવે તો રાહ જોવાની છે."

તે બેઉ ભાઇ બહેને તે પછી બીજી ત્રીજી વાતો કીધી જે દરમ્યાન તેમની રઝા ચાહવા તેમને શોધતો સર કેસીમીર આવ્યો. સર કેસીમીર થોડાક દીવસો માટે એડીનબરો જતો હતો, તેણે બધાંને જણાવ્યું કે તેનું કામ ખલાસ થવે તે "રોઝલીન કાસલ"માંજ પાછો ફરવાનો હતો. તે સર ફ્લેમીંગ અને મારગારેટને ઘણા વ્હાલથી મલ્યો, અને તેઓએબી તેને જલદી તંદરોસ્ત પાછા ફરવાની દુઆ ચાહી. તેઓને કયાં ખબર હતી કે સર કેસીમીર તો તેમનો પોતાનો ખરો સગો કાકો હતો. તે પછી અર્લ ઓવ કેથનેસ, ઓલબરટીના, સર ફ્લેમીંગ, મારગારેટ, અને અર્લ ઓવ બેઝનતાઇનની રઝા ચાહીને સર કેસીમીર 'રોઝલીન કાસલ"થી વીદાય થયો.

એક પખવાડયું વહી ગયું.

અને તે પખવાડીયા દરમ્યાન લોર્ડ એબટ ઓવ મેલરોઝ તરફથી હજુણ વધારે વખ્ત ધીરજ ધરવા માટેનો એક કાગલ આવ્યો, અને તેથી સર ફ્લેમીંગ ધીર ધરી રહયો.

વલી, આ પખવાડીયાની મુદદતમાં અર્લ ઓવ બેઝનતાઇને પોતાની લાગણીનો વીચાર કીધો: તેણે એકથી અનેક વાર જોઇ લીધું કે તે પોતે ઓલબરટીનાને એક બહેન મીસાલજ ચાહી શકતો હતો અને પરણેતર તરીકેનો પ્યાર તો તે મારગારેટમાંજ ભરી શકતો હતો. તે પોતે જ્યારે પોતાની લાગણી બરોબર સ્હમજી શકયો ત્યારે એક ખરેખરો ગ્રહસ્થ હોવાને સબબે તેણે વીચાર્યું કે અર્લ ઓવ કેથનેસને તેણે વધારે વાર એવું સ્હમજવા દેવું નહીં જોઇએ કે તે ઓલબરટીનાનાજ હાથનો ઉમીદવાર હતો. વલી, અર્લ ઓવ બેઝનતાઇનને વધુમાં એવુંબી લાગ્યું કે સર ફ્લેમીંગ ઓલબરટીનાને ચાહતો હતો અને ઓલબરટીનાબી સર ફ્લેમીંગને ચાહતી હતી. એ તો દરદીને જે દવાઇની ઝુરરત હતી તેજ મલી ગઇ હતી!—મગર

અર્લ ઓવ એઝનતાઇને ખ્યાલ કીધો કે હમણાં હજુણુ તે મોકો આવ્યો નહીં હતો કે જેથી તે અલ ઓવ કેથનેસ આગલ પોતાનું દીલ ખોલી દે.

તે પછી એક દીવસે સ્હવારે અર્લ ઓવ કેથનેસ પોતાના આલીશાન મકાનથી થોડે દુર કાંઇ કામમાં નોકરો સાથે રોકાયા, જ્યારે ફલેમીંગ અને ઓલબરટીના બાગમાં ફરતાં હતાં, મારગારેટ પોતાના ઓરડામાં અકેલી ગુંદતી બેઠી હતી. રોલાન્દ (અર્લ ઓવ એઝનતાઇન) જેવો જાણવા પામ્યો કે મારગારેટ તે વખ્તે અકેલી તેના ઓરડામાં હતી ત્યારે તેણે પોતાનું દીલ ખોલીને પ્યાર ઝાહેર કરવાની સારી ટક જોઇ.

દરવાઝો ખુલ્યો, અને રોલાન્દ તે ઓરડામાં દાખલ થયો કે તેને જોઇને મારગારેટ લાલ થઇ ગઇ અને તેણે પોતાની નઝર નીચી કીધી. જવાન અર્લ ઓવ એઝનતાઇનને તો તે વખ્તે મારગારેટ દુન્યાની સઉથી વધારે ખુબસુરતમાં ખુબસુરત સુંદરી દેખાઇ!

મારગારેટ પોતાની હોશને પુરા કાબુમાં લાવીને નઝર ઉઠાવી બોલી "મ્હારા નામવર, શું તમને આજે બાહાર રોકાણુ નથી કે મકાનમાંજ છો? ફલેમીંગ કે નામવર અર્લ ઓવ કેથનેસ સાથ વાતે કેમ નહીં ઉતરી પડયા!"

"ખુબસુરત મારગારેટ," મતલબપર આવના રોલાન્દે શુરૂઆત કીધી "તમારી સાથે એક કલાક ખુશ વાતમાં ગુંટાવું તેના કરતાં કઇ વાત વધારે ખુશ હોય?"

"અરે હારે મ્હારા નામવર," મારગારેટ હસીને બોલી "આવોની, મ્હારી પાસે બેસીને આએ પોપટ ને મેના ને ચલ્લી કેમ ગુંઠવું તે શીખોની! હું તમને ખુશીથી તે શીખવીશ."

"હું તમારા ખુશતુમાં બસ્વાને અને મીઠાસદાર બોલવાને કોઇબી આદમી કરતાં વધારે પસંદ કરૂં છું, મારગારેટ" રોલાન્દે નરમ બનતાં ફીસલી પડવાની અણીપર જઇને કહયું "હું હમણાં તમારા પોપટ ને મેના ને ચલ્લીને શીખવાને બદલે તે પક્ષીઓને ગુંઠણકલામાં બનાવનાર તમારા પ્યારા પ્યારા હાથને પકડવા ઇચ્છું છું."

તેમ બોલતાં તેણે મારગારેટનો જમણો હાથ પકડી લીધો, અને તે પોતાના હોટો તરફ લઇ ગયો. મારગારેટ પોતાની બેઠકમાંથી ઉઠી ઉભી થઇ, તેની છાતી ધડક ધડક ઉડવા લાગી, તેણે ધાર્યું કે રોલાન્દ તેને પોતાની મ્હોરદાર બનાવવા માટેની માંગણી કરનાર હતો.

"હું આ સુંદર પ્યારા હાથપર હકક રાખું કે? એ હાથ મ્હને આપવા ખુશી છો કે?" અર્લ ઓવ એઝનતાઇને પ્યારથી ધ્રુજતાં કહયું "મ્હારા ઇલકાબ અને મીલકતોના ભાગ્યણ બનવા તમે ખુશી થાઓ એવું હું ઇચ્છું છું. હું સઘલું તમને આપવા તઇયાર છું, અગર હું રાજા હતે તો હું મ્હારૂં તાજબી તમારા પગ આગલ મુકતે."

"મ્હારા લોર્ડ," નર્મપણે પોતાનો હાથ ખેંચતાં સ્હેજ ધ્રુજતા મારગારેટે કહયું "હું તો એમ સ્હમજતી હતી કે તમે તેને ચાહો છો જેને હું મ્હારી બ્હેન સમાન સ્હમજું છું, તમે ઓલબરટીનાને ચાહો છો એમ હું જાણતી'તી."

"ઓલબરટીના હમણાં તે જવાનની સાથમાં છે જેના તે પ્યારમાં છે, અને જે પોતેબી ઓલબરટીનાને ચાહે છે." જવાન રોલાન્દ બોલ્યો "તમે, મારગારેટ, તમે તો તમારા બાઇનું દીલ જાણતા હશો, તેની વાત તમને ખબર હશે."

"મ્હારા લોર્ડ" મારગારેટ બોલી "હું જુઠ્ઠું બોલતા શરમાઉં છું. હા, મ્હારા ભાઇ અર્લની બેટીને ચાહે છે. મગર અર્લ પોતે તો એવા વીચારમાં————"

"તેવણના વીચારને આપણે સ્હમજાવીને રાહપર ઉતારી દઇશું" રોલાન્ડે કહયું "બોલબ-રટીના તર્ફ મ્હને એક ખાવીંદ તરીકેનો પ્યાર નથી, અને જો એકબાર્ગી તેમ હતેબી તો પણ તેની પોતાની પાસે તે દીલ નથી કે જે તે મ્હને આપી અને અર્પણ કરી શકે. હું તો મારગારેટ, વ્હાલી મારગારેટ, હું તુને ચાહું છું—ત્હારો હાથ હું મ્હારા પોતાના હાથમાં લેવા ઇચ્છું છું. અર્લ ઓવ કેથનેસ ઇન્સાફી અને ઉદાર દીલના છે, તેવણ આપણં બધાંનું સુખ જેમાં સમાયલું હોય તેજ થવા દેશે, તેવણ ખરી બીના જાણશે તો આપણી કોઇનીબી વીરૂદ્ધ નહીંજ જશે. મ્હારૂં માન," રોલાન્ડે મારગારેટનો હાથ ફરીથી પકડી લેતાં કહયું "મ્હારૂં માન, વ્હાલી મારગારેટ, જો ત્હારા મુખમાંથી "હા" તું બોલશે તો હું સુખના આશીરવાદની ખુશાલી મ્હારા સરપર છવાયલી માનીશ. મારગારેટ, તું કાંઇ મ્હને આજ કાલની ઓલખતી નથી, ન્હાનાં બચ્ચાં હતાં ત્યારથી આપણે એકબીજાને જોતાં આવ્યાં છીએ, ન્હાનાં હતાં ત્યારેબી હું ત્હારે માટે વધારે પ્યાર ધરાવતો હતો, અને હવે હું તુને મ્હારી પોતાની મ્હોરદાર અને કાઉનટેસ ઓવ બેઝનતાઇન બનાવવા માંગુ છું."

તે સુંદરીએ જવાન અર્લ તર્ફ તે નઝર નાંખી જેમાં હાની મતલબ સમાયલી હતી. અને તેણે પોતાનો બીજો હાથબી રોલાન્ડના હાથપર મુકયો. રોલાન્ડે તે બન્ને હાથો અતી ઘણી મોટી ખુશીથી દાબ્યા અને તેનાપર એક મીઠ્ઠી મધુરી ચુમી લીધી. "મારગારેટ, વ્હાલી, હું વચન આપું છું તુને કે આજથી તુંજ મ્હારૂં સુખ, તુંજ મ્હારી અંતકરણમાં કોતરાયલી એકની એકપુરી મુરતી છે. હું ત્હારીજ સાથ પરણીશ. હવે, પ્યારી તુંબી મ્હને એવોજ જવાબ આપ, તુંબી મ્હને એવાજ પ્યારભર્યા શબ્દો કહી સંભલાવ કે મ્હને ખાત્રી થાય કે તું મ્હારીજ થશે, અને હું ત્હારોજ થઇશ."

"રોલાન્ડ" મારગારેટે પોતાના બચપણ પછી પહેલીજ વાર તે નામથી અર્લ ઓવ બેઝનતાઇનને બોલાવ્યો "હું તું વ્હાલાને વચન આપું છું. તુનેજ હું પરણીશ—અને ત્હારીજ મુરતી મ્હારા અંતકરણમાં કોતરાયલી રહેશે."

ખુશીની એક ચીખ અર્લ ઓવ બેઝનતાઇનનાં મુખમાંથી બાહાર પડી; અને પોતાને આંગલેથી એક વીંટી ખેંચી કાઢતાં તેણે તે મારગારેટને આંગલે પહેરાવી દીધી. મારગારેટબી પોતાના જમણા હાથની આંગલીથી એક વીંટી કાઢીને રોલાન્ડને પહેરાવી, અને તેમ કરીને તેઓ અદરાયાં.—ત્યાર પછી રોલાન્ડે મારગારટને પોતાની નઝદીક ખેંચી, અને તેના હોટાપર પ્યારથી ભરપુર બોસાઓ લઇને તે હોટોને તેણે ભીજવી નાંખ્યા.

મગર, તે ખુશીમાં ખલલ થઇ!

તે આલીશાંન મકાનમાં શેરોગુલ મચી રહી! નોકરો બાગીચામાં હીંયાથી ત્યાં દોડ કરીને મોટે મોટે બોલતા હતા. મારગારેટ અને રોલાન્ડ બાહાર ધસવા જતાં હતાં તેટલાં ત્યાં એક નોકર મોટા ગભરાતમાં દોડી આવ્યો.

"શું છે હેપનનં ?" મારગારેટ અને રોલાન્ડ જાણે એકજ ઝબાનથી બોલતાં હોય તેમ તેઓ તે નોકરને પુછવા પડયાં.

"અર્લ નામવર-મ્હારા શેઠ-મ્હારા વ્હાલા શેઠ-અર્લ ઓવ કેથનેસ—" તે અટકી અટકીને બોલ્યો.

"બોલ, બોલ, હેપબર્ન" મારગારેટે હવે ગભરાત બતાવ્યો "તેવણુ નામવરને શું છે? પાક ખુદાની મદદ હોજો, તેવણુને કાંઇ અકસમાત—"

તેજ વખ્તે બાગીચામાંથી સર ફ્લેમીંગનો આવાઝ આવ્યો "વફાદારો દોડો! ઘોડેસ્વાર થઇ જાઓ! અર્લ ઓવ બેઝનતાઇન કયાં છે?"

"હીંયા છું," બારી તર્ફ તુર્તજ દોડી જઇને બાહાર ડોકયું કાઢી જુહકાવતાં અર્લ ઓવ બેઝનતાઇને જવાબ આપ્યો "હું આવું છું, મ્હારા વ્હાલા મીત્ર, તમ્હારી જેબી ખીદમત બજાવવી હોય તે બજાવવા હું તૈયાર છું." અને દોડી જઇ હેપબર્નનો હાથ પકડી લઇને પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવાના ઇરાદાથી રોલાન્દે પુછયું "બોલ, ઝટપટ, શું છે?"

"દગલાસના માણુસો આપણા નામવર અર્લને પકડી ગયા છે." તે વફાદાર નોકર જેમ તેમ બોલ્યો.

"અફસોસ! એ બહુજ સખ્ત ઝુલ્મ છે!" મારગારેટ પુકારી પડી "જા, રોલાન્દ!—મદદમાં દોડી જા."

મારગારેટનો હાથ પ્યારથી દાબીને તે આશક તુર્તજ નીચે ઉતરી ગયો અને બીજાઓની સાથમાં શામીલ થવાની તૈયારીમાં પડયો. થોડાજ વખ્તમાં સર ફ્લેમીંગ, અર્લ ઓવ બેઝનતાઇન, અને રેડમેનની સરદારી હેઠળ સ્હાઠ માણુસો તમામ હત્યારોથી સજાયલા ઘોડેસ્વાર થઇને દોડયા.

સર ફ્લેમીંગ સાથે ફરતી ઓલબરટીનાને જ્યારે પોતાના બાપને પકડી લઇ ગયા છે એટલી ખબર પડી ત્યારે તે બેહોશ થઇ ગઇ. સર ફ્લેમીંગે તુરતજ દાસીઓને બોલાવી તેઓને હુકમ કીધો કે ઘણી અચ્છી હીફાઝતથી સંભાલીને ઓલબરટીનાને અંદર લઇ જવી, અને તે પોતે હત્યાર સજવાં અને માણુસો લેવા દોડયો.

થયું એમ કે અર્લ ઓવ કેથનેસ પોતાના નોકરો સાથે કામ કરતા હતા તે તર્ફ સીહા દગલાસ અને સીહા દગલાસના માણુસો જઇને અર્લના કામદારો કાંઇબી કરી શકે તે અગાઉ તલવારના પટા ચલાવીને બધાને દુર રાખી અધોર અર્લને ઉંચકી ગયા. અર્લ ઓવ કેથનેસના માણુસો પગો પર અને પુરતા હત્યાર વગરના હતા, જ્યારે સીહા દગલાસના માણુસો માથાથી પગ સુધી હત્યાર પહેરી ઘોડેસ્વાર થયલા હતા.

"અફસોસ, મ્હારા બીચારા પીતાજી" ઓલબરટીના હોશમાં આવ્યા પછી ભાંગાતુટા આવાઝથી રડતી રડતી બોલી "તમ્હારે માટે શું શું આફત બાકી હશે? હું બીહું છું-અરે, મ્હને ગભરાત થાય છે કારણ કે મ્હારા બીચારા નેક પીતાજીએ પોતાના [illegible] બદકાર દગલાસનો ખરાબ ગુસ્સો વ્હોરી લીધો છે."

"અઝીઝ બ્હેન, શાંત રહે, આમ જીવને ના દુખ આપ, આમ રડીને ત્હારા મોતી સમાન આંસુને ન બહાવ." મારગારેટે ઓલબરટીનાના માથાપર હાથ પસવારીને તેને સધ્યારો આપતાં કહયુ: "શાંત થા, વ્હાલી બ્હેન, શાંત થા."

"ઓ મારગારેટ." ડચકાં ખાતી અને રડતી ઓલબરટીના બોલી "તું વ્હાલી મ્હને રડવા ના કેહે છે, પણ તું પોતે તો રડે છે. ત્હારી આંખોમાં આંસુના ટીપાં ભરાઇ આવ્યાં છે. અઝીઝ, તુંને તે વાત યાદ તો હશે કે હરમીતેજના કીલ્લામાં એજ દગલાસો તર્ફથી સર એલેકઝાંદર રેમ્ઝપર ઝુલ્મ ગુઝારવામાં આવ્યો હતો, તે બીચારાને ભુકમરાથી મારી નાખવામાં આવ્યો હતો, અને સીહા દગલાસે પોતાનાજ સગા નાઇટ ઓવ લીડેસડેલનું ખુન શું નહીં કીધું? પાછલથી ઘા કરીને તે કપટીએ ગોયા તેનુ ખુનજ કીધું હતું, અરે ત્યારે તે સીહા દાલ બદકાર મ્હારા પીતાજીનેબી શું હાલતે મારશે! ઓ મારગારેટ, હું બીહું છું, હું કંપુ છું, મ્હને ધ્રુજરાં છુટે છે!" તે ઠંડીથી થતી ધ્રુજરી મીસાલ કંપવા લાગી જેથી તેને પોતાના હાથોમાં પકડી લઇને મારગારેટ બોલી "સાવધ, વ્હાલી બ્હેન, સાવધ. તું એટલી બધી કેમ બીહે છે? પાક ખુદા તેમને બચાવશે. તું ધીર ધર."

અને મારગારેટે તેના કપાલપર એક માયાભરી ચુમી લીધી.

મારગારેટબી ચોંકી અને ધ્રુજી રહી, કારણ કે તે જાણતી હતી કે ઓલબરટીનાની ધાસ્તી ખરી હતી. દગલાસ ઘણા કપટી અને કીનાબાઝ કહેવાતા હતા. જો કે સીહા દગલાસ અને તેના માણસો જેઓ અર્લ ઓવ દગલાસને પકડી ગયા હતા તેમની પુઠે સર ફ્લેમીંગ અને અર્લ ઓવ બેઝનતાઇન પોતાના માણસો લઇને ગયા હતા છતાં ઓલબરટીનાને શક હતો કે તેના બાપને તેઓ પાછા લાવી શકશે નહીં, અને તે શક મારગારેટના મનમાં પણ મઝબુત થયો:

"શાંત થા, વ્હાલી ઓરબરટીના" મારગારેટ બોલી "એમ નાસમ્ભ ના થા આપણને હવે રડવાને અને અફસોસ કરવાને બદલે કોઇ ઉપાય શોધવાની કોશીશ કરવી જોઇએ."

"હા, મારગારેટ-તું ઠીક અને ડહાપણ ભરેલું બોલે છે." પોતાની આંખો ઝડપથી લુછતાં ઓલબરટીના બોલી "આપણે શું કરીએ?—અરે, બહેન મારગારેટ, તે કે જેને આપણે બેઉ ચાહીએ છીએ તેના છુટકારાને વાસ્તે આપણે શું કોશીશ નહીં કરીએ?"

"સ્કોટલેંડનો રાજા" મારગારેટ બોલી "જે પોતાની રૈયતમાંની એકપર ઝુલ્મીઓથી ઝુલ્મ થાય તો તેમને પકડવા અને પેલા એકને બચાવવા કાયદાથી બંધાયલો છે." મારગારેટ ખ્યાલ કરીને બોલી "તેની પાસે હું જઇશ—હું રાજા દેવીડ પાસે જઇશ—હું તેના પગો પર પડીશ, અને અર્લ ઓવ કેથનેસને તે ઝાલીમ સીહા દગલાસના હાથમાંથી છોડવવા માટે હું તેના કાલાવાલા કરીશ. વખ્ત ખોહવો સઝાવાર નથી, અને હવે જેમ બને તેમ જલદીથી મ્હારે જવું જોઇએ."

"મારગારેટ" ઓલબરટીના બોલી "વ્હાલી બ્હેન, ત્હારી સુચના બરહકક છે. મગર, મ્હને પોતાને મ્હારા પીતાજીને માટે રાજા પાસે જઇને કાલાવાલા કરવા દે."

"નહીં." મારગારેટે કહયું "રોઝલીન વંશની વારેસની સદાની જગા હવે રોઝલીન કાસલજ રહેવી જોઇએ."

"તું એમ કેહે છે તો જા, વ્હાલી મારગારેટ, પણ વહેલી આવજે. સીધાર." ઓલબરટીનાએ મારગારેટને ગલે વલગતાં કહયું "મારગારેટ, તું કેટલી ભલી છે!"

ઝડપથી જેમ તેમ ખાઇ લઇને મારગારેટ પોતાની સાથમાં બે હત્યારબંધ ઘોડેસ્વાર અને

મદદગારોને લઈને નીકલી અને તે માઇલો કાપીને એડીનબરોમાં, જ્યાં મહેલ હતો ત્યાં આવી પહોંચી.

વાંચનારને યાદ હશે કે સર કેસીમીર ફએરટેબી પોતાના કોઇ કામસર એડીનબરોમાંજ આવ્યો હતો અને તે ક્યાં ઉતરનાર હતો તેનો પત્તો તેણે અર્લ ઓવ કેથનેસને આપ્યો હતો. એટલે મારગારેટ થોડી આસાઇશ લેવા સર કેસીમીર ઉતરેલા હોય તેજ ઉતારાની જગાની શોધમાં પડી. તેને તે જગા મલી ખરી, મગર નાસીપાસી: સર કેસીમીર ત્યાં હતા નહીં, બાહાર ગયા હતા! તે જગાના માલેકે કહયું "ઘણા દુર તેવણ ગયા નથી અને થોડાજ વખ્તમાં પાછા ફરનાર છે, અને આ ઉતારાનું મકાન એવુ સરસ સઘવડભર્યું છે કે તમારા જેવા અમીરી બાનુને લાયક છે."

મારગારેટે પેલાનું કહયું માન્યું અને તે જગાપર થોડા વખ્તને માટે ઉતારો લીધો.

ત્યાં પુછપરછ કરતા માલુમ પડયું કે રાજા દેવીડ હોલીરૂદ મહાલમાં હતો. જેથી, મારગારેટ ત્યાં જવા માટે એક હત્યારબંધ નોકર અને એક દાસીને લઇ ગઇ.—જો કે આ મહાલમાં રાજા હંમેશા રહેતો નહીં હતો તોબી આ વખ્તે તે હીંયા હતો, અને મારગારેટની મહેનત કાંઇક ઓછી થઇ હતી.

રાજાની હુઝુરમાં જવા માટે મારગારેટને થોડી મુશકીલી તો પડી.

"અગર જો હમણાંજ મ્હને નામવર રાજાની પાસે લઇ જવામાં આવે તો હું તમારી ઘણીજ આભારી થઇશ." મારગારેટે ત્યાંના મહાલના રખવાલને કહયું "આ એક મોત જીવતનો સવાલ છે, અને તેને માટે હમણાજ રાજા નામવરની મદદની મ્હને મોટી અગત્ય છે."

"હું રાજા નામવરની પોતાની રઝા લઇ આઉં તો બને" પેલાએ કહયું "તેટલાં આવો, મ્હારા કમરામાં તમે અને તમારી સાથની બાનુ તથા નોકર બેસશો તો ઠીક થશે. હીંયા ઉભા ન રહો."

મારગારેટ, તેની દાસી, અને તેનો નોકર પેલા શખ્સે બતાવેલા કમરામાં બેઠાં. તે શખ્સ મારગારેટનું નામ પુછીને રાજા પાસે ગયો.

રાજા તે વખ્તે સંગીતની મજાહ ચાખતો લેટેલો હતો, જ્યાં તે ગયો. "કેમ કોચરેન, આ વખ્તે તું હીંયા? હમણાં મ્હને અકેલા રહેવાનો વખ્ત છે!"

"માફ કરજો, નામવર" નર્મા નમીને કોચરેને કહયું "કોઇ મોત–જીવતની બાબદમાં એક બાનુ તમને હમણાંજ મલવા માંગે છે."

"કોઇ ખુબસુરત બાનુ છે કે?" બદઅલફ્રાઝ તે વાકય હતો, મગર તે રાજાએ ઝબાનથી નીકાલ્યો ખરો "જવાન અને સુંદરતાનો નમુનો છે કે?"

"આપણી નઝર" પેલો શખ્શ બોલ્યો "ઠરી જાય તેવી અજાયબ ખુબસુરતી છે, ગુલાબની ગોયા કલી છે."

"શું બોલ્યો? એમ?" રાજો લેટેલો ઉઠી બેસીને પુછવા પડયો "તેનું નામ શું છે?"

'મારગારેટ ફીટઝએલન".

ખુશાલી અને અજાયબીની બેગી લાગણી રાજાના ચહેરાપર ઉભરી નીકલી, અને ખુશીની એક ધીમી ચીખ પાડતા તે બોલ્યો "ઓ, જે સુંદરીના ચહેરાની તસ્વીર મ્હારી આંખોની સામે ને સામેંજ છે તેજ આવીછે! તેનેએકદમ અંદર મોકલ. પણ, એ એકલી આવી છે કે?"

"હત્યારબંધ એક નોકર અને એક દાસી તેની સાથમાં છે." કોચરેને કહયું.

"તે નોકર અને દાસીને તેઓ બેઠાં છે ત્યાંજ રહેવા દે, અને તે માટે એવો ખુલાસો કર કે રાજાની હુઝુરમાં નોકરોથી જવાય નહીં." રાજાએ પાટીયાં ગોઠવવા કહયું "મારગારેટને એકેલીને હીંયા લાવ, અને માનથી લાવ."

કોચરેન નમીને બાહર ગયો; અને રાજો સંગીત બંધ કરાવતાં એકેલો પડીને મનમાં બોલ્યો "હું જ્યારે તેને માટે વીચાર કરતો હતો ત્યારેજ તે હીંયા આવી લાગી! અહહા! કેવો સંજોગ? પખવાડીયું ઉપર થયું કે તેના ચ્હેરાનો હું પુજારી બન્યો છું. ખરેખર, એ બહુજ બહુજ ખુબસુરત મ્હને તો લાગે છે! અહહા! તેની આંખોએ મ્હારી આંખોને ગોયા વીંધી નાંખી છે. મગર, તે આવે છે!"

તેજ વખ્તે દરવાઓ પુરો ખુલી ગયો, અને મારગારેટ રાજાની સનમુખ નમીને આવી.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### ઓલબરટીના.

હવે આપણે પાછા "રોઝમીન કાસલ"તર્ફ જઇશું. ઓલબરટીના વીચારમાં બેઠી હતી, તેટલાં એક નોકરે આવીને કહયું કે ફાધર જુલીયસ નામનો કોઇ પાદરી મલવા માંગતો હતો. ધર્મ-ગુરૂનું નામ સાંભલીને ઓલબરટીનાએ તુર્તજ અંદર મોકલવાનો હુકમ આપ્યો, અને તે નોકર તે પાદરીને પોતાની જવાન શેઠાણીના ઓરડામાં છોડીને ગયો.

"બેટી" તે પાદરીએ બેઠા પછી ઝબાન ખોલી "ત્હમારા પીતાજીના સંબંધમાં હું ત્હમને કાંઇ કહેવા આવ્યો છું."

ઓલબરટીનાનું દીલ આશાથી ઉભાયું, મગર કાંઇ કશું તેના બાપને થયું હશે કે કેમ તેથી તુર્તજ દીલગીરબી થઇ.

"બેટી, ત્હમારા ચહેરાપર હું દીલગીરીનો છાપ જોઇ શકું છું." પેલા પાદરીએ બોલવાનું ચાલુજ રાખ્યું "પણ નાઉમીદ ન થાઓ, બેટી! ત્હમારા પીતાજીને કાંઇબી ઇઝા નથી પહોંચી, અને થોડાજ વખ્તમાં તેવણ ત્હમને પોતાના બાપીકા વ્હાલમાં ખુશી કરી શકશે."

"ઓ, આ વાકય સાંભલીને હું કેવી ખુશી થાઉં છું, પવીત્ર ધર્મગુરૂ," ઓલબરટીના ખરી ખુશાલીથી બોલી પડી"મ્હારા પીતાજી કયાં છે? શું તેવણેજ ત્હમને મ્હારી આગલ મોકલ્યા છે?"

"હા, બેટી" તે પાદરીએ જવાબ આપ્યો "ત્હમને તે માટે પુરેપુરી ખાત્રી થાય અને

ભરૂસો આવે તે સારૂ તેવણે પોતાને આંગલેની આ વીટી આપી છે." અને તેણે અર્લ ઓવ કેથનેસની વીટી કાઢી આપી.

ઓલબરટીનાએ તે વીટી લઇને પોતાના હોટો સાથ દાબી, અને પછી તે બોલી: "આ ખાત્રી ઉપરાંત હું ત્હમારા જેવા પાદરીપર ભરૂસો મુકુ. કેમજે, ધર્મગુરૂઓ કદીબી દગલબાઝ હોય નહીં. ધર્મગુરૂઓ તો પ્રચ્ચાઇ, સીધી રાહ, અને ઇન્સાફનાજ હીમાયતી હોય છે."

"ખરી વાત છે, બેટી." તે પાદરીએ કહ્યું "અમો કદી ખોટું કામ કરીએ નહીં."

"હવે, મ્હેરબાન ધર્મગુર, બોલો, ત્હમે શી ખબર લાવ્યા છો? ત્હમે મ્હારા પીતાજી તરફથી શું પયગામ લાવ્યા છો?"

"ત્હમારા અમીર પીતા" પેલા પાદરીએ કહયું "આ જગાથી ઘણા દુર નથી. તેવણ ત્હમને તુર્તજ મલવા માંગે છે."

'હું તેવણુને મલવા જઇશ, પવીત્ર ધર્મગુર" આશાથી ઉછલતા જીગરે ઓલબરટીના પોતાની બેઠકમાંથી ઉઠતાં બોલી "હું મ્હારા માણસોને બોલાવીને તેમને તૈયાર થવા—"

"ધીરે! બેટી, ધીરે!" પાદરી બોલ્યો "આવી રીતે આ કામ થવાનું નથી. હીકમતથી કામ લેવાનું છે."

ઓલબરટીના પોતાની બેઠકમાં પાછી બેસી ગઇ, તેનું દીલ કાંઇક નાસીપાસીમાં ડુબી ગયું "મગર, ત્હમે મ્હને ખાત્રી આપો છોની, પવીત્ર ધર્મગુર, મ્હારા પીતા સલામત છે અને તેવણુ મ્હને આવી મલશે."

"હું ફરીથી તેવી ખાત્રી આપું છું." ફાધર જુલીયસ બોલ્યો "એક કલાકમાં તો ત્હમે ત્હમારા બાવાને મલશો—અને પછીના એક બીજા કલાકમાં તો તેવણુ પોતે હીંયા આવશે."

"ઓ, આવી ખાત્રી માટે હું ત્હમારો હઝારો હઝાર ઉપકાર માનું છું." તે ખુબસુરત સુંદરીએ ખુશાલીથી લગભગ પુકાર્યું "હવે હું ત્હમારી વાત ધીરજથી સાંભળીશ, ધર્મગુર."

"ત્હમારા બાવાને અર્લ ઓવ દગલાસ એટલાજ કારણે પકડી ગયો છે કે તે પોતાના હાથમાં પેલું વસીઅતનામું મેલવી શકે–તે વસીઅતનામું કે જે નાઇટ ઓવ લીડેસડેલે કીધું છે અને જેનીપર રાજાની સહી છે. હું દીલગીર છું, બેટી, તે સખ્ત દગલાસે ત્હમારા બાવાને બે રસ્તા પસંદ કરવા કહયા છે, એક તો તે વસીયતનામું સ્વાધીન કરવા, અને નહીં તો પછી મૌતને હાથ જઇ પડવા."

"ઓ, એમ ના બોલો." ફીક્કી બની જતાં તે સુંદરી બોલી "મ્હારા પીતા મૌતને હાથ જાય તે ખ્યાલથીજ હું કમકમું છું."

"ત્હમે વારંવાર વાતમાં ખલલ ન કરો" તે પાદરી બોલ્યો "વખ્ત થોડો છે, અને એમ જો થોભીશું તો પછી અર્લ ઓવ દગલાસના મનમાં વહેમ બેસી જશે, અને તેવણુ ત્હમારા બાવાના જીવને નુકશાન પોંહચાડશે."

"બોલો, હવે હું ત્હમારી વાતમાં ખલલ નહીં નાખીશ." ઓલબરટીના પોતાના બાપનું ભલું ચાહીને તેમ બોલી, "હું ત્હમારી વાત એક ચીત સાંભલીશ."

"તે બે રસ્તાનો પહેલો રસ્તો ત્હમારા પીતાજીએ આસાન જોયો છે." પાદરી બોલ્યો "તેવણ પોતાની બેટીને માટે જીવવા તઇયાર છે, અને તેથી સર ફ્લેમીંગની મીલકતો સર ફ્લેમીંગના હાથમાંથી જતી રહશે તો પછી તેવણને સર ફ્લેમીંગની મારી માંગતા વાર લાગવાની નથી."

"ઓહ! ફ્લેમીંગ તેવણને માફ કરશે, જવા દેશે." ઓલબરટીના પોતાના આશક માટે માનથી બોલી "ફ્લેમીંગ તો તે મીલકતોની તેવણના જાનની સલામતીને ખાતીર દરકારબી નહીં કરશે."

"બેટી, સાંભલો." તે ધર્મગુરૂ બોલ્યો "હું હીંયાં હવે ત્હમને ત્હમારા પીતાજી પાસે લઇ જવા, અને બીજું, તે વસીઅતના કામ સારૂજ આવેલો છઉં. ત્હમે પહેલાં તો વસીઅતનામું કયાં છે તે જોઇ કાઢો."

બોલી ઓલબરટીના બોલી "તે કયાં છે તે હું અચ્છી રવેશે જાણું છું."

"તો જાઓ, તે વસીઅતનામું લઇ આવો." પાદરીએ કહ્યું "અને ત્હમે અકેલા મ્હારી સાથે આવો. ત્હમે જો કોઇબી ત્હમારા માણસને હત્યારબંધ કે હત્યાર વગર સાથે લેશો તો દગલાસનાં માણસોને વહેમ પડી જશે અને તેઓ પછી કામ બગાડશે," અને તે પાદરીએ ચલાવ્યું "એ તો કેટલી કેટલી મુસીબતે મેં વચ્ચે પડીને ત્હમારા પીતાજીને બચાવવાને ખાતીર એ ઝહેમત ઉઠાવીછ."

"હું મ્હારા પીતાજીને બદલે ત્હમારી બહુ આભારી છું, પવીત્ર પીતા." ઓલબરટીના તે ધર્મગુરૂને વધારે માન આપીને બોલી: "અગર જો ત્હમારીપર મ્હને વીશ્વાસ નહીં હોય તો હું એમજ ધારૂં કે મ્હારા પીતાજીને આંગલેથી વીંટી ઝુલ્મથી ઉતારી લીધી છે—અને ત્હમે—"

"બેટી" પેલો પાદરી અતી ગંભીર બની જઇને બોલ્યો, "ત્હમારા મનમાં જો મ્હારે માટે રહેજબી ખટરો હોય તો પછી હું ત્હમારા કામમાં પડવા માંગતોજ નથી." અને તે બેઠકમાંથી ઉભો થઇને બોલ્યો "હું જાઉં છું, બેટી, સલામ."

ફાધર જુલીઅસે ચાલતી પકડી–તે દરવાઝા સુધી ધસારાબંધ ગયો—તે જોઇને ઓલબરટીનાએ ગભરાઇને તેની પાછલ કુડકો મારીને દોડી જતાં તેનો હાથ પકડીને ગબરાટથી તે ઉશકેરાયલી બોલી "નહીં—નહીં, મ્હને ના છોડી જાઓ! ફાધર જુલીઅસ, મ્હને ન છોડી જાઓ! મેં ત્હમને ગુસ્સે કરવા માગ્યા હતા નહીં! જો, હું ત્હમારે પગે પડું, ત્હમે ના જાઓ."

"પગે પડવાની કોઇ ઝુરૂરત નથી, બેટી" તે પાદરી સ્હમજી જતાં બોલ્યો "ત્હમારા આ બોલવાથી મ્હારા ઝખ્મને રૂઝ આવ્યું છે માટે પગે પડવાની હવે ઝુરૂરત નથી, પણ હું જેમ કહું તેમ ચાલશો તો સુખી થશો—ત્હમારા બાવા ત્હમને જલદીથી આવી મલશે."

"આવો. બેસો, ત્હમે કહેશો તેમજ ચાલવા હું બંધાઉં છું, બોલો." પોતાના પીતાને બચાવી લેવાની આતુરતાથી તે વફાદાર બેટી એક ત્રાહીત પાદરીના આવી રીતે કાલાવાલા કરવા લાગી.

"બેટી, સાંભલો." ફાધર જુલીઅસે ફરીથી બેસતાં કહયું "હું ત્હમને કહું છું કે હવે પેલું વસીઅતનામું લઇને આવો, અને આ વાત આ મકાનમાંનાં કોઇનેબી કહેતા ના, તદનજ

ખાનગી રાખજો. ત્હમે તે વસીઅતનામું ત્હમારા પોતાના કબજામાં રાખજો, પણ હવે ઉતાવલ કરો" અને તે પાદરી તેટલું બોલીને આગલ બોલ્યો "જુઓ, હું હીંયાંથી પહેલો જઇશ, અને પછી ત્હમે કોઇનેબી જણાવ્યા વગર મ્હારી પછી ઉતરજો. ત્હમારા મકાનને થોડે દુરના પેલા ખંડીયર આગલ હું ત્હમને બેઠેલો મલીશ. ત્હમે ત્યાં વસીઅતનામું લઇને આવો અને આપણે પછી જઇશું, ત્હમારા બાપાનો જલદીથી છુટકારો કરશું." અને, તેણે તે ખંડીયરની નીશાની કહી.

તેટલું બોલીને તે પાદરી ગયો, અને ઓલબરટીના પેલું વસીઅતનામું કાઢવા ગઇ. વસીઅતનામું જે દીવાલમાં જડેલી એક છુપી કબાટમાં મુકેલું હતું તે ઓલબરટીનાએ કાઢ્યું. વસીઅતનામું કાઢીને તે થોડી વીચારમાં પડી ગઇ, મગર, પોતાના આવેલા તે ખ્યાલને હસી કાઢતાં તેણે પોતાના પીતાનો જાન બચાવવા સારૂ જવા માટેની ઉતાવલ કીધી. તે તે આલીશાન મકાનને પાછલે દરવાઝેથી ચુપચાપ ઉતરીને બાહાર ચાલી ગઇ, અને પેલા ખંડીયર તર્ફ જવા તેણે ઉતાવલાં પગલાં ભરવા માંડયા.

રોઝલીન કાસલથી થોડે દુર તે ખંડીયર આવેલું હતું, જ્યાં પહોંચતાં ઓલબરટીનાએ પેલા પાદરી ફ્રાધર જુલીયસને એક પત્થરપર બેઠેલો જોયો.

"બેટી, તું આવી! તેં મ્હારી પર ભરૂસો મુકયો તો તેનો બદલો તુંને મલશેજ. ચાલ, મ્હારી સાથે." પાદરી બોલ્યો, અને તેઓ ચાલ્યાં.

ઘણે દુર સુધી ચાલતાં તે બેઉએ જંગલો વટાવ્યાં, અને હવે પાહાડી રસ્તા નઝદીક જઇ પહોંચતા પાદરીએ કહયું "બેટી, હવે હીંયાથી આપણુને લીસા પત્થરો ઉપરથી ચાલવું પડશે, માટે ત્હમે મ્હને ત્હમારો હાથ આપો કે ચાલવાનું આસાન થઇ પડે."

કુદરતીજ શરમાલ તે સુંદરી હતી એટલે તેને પોતાનો હાથ એક ત્રાહીત મર્દના હાથમાં મુકવા તો નહીં ગમ્યો, મગર તે પોતાના પીતાનો જીવ બચાવવા જતી હતી અને તેનો હાથ પકડનાર એક પાદરી હતો તેવા ખ્યાલથી તેણે પોતાનો હાથ તે પાદરીના હાથમાં મુકયો બે ચાર પગલાં તેઓ તેમ ચાલ્યાં હશે કે થોડે દુર કોઇ ઘોડેસ્વાર જતો જણાયો અને તેને જોઇને ઓલબરટીના ખુશીની એક ચીખ પાડીને બોલી "સર કેસીમીર દએસ્તો!"

"શું?" તે પાદરીએ તે સાંભલીને બુમ પાડી "સર કેસીમીર પોતે છે? ચાલો—બેટી—ચાલો." અને સર કેસીમીરને ત્યાં આવેલો જાણીને પેલો પાદરી ફીકકો ફ્ચ બની ગયો અને ઓલબરટીનાને હવે તે ઘસડીને લઇ જવા લાગ્યો!

ફ્રાધર જુલીઅસના બોલવાની અંદર એકાએક એવો તો મોટો ફેરફાર થઇ ગયો હતો—તેના ગંભીર ચહેરાપર ગભરાતની નીશાની એવી તો ખુલ્લી થઇ ગઇ હતી—કે હવેજ તે ભોલી સુંદરીને દગાનો કાંઇ ખ્યાલ આવ્યો અને તે મોટેથી બોલી "નહીં—હું સર કેસીમીરને મલવા વગર એક પગલુંબી ઉપાડનાર નથી." અને તેમ બોલતાંજ તેણે પોતાનો હાથ ઝુટવી લીધો.

ઓલબરટીનાનો હાથ ઝડપથી પાછો પકડી લેતાં તે પાદરી બોલ્યો "નહીં—ત્હારે આવવુંજ પડશે." અને તેણે ઓલબરટીનાને ફરીથી ઘસડી.

ઓલબરટીનાના મુખમાંથી એક ચીખ બાહાર પડવાની હતી તેટલાં તે પાદરીએ તેના મોઢાંપર હાથ દાબી દીધો,અને બાજુની ઝાડીમાંથી અર્ધો ડઝન સીહા દગલાસના હત્યારબંધ

માણસો દોડી આવ્યા. ઓલબરટીનાની હવે પુરી ખાત્રી થઇ કે પેલો પાદરી તેની સાથ દગો રમ્યો હતો. તેણે પાક ખુદાનું નામ પોતાની ઝબાનપર લઇ એક એવો તો આંચકો તે પાદરીને માર્યો કે પાદરી હટી જઇ શકયો અને તે જોઇ ઓલબરટીનાએ પોતાના અંદરના ગજવામાં પેલું વસીઅતનામું જે હતું તેને બાહરની તર્ફથી એક હાથે દબાવીને પોતાના સઘલા ઝોરથી ચીખ પાડી, અને "મદદ—મદદ"ની બુમ તેણે ઝબાનથી નીકાલી. મગર, તેજ વખ્તે પેલા છ માણસો તેની ઉપર તુટી પડયા અને કોઇએ તેના મોંઢાપર હાથ દાબ્યો, તો કોઇએ તેને પકડી રાખી, તો કોઇએ તેને ઘસડી! ઓલબરટીના તો ઢીલી બની જઇને બેહોશ થઇ ગઇ.

તે રસ્તો જે લીસો હતો, અને બે પાહાડની વચ્ચે હતો, તે ઘણો જોખમ ભરેલો હતો, અને જો કે સર કેસીમીર અને તેની સાથના માણસને તે ભારી હતો, તોબી સીહા દગલાસના માણસો જે રાત દીવસ તે રસ્તેથી જતા આવતા તેમને માટે તે મુશકીલ નહીં હતો; છતાં જ્યારે તે છ લડવઇયાઓએ પોતાની સામે નરે શેરની મીસાલ સર કેસીમીર અને તેના માણસને આવતા જોયા ત્યારે તેઓ ગભરાયા. તેઓ જે તે રસ્તાથી માહીતગાર હતા અને છ હતા તેઓને તે બેની દીલેરી જોઇનેજ થોડા ગભરાટ સાથે અજાયબી ઉપજી, મગર બીજીજ પળે છ તલવારો સામે બે તલવાર થઇ ત્યારે એક જોવા લાયક દેખાવ ત્યાં થઇ પડયો. પેલો પાદરી તો સ્તબ્ધજ બની ગયો, અને બેહોશ ઓલબરટીનાની પાસે ઉભોજ રહી ગયો, તે હવે હીમત કરી ઓલબરટીનાને ઉઠાવીને તે લીસી જગાપરથી પસાર થઇ શકયો નહીં. એક બેહોશ આદમીને ઉપાડીને તેના બોજા સાથે પસાર થવામાં તે દગાબાઝ પાદરીએ પોતાના જાનનો જોખમ જોયો, "મદદ"નો આવાઝ અને એક બાનુની ચીખ સાંભલીને દોડી આવેલા સર કેસીમીરની તલવારે પેલાઓના ચારને દુર રાખ્યા અને તેનો નોકર પોતાની શમશીરથી બે સામે પટાબાઝી ચલાવતો હતો, સર કેસીમીરની તલવારથી એક ઝખ્મી થઇને મોતને મલવા પડયો, જ્યારે બીજો પગ લપસવાથી પાસેની ખીણમાં તુટી પડયો. હવે, સર કેસીમીરે પટા ફેરવતા ફેરવતાજ પોતાના નોકરને હુકમ આપ્યો કે તેણે પેલી બાઇની પાસે જવું, અને તેમ થતાંજ સર કેસીમીર પાછો ચારની સામે થયો! આ વખ્તે સર કેસીમીરના ડાહવા હાથપર એક ન્હાનો ઝખ્મ થયો મગર તે ઝખ્મનો ઇન્તેકામ તુર્તજ લેવાયોઃ એક બચ્ચાંના દમની હવાથી રમત કરવાના પાનાનો બનાવેલો કીલ્લો જેમ પડી જાય તેમ પેલા ચારેનો ખુરદો સર કેસીમીરે કરી નાંખ્યો! સર કેસીમીર હજીુણુ પેલી બાનુને ઓળખવા પામ્યો નહીં હતો, પણ તેની સામે થનાર તે છ લડવૈયાઓની દીવાલને તોડીને જ્યારે તે આગલ વધ્યો ત્યારેજ તેણે ઓલબરટીનાને પયચાણી લીધી. સર કેસીમીરના માણસે પેલા પાદરીને પકડી રાખ્યો હતો, તે ન્હાસવા ગયો હતો છતાં તેને પેલાએ મોકો નહીં આપ્યો અને તેની સામો થઇ તેણે તેને પકડયો હતો. ઓલબરટીના પોતાની ટુંક બેહોશીમાંથી હોશમાં આવતી હતી. અને તેણે સુધ્ધીમાં આવતાંજ ખુલાસો કરી દીધો. તે ખુલાસો સાંભલીને સર કેસીમીર તો પેલા પાદરીને ખાઇજ જવા માંગતો હોય તેટલો બધો જુનુનપર ચઢયો, મગર તેણે ગુસ્સાને કાબુમાં રાખ્યો.

પોતાના નોકરના ઘોડાપર પેલા પાદરીના પગો બાંધીને બેસાડયા બાદ સર કેસીમીરે પોતાના માણસને તેજ ઘોડાપર બેસીને આગલ ચાલવા કહયું, અને પોતાના ઘોડાપર ઓલબરટીનાને હીફાઝતથી બેસાડીને તે બેઠો અને એક બાપ જેમ પોતાની બેટી સાથ પીદરી મ્હોબ્બતથી વાત કરે તેવી રીતે તેણે બધી વીગત ખુલાસાવાર પુછી.—અરે, તેના "રોઝલીન

કાસલ" છોડી જવા ગછી કેવા ગંભીર બનાવો બન્યા હતા!

રોઝલીન કાસલના આલીશાન મકાનમાં આવતાં ઓલ્બરટીના અને સર કેસીમીરે દીલગીરી સાથે જાણ્યું કે હજીણ સુધી સર ફ્લેમીંગ, અર્લ ઓવ બેઝનતાઇન, અને માણસો જેઓ અર્લ ઓવ કેથનેસને ઉપાડી જનારાઓની શોધમાં ગયા હતા તેઓ પાછા ફર્યા નહીં હતા.

સર કેસીમીરે તેથી સર્વથી પહેલાં પેલા દગલબાઝ પાદરીની તર્ફથી કાંઇ ખુલાસો મલે તે માટે તેને પોતાની સનમુખ બોલાવ્યો.

"જોરે એઇ," સર કેસીમીરે તે પાદરીની તર્ફ ગુસ્સાથી જોઇને કહ્યું "તું એક પાદરી છે, મગર, જો તું એવા બીજા દશ હઝાર પાદરીનોબી પાદરી હતે તોબી તેં એક એવું કામ કીધેલું છે કે તુને મોત સીવાય બીજી કોઇ ઓછી સઝાજ નહીં થાય. તોબી, હું તુને જે જે સવાલો પુછું તેના જો તું ખરેખરા જવાબો આપશે તો તુંને જીવતો રહેવા દેવામાં આવશે. બોલ, તુને જે પુછવામાં આવશે તેના ખરા જવાબ આપશે?"

"બાખુશી." તે પાદરી હવે ઘણો નરમ બની જઇને બોલ્યો.

"બોલ, તું કોણ છે?" સર કેસીમીરે સવાલ કીધો.

"તાનતલોન કાસલના દેવલનો હું ધર્મગુરૂ છે." પેલો પાદરી બોલ્યો "જે તાનતલોન કાસલ ઉંચા દરજ્જાના નામવર અર્લ ઓવ દગલાસનો છે."

"તે ઉંચા દરજ્જાનો નામવર નથી, મગર એક જુઠ્ઠો ખુની દગલબાઝ લબાડ અર્લ છે, જે પોતાના દરજ્જાને નાલાયક છે." સર કેસીમીર બબાલ્યો "આગલ બોલ, આગલ ખુલાસો કર."

"આશરે ત્રણ અઠવાડીયાં થવા આવ્યાં છે કે હું હીંયાથી થોડે દુરના એક ગામડાંમાં મ્હારા એક બીજા પાદરી ભાઇ સાથે આવી રહેલો છું." પેલો બોલ્યો "પોતાની હાર પછી અર્લ ઓવ દગલાસ મરહુમ નાઇટના હરમીતેજના કીલ્લામાં જઇ રહયો છે, અને હમણાં સુધી તેવણ ત્યાંજ છે."

"ઓ, ત્યારે તો અર્લ ઓવ કેથનેસને હરમીતેજના હીંયાથી ઘણાજ દુરના કીલ્લામાં લઇ ગયા છે, કેમ?" સર કેસીમીરે અટકલ કીધી.

"તમારી અટકલ ખરી છે." પાદરી બોલ્યો, અને તે સાંભલીને ઓલબરટીનાનો ચહેરો ફીકો બની ગયો અને તે કમકમી.

"કમકમવાની કોઇ ઝુરરત નથી." પેલાએ કહયું "અર્લ ઓવ દગલાસ તમારા પીતાજીને એજ કારણથી લઇ ગયા છે કે સર ફ્લેમીંગની તરફેણનું વસીઅતનામું મેલવવું. તમારા પીતાજીને જે રસ્તેથી લઇ જતા હતા તે રસ્તાના મકાનમાં મ્હારો ઉતારો હતો જેથી પોતાના માણસ પાસે મ્હને બોલાવીને અર્લ ઓવ દગલાસે તમને કોઇ રીતે બનાવીને વસીઅતનામું લાવવાનો હુકમ કીધો. અને જો બની શકે તો તમને પોતાનેબી તેની જાલમાં ફસાવી દેવાને મ્હને તેણે કહયું."

પાદરી થોભ્યો, જ્યારે સર કેસીમીરે બુમ પાડી "આગલ બોલ, અર્લ ઓવ કેથનેસ નામવરની વીટી તું કેમ લાવ્યો? શું બદમાશ દગલાસે ઝોરઝુલ્મથી તે લઇ લીધી."

"હા, નામવર, તેવણે અર્લને મારી નાખવાની ધમકી આપીને વીટી લીધી. અને, રાજાની સહી સાથનું તે વસીઅતનામું કયાં મુકયું હતું તે વીશે બાનુ ઓલબરટીનાને બધી ખબર હતી, તે વાતબી તેવણે અર્લ ઓવ કેથનેસને સતાવીને જાણી લીધી."

"વારૂ, બાનુ ઓલબરટીનાને તે બદમાશની જાલમાં લઈ જઇ ફસાવવાની મતલબ ?" સર કેસીમીરે પુછયું.

"દગલાસ અને કેથનેસ ખાનદાનો એક થઇ જાય તેથી તેવણુ બાનુ ઓલબરટીનાને પરણવાનો ઇરાદો કરે છે." તે સાંભલીને ઓલબરટીના કમકમી.

"ચુપ કર, ત્હારી ગંદીલી ઝબાન બંધ કર." ગુસ્સામાં આવી જઇ ઓલબરટીનાએ પુકાર્યું.

"ત્હમે જે પુછો છો તેનો હું જવાબ આપું છું." પાદરીએ પોતાનો બચાવ કર્યો "એમાં હું શું કરૂં ?"

"વારૂ, આગલ બોલ." સર કેસીમીરે હુકમ કીધો.

"મેં બાનુ ઓલબરટીનાને અને પેલા વસીઅતનામાને ઉઠાવી જવાની કબુલાત આપી, અને મ્હારી મદદમાં અર્લ ઓવ દગલાસે છ હત્યારબંધ માણુસો આપ્યા. મેં ઘણી આસાનીથી મ્હારૂં કામ સરંજામ ઉતરેલું જોયું: વસીઅતનામા સાથે બાનું ઓલબરટીના ઘણી સહેલાઇથી મ્હારા હાથમાં આવ્યાં હતાં, મગર ત્હમોએ પેલા છ માણુસોનેબી માર્યા અને મ્હારી બાઝી ધુલમાં મલી."

"પાક ખુદા કાંઇ દુર નથી." સર કેસીમીરે કહયું "તેનો પવીત્ર અણદીઠ હાથ શું શું કરી શકે છે તેની પુરી સ્હમજ કોઇબી આદમને નથી. એક એક મીનીટમાં અજાયબ ફેરફાર અને ઉઠલપાઠલ તે પાક સાહેબે આલમ કરી શકે છે."

"વારૂ."સર કેસીમીરે હવે કરડો ચહેરો કુરતા પાદરીને કહયું "જો, હવે બીજા બે ચાર સવાલોના એમજ ખરેખરા જવાબ આપજે. નહીં તો ઝીંદગીથી હાથ ધોવા પડશે.

"હું ખરૂજ બોલવા બંધાયલો છું." પાદરીએ કહયું.

"વારૂ, હાલમાં હરમીતેજ કાસલની અંદર ત્હારા બદમાશ દગલાસના કેટલા લડવૈયાઓ છે ?" સર કેસીમીરે સવાલ કીધો.

"આસરે મ્હારસો." જવાબ મલ્યો; "મેં મેગનેસની સાથની વાતચીતમાં એ બીના જાણી લીધી હતી, નહીં તો મ્હનેબી તેની શું ખબર પડતે ? સંજોગ એવો થયો કે મેં પુછયું અને મેગનસે મ્હને કહયું, અને તે હું હીંયા બોલી શકું છું."

"સારો સંજોગ છે." સર કેસીમીરે ખુશી બતાવી "હવે——"

મગર તેટલાં બાહાર ગડબડ થતી સંભલાઇ, અને એક માણુસે આવીને કહયું કે સર ફલેમીંગ, લોર્ડ એઝનતાઇન, અને તેમની સાથે ગયલા માણુસો પાછા ફર્યા છે.

"મ્હારા નામવર પીતાજી તેમની સાથે છે કે ?" અતી ઘણી મોટી આતુરતાથી ઓલબરટીનાએ તે નૌકરને સવાલ કીધો.

"નહીં, નામવર બાનુ." તે નૌકર ગલગલા આવાઝથી બોલ્યો.

"નહીં! અફસોસ." અને સુંદર ઓલબરટીના પોતાની બેઠકમાં નીરાશ થઇને જુહમી પડી.

"આ પાદરીને લઇ જવા માટે હેપબર્નને બોલાવો." પેલા નોકરને સર કેસીમીરે કહયું, તેટલાં તે ઓરડામાં સર ફ્લેમીંગ અને લોર્ડ બેઝનતાઇન ધસી આવ્યા. તેમને સ્હેજ સંસારો મળ્યો હતો, અને ઓલબરટીના સંબંધમાં બનેલી વાત જાણવા તેઓ આતુરતાથી તુર્તજ આવ્યા હતા.

મારગારેટ રાજાની પાસે ગઇ હતી તે જાણીને લોર્ડ બેઝનતાઇનનું દીલ દુખાયું, જ્યારે ઓલબરટીનાને દગલબાઝ પાદરી ઉઠાવી ગયો હતો તે જાણી સર ફ્લેમીંગ પેલા પાદરીને કાચ્ચોજ ગલી જાય તેવો છેડાયો! આખીર, બધા ખુલાસા પછી પાદરીને તે મકાનમાંનાજ એક ઓરડામાં કૈદ કરવા માટે લઇ જવામાં આવ્યો—પછી, ઓલબરટીનાએ પુછયું "હવે શું કરીએ?"

"મ્હને લખવાને કાગલ અને સીહાઇ કલમ આપો." સર કેસીમીરે કહયું "અને હું જે કાગઝ લખી આપું છું તે રાજા દેવીડને આપી આવો. રાજાને ત્યાં મ્હારો પયગામ કોણ લઇ જશે?"

"હું લઇ જઇશ." મારગારેટ મટે અધીરો પડી ગયલો લોર્ડ બેઝનતાઇન તુર્ત બોલી ઉઠયો.

"ઠીક છે ત્યારે." સર કેસીમીરે હસીને કહયું, અને પછી તે લખવાની સામગ્રી આવતા લખવા બેઠો.

"અર્લ ઓવ બેઝનતાઇન નામવર, આ મ્હારો રૂકકો નામવર રાજા દેવીડના પોતાનાજ હાથમાં જવો જોઇશે. બડી ચાલાકીથી કામ કરજો."

"ઠીક છે, મ્હારા નામવર." લોર્ડ બેઝનતાઇન તે પયગામ લેતાં નમીને બોલ્યો.

લોર્ડ બેઝનતાઇન ગયો. સર કેસીમીરે ઓલબરટીનાને દીલાસો આપતાં કહયું "બાનુ, નાહીમત ના બનો. માણુસાઇ શકતીથી જે બનશે તે સઘલું આપણે બનાવશું, ફ્તેહ તો ત્યારેજ મલશે જ્યારે પાક ખુદાની મદદ હશે. ફીકર ના કરો, પણ મહને એટલું ત્હમે કહો કે ત્હમારા પીતાજી એવા કેટલા નોકરોને પોતાના હાથ નીચે રાખે છે કે જેઓ લડાઇ કરી શકે તેવા છે?"

"આશરે ત્રણસો." ઓલબરટીનાએ કહયું, અને પછી આતુરતા બતાવીને તે વધારે બોલી "અગર જો આપ નામવરનો વીચાર સીહા દગલાસ સાથ લડવાનોજ હોય તો યાદ રાખો કે આપણા મદદગાર મીત્ર અર્લ ઓવ બેઝનતાઇનના માણુસોની મદદથી તેવણુ આપની ખીદમતમાં ધરી શકશે, અને તેથી ઓછામાં ઓછા છસો માણુસોને તો આપણે ઘણી સહેલાઇથી ઉભા કરી શકીશું."

"ઠીક. આપ ઝરા રેડમેનને આવવા માટેનો હુકમ મોકલો." ઓલબરટીનાએ તેમ કીધું કે રેડમેન આવી ઉભો.

રેડમનને સર કેસીમીરે બોંયરાંઓમાંના હત્યારો અને બકતર વીગેરે માટે સવાલો કીધા, અને તેના જવાબો જે મલ્યા તે સર કેસીમીરે નોંધી લીધા. તે પછી રેડમેનને જવા દીધો.

લોર્ડ બેઝનતાઇનને રાજાની તર્ફ જવા માટે ઉપડવાને આશરે અર્ધો કલાક થયો હશે

કે સર કેસીમીરના હાથમાં એક પયગામ આવી પડયો. તે ખાનગી રૂકકો તેની પર તેના ભાઇ લોર્ડ એબટ ઓવ મેલરોઝ-ફાધર બેનેડીકટસ—તર્ફથી આવેલો હતો.

તે પયગામ વાંચીને સર કેસીમીર બોલ્યો "મ્હારી ઇચ્છા પ્રમાણે બધી ચીઝ થાય છે મગર હમણાં તેનો ખુલાસો કરી શકાય તેટલો વખ્ત નથી. સર ફલેમીંગ ફીટઝએલન ત્હમે ત્હમારા તમામ હત્યાર સજી બકતર પહેરી એકદમ એડીનબરો જવા ઉપડો. અગર જો આ પયગામ અર્ધો કલાક જલદીથી મલ્યો હતે તો અર્લ ઓવ બેઝનતાઇનની મહેનત બચી જતે. હવે તો લાચાર, માટે હવે ત્હમે હું કહું છું તેમ જાઓ."

"ત્હમારો હુકમ માનવા હું તૈયાર છું." સર ફલેમીંગે કહ્યું "પાક પરવરદીગારે અમારી મદદમાં ત્હમો જેવા એક ખરા ફીરીસ્તાને મોકલ્યો છે."

સર ફલેમીંગ ગયો, અને તે પોતાના વફાદાર નોકર સીતનને અને બીજા બેને તૈયાર થવા કહીને પોતેબી તૈયાર થઇ સર કેસીમીર આગલ આવ્યો.

"સર ફલેમીંગ, ત્હમારા માણસોને એડીનબરોના કોઈ ઉતારાની જગાપર રાખીને ત્હમે અકેલા રાજા દેવીડના મહાલમાં જજો, ત્યાં ત્હમે રાજાને મલજો, આ વીંટી રાજાને આપજો—અને ત્હમે તેનું સારૂં પરીણામ આવેલું જોશો."

સર ફલેમીંગ ફીટઝએલન ઓલબરટીના અને સર કેસીમીરની રઝા લઇને હત્યારબંધ નોકરો સાથે ઘોડેસ્વાર થઇ એડીનબરો રાજાને મલવા જવા નીકલ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### મારગારેટ અને રાજા દેવીડ.

હવે આપણે પાછા મારગારેટ અને રાજા દેવીડની પાસે જઇશું; રાજા ત્યાં અકેલો બેઠો હતો જ્યાં મારગારેટને દાખલ કરવામાં આવી હતી. રાજાની નઝરમાં હમણાં તે અગાઉ કરતાંબી વધારેજ ખુબસુરત લાગતી હતી. મારગારેટને પોતાની સામે બેસવાની જગા બતાવતા રાજાએ તેનો હાથ શેકહેન્ડમાં લીધો, અને થોડો વખ્ત તે હાથ પકડેલોજ રાખ્યો.

"આવી યક-બ-યક આવેલી ખુશાલી શું છે?—મારગ્રીટ ફીટઝએલન પોતે કેમ રાજાની હુઝુરમાં આવી છે?" દેવીડે હસ્તાં હસ્તાં પુછયું.

"નામવર" તે બોલી "હું મ્હારા વાલી અને મુરબ્બી અર્લ ઓવ કેથનેસને લીધે સ્કોટલેંડના રાજાને ચરણે પડવા આવી છું, મ્હારા વાલીપર અર્લ ઓવ દગલાસ તર્ફથી સીતમ થયો છે."

"એમ?" રાજાએ તે હાથ જે શેકહેન્ડની મતલબ કરતાં ફુઝુલ વધારે વખ્ત પકડયો હતો તે છોડતાં કહ્યું "આ બાબદમાં અમે તપાસ કરીશું. મગર ખાત્રી રાખજો કે અમોએ અમારી રૈયત માટે અગાઉ જે ખમ્યું છે તેને પુરવારજ કરી આપ્યું છે કે અમો રૈયતની

તર્ફ દીલસોઝ છીએ. અને, જ્યારે, ત્હમારા જેવી મીઠ્ઠી મુખવાળી સુંદરીથી અમે "મદદ"ની આરઝુ જાણીએ ત્યારે તો ખચ્ચીતજ મદદ અમે આપવાને બંધાએલાજ છીએ."

રાજા એવી રીતે "મીઠ્ઠી મુખવાળી સુંદરી" જેવું બોલ્યો કે મારગારેટે પોતાની નઝર નીચી નમાવી દીધી. જેથી તેને રાજા જે ટગર ટગર પ્યારથી જોવા લાગ્યો તે તે જોઇ શકી નહીં.

"બોલો, ખુબસુરત મારગ્રીટ, સઘળું કેમ બન્યું? અને કેવી રીતે હું અર્લ ઓવ કેથનેસની અચ્છી હીફાઝતથી ખીદમત કરી શકું?" રાજા દેવીડ ગલ્યું ગલ્યું બોલ્યો. "પહેલાં એ તો બોલો, શું બનાવ બની ગયો?"

મારગારેટે તે બનાવ જે બન્યો હતો તે વીગતવાર કહ્યો, અને જ્યારે સર ફ્લેમીંગ અને અર્લ ઓવ બેઝનતાઇન અર્લ ઓવ કેથનેસને માટે પોતાના માણસો લઇને ગયા છે એમ તેણે જણાવ્યું. ત્યારે અર્લ ઓવ બેઝનતાઇનનું નામ લેતાંજ કુદરતી રીતે મારગારેટનો ચહેરો લાલ બની ગયો. રાજા દેવીડ જે ઘણોજ ચપલ હતો તે તુર્તજ મામલો સ્હમજી ગયો, અને તેણે જોયું કે તેના મનમાં વસેલા ખ્યાલમાં અર્લ ઓવ બેઝનતાઇનનો ખટરો હતો!— મારગારેટે તે અહેવાલ પુરો કહીને પછી ગુડન્યે પડતાં કાલાવાલા કીધા "રાજા નામવર, ત્હમેજ મ્હારા બાપ જેવા મુરબ્બીને બચાવી શકશો."

રાજાએ ઉતાવલી અદાથી મારગારેટને ઉઠાડતાં કહયું "ખાત્રી રાખો, સુંદર બાનુ, કે આ બાબદમાં રાજા પોતાની ફર્ઝ જરૂરજ બજાવશે, અને સઉથી વધારે રાજાને જે આદમી પસંદ હોય તેને પોતાના આભારમાં લેવા માટે તો ખચ્ચીતજ રાજા પોતાની બની શકતી તમામ કોશીશો કરીનેબી—એકઆગીઁ લડીનેબી—તે કામ સરંજામ ઉતારશે."

રાજાએ આ વખ્તે મારગારેટનો હાથ પોતાના હાથમાં ફરીથી પકડી લીધો જે જોઇ મારગારેટ ચોંકી, અને તેણે તે હાથ પાછો ઝડપથી ખેંચી લીધો.—રાજા કાંઇક ઝંખવાણો થયો! "મારગ્રીટ, બેસો, આપણે એ બાબદમાં થોડી ગુફ્તેગો કરશું."

મારગારેટ પોતાની બેઠકમાં સરખી ગોઠવાઇ. રાજાએ જોયું કે મારગારેટનું દીલ બીજી તર્ફ હોવું જોઇએ, કેમજે તેને અર્લ ઓવ બેઝનતાઇનના ઉચ્ચારાયલા નામ વખ્તે મારગારેટના ચહેરાપર અજાયબ ફેરફાર થયલો જોયો હતો. રાજા દેવીડ મારગારેટને પોતાની બનાવવા માંગતો હતો— અને તેને લાગ્યું કે તેની અટકલ જો ખરીજ હોય તો અર્લ ઓવ બેઝનતાઇન કવાબમાં એક હાડકું હતું! તે ફરીથી તે નામ બોલાવીને તેની અસર જાણવા આતુર હતો જેથી તે બોલ્યો:

"બોલો, ખુબસુરત સુંદરી" રાજાએ ચલાવ્યું "અર્લ ઓવ કેથનેસને પકડી ગયા ત્યારે તેમને બચાવવા માટે કોણ ગયા? એક તો ત્હમારા બાહાદુર ભાઇ સર ફ્લેમીંગ, અને—અને—બીજું કોણ? બીજું—"

"અર્લ ઓવ બેઝનતાઇન." લજ્જાથી લાલ થઇ જઇને મારગારેટ તે નામ બોલી, અને રાજાએ હવે ખરી ખાત્રીથી માન્યું કે અર્લ ઓવ બેઝનતાઇન તેના પ્યારની વચ્ચે એક નડતલ સમાન હતો.

"અને ત્હમે ગભરાઓ છો કે તેઓ અર્લ ઓવ કેથનેસને બચાવવામાં નીશફળ થશે, કેમ?" રાજાએ પુછ્યું.

"મ્હારી તેવીજ ખાસ્તી છે, અને તેથી વખ્ત નહીં ગુમાવતા હું ત્હમારે ચરણે પડવાને આવી છું, નામવર." મારગારેટ બોલી.

"અર્લ ઓવ દગલાસ જેવા માણુસ સાથે દુશમનાઇ કરવી એ સ્કોટલેંડના રાજા જેવા માટેબી કાંઇ હલકું કામ તો નથી." રાજા બોલ્યો "પણ, ત્હમે જે ચીઝ મ્હને કહો તે કરવા હું કેમ ના પાડું?" રાજાએ બનાવત ચલાવી.

"જો મ્હારા જેવી નાચીઝ ત્હમારા જેવા નામવરની મ્હેરબાની મેલવી—"

મગર, રાજાએ તેને વધુ બોલતા અટકાવી, અને પોતેજ બોલી પડયો. "મ્હેરબાની ના બોલો, દોસ્તી બોલો, દોસ્તી."

"સ્કોટલેંડના રાજા પોતાની રૈયતમાંની મ્હારા જેવી એક નાચીઝની દોસ્તી—"

"અરે, સ્કોટલેંડનો રાજા તો પોતાની લાખોની રૈયતમાંથી એક જે મોતી સમાન કીમતી છે છે તેની દોસ્તી ચાહે છે—અને, મારગ્રીટ, ત્હમે તે અનમોલ મોતી હોવ તો કેમ?"

તે સુંદરીએ એક પળ સુધી ગભરાત અને અજાયબી સાથે રાજાને ટગર ટગર જોયો, તે રાજાની મતલબ સ્હમજી શકી નહીં કે તે શુ કહેવા માંગતો હતો.

"ત્હમે ઝરા ગુંચવાયલા લાગો છો, મારગ્રીટ, મગર એક રાજો પોતાની રૈયતમાંની એક ખુબસુરત બાનુને આડી અવલી વાતોથી સ્હમજાવવા માગે કે 'હું તુને ચાહું છું,' તો તે એમજ બોલે." રાજા દેવીડે હવે ખરડયા પગ ગાલીચા સુધી લંબાવ્યા!

ગભરાતથી મારગારેટ ચોંકી પડી; મગર, એક પળ પછી તેના તનબદનમાં ખુશાલીનો પ્રવાહ વહેવા લાગ્યો! તેણે વીચાર્યું કે રાજો શું ખરેખરજ ગંભીર થઇને બોલતો હતો કે મસખરી કરતો હતો?—શું ખરેખરજ તે બનવા જોગ હતું કે તે પોતે સ્કોટલેંડની રાણી થઇ શકે? નહીં! તે એમ જ્યારે સ્હમજી શકી કે રાજાની મતલબ બુરી હતી ત્યારે રાણી થવાનો ખ્યાલ તેને દુર કરી નાંખ્યો.

"નામવર" તે બોલી "જે ગંભીર અને ઉતાવલની બાબદ માટે હું અત્રે આવી છું, તે બાબદ તો વેગલી મુકાઇ ગઇ છે.——"

"અરે, હા." રાજા બોલ્યો "પણ, તે વાત થાય તે અગાઉ આબી ઝરા સ્હમજવા લાયક છે, મારગ્રીટ. જો, સાંભલ: જો કે હું રાજા છું તોબી બીજા માણસોની માફક મ્હારા-માંબી બધી લાગણીઓ છે. હુ ત્હારો ચહેરો જોઇને અંજાઇ ગયો છું, રોઝલીન કાસલ છોડયા પછી મેં કેટલી બધી વખ્ત ત્હારો અને ત્હારોજ વીચાર કીધો છે તે જો તું જાણે તો હું આવી રીતે ત્હારી સાથે વાત કરૂં છું. તે માટે તું અજાયબીમાં ગર્ક થાય નહીં. મેગી, પ્યારી મેગી, આખા સ્કોટલેંડમાં મેં ત્હારા જેવી ખુબસુરતી કેહેબી નથીજ જોઇ. મેં તુંને જોઇ કે મેં એમજ જાણ્યું કે મ્હારાં કીસમતમાં ભાગ લેવાને માટે તું સરજાયલી છે."

મારગારેટ પોતાના બુલંદ નસીબનો હવે વીચાર કરવા લાગી, તેના મનમાં ખુશી અને ખુશીજ વસી રહી, અને તે ભવિષ્યના સુખપર ઢલી ગઇ!

"હા, મારગ્રીટ, વ્હાલી મેગી" રાજા મારગારેટના ચ્હેરાપર થતા ફેરફારને પોતાની ચપલ આંખોથી જોઇને સ્હમજી જઇ બોલ્યો "હું તુને ચાહું છું, હું ત્હારી એક અડચણ સ્હમજી ગયો છું, મેગી, અને હવે હુંજ તે ખુલ્લી પાડું છું: હું સ્હમજી ગયો છું કે કોઇ બીજાએ ત્હારા હાથની ઉમીદવારી કીધી છે! મગર, વ્હાલી મેગી, રાજા જે પોતે ત્હારા પગો ઉપર પડવા ખુશી છે તેને તું શું નહીં કબુલશે, વ્હાલી?"

કુદરતી રીતે મારગારેટ જો કે મઝબુત મનની હતી, તોબી તેના આખા તનબદનમાં એવી એક ઉશકેરણી ચાલી રહી કે જેથી તે સરતાપા ધ્રુજવા લાગી, તેના ગાલોપર રંગ ચઢયો અને ઉતર્યો, અને રાજાની માંગણી આબરૂદાર હતી નહીં તેમ તે માની નહીં શકવાથી તે મનમાં અને મનમાં સ્કોટલેંડના તાજને પોતાના હાથ આગલ જોવા લાગી!—અને, એવા એક તાજ આગલ અર્લ ઓવ બેઝનતાઇનને આપેલું વચન હતુંબી શું બીસાદમાં?—અફસોસ, તાજને ખાતીર મારગારેટ આપેલા વચનથી બેવચન થઇ જવા તઇયાર થઇ!

"મારગ્રીટ, વ્હાલી મેગી." રાજાએ મારગારેટને ફીસલતી માનીને પોતાની લબ્બાસ આગલજ ચલાવી "તું એક મહાલમાં રહેશે—ત્હારી આસપાસમાં તમામ મઉજ શોક અયશ ઇશરતનો સામાન રહેશે—નોકરોની ફોજની ફોજ ત્હારી ખીદમતમાં હાઝર થશે—સ્કોટલેંડના અમીર ઓમરા અને તેમની બાનુઓ ત્હારી દોસ્તી શોધતાં આવશે કેમજે તેઓ જાણશે કે મારગ્રીટના હસ્વાથી રાજા હસ્સે અને મારગ્રીટ જેના તર્ફે ગુસ્સે થશે તેની ઉપર રાજાબી ગુસ્સે રહેશે. દોલતની રેલ ગોયા ત્હારા પગો પાસ આવીને થોભશે અને ઇલ્કાબમાં ઇલ્કાબ તો અર્લ ઓવ બેઝનતાઇન આપી શકશે તો તુને એક કાઉનટેસનો આપશે જ્યારે હું તો તુને એક ડચેસ બનાવી શકીશ, એક ડચેસ."

તે સાંભલીને મારગારેટ ચક—બ—ચક ફીકી બની ગઇ, તેનો સુન્હેરી સ્વપ્નો એકજ તડાકે નાશ પામ્યો!

અરે, તે તો સ્હમજતી હતી કે રાજા તેને પોતાની રાણી બનાવવા માંગતો હતો, મગર રાજા તો તેને સીર્ફ બેઆબરૂના પુતલાં સમાન પોતાની પાસે રાખવા માંગતો હતો!! તેની આંખોથી આતીશ ગોયા નીકલવા લાગ્યો, અને તે ઉઠીને બોલી "હા, નામવર, આ ખરી વાત છે કે અર્લ ઓવ બેઝનતાઇને મ્હારા હાથની માંગણી કીધી છે, અને તે માંગણી આબરૂદાર છે. અર્લ ઓવ બેઝનતાઇનનું પ્યારૂં નામ સાંભલતાં મ્હારા ચહેરા પર જે લાલાશ પ્રગટી નીકલી તે વાજબી હતી, કેમજે હું તે નામવરના પ્યારથી બેશરમ બનનારી નહીં હતી; મગર, હમણાં જે ગુસ્સાની ગર્મી મ્હારા ચ્હેરાપર દેખાય છે તે બેશર્મીના સીર્ફ ખ્યાલને લીધેજ છે. અર્લ ઓવ બેઝનતાઇન મ્હને પરણે તો હું માત્ર એક કાઉનટેસ થઇશ, મગર તે કેવી રીતે? આબરૂથી.—પણ, ત્હમે મ્હને જે ખ્યાલથી ડચેસનો મોટો દરજ્જો આપવા માંગો છો તે બેઆબરૂથી. રાજા, મ્હારી આબરૂ મ્હને વ્હાલી છે, અને બેશર્મીથી ડચેસ થવા કરતાં મૌત આવે તે મ્હને ભલું છે."

રાજાએ આવા જવાબની વકકી રાખી નહીં હતી. તે મારગારેટનો જવાબ સાંભલીને ગભરાઇ ગયો કે હવે કેમ કરવું? મગર, તે બનાવત બનાવત કરીને બોલી પડયો "મારગ્રીટ ગુસ્સે ન થા, મેં તો સીર્ફ તુને કસૌટી પર કસી જોઇ,—અને હવે તુને વખાણું છું. હું તો

માત્ર ત્હારી ખુબસુરતીનેજ જાણુતો હતો, મગર ત્હારા સ્વભાવને ઓલખતો નહીં હોવાથી આવી કસૌટીથી મેં ત્હારી પુરી ઓળખાણ પાડી જોઇ! શાબાશ, તું ખરી નેક નીકલી." અને તેણે હીકમતથી આગલ વધાર્યું "તું મ્હને એટલુંજ કહે કે તું મ્હને ચાહી શકે છે, અને તું જોશે કે ત્હારા પ્યારના બદલામાં હું મ્હારો પ્યાર વલતરમાં પુરવાર કરવા માટે એવો કોઇબી ભોગ નહીં હશે જે હું નહીં આપીશ." અને તે એમ સીફતથી ઘણું ગોલ ગોલ બોલ્યો.

લોભી બનેલી મારગારેટને વલી પાછો પેલો સુન્હેરી સ્વપ્નો આવ્યો! તે હવે પાછી ઠંડી પડી. તે રાણી બનવા માંગતી હતી, તે પોતાના સરપર તાજ માંગતી હતી, અને તે તાજને ખાતીર રોલાન્દને આપેલા વચનને તે બેવફા બનવાનો ઇરાદો કરતી હતી. તેની નઝર તે વખ્તે રોલાન્દે પહેરાવેલી વીટીપર પડી, અને તે બોલી "રાજા નામવર, ત્હમે સહેલાઇથી સ્હમજી શકશો કે આજનો આ બનાવ તમામ યક-બ-યક બન્યો છે, અને તેથી હું ગુંચવાઇ ગઇ છું, ત્હમે જો મ્હારીપર ગુસ્સે———"

"ઓ! આખી દુન્યાને ખાતીર નહીં, વ્હાલી માગી. હું ત્હારી પર ગુસ્સે થાઉંજ નહીં." રાજા વચ્ચે પુકારી ઉઠયો "મેં તો મ્હારો અથાક પ્યાર ઝાહેર કીધો છે, હવે તો તુને તે માટે નકકી કરવાનું છે. હું હમણાં ને હમણાંજ કાંઇ ત્હારી પર દબાણ કરવા માંગતો નથી, તું મ્હને એટલું વચન આપ કે કાલે સ્હવારના તું મ્હને મલશે. તું જે કામ મ્હારી પાસે બજાવવા માંગેછ તેને માટેબી હું તમામ ગોઠવણ કરીશ, અને તું કાલે સ્હવારે અગીઆર વાગતાને શુમારે આવીને મહને ત્હારો જવાબ આપજે."

"ત્યારે હવે મ્હને રઝા છે?" મારગારેટે પુછ્યું.

"સીધાર," રાજા બોલ્યો. "કાલે સ્હવારે મ્હને ખુશીમાં ગરકાવ કરનારો જવાબ આપજે."

મારગારેટ તે આરાસ્તા ઓરડામાંથી બાહાર પડી કે કોચરેન તેને તેના નોકરો બેઠાં હતાં ત્યાં લઇ ગયો.

મારગારેટ ઓરડાના દરવાઝામાંથી બાહાર ગઇ કે રાજા મન સાથ બડબડયો "હું એને જીતીશ! તે મ્હારી છે! તે કાલે જરૂરજ પાછી આવશે! તે વખ્તે હું તેને ડચેસનો ઇલકાબ આપીશ અને તેની આગલ જહવાહીરાતનો કીમતી દાબડો મુકીશ! હું તેને રહેવા માટે ખાસ આલીશાન મકાન આપવા કહીશ! અને તે એ તમામ કબુલ રાખશે! તેની રીતભાતમાં તો મેં ખરા પતીવ્રતાપણાં કરતાં લાલુચ અને લોભને વધારે મોટા પ્રમાણમાં હસ્તી ધરાવતાં જોયાં છે. પાકદામનીની મગરૂરી કરતાં દુન્યાની લાલુચ તેનામાં મેં વધુ જોઇ છે. અને, તેથી તે મ્હારીજ છે. મગર, જો અર્લ ઓવ બેઝનતાઇન વચમાં નહીં હતે તો—! તે છે, અને તે ખોટુંજ બન્યું છે! હંમેશા હરીફાઇમાં દુસ્મનાઇ વસે છે!"

એટલું બોલી રહીને તેણે થોડોક વીચાર કરી એક રૂપેરી ઘંટી ઉંચકી વજાડી, જવાબમાં કોચરેન આવી ઉભો.

"મ્હારા વફાદાર ચોબદાર," રાજાએ કહયું "હું ત્હારૂં મત માંગુછું. જે ખુબસુરતી હમણાં મ્હારી પાસેથી ગઇ છે તેને વાસ્તે શું ધાર્યું? હા-હું ત્હારા દેખાવપરથીજ કહી દઉં છું. મગર, જો, સાંભલ, એક રાજાનેબી હરીફ હોય છેજ—"

"હરીફ ? છટ–છટ !" કોચરેન હસતાં અને મસખરી કરતા બોલ્યો "વલી હરીફથી એક રાજાને બીહવાનું તે શાનું? તેને કચડી નાંખતા વાર તે કેટલો લાગે !"

"સાચ્ચુંજ છે." રાજા ખુશી થતો બોલ્યો "તું એ કહે છે તે સાચ્ચુંજ છે. અને તેમ કચડી નાખવાનીજ વાત હવે આવેલી છે. તું જવાન અર્લ ઓવ એઝનતાઇનને તો ઓળખે છે, કોચરેન. યાદ રાખ કે તેને અને હીંયાથી હમણાં ગયલી સુંદર મારગ્રીટને–એ બેને–મલવા દેવા જોઇએ નહીં. આશરે છ સાત દાહાડા–એક અઠવાડીયું–સુધી તો એ બે નહીં મલી શકે તેમ કાંઇ કરવુંજ જોઇએ."

"તો તેમ કરવા હું તૈયાર છું." કોચરેન બોલ્યો "અર્લ ઓવ એઝનતાઇન હાલમાં કયાં હશે ?"

"ઘણું ખરૂં રોઝલીન કાસલમાંજ." રાજાએ જવાબ દીધો "મગર મ્હને બરાબર સાંભલી લે. દેખીતો ઝુલ્મ કરવાનો નથી–તેને મારવાનો નથી–સીર્ફ કોઇ રીતે તેને થોડો વખ્ત કેદ કરવાનો છે."

"સવારનાજ હું ઉપડી જાઉં છું, અને કોઇબી મૌકો મલતાંજ અર્લ ઓવ એઝનતાઇન-ને ગીરફતાર કરીને લઇ આઉં છું." કોચરેન બોલ્યો.

"મગર, સંભાલજે, માલમ નહીં પડે કે કોણે તેને શા માટે પકડયો છે." રાજાએ કહયું "તેના ગુમ થવાના કારણમાં જો એવી અફવા ઉડે કે તે અર્લ ઓવ દગલાસની તર્ફ રવાના થયો છે તો પછી બહુજ સારૂ."

કોચરેન નમીને રાજાની પાસેથી દુર થયો, તે ગયો.

મારગારેટ પોતાની દાસી અને પેલા હત્યારબંધ નોકર સાથે તેનાં ઉતારાના મકાનમાં ગઇ અને ત્યાં ઓરડામાં અકેલી બેસીને ખુબ વીચાર કરવા લાગી. તે રાજાપર શક લઈ જઇ શકી નહીં, તે એમ સ્હમજી કે રાજાએ તેને આઝમાવવાને ખાતીરજ ખાસ અઘટીત રીતે કહયું હતું, મગર રાજા સફાદીલ હતો! વલી, તે મનમાં પાછો પેલોજ સુન્હેરી સ્વપ્નો લાવીઃ અને મનમાં ને મનમાંજ સ્કોટલેંડનું તાજ પોતાના સરપર જોવા લાગી. તેનામાં લોભ બહુજ મોટા પ્રમાણમાં ઉભરાઇ આવ્યો હતો, તે સ્કોટલેંડના તખ્તપર બેસીને રાણી થવા ઇચ્છતી હતી.

કલાકો વીટી ગયાઃ હવે રાતના નવનો શુમાર થયો હતો જ્યારે મારગારેટની દાસીએ અંદર દાખલ થઇને કહયું કે અર્લ ઓવ એઝનતાઇન તે મકાનમાં આવ્યા હતા! અઝીઝ વાંચનારને કહેવાની ઝુરૂરત નથી કે તે મકાન આલીશાન ખાસ મોટા માણસોને માટે ઉતારો લેવા માટે જાણીતું હતું અને કોઇબી દરજ્જાદાર તે તર્ફ આવતું તો ત્યાંજ ઉતારો લેવાની કોશીશ કરતું.—અર્લ ઓવ એઝનતાઇનને ત્યાં આવેલો જાણી મારગારેટ પહેલાં તો અજાયબીમાં થોડી ગરકાવ થઇ, મગર તુર્તજ તેણે પોતાની દાસીને અર્લ ઓવ એઝનતાઇનને પોતાનાં કમરામાં મોકલવાનો હુકમ આપ્યો.

થોડી મીનીટ પછી અર્લ ઓવ એઝનતાઇન અંદર આવી લાગ્યો, અને તે મારગારેટને ગલે વલગતાં બોલ્યો "વ્હાલી મારગારેટ, આવા આવા સંકટો થઇ ગયાં પછી તુને સલામત અને સુખી જોઇ હું કેટલો બધો ખુશી છું!"

જે બેવફાઇનો ખ્યાલ તેને થોડો વખ્ત આગમજ આવ્યો હતો તે ખ્યાલ માટે જો રોલાન્દ જાણે તો તેને ઠપકો દે એવું મારગારેટના મનની અંદર આવતાંજ તેને કુદરતીજ રોલાન્દને ગલે વલગતી વખ્તે ધ્રુજરી છુટી અને દુખ થયું! તોબી તે છોકરીએ પોતાની બાઝી સંભાલવાની ગત કીધી: મારગારેટે મનમાં વીચાર્યું: "જો હું રાણી થવામાં નીશફળ નીવડીશ, તો કાઉન્ટેસ ઓવ બેઝનતાઇન થવા માટે તો મ્હારી જગા થશે!" અને, તેથી, તેણે રોલાન્દ સાથ અચ્છી રવેશે વાત કીધી.

"રાજાને તું મલી કે, વારૂ?" અર્લ ઓવ બેઝનતાઇન અબી ઘણી મોટી આતુરતાથી પુછવા પડયો "અલ ઓવ કેથનેસ માટે મદદ મેલવવામાં તું ફ્તેહ પામી કે?"

"હું રાજાને મલી છું. રોલાન્દ" મારગારેટે કહ્યું "જે બન્યું હતું તેની વીગત મેં રાજાને કહી અને તેણે આવતી કાલે પોતાનું બનતું કરવા અને તે માટે મ્હને જવાબ આપવા કહયું છે. પણ, તું વ્હાલો શું કામે હીંયા એમ એકાએક આવી લાગ્યો છે? શું કાંઇબી નવો બનાવ બન્યો છે? શું અર્લ ઓવ કેથનેસ પોતાના મકાનપર પાછા ફર્યા છે?"

"અફસોસ, નહીં!" રોલાન્દે જવાબ દીધો. "સર કેસીમીર જેવણુ હમણાં રોઝલીન કાસલમાં આવ્યા છે, તેવણે મ્હને રાજાને આપવા એક રૂકકો આપ્યો છે. મેં તુને આ મકાનમાં ઉતારો લેતી જાણી અને હું હીંયાજ આવ્યો."

ત્યાર પછી અર્લ ઓવ બેઝનતાઇને ઓલબરટીનાને લગતી બીના વીગતવારે કહી. મારગારેટે તે વાત દુખથી સાંભલી અને તે બોલી પડી "બીચારી ઓલબરટીના! કેવી ધાસ્તી ભરી હાલતમાંથી તે બચી જઇ શકી છે!"

"અને હવે, વ્હાલી મારગારેટ" અર્લ ઓવ બેઝનતાઇને કહયું "મ્હારે સર કેસીમીરનું કાગઝ રાજાને આપવા હવે હોલીરૂડ કાસલમાં જવુંજ જોઇએ."

એક પળ મારગારેટ ગભરાઇ, કારણ કે તે બીહીધી કે અર્લ ઓવ બેઝનતાઇન અને રાજાની વચ્ચેની મુલાકાત તેની પોતાની બાબદમાં કદાચ નુકશાનકારક નીવડે, લેકીન બીજીજ પળે તેણે તે વીચાર ફેરવી નાખ્યો કે રાજા કાંઇબી સંસારો રોલાન્દને કાને પડે તેવી વરતણુક ચલાવશે નહીં!

રોલાન્દે ફરીથી પોતાની અદરાયલીને પોતાને ગલે લગાડી, અને તે પછી તે રાજાની મુલાકાતે જવા નીકલ્યો. રાજાની મુલાકાતે તે અકેલો ગયો.

રાજાના હોલીરૂડના મહાલમાં ચાલી ચલાવીને અર્લ ઓવ બેઝનતાઇનને પોતાને આવેલો જોઇને તો કૉચરેન અજાયબીમાં ગર્ક ગયો, અને તે મનમાં બોલ્યો "સારે નસીબે આ બનાવ બન્યો છે; મ્હારી ઘણી મહેનત બચી ગઇ છે."

રાજાની સાથે કોચરને મસલહત ચલાવી, અને તે પછી અર્લ ઓવ બેઝનતાઇનને રાજાની હુઝુરમાં લઇ જવામાં આવ્યો, જેને રાજાએ ઘણું મોટું માન આપવાનો દેખાવ કર્યો.

રાજા જાણે કશામાં નહીં હોય તેમ ગટમાં લોટીને ગર કાઢવા પડયો "કદાચ તહમે પેલી જવાન બાનુ—તેવણનું નામ શું જો?-હા, મારગ્રીટ ફીટઝઍલન, તેવણને તહમે મલ્યા હશો."

"હા, નામવર" અર્લે જવાબ આપ્યો "તેવણુ જયાં ઉતર્યા છે ત્યાં હું તેવણુને મલ્યો' અને તેવણે કહયું કે ત્હમો નામવર અર્લ ઓવ કેથનેસના સંબંધમાં ઘટતું કરવાના છો અને ત્હમોએ સારો જવાબ આપ્યો છે."

"સાચ્ચુંજ છે." રાજા બોલ્યો.

તે પછી અર્લ ઓવ એઝનતાઇને સર કેસીમીરવાલો રૂકકો રાજાને આપ્યો અને રાજાએ તે વાંચ્યા બાદ કહયું "ત્હમે સીધારો, સર કેસીમીરને મ્હારી સલામ સાથે ખાત્રી આપીને કહો કે કામ સરંજામ ઉતરશે."

રાજાને અર્લ ઓવ એઝનતાઇન નમ્યો, અને ત્યાંથી ગયો. તેણે પેલા ઉતારાના મકાનપર રાત તોડી પાડીને પોતાની અદરાયલી મ્હોરદાર સાથ સ્હવારે રોઝલીન કાસલ તર્ફ ઉપડી જવાનો વીચાર કીધો. રાજાની પાસેથી રોલાન્દ નીકલ્યો કે તેની સાથમાં કોચરેન બાહારના દરવાઝા સુધી આવ્યો, અને જયારે અર્લ ઓવ એઝનતાઇન છુટો પડયો ત્યારે તેણે કોચરેનના હાથમાં સુન્હેરી સીકકાઓ ઇનામ તરીકે મુકયા.

તે વખ્તે રાત્રીનો દશ વાગનાનો શુમાર થયલો હતો. ચાંદની ખુશનુમાં રોશની છવાઇ રહેલી હતી. અર્લ ઝડપથી પેલા ઉતારાના મકાન તર્ફ જતો હતો, તેટલાં પછવાડેથી ત્રણ હતયારબંધ માણસોએ તેની પર હુમલો કીધો.

"સામે ના થતા નામવર" તેમાંનો એક બોલ્યો "ત્હમે અમારા કેદી છો."

અર્લ ઓવ એઝનતાઇન લડી શકે અને પોતાની તલવાર મ્યાનથી બાહાર કાઢે તેટલાં તો તેને ગીરફતાર કરવામાં આવ્યો.

મગર, તેજ પળે ત્યાં એક ઘોડેસ્વાર બકતરમાં સજાયલો દોડી આવ્યો.

તે સર ફ્લેમીંગ ફીટઝ એલન હતો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### સર કેસીમીરની મદદથી ફ્લેમીંગને દરજ્જો.

અર્લ ઓવ એઝનતાઇન તો લગભગ ગીરફતાર હતો, તેને પકડનારા તેને નકકી કીધેલી જગાપર લઇ જવાની તઇયારીમાં હતા તેટલાં સર ફ્લેમીંગ ફીટઝએલન આવી લાગ્યો! તે એક સંજોગ હતો, અને રોલાન્દની બાબદમાં તે સારો હતો. સર ફ્લેમીંગે પોતાના જવાના રસ્તાપરની આ કાંઇક સુનસાન જગાપર જ્યારે કોઇ એને એકપર પાછલથી હુમલો લઇ જતા જોયા ત્યારે તે સ્હમજયો કે કોઇ ડાકુ બદમાશો હશે અને તે પોતે મદદમાં દોડી પહોંચ્યો. સર ફ્લેમીંગની શમશીર મ્યાનથી બાહાર નીકળી કે પેલા બેએ અર્લ ઓવ એઝનતાઇનને છોડી દીધો, અને પોતાનો બચાવ કરવાને તલવાર નીકાલવાને બદલે તેઓ ત્યાંથી ન્હાસી ગયા! દેખાઇતું હતું કે પેલાઓ રોલાન્દને ઇજા કરવા માંગતા નહીં હતા, અને વલી ત્યાં લડુ રેડાય

કે વાત વધી જાય તો તેમનો ભેદ ખુલી જાય તે માટે ન્હાસી જવા માંગતા હતા. અઝીઝ વાંચનારને જણાવવાની ઝુરૂરત નથી કે રાજાના હુકમથી કાચરેન કોઇભી રીતે થોડા દીવસ માટે અર્લ ઓવ એઝનતાઇનને છુપી રીતે કેદે કેદમાં રાખવા માંગતો હતો અને જ્યારે તેણે રોલાન્દને પોતાનેજ એડીનબરોમાં ચાલી ચલાવીને આવેલો જોયો ત્યારે તેણે પોતાના બે માણસોને તેનીપર હુમલો લઇ જવા તઇયાર કીધા અને તેમને લહુ નહીં રેડવા અથવા વાત નહીં વધારતા છુપી રીતે તે કામ કરવા સખ્ત તાકીદ કીધી હતી. મગર, તેઓ ફાવ્યા નહીં.

સર ફ્લેમીંગ તેમની પુઠે દોડતે, પણ તેને બે અડચણથી ત્યાંજ અટકવું પડયું: એક તો એ કે તે જાણવા પામ્યો કે ત્યાં અર્લ ઓવ એઝનતાઇન હતો, અને બીજુ જો અર્લ પોતે પેલાઓને હાથ ગીરફતાર થતા કાંઇ ઝખ્મી થયો હોય તો તેને તુર્તજ મદદ કરવા તે માંગતો હતો.—મગર, અર્લ ઓવ એઝનતાઇનને રહેજ હાથપર ઘસાડો લાગવા સીવાય કાંઇભી થયું નહીં હતું.

અરસપરસના ખુલાસા થયા પછી સર ફ્લેમીંગે કહયું "મ્હારે ખોટી તો નહીં થવું જોઇએ, પણ ત્હમારી સાથે ઉતારાના મકાન સુધી તહમને પહોંચાડવા હું માંગુ છું કે જેથી કોઇ ફરીથી હયરાન નહીં કરે, યાતો તહમે મહારી સાથે આવો અને રાજાના મહાલ આગલ ખોટી થાઓ."

"મ્હને શું ખબર કે રાજાના મહાલ તર્ફના રસ્તાપરથી ડાકુઓ ભમતાં હશે!" બેખબર રોલાન્દ બોલ્યો "નહીં તો હત્યાર સજતે. મ્હારીપર પાછલથી હુમલો જો નહીં થયો હતે તો હું તે લોકને હંફાવતે. હું હવે સંભાલથી જઇશ, ત્હમે જાઓ ફ્લેમીંગ, કદાચ રાજા સુઇ જશે તો પછી કામ બગડશે."

"મ્હારી તલવાર તો હું આપી શકતો નથી કેમજે રાજાની હુઝુરમાં મહને તમામ બકતર અને તલવાર સાથ હાઝર થવાનું ફરમાન છે," સર ફ્લેમીંગે કહયું "મગર, આએ મહારૂ ખંજર ત્હમારી બીજી બાઝુએ કમરબંધમાં મુકી દો."

તે પછી તેઓ છુટા પડયાં, અને રોલાન્દ તેના ઉતારાના મકાનમાં જઇ પહોંચ્યો જ્યાં મારગારેટ તેને આતુરતાથી જોવા માંગતી હતી, કેમજે તે બીહતી હતી કે રખે રાજા સાથે તેને તેના સંબંધમાં કાંઇ વાત થઇ હોય! મગર, નહીં. જ્યારે તેવું કશું તેણે રોલાન્દ તર્ફથી જાણ્યું નહીં ત્યારે તે ખુશી થઇ અને તેના ભાઇ ફ્લેમીંગે રોલાન્દને રસ્તામાં બચાવ્યો હતો તે જાણી ઔરબી ઝીઆદા ખુશી થઇ રહી.

તે દરમ્યાન, સર ફ્લેમીંગ રાજાના મહાલમાં જઇ પહોંચ્યો, અને તેનો રાજાના પેલાજ ચોબદાર કાચરેન સાથે મેલાપ કરાવવામાં આવ્યો.

"જો કે બહુ મોડું થયું છે, અગીઆર વાગતાનો શુમાર છે, છતાંબી હું ત્હમારો પયગામ લઇ જાઉં છું. હું ધારૂં છું, સર નાઇટ, કે ત્હમો તેજ કામને લીધે આવ્યા છો જેને માટે ત્હમારા માનવંત બ્હેન અને અર્લ ઓવ એઝનતાઇન આવી ગયા છે."

"હા, અર્લને ઉઠાવી જવાનીજ વાત તે છે, મગર મ્હને બીજા ઘણા ઝુરૂરી કામસર રાજાને મેલવાનું છે." સર ફ્લેમીંગ બોલ્યો અને તેણે ઉમેર્યું "અને જ્યારે અર્લ ઓવ

કેથનેસ નામવરને ઉઠાવી લઇ જવાની વાતની ત્હમે યાદ કીધી છે ત્યારે મ્હારે કહેવું જોઇએ કે રાજાના મહાલ તર્ફ આવવાનો રસ્તોબી કયાં સલામત છે?"

"કેમ, શું થયું? સર નાઇટ?" કોચરેન પુછવા પડયો!

"કોઇ બે આદમીઓએ અર્લ ઓવ બેઝનતાઇન પર હુમલો કીધો, મગર હું ત્યાં જઇ પહોંચ્યો અને તેઓ ન્હાસી ગયા."

"એ કોણ બદમાશો હશે!" અજાયબી અમ્મા થઇને કોચરેન બોલ્યો, અને પછી તે પુછવા પડયો "પણ, અર્લ નામવરને કાંઇ ઇજા તો નથી થઇની?"

"હાથપર સ્હેજ ઘસાડો થયો છે તે સીવા પાક ખુદાના શુકરાના છે કે કાંઇ વધુ ઝખ્મ નથી." સર ફ્લેમીંગ બોલ્યો "મગર, પેલા હીચકારા જે મ્હને જોઇને ન્હાસી ગયા તેઓથી આ તર્ફનો રસ્તોબી બાકાત નથી. મદદમાં ત્યાં કોઇ સંત્રીબી નહીં, તેનો પાહરોબી નહીં!"

"એ બાબદમાં હું જાતે જુસ્તેજુ ચલાવીશ, મગર ત્હમો નામવર રાજા આગલ એ બાબદમાં કાંઇ ચુનોચેરા નહીં કરતા." કોચરેને કહયું.

"અરે નહીંરે, મ્હને રાજા નામવર સાથ એટલું બધું અગત્યનું બીજું કામ છે કે આવી વાતો કરવાની મ્હને ફુરસતબી નથી." હસીને સર ફ્લેમીંગે કહયું.

"હવે હું ત્હમારા આવ્યાની ખબર રાજા નામવરને આપવા જાઉં છું." કોચરેને કહયું, અને તે ગયો.

થોડા વખ્તમાં કોચરેન રાજાની હુઝુરમાં સર ફ્લેમીંગને છોડી બાહાર આવ્યો કે રાજાએ સર ફ્લેમીંગને કહયું "સર ફ્લેમીંગ, ભલે પધાર્યા ત્હમે, જો કે રાત્રીનો આ વખ્ત એવો છે કે જે વખ્તે અમને આરામ લેવી જોઇએ, મગર અમારી રૈયત અને તેબી ત્હમારા જેવા બાહાદુર નરેશેર કે જેણે અમારૂં માન જીત્યું છે તેણે ખાતીર અમે અમારા આરામનો ભોગ આપવાબી તૈયાર અને ખુશી છીએ. બોલો, શું છે?"

"આપ નામવરની હુઝુરમાં" સર ફ્લેમીંગે નમીને કહયું "મ્હને માનવંત સર કેસીમીર દએરટેએ મોકલ્યો છે, અને તેવણે મ્હને ત્હમને આપવા માટે આ વીંટી આપી છે."

તે વીંટી લઇને રાજાએ જાણે સર ફ્લેમીંગને પહેલીજ વાર જોયો હોય તેમ માથાથી પગ સુધી જોયો, અને પછી તે બોલ્યો "ઓ, ત્યારે ત્હમને તે મોટા દરજ્જાપર સર કેસીમીરે નેમ્યા છે, હું ત્હમને મુબારકબાદી આપું છું."

રાજાએ સર ફ્લેમીંગનો હાથ પકડીને હલાવ્યો, ત્યારે સર ફ્લેમીંગ તઅજ્જુબ રહયો કે તે કયા દરજ્જાની વાત કરતો હતો અને શાને માટે તે એટલી બધી ગર્મ મુબારકબાદી આપતો હતો!

"સર કેસીમીર તો આ તર્ફજ આવ્યા હતા, પણ આજે જ્યારે અમો અર્લ ઓવ કેથનેસને શોધવા ગયા ત્યારે સર કેસીમીર રોઝલીન કાસલમાં જઇ લાગ્યા, અને તેવણે તે પછી મ્હને મોકલ્યો." ટુંકમાં પટાવતાં સર ફ્લેમીંગે રાજાને કહયું "તેવણની આપેલી આ વીંટીને જોઇને ત્હમે તઅજ્જુબ થવા બાદ મ્હને કોઇ દરજ્જા માટે મુબારકબાદી આપો છો તે જાણી હું પોતેબી તઅજ્જુબ છું, નામવર."

"ત્હમારી આગલ હવે મ્હને એક રાજકીય ભેદ ખોલતાં અડચણ નથી." રાજાએ કહયું "ત્હમારી બાહાદુરી માટેજ ખુશી થઇને સર કેસીમીરે ત્હમને એક મોટા દરજ્જાપર નેમ્યા છે. સર ફ્લેમીંગ, મ્હને અગીઆર વરસો સુધી કઇદ રાખનાર ઇંગલેંડ તર્ફ મ્હારો ગુસ્સો ઘણો છે અને તેનીપર હુમલો લઇ જવા માંગુ છું. એ હુમલો મ્હારાથી અકેલાથી લઇ જવાય તેવી મ્હારી શકતી નથી, અને તેથી મેં સર કેસીમીરના પ્રીન્સ દ સાલઝાની મદદ માંગી છે. મ્હારા અમીર ઓમરામાં ઘણા એવા છે કે જેઓ ઇંગલેંડ સાથ લડવા ખુશી નથી, અને તેથીજ મ્હને બાહારની મદદ જોઇએ છે. પ્રીન્સ દ સાલાઝાએ પોતાની તર્ફથી સર કેસીમીર દએસ્તેને સ્કોટલેંડ છુપા મોકલ્યા છે કે જેવણુ મ્હારી સાથે મસલહત ચલાવે. સર ફ્લેમીંગ, સર કેસીમીર જે હમણાં મ્હારી પાસે મ્હારા માહાલમાં આવેલા તે એજ છુપી વાતને માટે આવેલા, અને તેવણે પોતાના પ્રીન્સ તર્ફથી વીસ હઝાર લડવઇયાની મદદ મ્હને આપવાની કબુલાત આપી છે, મગર તેવણે એક શર્ત કીધી છે."

"અને તે શર્ત!" રાજાના થોભવાથી, સર ફ્લેમીંગથી પુછી દેવાયું.

"તેજ વાતપર હું આઉં છું." રાજા હસીને બોલ્યો "પ્રીન્સનું વીસ હઝારનું લશકર જે મ્હારી તર્ફથી લડે તેની સરદારી સર કેસીમીરે સ્કોટલેંડના કોઇ લડવઇયાને આપવા કહી અને તે સરદાર પોતે નેમવો એવું મ્હારી સાથ નકકી કરવા ઉપરાંત સર કેસીમીરે કહયું કે જે શખ્સ પોતાની વીંટી લઇને આવે તેને તે વીસ હઝાર લડવઇયાનો સરદાર સ્હમજવો અને મ્હારે તેની પાસેથી વીંટી લેતી વખતે તે જે એક ચીઝની માંગણી કરે તે તેને બક્ષવી." રાજાએ કહયું અને વધાર્યું: "તેથી, સર ફ્લેમીંગ ફીટઝએલન ત્હમે મ્હારી મદદમાં લડનારા લશકરના વડા અફસર છો, અને આ વીંટી માટે આજે ત્હમને જે માંગવું હોય તે માંગો, હું તે આપવા તઇયાર છું. માંગો ત્હમને શું મ્હેરબાની જોઇએ છે? સર ફ્લેમીંગ."

ઉમંગીત આત્મા, ધડકતા દીલ, અને દીલેરાના ચહેરાથી સર ફ્લેમીંગે તે વાત સાંભલી, અને તેજ વખ્તે તેને પેલા ગુમ્મટદાર કબ્રસ્તાનવાલા ભોંયરામાંની સુફેદ ઔરતની યાદ થઇ જેણે સર કેસીમીરના આકારને હાથ લગાડયો હતોઃ ગોયા મઝકુર સુફેદ રૂહે સર કેસીમીરથી સર ફ્લેમીંગને ફાયદો થનાર છે એમ સ્હમજાવ્યું હતું!

રાજા દેવીડે તેને કોઇ મ્હેરબાની માંગી લેવા કહી, અને તેના વીચારમાં સર ફ્લેમીંગ પડી ગયોઃ તે વીચારવા લાગ્યો કે તે પોતે શહેરબદર થયલા કલંકીત કુલનો એક હતો અને તેને સ્કોટલેંડમાં જો કોઇબી વખ્ત ઓળખી કાઢવામાં આવે તો તબાહી હતી, તેથી તેણે આ મ્હેરબાની માંગી લઈને સદાનો પોતાને, પોતાની બહેનને, અને અર્લ ઓવ કેથનેસ તથા તેની બેટીને ઘલઝામથી બચાવી લેવાનો એક ઇરાદો કીધો, મગર તેમ કરવા જતાં જો આજની મ્હેરબાની—અર્લ ઓવ કેથનેસને બચાવવાની મ્હેરબાની—માટે રાજા કશું નહીં કરી શકતો હોય તો તે માંગી લેવાની પ્હેલી ફર્ઝ વીચારી, અને તેથી તે રાજાને પુછવા લાગ્યો "નામવર, હું ત્હમારી પાસેથી તે એક મ્હેરબાની માંગી લઉં તે અગાઉ મ્હને એટલું જણાવશો કે ત્હમે મ્હારી બ્હેનને અર્લ ઓવ કેથનેસના સંબંધમાં કાલનો વાયદો કીધો છે તે ત્હમારો વીચાર તે બાબદમાં શું છે?"

"સાંભલો, સર ફ્લેમીંગ" રાજાએ કહયું "આ બાબદ એ અર્લની પંચાતીની છે, અને

અર્લ ઓવ ડગલાસ ઝોરાવર છે, તેની સાથે જો કાંઇ મ્હને તોર છોર થાય તો એક ન્હાની લડાઇજ જાગે અને તેથી એવી કોઇ લડાઇની જોખમદારી લેવા અગાઉ મ્હારે મ્હારા દીવાને ખાસના ઓમરાઓની સલ્લાહ લેવી જોઇએ. આવતી કાલે દીવાને ખાસની સભા મેલવવાનો હુકમ મેં કાઢયો છે અને તેથીજ જવાબ માટે મેં ત્હમારા માનવંત બ્હેનને અગીઆર વાગતે બોલાવી છે."

રાજાનું તે બોલવુ સાંભલીને સર ફ્લેમીંગ ચેતી ગયો કે અર્લ ઓવ કેથનેસને બચાવી લેવાની બાબદમાં રાજા હજુણુ કાંઇબી નકકી ઠરાવપર આવ્યો નહીં હતો, તેથી તેણે પોતાને લગતી બાબદ તુર્તજ બાજુએ કરી દીધી અને પોતાને અને પોતાની બ્હેનને ન્હાનપણથી મોટાં કરનાર નામવર અર્લ ઓવ કેથનેસને બચાવવા તે નીમકહલાલ જવાન તૈયાર થયો. તે પોતાના ગુટણોપર પડી ગયો, અને તેણે રાજા દેવીડનો હાથ પકડીને કહયું ."રાજા ત્હમે એક મ્હેરબાની બક્ષવા કહી છે, અને હું તે મ્હેરબાની તરીકે એટલુંજ માંગું છું કે ત્હમારે ત્હમારા પોતાના હુકમથી એવું ફરમાન બાહાર પાડવું કે અર્લ ઓવ દગલાસે અર્લ ઓવ કેથનેસને સહી સલામત છોડી દેવા, નહીં તો અર્લ ઓવ દગલાસ સાથ લડાઇ ચલાવીને તેને ગીરફતાર કરી રાજાના ફરમાનની વીરૂધ્ધ જવા માટે શીતુરી તરીકે તેની અને તેના મદદગારોની તપાસ ચલાવવી."

"ત્હમે કહો છો તેમ થશે, ત્હમારી માંગેલી મ્હેરબાની મેં આપી," રાજાએ લાચારી છતાં આપેલા વચનને લીધે ફરઝયાત કહી દીધું, અને પોતે મારગારેટને પાછો બીજે દીવસે મલવાજ અને તેનો વીચાર જાણવા માંગતો હતો તેથી તે ગોઠવીને બોલ્યો "મગર, સર ફ્લેમીંગ, આ બાબદમાં ત્હમારા માનવંત બ્હેનના દબાણમાં ગોયા મ્હને સ્હમજાું છું, અને તેથી ત્હમે કાલે અગીઆર વાગતે તેવણને લઇને હીંયા પાછા આવજો. હું અર્લ ઓવ દગલાસના સંબંધનું હુકમનામું તૈયાર કરાવી રાખીશ, અને તે ત્હમારા માનવંત બ્હેનના હાથમાં આપીશ."

"હું અને મ્હારા માનવંત બ્હેન ત્હમારી હુઝુરમાં કાલે સ્હવારના અગીઆર વાગતે હાઝર થઇશું." અને નમીને સર ફ્લેમીંગ ગયો કે રાજાએ તેને અટકાવીને કહયું.

"યાદ રાખો, સર નાઇટ! આપણી વચ્ચે જેબી વાત થઇ છે તે તદનજ ખાનગી રહે.— ત્હમારા બ્હેનનેબી તે વાત નહીં કહેતા—ત્હમારા ઘણા મોટા દોસ્ત હોય તેનેબી નહીંજ. એ છુપી વાત જ્યાં સુધી સર કેસીમીરના પ્રીન્સનું લશકર હીંયા આવે નહીં ત્યાં સુધી છુપીજ રહે તેની યાદ રાખજો, અને હવે સીધારો."

## પ્રકરણ ૨૦ મું.

### પાકદામન મારગારેટ—તાજની લોભી!

મ્હારા અઝીઝ વાંચનારને સ્હેજબી ગુંચવાડામાં રાખીને આગલ વધવું હું નાપસંદ કરૂં છું, અને તેથી હીંયા ખુલાસો કરવાની ઝુરૂરત છે કે સર કેસીમીરે એડીનબરોથી પાછા ફરતા

રાજા દેવીડની પાસે પોતાની વીંટી સાથે સર ફ્લેમીંગને મોકલવાને ઇરાદો તો કીધેલો પણ તે પોતાના ભાઇ લોર્ડ એબટ ઓવ મેલરોઝની સલાહ વગર સર ફ્લેમીંગની બાબદમાં એક પગલુંબી ભરવા નહીં માગતો હોવાથી તેણે એબી તર્ફ જવાનો ઇરાદો કીધેલો, મગર તે અગાઉ તો તેને એલબરટીનાને પેલા દગાબાઝ પાદરીથી બચાવીને રોઝલીન કાસલ તર્ફજ આવવું પડયું ત્યારે તેણે પોતાના ભાઇપર કહેવડાવીને તેના જવાબની રાહ જોઇ, અર્લ ઓવ કેથનેસને માટે કાંઇબી કરવા સારૂ તેણે રાજાપર અર્લ ઓવ બેઝનતાઇન પાસે તુર્તજ પયગામ મોકલાવ્યો, લેકીન તે પછીના અર્ધા કલાકમાં તો લોર્ડ એબટનો જવાબ મલ્યો અને તેથી તેણે પોતાની વીંટી આપીને પોતાના મરહુમ ભાઇ જોનના બેટા સર ફ્લેમીંગને રાજા દેવીડ પાસે મોકલાવ્યો. વલી, તેણે ઇચ્છયું કે રાજા ગોઠવણ મુજબ જે એક મ્હેરબાની તેની ઉપર ઉતારવા માગે તે મ્હેરબાની તરીકે પોતાની હંમેશની આઝાદી મેલવવાની તરકીબ સર ફ્લેમીંગ વાપરશે, મગર તે પછી શું થયું હતું તે આપણે જોઇ ગયા છીએ.

રાજા દેવીડ મારગારેટને પાછો મલવા અને તેની સાથે ખાનગીમાં થોડીક વધુ વાત કરવા માંગતો હતો અને તેણે તેથી પાટીયાં ગોઠવીને સર ફ્લેમીંગ સાથે મારગારેટને બીજે દીવસે અગીઆર વાગતે બોલાવી તો હતી, પણ રાજા વીચાર કરવા લાગ્યો કે તેને પોતાને એક ઘણો મુશકીલ ભાગ ભજવવાનો હતોઃ કારણ કે તે હમણાંજ જાણવા પામ્યો હતો કે સર કેસીમીર સર ફ્લેમીંગને ઘણો ચાહતો હતો અને સર ફ્લેમીંગને ખાતીર તે તેની બહેન મારગારેટનેબી ચાહીને માન આપતો હોવોજ જોઇએ એટલે પછી તેજ મારગારેટ સાથે દગો રમવા જતાં તેને (રાજાને) સર કેસીમીરની ખફગીમાં ઉતરી જવું નહીં પડે તેની હવે તેને ધાસ્તી પડી! મગર, રાજા દેવીડ પ્રપંચી હતો, તે ભોલી મારગારેટને ફસાવવા માંગતો હતો અને વલી બીજા હાથ પર સર કેસીમીર અને સર ફ્લેમીંગનો ગુસ્સોબી નહીં વ્હોરી નહીં લેવાય તેવી કોઇ તદબીર કરવા માંગતો હતો!

મારગારેટને રાજાએ બોલાવી છે તે વાત પેલા ઉતારાના મકાન ઉપર જઇને જ્યારે સર ફ્લેમીંગે કીધી ત્યારે જેમ સર ફ્લેમીંગને કાંઇ વહેમ નહીં ગયો હતો તેમ રોલાન્ડ અર્લ ઓવ બેઝનતાઇનનેબી કાંઇ શક ગયો નહીં, મગર મારગારેટ રહમજી ગઇ. તે લોભી થઇ હતી, તેને તાજ જોઇતું હતું, લેકીન અઝીઝ વાંચનારે રહેજબી શક લઇ નહીં જવો જોઇએ કે તે દામન ખરાબ હતી! આપણી વાર્તાની તે મુખ્ય પાત્ર પાકદામન, નીતીની નેક, અસમતદાર હતી. મગર અફસોસ કે તે વચનથી બેવચન, રાણી બનવાના લોભને ખાતીર, થનાર હતી! અને તેનો નતીજો—આગલ ચાલોઃ

બીજે દીવસે બરોબર અગીઆર વાગતે સર ફ્લેમીંગ ફીટઝએલન, તેની બહેન મારગારેટ અને મારગારેટનો અદરાયલો ખાવિંદ અર્લ ઓવ બેઝનતાઇન રાજા દેવીડના મહાલમાં જઇ પહોંચ્યાં. તેઓને તુર્તજ રાજાના બેસવાના કમરામાં દાખલ કરવામાં આવ્યાં, જ્યાં રાજા ઇસકી ફાંકડાં લીબાસમાં તઇયાર થઇ ગોયા મારગારેટને આંજી નાંખનારો દેખાવ કરીને બેઠો હતો. અર્લ ઓવ બેઝનતાઇન જો કે તેડવા વગરનો મહેમાન હતો છતાં રાજાએ તેને માટે કાંઇબી ગુસ્સો બતાવ્યો નહીં, કારણ કે તેણે જે ગોઠવણ અગાઉથી સર ફ્લેમીંગને દુર રાખવા માટે કરી રાખી હતી તેજ ગોઠવણથી રોલાન્ડબી દુર થઇ શકે તેમ હતું એમ તેને માન્યું.

તેમને માન ઇઝઝતથી બેસાડયા પછી થોડીક વાતો કરીને રાજા હેવીડે કહયું "અમારા સેક્રેટરી જે પાસેના ઓરડામાં બેઠેલા છે તેમને દસ્તાવેજો તઇયાર કરવામાં થોડાક સવાલો કરવાના છે, અને તેવા નજીવા કામ માટે આ બાનુને તકલીફ આપવાની કોઇ ઝુરૂરત નથી, તેથી આપ નામવર અર્લ ઓવ બેઝનતાઇન અને આપ નામવર સર ફ્લેમીંગ ફીટઝએલન ત્યાં જશો તો જોઇતું કરતું પુછી લઇને અમારા સેક્રેટરી અમારૂં હુકમનામું તઇયાર કરી આપશે."

સર ફ્લેમીંગ અને અર્લ ઓવ બેઝનતાઇન કાંઇબી વ્હેમ વગર ત્યાંથી ગયા, તેઓ એમજ સ્હમજ્યા કે રાજા નાઝુક ઝાતી તર્ફ માન ધરાવતો હતો અને તેવા માનના ઇરાદાથીજ તેણે મારગારેટને ત્યાં બેસવા જણાવ્યું હતું." અને તેઓના જવા પછી તુર્તજ રાજા બોલ્યો:

"માગી, અઝીઝ મારગ્રીટ, તું વ્હાલીએ" અને રાજાએ મારગારેટનો હાથ પકડીને પોતાના હોટો પાસ લઇ જતાં કહયું "ગઇ કાલે રાત્રે આપણી વાતપર ખુબ વીચાર કર્યોજ હશે."

"હા, નામવર" મારગારેટે પોતાનો હાથ ખેંચી લેતાં કહયું "તમે મ્હારી લાગણી સાથ ઠીક મસખરી કરી લીધી છે."

"મસખરી!" રાજાએ અજાયબી બતાવી "જો તું એમજ ધારતી હોય તો પછી તેમાં ત્હારી મોટી ભુલ છે. હું ગંભીર હતો અને ગંભીર છું—"

"અગર ગંભીર હતા અને છો." મારગારેટ બોલી પડી "તો જે રીતની વર્તણુકથી કામ લેવામાં આવ્યું છે તે રીત ત્હમારા જેવા રાજા ચલાવીજ નહીં શકે. તમો ખ્યાલ કરો કે ત્હમે કેમ વરતો છો! માટે વધારે વાર મ્હારાં ટાહેલાં કરવાના છોડી દો—મ્હને મ્હારા ભાઇની પાસે જવા દો."

રાજા કાંઇ વીચારમાં પડીને બોલ્યો "મ્હને જવાબ આપ, આપણી વાત આગલ ચાલે તે અગાઉ મ્હને આ સવાલનો જવાબ આપ, મારગ્રીટ, કે તેં અર્લ ઓવ બેઝનતાઇન અથવા ત્હારા ભાઇને મ્હારી અને ત્હારી સાથે ગઇ કાલે થયલી વાતનો સંસારો તો નથી આપ્યોની?"

"એક શબ્દબી હું બોલી નથી" મારગારેટે મગરૂરીથી કહયું "મેં મ્હારા ભાઇને કે તેમના સાથીને એ વાત જાણવા દીધીજ નથી કે એક લાચાર છોકરી જે પોતાના વાલીને વાસ્તે મદદ માંગવા રાજા પાસે આવી તો તેની લાચારીનો લાભ લઇને રાજાએ તેની પાસે અઘટીત માંગણી કીધી!"

"ત્હારા જેવી એક સુંદરીએ આવા શબ્દો બોલવા દુખ સમાન છે, એ શબ્દોનો બનેલો વાકયજ ઘાટકી છે, મ્હારે માટે કાતીલ છે." રાજાએ કહયું "માગી, હું મ્હારા તાજના કસમ ખાઇને કહું છું કે ત્હારે માટે મ્હને અતીષ્ય પ્રેમ હતો અને બહુ મોટો પ્યાર હું ત્હારે માટે ધરાવું છું, હું ગંભીર થઇને એ બોલું છું, મસખરીનો એક લફ્ઝબી એમાં શામીલ નથી. તું અઘટીત માંગણી માટે બોલીજ કેમ શકી? મ્હારી માંગણી બીલકુલજ લાયક હતી, તે અઘટીત કદીબી હતીજ નહીં, અરે જો એવી માંગણી મેં સ્કોટલેંડની બીજી કોઇબી ખુબસુરતમાં ખુબસુરત બાનુ આગલ કીધી હતે તો તે મ્હારા સુંદર અલ્લાહોઓપરથી ગોયા કુરબાન થતે."

"કોઇ બીજી કુરબાન કદાચ થાય" ગુરરીથી સર ઉઠાવીને મારગારેટ બોલી "મગર હું બહુજ અફસોસ કરૂં છું કે સ્કોટલેંડનો રાજાનો પોતાની રઇયતની બાનુઓ માટે આવો હલકો વીચાર છે." રાજા તો તે હીંમત ભરેલો વાકયા બોલાતો સાંભલી તદન સ્તબ્ધ બનીને મારગારેટને જોવા લાગ્યો, તેને જે ઝાડુ પડી હતી તે કાંઇ કમતી નહીં હતી! "રાજા નામવર," પાકદામન મારગારેટ વધુ બોલી "હું મોટા ખેતાબોવાલા કુલની લડકી નથી, મગર ગરીબ યતીમ માબાપ વગરની મારગારેટ ફીટઝએલનને પોતાને માટે ગુરૂર છે, પોતાની પાકદામની માટે તે મગરૂર છે—અને તે ગુરૂર, તેજ મગરૂરી કદીબી તેના કાનોને અઘટીત માંગણી સાંભલવા દેશે નહીં, કદીબી મારગારેટ ફીટઝએલન પોતાની પાકદામનીને ધુલમાં રગડાવશે નહીં; અગર એક રાજાબી હોય તો તેને પોતાની અસમતપર હરામ હાથ તો કદીબી મારવા દેશે નહીં."

રાજા દેવીડ ગુસ્સા અને અજાયબીના ભેલથી સરતાપા ગુચવઇ ગયો, મગર તેણે શું જોયું? તે પાક દામન સુંદરીમાં એક રાણીને લાયકનો જુસ્સો અને ગુસ્સો હતો. તેના ગુલાબી ગાલો ઉપર ફ્યલાયલા ગર્મ ગુસ્સાનો લાલ લાલ રંગ અને તેની આંખોમાં છવાયલા જુનુનના જુસ્સાનો દેખાવ તેની અતીષ્ય દેખાવલી ખુબસુરતીમાં ઔરબી ઝીઆદા વધારોજ કરતો હતો. અને તેથી રાજા દેવીડની કામાંધી આંખો તે ખુબસુરતી સીવા વધુ કાંઇબી જોઇ શકતી હતી નહીં!

"સેંટ એનદરના કસમ" રાજા દેવીડ મનમાં બડબડયો "એ ખરેખર બહુજ બહુજ કરતાંબી બહુજ ખુબસુરત છે. એનામાં રાણીનો દમામ છે, એ રાણીને લાયક બરાબર છે, મગર,——"

તે મનમાં બોલતો અટકયો કેમજે તેની થોભ દરમ્યાન અધીરી પડેલી મારગારેટ બોલી પડી "નામવર રાજા, મ્હારા ભાઇ પાસ મ્હને જવા દો."

"મારગ્રીટ, વ્હાલી માગી" પ્રેમઘેલા રાજાએ પાછું ચલાવ્યું "હું તુને ચાહું છું—હું સૌગંદ ખાઇને કહું છું કે હું તુને બહુ ચાહું છું! ત્યારે શું તું તુંને પોતાને આવા લાયક પ્રેમથી ચહાવા નહીં દેશે?"

'ઓ, અગર જો રાજા મ્હને પોતાની રાણી બનાવે તો" તાજની લોભી મારગારેટ બોલી "તો તો–તો હું તેને મ્હારો પ્રાણબી અર્પણ કરવા તઇયાર છું."

"એમ?" રાજા તેને ખુબ નીહાલીને બોલ્યો "હું જે અથાક પ્યારથી તુને ચાહું છું તેવાજ અથાક પ્યારથી તું મ્હને ચાહશે? તું મ્હારા રાજકીય ભપકાથી ગભરાઇ દબરાઇ તો નહીં રહેશે! બોલ, વ્હાલી મારગ્રીટ, બોલ."

"હું મ્હારા રાજાને માન આપું છું." પ્યારના ગલગલા આવાઝથી મારગારેટ બોલી "મગર, હું તેના ભપકા સપકા યા તેના દરજ્જાના તેઝથી અંજાઇ જતી નથી. હું ફરીથી કહું છું કે જો મ્હને આબરૂભર્યા પ્યારથી ચાહવામાં આવે તો હુંબી તેને ચાહવા ખુશી છું—હા, હું મ્હારા અથાક પ્યારથી તેને ચાહી રહું."

"અને તે લોભ છે કે જે તમને તેમ ચાહવા ઉશકેરે છે, કેમ!" રાજાએ ચોખો ચાંપી જોયો.

"નામવર, મ્હને લોભ નથી." જવાબમાં તુર્તજ મારગારેટ બોલી "મગર હું એક આબરૂદાર, પાકદામન, અને નીતીવાન બાનુ તરીકે નેક રહેવાનો લોભ રાખું છું."

રાજાને પુરી ખાત્રી થઇ કે મારગારેટ તેની પાકદામની માટે ખરેખર એક અનમોલ મોતી હતી. તે થોડો વીચાર કરીને બોલ્યો "મારગ્રીટ, વ્હાલી તેં મ્હને કહયું કે જો તુંને આબરૂભર્યા પ્યારથી ચાહવામાં આવે તો તું મ્હને બદલામાં ચાહવા ખુશી છે, જેની મતલબ એ છે કે તું ચાહે છે કે હું ત્હારા સરપર જો તાજ મુકું તો તું મ્હને ચાહે. તો શું તું મ્હારે ખાતીર કોઇબી ભોગ આપવા ખુશી નથી?"

"નામવર" મારગારેટે કહયું "જો ત્હમારી માંગણી હું કહું છું તેમજ આબરૂદાર હોય તો હું મ્હારો પોતાનો ભોગ આપવા ખુશી છું, મ્હારો જાનબી ત્હમારી ઉપરથી કુરબાન કરવા તૈયાર છું, મગર હું કદીબી મ્હારી નઝરોમાં મ્હને પોતાને હલકી પડેલી તો જોઉંજ નહીં. મ્હારી પાકદામની કદીબી ધુલમાં મેલવવા હું ખુશી નથી."

"અને એમ જો થાય તો? મારગ્રીટ, કે આપણા લગન થાય, પણ તે લગન કેટલીક અડચણોને સબબે હાલ તુરત ખાનગી રાખવામાં આવે, લગન કરનાર પાદરીઓ સીવા કોઇને તેની ખબર નહીં પડે, અને જ્યારે લાયક વખ્ત આવે ત્યારે હું તુને રાણી તરીકે સ્કોટલેંડના લોકોની નઝર સામે રૂજુ કરૂં બલ્કે દુન્યાના કાનોપર સ્કોટલેંડની રાણી તરીકે ત્હારા નામનો ડંકો વજાડું તો?"

"નામવર, અગર જો ત્હમે ગંભીર હો." મારગારેટે કહયું "તો ત્હમારા પ્યારની ખાત્રી માટે ત્હમે પુરતું બોલી ચુકયા છો."

"ત્યારે તું વ્હાલી કબુલ કરે છે! તું કબુલ કરે છે!" રાજા ખુશીના દીવાનાપણાથી બોલી ઉઠયો, અને તેણે મારગારેટને પોતાના હાથોમાં લઇને તેનાં હોટોપર પોતાના હોટો દાબી દીધા.

મારગારેટે પોતાને ખશેડી લીધી, અને તે બોલી પડી "હું કબુલ કરતી નથી. મગર, હું નાકબુલબી કરતી નથી. એક છુપા લગનને ભેદ અને અડચણો હોય છે: તેને માટે ઘર છોડીને ન્હાસવું પડે છે—સગાં અને વ્હાલાંઓથી દુર થવું પડે છે—લોકોની નીંદાના ભોગ થવું પડે છે—અને, તેવી રીતે છુપા લગનનો ભોગ ઘણો મોટો હોય છે—"

"ત્યારે?" રાજા ફરીથી કામ બગડતું જોઇને વચમાં બોલી પડયો.

"એક છુપા લગન ત્યારેજ હું કરી શકું કે જ્યારે તે લગન ખરા, પ્રમાણીક, અને કાયદાસર રીતે થયાં છે તેની સાબેતીઓ મ્હને પુરેપુરી મલે."

"અને તેવી તમામ સાબેતીઓ તુને પુરેપુરી મલશેજ, વ્હાલી માગી" રાજા બોલ્યો, અને પછી તે આગલ બોલ્યો "તું કબુલે છે! અરે, તું કબુલે છે! વ્હાલી—"

"ચુપ રહો, નામવર" મારગારેટ ચમકીને બોલી "મ્હારા ભાઇ અને અર્લ ઓવ એઝનતાઇન પાછા આવતા હોય તેમ લાગે છે."

રાજા દુર થયો, અને દુરથી બોલ્યો "એક શબ્દ વધારે: તું તો હવે પાછી "રોઝલીન કાસલ"માં જશે, તેમ જવા વગર તો છુટકો નથી! મગર, હું આપણા લગન છુપી રીતે કરવા માટેની સઘલી ગોઠવણ તઇયાર કરવા ઉપર મડીશ, અને તુને જો તમામ ખાત્રી થાય તો પછી શું? વ્હાલી મારગ્રીટ, ત્હારીપર હું ભરૂસો રાખું કે? મ્હારે શી આશા રાખવી?"

"નામવર," નીચી નઝર નમાવી દઇને-ગાલોપર આવેલી લાલી-અને ધડકતી છાતી સાથ મારગારેટ બોલી "હું ત્હમારીજ છું!"

મારગારેટે પોતાનો હાથ આપી દીધો. રાજાએ તે હાથ પોતાના હોટો સાથ દાબ્યો; તેજ વખ્તે દરવાઝો કોચરેને ખોલ્યો, રાજાએ મારગારેટનો હાથ છોડી દીધો, સર ફ્લેમીંગ અને રોલાન્દ ત્યાં દાખલ થયા, અને રાજાએ મારગારેટને સામે ટાંગેલું એક ચીત્ર બતાવવાના ઢોંગ કીધાં!

## પ્રકરણ ૨૧ મું.

### રાજાના ચોબદારની નવી ફરઝ!

સર ફ્લેમીંગ અને રોલાન્દની પછવાડે રાજાનો સરીસ્તાદાર આવ્યો, જેને જોઇને રાજા બોલ્યો "જોઇતું હુકમનામું ત્યારે ત્હમોએ તૈયાર કરી નાંખ્યું ખરૂં?"

"હા, નામવર," તે નવીસંદાએ નમીને રાજાને કહયું "સીર્ફ ત્હમો નામવરની સહી મુકવાનીજ હવે તો ખોટી છે."

"લાવો, હું મ્હારી સહી કરૂં." અને તેની સામે મુકવામાં આવેલા હુકમનામાપર રાજાએ સહી કીધી.

તે હુકમનામું ત્યાં છોડીને રાજાનો સરીસ્તાદાર ગયો કે રાજાએ તે હુકમનામું મારગારેટના હાથમાં મુકતાં કહયું: "બાનુ, આપ અર્લ ઓવ કેથનેસને માટે મ્હારી પાસે પહેલ વહેલા આવ્યાં હતાં તેથી હું આપને એ સપુર્દ કરૂં છું. એ હુકમનામાથી જોઇતી અસર થશે, મગર, હમેશાં રાજાનું હુકમનામું તેના કોઇ પ્રતીનીધી મારફતેજ પહોંચાડવાનો રીવાજ હોવાથી હુંબી ત્હમારી સાથમાં એ હુકમનામું બજાવવા માટે મ્હારી તર્ફથી એક માંણસ મોકલું છું. મ્હારો વીશ્વાસુ ચોબદાર કોચરેન તે ભાગ ભજવશે, માટે કોચરેન ત્હમો સાથે આવશે. ત્હમો સ્હમજો છો કે બાનુ?" અને ખાસ મારગારેટને સ્હમજાવવા રાજો ભાર મુકીને બોલ્યો "આ મ્હારો વફાદાર કોચરન ત્હમે જે કહેશો તે કામ બજાવવા ત્હમારા નોકર તરીકે બધું કરશે."

મારગારેટ પેલું હુકમનામું રાજાના હાથમાંથી લેતા જુહકી, અને તેણે અર્લ ઓવ કેથનેસના બચાવને માટેની મહેરબાની કરવા સારૂં રાજાનો ઉપકાર માન્યો. તેણે ઉપકાર માનનારા શબ્દો એવા વાપર્યા કે જેથી રાજા અને તેની વચ્ચે કાંઇબી બીજી ત્રીજી વાતો થઇ હોય તેનો શક તેના ભાઇ અને અર્લ ઓવ એઝનતાઇનને જાયજ નહીં. સર ફ્લેમીંગે અને રોલાન્દેબી રાજાનો ઉપકાર માન્યો, અને ત્યાર બાદ તેમને માટે એક ઓરડામાં બીછાવેલી મેઝ આગલ કોચરેન તેમને લઇ ગયો, જ્યાં તરેહવાર મીષ્ટાનો હતાં. "આપ મ્હેરબાનો હીંયા બેસીને આ ન્યામતને ઇન્સાફ આપો, તેટલાં હું કપડાં બદલીને તથા રોઝલીન કાસલ અને ત્યાર બાદ હરમીતેજ કાસલ તર્ફ જવાની તઇયારી માટે

જોઇતું કરતું બાંધવા કરવા જાઉં છું. હુ ત્હમારી ખીદમતમાં ઘણાજ થોડાજ વખ્તની અંદર હાઝર થઇશ."

કોચરેન ગયો, પણ તે 'જોઇતું કરતું બાંધવા કરવા' પહેલે ગયો નહીં તે તો સીધો રાજા પાસે ફરીથી ગયો !

"કોચરેન તુને નવી ફરજ બજાવવાની છે" રાજા બોલ્યો "મારગ્રીટ મ્હારી પોતાની થશે, મેં તેને લગનનું વચન આપ્યું છે. તું એમ ડોળા ફાડી ફાડીને મ્હારી તર્ફ શું જુએ છે? ગોયા એમ કહેવા માંગતો હોય કે 'શું રાજા નામવર, ત્હમે એટલું બધું તેને માટે કરવા માંગો છો?'–મ્હને કહે, બોલ, કોચરેન કે મારગ્રીટ હું જે દરજ્જો તેને આપવા માંગુ છું તેને શું લાયક નથી?"

"રાજા નામવરથી જે દરજ્જો તેને આપી શકાય તેને તે લાયક છે." કોચરેને કહયું.

"ઓ, ત્યારે તું એમ ધારેછે કે મ્હારે તેને રાણી નહીં બનાવવી, પણ રાણી બનાવ્યા વગરજ તેનો પ્યાર મેલવવો." રાજો બોલ્યો "કોચરેન, તું તેને જાણતો નથી, મારગ્રીટ પોતાની પાકદામની માટે મગરૂર છે, અને ખરેખરજ તે સુંદરી નીતીમાન છે. તે નીતીમાન છે તેથી તો બે રસ્તા મેં જોયા છે."

"તે શું છે નામવર?" રાજો બોલીને થોભ્યો તેથી કોચરેને પુછયું.

"સાંભલ, અને બરોબર સાંભલી લે!" રાજાએ કોચરેનને પોતાની પાસે ખેંચીને તેના કાનોપર પડીને કહયું, ગોયા ત્યાંની દીવાલોનેબી કાનો હોય! "મારગ્રીટ, ખરી યા ખોટી રીતે, મ્હારી તો થવીજ જોઇએ. મ્હારી તો મર્ઝી એવી છે કે ખોટી રીત વાપરીને, કોઇબી રીતે બનાવટ કરીને, તેને મ્હારી કરવી, અને તે બનાવટ કરવામાં મ્હને ત્હારી મદદની જુરૂર છે. જો બનાવટ નહીંજ ચાલી શકે તો પછી ખરી રીતેબી હું તો તેને મ્હારી બનાવીશ, કેમજે હું તેની આંખોમાં ગોયા ડુબી ગયો છું, તેના પ્યારમાં હું માથાથી પગ સુધી ગીરફતાર છું. મારગ્રીટે છુપા લગન કરવા તો કબુલ્યુ છે, પણ તેને તેને માટેની પુરતી સાબેતીઓ જોઇએ છે. કોચરેન, તું જો એ છોકરીને બનાવીને શીશામાં ઉતારે તો હું તુને બક્ષીસ આપીશ. તુને એ લોકની સાથે મોકલવાની મ્હારી મતલબ એજ કે જો ત્હારેથી બને તો તેને બનાવટ બનાવટમાં બનાવી દે, અને નહીં તો પછી છુપા લગનની બધી રીતની તઈયારીઓ માટે તું અમો બેઉની વચ્ચે કામ કરે. તુંને વલી જાસુસ તરીકેબી કામ કરવાનું છે, મ્હને લાગે છે કે મારગ્રીટ અને અર્લ ઓવ બેઝનતાઇન અત્વાર અગાઉના પ્યારની રમતના પગથીયાંપર ચઢયાં હતાં અને મેં તેમની વચ્ચે દખલ કીધી છે પણ અર્લ ઓવ બેઝનતાઇન મ્હારા પ્યાર વચ્ચે દખલ નહીં કરે અને મારગ્રીટને પરણે નહીં તેની સંભાલ હવે લેવાની છે."

કોચરેન રાજાને નમ્યો, અને પછી ત્યાંથી ગયો. જતો જતો તે મનમાં બડબડયો "આ બધા ગડબડ ઘોટાલાની અંદર હું જો બે પૈસાનું મોહું નહીં જોઉં તો પછી હાથ આવેલી એક અચ્છામાં અચ્છી ટક મેં ખોહેલી કહેવાય. રાજો બે રસ્તા મ્હને સુચવે છે, પણ હું તો તે રસ્તો જોઇશ જે મ્હારા ફાયદાનો થાય. મારગારેટને જો હું ખોટી રીતે ફસાવીને રાજાના હાથમાં જવા દઉં તો એક ભેદ છુપો સાચવવાને માટે વારંવાર પૈસા મલે, મગર જો મારગારેટને ખરી રીતે રાણી બનવામાં મદદ આપું તોબી હું રાણીની પાસેથી પૈસા ઓકાવી

શકું. હાલ તુર્તજ તો મ્હને શું રસ્તો પકડવો તેની સ્હમજ પડતી નથી, પણ આગલ ચાલતાં થઇ રહેશે. રાજા મારગારેટપર દીવાનો છે અને મારગારેટ તાજની લોભી છે તો એ બે વચ્ચે મ્હને ઠીક મજાહ પડશે."

કોચરેન 'ગાંસડાં પોટલાં' બાંધીને તૈયાર થઇને સર ફ્લેમીંગ આગલ ગયો તો ત્યાં તેઓ ત્રણે ન્યામતને ઇન્સાફ આપીને જવા માટે તૈયાર હતાં, તેઓ પેલા ઉતારાના મકાનપર ગયાં અને ત્યાંનાં નૌકરોને લઇને તેઓએ હવે રોઝલીન કાસલ તર્ફનો રસ્તો લીધો.

રસ્તામાં ચાલતાં રોલાન્ડને લાગ્યું કે મારગારેટ તેનાં તર્ફ કાંઇક ઠંડી હતી, મગર તેને બીજો કાંઇ શક તો ગયોજ નહીં. વલી, તે રફતાર દરમ્યાન મારગારેટે પોતાની અને રાજાની વચ્ચે જે વાતચીત થઇ હતી તેનો વીચાર કીધો મગર તેને કાંઇ શક ગયો નહીં કે કોચરેનને તેની હીલચાલ ઉપર ધ્યાન આપનારા એક જાસુસ તરીકે રાજાએ મોકલ્યો હતો.

રોઝલીન કાસલ પુગતાંજ તેઓ બધાંઓ અર્લ ઓવ કેથનેસના સંબધમાં પુછવાં પડયાં, પણ અર્લની બાબદમાં કાંઇબી ખબર તેમને મલી શકી નહીં. રાજાએ સર કેસીમીરના સુખનને માન આપીને હુકમનામું મોકલ્યું હતું તે જાણીને કાંઇક સંધ્યારો ત્યાં ફયલાયો.

સર કેસીમીર તે હુકમનામાંથી સ્હમજી ગયો કે હવે અર્લ ઓવ દગલાસને યાતો અર્લ ઓવ કેથનેસને સહીસલામત આપી દેવા પડશે, યાતો રાજાના હુકમથી અર્લ ઓવ દગલાસને રાજ સામે ફીતુર કરનારા તરીકે લેખીને તેને તથા તેના મદદગારોને જેર કરવા અને પકડવા માટે જે બની શકે તે ઝબરદસ્તી રાજાને અથવા હુકમનામું મેલવનારાઓને વાપરવી પડશે.

તેથી, સર કેસીમીરે હવે હુકમ કીધો કે રોઝલીન કાસલના તમામ માણસોએ હત્યારથી સજ્જ થઇ તૈયાર રહેવું કેમજે હુકમનામું બજાવવા માટે કદાચ લડવાનીબી જો જરૂર પડે તો લડી શકાય. સર કેસીમીરે વલી રોલાન્ડને કહયું "મ્હારા નામવર અર્લ ઓવ એઝનતાઇન, ત્હમે ત્હમારા મકાન તર્ફ સીધારો, ત્હમારા માણસોને હત્યાર સજાવીને હરમીતેજ કાસલ તર્ફ આવજો, અગર જો ત્યાં પહોંચતા ત્હમને જણાય કે સીદા દગલાસ રાજાને તાબે થયો છે તો કાંઇ નહીં, નહીં તો તેના માણસોપર હુમલો કરવા અને તેનો કીલ્લો સર કરવા ત્હમે ત્હમારા માણસોને અમારી મદદમાં લડવાનો હુકમ આપજો. વલી, માણસો માટે થોડા દીવસનો પુરતો ખુરાક સાથે રાખજો કેમજે કીલ્લાને આપણા તાબામાં લેતાં કદાચ દીવસોબી નીકલી જાય."

"હું જાઉં છું, સર કેસીમીર" અર્લ ઓવ એઝનતાઇને કહયું "ત્હમે રોઝલીનના લડવૈયાઓ સાથે આજે નીકલશો તો હું મ્હારે મકાનથી મ્હારા ત્રણસો બાહાદુરો સાથે ત્હમારી મદદમાં નીકલી પડીશ."

રોલાન્ડ તે પછી બધાંને મલી ભેટી નીકલ્યો અને તે પોતાની અદરાયલી મ્હોરદાર મારગારેટના ઓરડામાં દાખલ થયો. મારગારેટે જાણ્યું હતું કે રોલાન્ડ રોઝલીન કાસલથી જવાનો હતો, અને તે જવાનો હતો તે જાણીને તે ખુશી થઇ, કેમજે તે હમણાં જે ચકકરમાં પડી હતી તેના ગુંચવાડાને સબબે તે જો થોડો વખ્ત રોલાન્ડથી દુરજ રહે તો સારૂ એમ તેને લાગ્યું. તે તો દહીમાં અને દુધમાં રહેવા માંગતી હતી! જો રાજા તેને રાણી બનાવવાથી હારી ખાય અને તેને તાજની ભાગ્યણ નહીં બનાવે તો મારગારેટ રોલાન્ડને પરણીને કાઉનતેસ ઓવ એઝનતાઇન બનવા ખુશી હતી એટલે તે હમણાં રોલાન્ડથી ઝરાકબી તોરછોર કરવા નહીંજ માંગતી હતી.

તેથી, મારગારેટે ઘણી મોટી ખુશી સાથે રોલાન્દના હાથમાં પોતાનો હાથ મુકયો, અને બોલી "રોલાન્દ, તું સીધારેછ કે?"

"હા, મગર આપણે આશા રાખીશું કે આપણે બેઉ એક બીજાથી ઘણા દીવસો સુધી તો દુર રહીશુંજ નહીં." રોલાન્દે કહયું "અલ ઓવ કેથનેસ, જેવણને આપણાથી ખુંચવી લઇ જવામાં આવ્યા છે તેવણને મેલવ્યા બાદ તો આપણું બેઉનું દીલ વધારેજ ખુશીમાં ગરકાવ થઇ જશે. મારગારેટ, વ્હાલી, તું મ્હને જતી વખ્તે ત્હારાં અથાક પ્યારથી મ્હને ખુલ્લા દીલે એક કીસ લે."

"એમ કાંય, રોલાન્દ?" મારગારેટે અજાયબીનો દેખાવ કરીને પુછયું "વલી, ખુલ્લા દીલે એક કીસ તે શું?"

"મારગારેટ" જવાન અર્લ ઓવ બેઝનતાઇન બોલ્યો "મ્હને માફ કર–ગુસ્સો ના કરતી વ્હાલી—મગર હું કાંઇક બીહીધો કે તું–તું વ્હાલી, મ્હારી તરફ કાંઇ નારાઝ થઇ હતી! મેં કોઇ રીતે ત્હારી નાખુશી મેલવી——"

"એમ ના સ્હમજતો અને ના માનતો, વ્હાલાં રોલાન્દ" મારગારેટે તેના વાકયની વચમાં બોલી દીધું "કે હું ત્હારી તરફ નારાઝ છું અને મેં ગુસ્સો કીધો છે, એમ સ્હમજીને તો તું મ્હને ગયરઇનસાફ કરે છે."

"નહીં, નહીં, મારગારેટ! હું તુંને ગયરઇનસાફ કરતો નથી." રોલાન્દ ઝડપથી બોલ્યો "મગર, હું પોતે એમ સ્હમજ્યો કે મેં તું વ્હાલીને કોઇ ગફલતીથી ગુસ્સે કીધી હોય તો હું પગોપર પડીને ત્હારી માફી માંગુ છું. અને જો કાંઇ તેવું નહીં હોય તો————"

"અરે હું જો તું વ્હાલાને કાંઇબી ઠંડી લાગી હોઉં તો તેબી ખરૂંજ છે, હવે હું સ્હમજી" મારગારેટ રીતુરથી બોલી "એ તો હું આપણો પ્યાર હજુણ ઝાહેર થયો નથી તેથી મ્હારા ભાઇ અને પેલા કોઇ રાજાના નૌકરથી ચોંપમાં રહેવા માંગતી હતી તેથી હું ત્હમને ઠંડી લાગી હોઉં! હમણાં અર્લ ઓવ કેથનેસ નામવરની ગડબડ સડબડમાં આપણે અદરાવા પરણવાની વાતબી કાઢીએ એ ઘણું કઢંગું લાગે, તેથી હું મ્હારો ભાઇબી આપણી વાત જાણે નહીં તેમ કરવા માંગતી હતી અને તેથી હું ઝરા ઠંડીબી થઇ હોઉં તો તેનું ત્હારે મનમાં કાંઇ લાવવું નહીં."

"સાચ્ચું, મારગારેટ, સાચ્ચુ." ભોલો રોલાન્દ બોલ્યો "મ્હને ખાત્રીજ હતી કે ત્હારો પ્યાર જેવો ને તેવોજ છે."

"હા, રોલાન્દ, મ્હારો પ્યાર ત્હારી તરફ જેવો ને તેવોજ છે." અને તેમ જુઠું બોલતી વખતે મારગારેટનું અંતકરણ ડંખ્યું "પણ, હાલમાં તુંબી આપણી પ્યારની વાત કોઇની આગલ કરતો ના."

"જેમ તું કહે છે તેમજ થવા દે, વ્હાલી મારગારેટ!" રોલાન્દે ખુશી થઇને કહયું "તું મ્હારા અંતકરણની રાણી છે—અને તું ચાહે તેમ મ્હારીપર રાજ કરવાને મુખત્યાર છે."

રોલાન્દે તેમ બોલીને પોતાના હાથોમાં મારગારેટને લઇ લીધી અને તેના હોટો અને ગાલોપર ચુમી લીધી.

મારગારેટને મલીને અર્લ ઓવ બેઝનતાઇન ગયો કે તે ઓરડાની બાજુમાંથી તુતંજ એક આકાર પસાર થઇ ગયો. તેને જોઇને મારગારેટ ચોંકી—ને કોણ હતો? રાજાનો ચોબદાર કોચરેન! મારગારેટ સ્હમજી ગઇ કે તે ઘણા વખ્તનો ત્યાં ઉભો હશે અને તેણે અર્લ ઓવ બેઝનતાઇન સાથની વાતચીતમાં તેને દુરથી તેણે જોઇ હશે.

ઠંડીનું એક લખલખું મારગારેટના તમામ તનબદનમાંથી તે વખ્તે પસાર થઇ ગયું—તેણે એમજ માન્યું કે કોચરેન હવે તેને ઠપકાઓથી શરમીંદગીમાં નાંખીને પછી પોતાના રાજાપર બધી વીગત લખશે. મગર, કોચરેન તો મારગારેટને ઠપકો આપવાને બદલે તેની પાસે આવીને ધીમેથી બોલ્યો "બાનુ, ગભરાશો નહીં! ત્હમારો ભેદ મ્હારી છાતીની સંદુકમાં બંધ રહેશે, અને તેનીપર ચુપકીદીનું કુફ્લ મારવામાં આવશે! હું તો ત્હમારો મીત્ર છું."

તેમ બોલીને તે ગયો, અને મારગારેટે તે વીચીત્ર માંણુસની પાછલ થોડો વખ્ત જોયા કીધા પછી ખુશીની એક ધીમી ચીખ પાડીને કહયું "ઓ, પવીત્ર ફીરીસ્તાઓની મ્હને મદદ છે! આએ આદમી જો મ્હારી તર્ફ બીગડતે તો રાજાપર મીઠું મરચું ભભરાવીને લખતે અને પછી તાજથી હું મોહતાજ થતે. મગર, સબ્ર, અએ દીલ! શું આ માણસ જેવા એક નોકરના હાથ તળે ત્યારે મ્હને દબાઇને રહેવું પડશે! મ્હારાં જેવી એક આઝાદ પંખેરાને માટે આ એક પીંજરૂં થશે! એક ફરતી હરતી હુરને માટે આ નાચીઝ આદમી ઝુલ્મની એક ઝંજીર બનશે! લેકીન, તાજ મેલવવા હું એબી ખમીશ."

તે પછી મારગારેટ ઓલબરટીના આગલ ગઇ, અને ઓલબરટીનાએ તેને પોતાની પાસે બેસાડીને કહયું "બેસ, વ્હાલામાં વ્હાલી મારગારેટ, અને રાજાએ મ્હારા પીતાજીને માટે શું કહયું તે સઘલું મ્હને કહે, કેમજે હું આતુર છું કે રાજા દેવીડ મ્હારા પીતાજી તર્ફ કેવી વર્તણુક ધરાવે છે! તેનું આગલું કપટ દુર થયું છે કે નહીં?"

મારગારેટે તેની આગલ અર્લ ઓવ કેથનેસના સંબંધમાં શું વાત થઇ હતી તે કહી, મગર તે વાત જે ટુંકીજ હતી તેમાં મારગારેટને થોડો નીકામો મસાલો ભેલવો તો પડયોજ!

તે બે સુંદરીઓને વાતે વલગેલી જોઇને આપણે હવે ત્યાં જઇશું જ્યાં સર કેસીમીર અને સર ફ્લેમીંગ વાતો કરતા બેઠા છે.

"ઓ, ઉત્તમમાં ઉત્તમ મદદગાર" સર ફ્લેમીંગ ખુશીથી છલાછલ ઉભરાતી છાતી સાથે સર કેસીમીરનો હાથ ઝોરમાં પકડીને હલાવતો બોલ્યો "ત્હમોએ મ્હને એક મોટા દરજ્જાપર મુકયો છે, ત્હમોએ મ્હને રાજાની ફોજનો સીપાહસાલાર બનાવ્યો છે, એ મોટા માન માટે હું ત્હમારો બેહદ આભારી છું. નેહાયત અહેશાનમંદ છું."

"અઝીઝ મીત્ર" સર કેસીમીર સર ફ્લેમીંગના માથાપર હાથ ફેરવીને બોલ્યો.

"ત્હમે જે દરજ્જાએ પહોંચ્યા છો તે માટે પાક ખુદાનો ઉપકાર માનો, મેં કાંઇજ કીધું નથી, એ તો ત્હમારી લાયકાતોએ ત્હમને એવા ઉંચા દરજ્જાપર ચઢાવ્યા છે. મગર, આપણને હવે એવી વાતો માટે વખ્ત નથી. હું જે પુછવા માંગુ છું તે એજ છે કે રાજા દેવીડ સાથે ત્હમને બધીજ રીતે ખુશ અને લાભકારક વાતચીત થઇની?"

"રાજાએ મ્હને ઘણી ઇઝઝત આપી" સર ફ્લેમીંગે જવાબ આપ્યો "મગર, ઓ સર કેસીમીર, મ્હારી અજાયબીનો તે વખ્તે પાર નહીં હતો જે વખ્તે મેં તે વીંટી આપી અને

રાજાએ મ્હને સીપાહસાલાર નેમ્યો. સર કેસીમીર, આવા મોટા દરજ્જાની તો મેં સ્વપ્ને પણ આશા નહીંજ રાખેલી."

"પાક ખુદા કરશે તો તું એથીબી વધારે મોટો હોદ્દો પામશે." સર ફ્લેમીંગે પોતાના મરહુમ ભાઇ જોનના તે બેટાને ખરા દીલથી દુઆ ચાહી અને હવે પ્યારથી "તું-તાં" વાપરીને તે બોલ્યો "સર ફ્લેમીંગ, વારુ, પછી શું થયું? રાજાએ ત્હારી આગલ કોઇ મ્હેરબાનીની માટે કાંઇ——"

"હા, હા," સર ફ્લેમીંગ ખુશીથી તુર્તજ વચ્ચે બોલી પડયો "તેવણ ત્હમારી સાથની ગોઠવણ મુજબ હું માંગુ અને હું ચાહું તેવી મ્હેરબાની મ્હારીપર ઉતારવા માંગતા હતા."

"અને તે મ્હેરબાની તેં માંગી કે? શું માંગી? બોલ, અઝીઝ મીત્ર, તે મ્હેરબાની જે તેં માંગી તે શું માંગી?" સર ફ્લેમીંગનો હાથ પકડી લેતાં સર કેસીમીરે પુછ્યું.

"મેં માંગી-મેં મ્હારા મુરબ્બી-મ્હારા વાલી-મ્હારા બાપ સમાન અઝીઝ અર્લ ઓવ કેથનેસના છુટકારાને માટે——"

"ફ્લેમીંગ!" સર ફ્લેમીંગનો પકડેલો હાથ ઝોરથી હલાવતાં ઉશકેરાયલી અદાથી સર કેસીમીરે કહયું "શુ તેં કોઇ બીજી મ્હેરબાની નહીં માંગી? તે શું અર્લ ઓવ કેથનેસને બચાવી લેવાનીજ મ્હેરબાની માંગી?"

"હા" સર કેસીમીરની ઉશકેરણી જોઇને સર ફ્લેમીંગ તુર્તજ બોલી પડયો.

"બસ, બાઝી હાથથી ગઇ" સર ફ્લેમીંગનો હાથ પોતાના હાથમાંથી છોડી દેતાં, લગભગ બાઝુપર પટકી દેતાં, સર કેસીમીરે ગોયા અફસોસના એક સર્દ દમના જેવો ઠંડો નીસાસો નાંખીને કહયું "બાઝી હાથથી ગઇ!"

"શું થયું?" સર ફ્લેમીંગે થોડા ગભરાતથી પુછ્યું.

"સર ફ્લેમીંગ, મ્હારા અઝીઝ મીત્ર," સર કેસીમીરે ઉશકેરાતમાં જે બોલાઇ દેવાયું હતું તેને નરમ પાડી દેવાના ખ્યાલથી કહયું "અર્લ ઓવ એઝનતાઇનનને જે પયગામ મેં આપ્યો ને મોકલેલો તેજ પયગામ અર્લ ઓવ કેથનેસના બચાવ અને છુટકારા માટે પુરતો હતો, તો તેં તેની તેજ-એકની એકજ-મ્હેરબાની પાછી માંગીને શું કીધું?"

"મ્હને રાજાની વાતચીતપરથી એમ લાગ્યું કે અર્લ ઓવ એઝનતાઇનને તેણે જે જવાબ આપ્યો હતો તે નકકી હતો નહીં, અને રાજાનું મન ધચુપચુ હતું," સર ફ્લેમીંગે ખુલાસો કીધો "અને તેથીજ, મેં બીજી કોઇબી મ્હેરબાની માંગવા કરતાં મ્હારા મુરબ્બી વાલીને બચાવવાની મ્હેરબાની માંગી."

"તું એક ઘણો ભલો અને ઘણો વફાદાર જવાન છે!" સર ફ્લેમીંગને વધુ શરમંદ નહીં બનાવતાં સર કેસીમીરે વાત ફેરવી તોલતાં ખરા દીલથી તે જવાનની તારીફ કરતાં કહયું "તેં વફાદારી અને નીમકહલાલીના સદગુણથી ચાલીને અચ્છામાં અચ્છી ઉત્તમ ધારણાથી તે મ્હેરબાની માંગી છે, શાબાશ છે તુને. તેં તે મ્હેરબાની માંગવા જતાં ગોયા ભુલથી એક મોટામાં મોટી સુંદરમાં સુંદર ટક ખોઇ છે. અર્લ ઓવ કેથનેસને તો રાજા દેવીઃ રેલાન્ડ

પાસે મોકલાવેલા મ્હારા પયગામને લીધે બચાવવાની કોશીશ કરને મગર બીજી જે કાંઇબી મ્હેરબાની તું માંગતે તે તેવણુ તુને ઝુરૂરજ બક્ષતે."

"જો મ્હને ખાત્રી હતે કે રાજા દેવીડ ત્હમારા પયગામથી મ્હારા મુરબ્બી વાલીને છોડવવાની કોશીશ કરશેજ, તો હું બીજી મ્હેરબાની માંગી લેતે." સર ફ્લેમીંગ બોલ્યો.

"તેં એક અચ્છો મૌકો ગુમાવ્યો છે, અઝીઝ મીત્ર," સર કેસીમીર અફસોસ કરતો બોલ્યો, "અને તેં ત્હારો પોતાનો એક અંગત અને પ્યારો ફાયદો ગુમાવ્યો છે."

"મ્હારો અંગત અને પ્યારો ફાયદો ?" સર ફ્લેમીંગ સર કેસીમીર તર્ફ ટગર ટગર જોઇને અજાયબીથી બોલી પડયો. "શું ત્હમો કોઇ ભેદની ખાસ ખબરબી ધરાવો છો ? અને તે ભેદ માટે મ્હારો ફાયદો અને લાભ મેલવવાના ખાસ ઇરાદાથી ત્હમે મ્હને રાજા પાસે મોકલ્યો હતો ?"

"જો મ્હારા અઝીઝ મીત્ર," વાત ફેરવી નાખવાના ઇરાદાથી સર ફ્લેમીંગે કહયું "ત્હારા જેવા બધાજ બાહાદુર નરે શેર જવાનોને કોઇ ફાયદો પોતાને કરવાનો હોય છેજ——હા, સાંભલ, રણસીંગનો આવાઝ આવે છે અને તેથી હવે આ વાતપર પરદો ઉતાર. હમણાં તો તેં ટક ગુમાવી છે, મગર પાક પરવરદીગારની મદદ હશે તો બીજી વખ્તે એવી ટક ફરીથી મલશે, અને તે વખ્તે તું ચુકતો ના. ચાલ, હવે જઇએ, બધા તૈયાર થઇ ગયા છે."

પંદર મીનીટ પછી અઢીસો લડવૈયા ઘોડેસ્વારોને મુખડે સર કેસીમીર અને સર ફ્લેમીંગ ફીટઝએલન ઘોડેસ્વાર થઇ જતા હતા ત્યારે તેમના હાથોથી રૂમાલ ઉડતા હતા, જે મકાનની બારીએ ઉભેલી સુંદરીઓ ઓલબરટીના અને મારગારેટના હીલતા રૂમાલના જવાબમાં હતા.

તેમના થોડેક છેટે જવા પછી રોઝલીન કાસલના મકાનમાં જે પચાસ હત્યારબંધ માણસો ફરતા હતા તેઓમાંના કેટલાકોએ તે આલીશાન કીલ્લારોકા મકાનની આસપાસની ચરપરથી પુલો ઉઠાવી લીધા, કે જેથી સીહા દગલાસના કોઇ બીજા માણસો રોઝલીન કાસલમાંના થોડા માણસોને મારવાનો લાભ લેવા માટે અંદર આવે નહીં અને મકાનમાંની બાનુઓને સતાવે નહીં.

## પ્રકરણ ૨૨ મું.

### હરમીતેજનો ભેદી કીલ્લો.

જે ઝમાનાની આપણી આ વાર્તા છે તે ઝમાનામાં કાસલ ઓવ હરમીતેજનું મકાન બહુ ચર્ચાએ ચઢેલું હતું. તેમાં અગાઉ થયલી ઝબરદસ્તી, ઝુલમ, અને મરદુમઆઝારીની વાતો બહુ ચરવાયલી હતી અને લોકો તે મકાનને ભુત અને ભેદનું મકાન સ્હમજતાં હતાં ! બેશક, તે મકાનની દીવાર ગોયા ગુન્હાઓની સાંકલથી સીકડાયલી હતી, કેમજે તેમાં ખુનો બેશુમાર થયાં હતાં, તે ખુનોમાંનું એક જે સર એલેકઝાંદર રેમ્ઝ ઓવ દેલહાઉઝીનું હતું તે માટે લોકો દહેશત ખાઇ ગયાં હતાં. સર એલેકઝાંદરને ઘણી ઘાતકી રીતે મારી નાખવામાં આવેલો

કહેવામાં આવતું હતું. વળી, તે મકાનમાં છુપા ભોંયરાં હતાં અને તેની દીવારોમાં છુપા દરવાઝા હતા જેની અંદર જગા હતી!–હરમીતેજના આલીશાન કીલ્લાનો એક બાજુએથી નદીના સબબે બચાવ થયલો હતો, જ્યારે ત્રણ બાજુઓપર ચરો અને દીવારો હતી.–તે કીલ્લારોકું મકાન ઘણુંજ બચાવવાળું હતું, ભોંયરાઓથી ભરાયલું હતું, ભેદી હતું, અને તેમાંથી કોઇ વખ્તે છુપા ભેદી આવાઝ. આવતા હતા!

"હું તો ધારૂં છું કે આપણી બાઝી બીગડી ગઇ!" હરમીનેજના કીલ્લાના પોતાના ઓરડામાં ઉશકેરાયલી અદાથી હીંયાથી ત્યાં આંટા મારતા સીહા દગલાસે પોતાના મદદનીસ મેગનેસ તર્ફ જોઇને કહયું "હજુણ સુધી કાંઇબી ખબર મલી નથી! કોઇ પયગામચીબી આવ્યો નથી!"

"મ્હારી ખાત્રી છે, મ્હારા નામવર, કે ફાધર જુલીઅસ પોતાનું કામ પાકકી રીતે પાર ઉતારશે." મેગનેસ બોલ્યો "તે કોઇ મૌકાની વાટ જોતો હશે!"

'ધુળ ને ઘેફું, દીવસ પછી દીવસ ગયો, પેલો બુઢ્ઢો હીંયા કૈદ છે, અને ઓલબરટીનાને હજુણ લાવવામાં નથી આવી! એ કાંઇ લડવાનું કામ નહીં હતું, ફકટ હીકમતથી તેને ઉડાવી લાવવાનું કામ હતું!"

"અને હીકમત વાપરવાને માટેજ વખ્ત લાગે, મ્હારા નામવર." મેગનેસ બોલ્યો "આપણા કબજામાં અર્લ ઓવ કેથનેસ—"

"અર્લ ઓવ કેથનેસ આપણા કબજામાં તો છે, મગર તે કયાં આપણુને દાદ આપે છે!" સીહા દગલાસ બોલી પડયો "તે તો આપણી તમામ ધમકીઓને તુચ્છકારી કાઢે છે!"

"તુચ્છકારી કાઢે છે તો પછી પેલી રીત જે વાપરવાના છો તે વાપરો, પોતાની મેળે ઠેકાણે આવી જશે." પાપી મેગનેસે સુચના કીધી.

"તેમજ કરવું પડશે." સીહા દગલાસ બોલ્યો "અર્લને પેલા સર એલેકઝાંદર રેમ્ઝની મુઆફેક્ ભોંયરાંમાં ઉતારીને ભુકમરાથી મારવો પડશે."

તેજ વખતે રણસીંગના ફુકવાનો આવાઝ આવ્યો, જેથી તે બન્ને પાપીઓ ચોંકયા. વળી, એક નૌકર ત્યાં ગભરાયલો ગભરાયલો ધસી આવ્યો: તે બોલ્યો; "નામવર, ઘોડેસ્વારોની એક ટુકડી આપણી તર્ફ આવે છે."

"એમ?" સીહા દગલાસ પુકારી પડયો: "ત્હારા બોલવાપરથી તો એમજ લાગે છે કે તેઓ આપણા માણસો નથી, અને બહારના છે. ત્યારે ચાલો, આપણુને કીલ્લાની દીવાર તર્ફ જવું જોઇશે."

સીહા દગલાસે તેટલું બોલી રહીને તુર્તજ પોતાની શમશીર પોતાના શરીરપર પહેરેલા બકતરના કમરબંદ સાથના મ્યાનમાં મુકી દીધી. સીહા દગલાસે મેગનેસ તથા પેલા નૌકરને તૈયારી માટે મોકલી આપ્યા, અને પોતે જોઇતું કરતું લઇને જેવો દરવાઝામાંથી બાહાર નીકલ્યો કે તેના કમરાની સામેના કમરામાંથી એક બાનુનો આકાર બાહાર પડયો અને તે બાનુએ હસ્તો ચહેરો કરીને પુછયું "શું છે, મ્હારા નામવર?"

"અલ્લવીરા, એમ કહેવામાં આવે છે કે બાહારના કેટલાક માણસો ઘોડેસ્વાર થઇને

આપણા આ કીલ્લા તર્ફ આવે છે." સીહા દગલાસે કહ્યું "હું તો ધારૂં છું કે દુશમનના માણસો હશે, કેમજે હમણાં જે પ્રાક્રમ મેં કીધું છે તેણે ઘણા દુશમન મ્હારી સામે ઉભા કીધા છે. વ્હાલી અલવીરા, તું બીહતી ના. ત્હારા ઓરડામાં દુશમન આવે તે અગાઉ તેના આ શમશીરથી ટુકડા થઇ જશે."

અર્લ ઓવ દગલાસ તેટલું બોલીને ગયો કે તે ચહેરો કે જે તેની સામે જોતી વખ્તે હસ્તો રાખવામાં આવ્યો હતો તે એકદમ બદલાઇ ગયો—આંખોમાંથી ધીક્કારની ગરમી ઉડી રહી—અને તે કે જેણે સીહા દગલાસના પગલાં વાગતાં સાંભલીને હલવેથી બારણું ખોલ્યું હતું તે તેના જવા પછી ગુસ્સાભેર દરવાઝો બંધ કરીને અંદર ચાલી ગઇ !

સીહા દગલાસે માણસોને અર્ધા તઇયાર તો રાખેલાંજ હતા, અને હવે તેણે તમામ તઇયાર થઇ જવાનો પોતાના લડવઇયાઓને હુકમ આપ્યો, અને પોતે કીલ્લાની દીવાર તર્ફ જઇને કોણ આવે છે તે જોયું. તેણે જોયું તો તેનાજ દુશ્મનો હતા, જેને મુખડે સર ફ્લેમીંગ ફીટઝએલન અને સર કેસીમીર સરદારી લઇને આવતા હતા.

"એ લોક સીંહને છેડવા આવ્યા છે," સીહા દગલાસ મેગનસ આગલ બખાલી ઉઠયો "હું એ તમામોની બોટે બોટી કરી નાંખીશ તો છોડીશ."

"મગર, રાજાનો ઝુંડો ઉડી રહયો છે!" મેગનસ ગભરાતથી જોઇને બોલ્યો.

સીહા દગલાસે તે જોયું અને પોતાનો હોટ કરડયો, તે બોલ્યો "રાજા જો મ્હારો દુશમન થયો હશે તોબી——"અને તે ત્યાં ત્યાંજ અટકી જઇ કાંઇ યાદ કરી બોલ્યો "પણ આપણને રાજાનું શું કહેવું છે તે તો પહેલા સાંભલવુંજ જોઇશે."

સીહા દગલાસના દુશમનની ફૌજ તેના કીલ્લાની સામે આવી ઉભી અને રાજાના ચોબદારના રણસીંગના જવાબમાં રણસીંગ ફુકાવીને સીહા દગલાસ પોતાના કેટલાક માણસો સાથે કીલ્લાની દીવાર ઉપર આવી ઉભો અને તેણે રાજાનો હુકમ સાંભલવા માંગ્યો.

"સાંભલો, મ્હારા નામવર" કોચરેન મોટેથી બોલ્યો "રાજા નામવર તર્ફથી હું બોલું છું કે ત્હમારે અર્લ ઓવ કેથનેસને ઇઝા વગરના સહીસલામત અમારે હવાલે કરવા, અને જો તેમ નહીં કરવામાં આવશે તો પછી——"

"ઓ, ગુલામ જેવો તું ગુલામ, મ્હને આવી વાત સંભલાવે છે?" સીહા દગલાસે તે સાંભલીને ગુસ્સાથી બુમ પાડી "જે માણસ ત્હમો ઉપર સરસાઇ ભોગવે તેની સામે તું ગુલામ આવી વાતો બોલે?"

"મ્હારા નામવર" કોચરેને નમીને મોટેથી કહયું "યાદ રાખો કે હું કાંઇ મ્હારી પોતાની તર્ફથી બોલતો નથી, પણ હું નામવર રાજાનો હુકમ ત્હમોને વાંચી સંભલાઉં છું. અને, તેથીજ, હું કહું છું કે જો અર્લ ઓવ કેથનેસને ત્હમો અમારે હવાલે કરશો નહીં તો ત્હમે રાજાનો સુખન પાલેલો કહેવાશો નહીં અને તેથી ત્હમને ફીતુરી તરીકે લેખવામાં આવશે, અને——"

મગર, કોચરેન પુરૂં બોલી રહે તેટલાં જુનુન ઉપર ચઢેલો સીહા દગલાસ ફરીથી પુકારી પડયો "ત્હારૂં બોલવું પુરેપુરૂં સાંભલી શકવાને હું તઇયાર નથી!" અને તેણે પોતાના માણસો તર્ફ ફરીને પુકાર્યું "મ્હારા દોસ્તો, આપણી સામે લડવા આવેલા દુશમનો કાંઇ

મોટી સંખ્યામાં નથી, માટે ચરપર પુલો જોડી દો અને દીવારનો દરવાજો ખોલી તુટી પડો એમનીપર, અને કચ્ચરઘાણ કાઢી નાખો."

તે હુકમ સાંભળતાંજ ચોગરદમ તે કીલ્લામાં ધુમ પડી રહી, ચરપર પુલો ઉતર્યા, અને દરવાજો ખુલવા પછી સીહા દગલાસના માણસો કીડીને પેઠે થોડોક વખ્ત હારકટાર નીકલીને સર કેસીમીર અને સર ફ્લેમીંગના માણસોપર તુટી પડયા.

થોડી વારે સીહા દગલાસ પોતેબી પોતાની શમશીર લઇને બહાર પડયો, અને તે સર કેસીમીર તર્ફ ફરીને બોલ્યો "સર કેસીમીર, ચાલ આવી જા મ્હારી સામે, તું બહુજ બળવાન છે તો આવી જા મ્હારી સામે, અને બતાવી આપ ત્હારૂં લડાયક પાણી."

"મગરૂર ન થા, દગલાસ, તું મનમાં ગુરૂર ન લાવ, એમ સ્હમજ કે એકબાર્ગી હું ત્હારે હાથ હારીબી ગયો તોબી તુને પેલા જવાન છોકરા સાથ લડવાનું છે જેણે તુને હરાવેલો છે." અને તાણો મારતાં સર કેસીમીરે સર ફ્લેમીંગને બતાવીને કહયું, જે નરેશેરની મીસાલ લડીને સીહા દગલાસના માણસોને ઘાસ કાપે તેમ કાપતો જતો હતો

"તાણા મારવાના મુકી દે, અને લડવા તઇયાર થા." સીહા દગલાસે શમશીર ઉગામીને ફેરવતાજ ધુમ પાડી.

સર કેસીમીરની શમશીરબી ચાલી રહી, અને ઘણો વખત ગયો નહીં કે જ્યારે સર કેસીમીરના હાથપર માત થઇને સીહા દગલાસ પડયો! સાંપ ફુંફારાં ઘણાં મારતો હતો, મગર તેના ઝહેરનું ઝહેર તેનેજ પચવાથી તે હવે પડતીમાં પડતો હતો!

ઘણો જુલ્મ ખરાબ હતો, અને તે જુલ્મથીજ સીહા દગલાસ ગોયા કમઝોર થયો હતો! તે સર કેસીમીરની થોડીક પટાબાઝીથી હાર્યો હતો અને ઝમીનદોસ્ત થઇ પડયો હતો!–તે પડયો કે સર કેસમીરે તેની છાતીપર પોતાનો પગ મુકી દીધો, અને શમશીર તેની આંખો આગલ લઇ જઇને તે ગુસ્સાથી બોલી પડયો "તાબે થા, લોર્ડ અર્લ ઓવ દગલાસ! તુ પોતે તાબે થા અને આ કીલ્લો આપી દે—અથવા તો હું ત્હારો જાન લઇશ."

મગર, પોતાના શબ્દો સર કેસીમીર બોલી રહે તેટલાં સીહા દગલાસના બાર માણસો સર કેસમીર તર્ફ દોડી આવ્યા, સર કેસીમીરે તુર્તજ તેમની સામે બચાવ કરવા પોતે ખશી ગયો અને તલવાર ચલાવવા માંડી, જે જોઇ તે બારમાંના બે સીહા દગલાસ જે હવે બેહોશ બન્યો હતો તેને ઉંચકીને અંદર કીલ્લામાં લઇ ગયા. દશ આદમી સામે અકેલો લડીને સર કેસીમીર કયાં સુધી ફાવતે? મગર, પાક પરવરદીગારની પવીત્ર શાન! તેજ વખ્તે સર ફ્લેમીંગની નઝર ત્યાં પડી, અને તે બીજાઓની કત્લ ચલાવવાની છોડી દઇને એકદમ સર કેસમીરની મદદમાં દોડી આવ્યો.

બે સામે દશ એટલે એક સામે પાંચ! છતાં તે બેએ તેમને માર્યા અને પોતાનો રસ્તો મોકલો કીધો! પવીત્ર કુદરતનીજ પ્યારી મદદ હોય તો પછી શું જોઇએ? તે પ્યારી મદદ સાથેજ તે બેઉ શેરો હવે પોતાના માણસોના ટોળાં આગલ જઇને પોતાની કામયાબી મેલવવા પડયા: થોડાજ વખ્તમાં તો સીહા દગલાસના માણસો ઘાસની મીસાલ કપાઇને ખલાસ થવા લાગ્યા અને કેટલાકો જે જીવ લઇને ન્હાઠા તેમની પુઠે સર કેસીમીર અને સર ફ્લેમીંગ-

ના માણસો દોડયા. આખીર, સર કેસીમીર અને સર ફ્લેમીંગની જીત થઇ, અને તેઓ તે કીલ્લાનો કબજો લેવા જાતે અંદર ધસી ગયા.

સર કેસીમીર અને સર ફ્લેમીંગ કીલ્લાની અંદર દાખલ થયા કે તેઓએ ત્યાં શું જોયું? જે મેગનેસને હાથે સર ફ્લેમીંગનો નૌકર સીતન હાર્યો હતો તેજ મેગનેસને ફરીથી લડવા માટે સીતન કહેતો હતો!

મેગનેસે તલવાર ચલાવી અને સાતને તેનો જવાબ આપ્યો. ટુંક વખ્તની તે લડાઇ હતી, કેમજે સીતને પોતાનું વેર લીધું: તેણે થોડીજ પટાબાઝીમાં પોતાનું પાણી બતાવી આપ્યું, અને મેગનેસને સખ્ત ઝખ્મી કરીને પાડયો. મેગનેસની સારવાર કરવા તેને ઉંચકી લઇ જવા દેવામાં આવ્યો, જ્યારે સીહા દગલાસના તાબે થયલા માણસોની સલામી લેતા સર કેસીમીર અને સર ફ્લેમીંગ અર્લ ઓવ કેથનેસ માટે પુછપરછ કરતા આગલ વધ્યા.

તે ટુંક લડાઇ દરમ્યાન જે ખુનરીઝી થઇ હતી તે મોટી હતી, કેમજે બધા એક બીજા સામે થઇ ગયા હતા અને થોડા વખ્તમાંજ તે લડાઇનો અંત આવ્યો હતો: સીહા દગલાસના માણસો ઘણા હોવા છતાંબી મોટી સંખ્યામાં માર્યા ગયા હતા અને બાકી બચેલાઓ પવીત્ર કુદરતની મદદથી જીત મેલવનાર સર કેસીમીર અને સર ફ્લેમીંગના માણસોને શરણ થયા હતા. તેઓએ કીલ્લોબી શરણે આપ્યો હતો. સીહા દગલાસનો તો ત્યાં પત્તોબી નહીં હતો!

સર કેસીમીર અને સર ફ્લેમીંગ અર્લ ઓવ દગલાસ માટે બરાબર ખાત્રીપુર્વક જુસતેજુ ચલાવતા હતા તેટલાં એક દરવાઝો ખુલ્યો અને એક ખુબસુરત જવાન બાનુ તે દરવાઝામાંથી બાહાર નીકલી. તેને જોઇને સર કેસીમીર અને સર ફ્લમીંગ વીચારમાં પડી ગયા. કેમજે તેઓ જાણતા હતા કે અર્લ ઓવ દગલાસને મ્હોરદાર કે છોકરી હતી નહીં, અને આ જવાન સુંદરી ત્યારે કોણ હશે?"

"બાનું" સર કેસીમીર ખામુશી તોડતા બોલ્યો: "અમારા મીત્ર નામવર અર્લ ઓવ કેથનેસને કયાં રાખવામાં આવ્યા છે તે ત્હમે કહી શકશો?"

"ઓ, ત્યારે ત્હમે જીત મેલવનારાઓ છો, કેમ? ત્હમને સીહા દગલાસની ગુરરી તોડનારી કામયાબી મલી છે, નહીં વારુ?" તે સુંદરી પુછવા પડી. "હું સ્હમજી શકું છું, અને ત્હમારી જીત થઈ છે તે માટે પાક ખુદાનો ઉપકાર માનું છું. પાક પરવરદીગારે તે મગરૂર દગલાસને ઝમીનદોસ્ત કીધો છે જે ઝાલીમ હતો."

ધીકકારના તે શબ્દો બોલાયલા સાંભલીને સર કેસીમીર અને સર ફ્લેમીંગ એક બીજા તર્ફ જોવા લાગ્યા. તેઓ જાણે એમ કહેવા માંગતા હતા કે આ બાનુ જે કાંઇ બોલતી હતી તે ખરૂં હશે કે? અને ફરીથી ત્યાંની ચુપકીદી તોડવાના હેતુએ સર કેસીમીરે પુછયું "બાનુ, ત્હમો કોણ છો?"

"હું તે છું જેણે ઝાલીમના ઝબરદસ્ત પંજાનો ઝુલ્મ ખમ્યો છે." ગમગીર ચહેરાએ અલવીરા બોલી "મ્હારી પર ઝુલ્મ ગુઝારવામાં આવ્યો છે.——"

"અમે તે ઝુલ્માતને દુર કરવા પાક ખુદાના હુકમથી શકતીવાન છીએ." સર કેસીમીર બોલ્યો, અને તે પોતાની વાતપર ઉતરતા વધુ બોલ્યો "મગર, બાનુ, અમારે જે સઉથી પવીત્ર ફર્ઝ પહેલા બજાવવાની છે તે————"

"હા," સર ફ્લેમીંગ વચ્ચે બોલી પડયો "પહેલા એ બતાવો કે અર્લ ઓવ કેથનેસ નામવરને કયાં રાખવામાં આવેલા છે ! તેવણુ ક્યાં છે ?"

"મ્હારી પાછલ આવો." અલવીરાએ તે સાંભલીને કહ્યું.

"સાંભલો, બાનુ," સર કેસીમીર પગલાં ઉપાડવાની અગાઉ બોલી પડયો "અમો અમારા મીત્ર અર્લ ઓવ કેથનેસને અને વલી અમારા દુશમન અર્લ ઓવ દગલાસને એ બેઉને જોવા માંગીએ છીએ."

"અર્લ ઓવ કેથનસ નામવર તો એક છુપા ભોંયરાંમાં કઇદ છે."

એક ભોંયરામાં પોતાના વાલીને કઇદ રાખવામાં આવ્યા છે તે સાંભલીને ગુસ્સા અને ગમગીરીના ભેલ સાથે સર ફ્લેમીંગ અજાયબ થયો "સર કેસીમીર નામવર, ચાલો જલદીથી આપણે મ્હારા મુરબ્બી વાલી તર્ફ જઇને તેવણુને તે દુખી હાલતથી છોડવીએ." કાલાવાલા કરતી ઢબે સર ફ્લેમીંગ બોલ્યો, અને સર કેસીમીરે પેલી બાઇ તર્ફ જોઇને કહયું "બાનુ, અમને તુર્તજ અર્લ ઓવ કેથનેસ નામવર પાસે લઇ ચાલો."

તે ખુબસુરત મગર સીતમદીદા સુંદરીએ તે નવા મીત્રોનું કામ કરવા માટે ઘણી આતુરતા બતાવી, તેણે ઝડપથી પગલાં ઉપાડયા, અને સર ફ્લેમીંગ તેની પાછલ પાછલ ચાલ્યા, હત્યારો રાખવાના એક ઓરડામાં જઇને તે બાનુ ઉભી રહી અને બોલી "આ ઓરડામાંથી તે ભોંયરામાં જવાય છે." અને તેણે એક ખુણામાંની ચટાઇને ખેંચી હટાવતાં એક કડું પકડી લીધું અને જોર કરીને એક પત્થર ઉંચકયો. પત્થર ઉંચકતાંજ પત્થરનાં પગઠીયાં માલુમ પડયાં. "ચાલો ઉતરો એમાં." તે બોલી.

"શું ? તમો આ અંધારા ગારમાં અમને ઉતરવા કહો છો?" સર કેસીમીર શક લઇ જઇને પુછવા પડયો.

"ઓ, તમે ત્યારે તો મ્હારીપર વીશ્વાસ રાખતા નથી." પેલી તુર્તજ બોલી "અને તેમાં અજાયબી કાંઇ નથી, તમે જે બાનુને આજેજ પહેલી વખ્ત જોયલી અને તેબી દુશમનના મકાનમાં, તો તે બાનુપર તમે વીશ્વાસ કયાંથી મુકો? આ જગાજ તે ઝુલ્મગાર ઝાલીમે ગોયા ગુન્હાની જગા તરીકે બનાવી દીધી છે અને તેથી જો તમે મ્હારીપરબી વહેમ લાવો તો તેમાં તમો ભુલ કરતા નથી.——"

સર કેસીમીરને એકાએક કાંઇ વીચાર આવ્યો તેથી તેણે સુચના કીધી "કાંઇ નહીં, હું પોતે અકેલો ભોંયરામાં જાઉં છું. સર ફ્લેમીંગ તમે હીંયા આ બાનુ આગલ ઉભા રહો."

"તમો અકેલા ભોંયરામાં ઉતરીને કયાં જશો? આ પત્થરની સીડી તમામ ખલાસ કીધા પછીબી આડે તીડે રસ્તેથી અર્લ નામવર પાસે જવાય તેમ છે તો, પછી તમે તેવણુને અકેલા કેમ શોધી શકશો?" અલવીરા બોલી "મગર મ્હારીપર તમને ભરસો નહીં હોય તો આવો હું તમને એક ચીઝ એવી બતાઉં કે જેથી તમો મ્હારી પર ભરસો મુકશો."

તેમ બોલીને અલવીરા સર કેસીમીર અને સર ફ્લેમીંગને તે કમરાની બાજુમાંના એક ઓરડામાં લઇ ગઈ, જ્યાંના પલંગની કુરતીન ઉઠાવીને તેણે કહ્યું "જુઓ, આ તમારો દુશમન અર્લ ઓવ દગલાસ છે. એને હાર મલ્યા પછી બેહોશ હાલતમાં મ્હારી સારવાર હેઠળ

મુકીને એનાં માણુસો ગયા કે એ થોડાજ વખ્તમાં હોશમાં આવતો હોય તેમ મ્હને જણાયો. મ્હને કુદરતીજ ત્હમો લોક તર્ફ લાગણી થઇ કદાચ ત્હમે જીતીને કીલ્લો સર કરીને અંદર આવો તો તે વખ્તે ત્હમો ત્હમારા દુશમનને લાચાર હાલતમાં જુઓ એ મ્હને પસંદ હોવાથી, મેં એને લાંબી નીંદમાં સુઇ રહે એવી કેફી પ્રવાહીના ભેલ સાથનો શરાબ આપ્યો, તે શરાબ પીધા પછી એ તદન સુધ્ધ વગરનો હીંયાં પડયો છે. ત્હમે એને બરોબર જુઓ, એના શરીરને હાથ લગાડી એને તપાસો, અને પછી મ્હારીપર વીશ્વાસ લાવો. એ ઝાલીમે મ્હારીપર એટલો બધો તો ઝુલ્મ કીધો છે કે હવે હું પાક ખુદા પાસ દરરોઝ દુઆ કરતી હતી કે મ્હારી મદદમાં કોઇ આવે. અરે, જે જગામાં ત્હમારા મીત્ર અર્લ ઓવ કેથનેસ છે, તેજ જગામાં મ્હારા મરહુમ પીદરનું રૂહ "ઇન્તીકામ"નો આવાઝ ઉઠાવીને ફરે છે,——

"કોણ?" સર કેસીમીર તે સાંભળીને એકદમ પુકારી ઉઠયો "ત્હમે કોણ છો?"

"ત્હમારી મતલબ શી છે?" તે પછી તુર્તજ સર ફ્લેમીંગ બોલી પડયો.

અને તે બેઉ તર્ફ ફાટે ફાટે ડોળે જોઇને ગંભીર ગલગલા આવાઝથી તે બાનુ બોલી "ઓગણીસ વરસની વાતપર મ્હારા પીદરને આજ મકાનમાં મારી નાખવામાં આવ્યા હતા!" અને તે જવાન સુંદરી રડી પડી.

"ત્હમારા પીદર?" જાણે એકજ આવાઝથી બોલતા હોય તેમ બેઉ બોલ્યા "ત્યારે શું ત્હમે બાનુ——"

"હું અલવીરા રેમ્ઝ છું," ગમગીર તે સુંદરી બોલી "હું કમનસીબ અલવીરા રેમ્ઝ છું,—હું મરહુમ સર એલેકઝાંદર રેમ્ઝ જેવણનું આ મકાનમાં ખુન કરવામાં આવ્યું હતું તેની બેટી છું."

---

## પ્રકરણ ૨૩ મું.

### ખલલપર શાંતી.—લોભ!

એક પયગામચી સર કેસીમીર દએસ્તે તર્ફથી મેલરોઝ એબીમાં ફાધર બેનેડીકટસ ઉપર સર કેસીમીરનો પયગામ લઇ ગયો-બીજો તે સર ફ્લેમીંગનો વફાદાર નુકર સીતન અર્લ ઓવ બેઝનતાઇન તર્ફ ગયો—અને ત્રીજો પયગામચી તે રાજા દેવીડનો ચોબદાર કોચરેન 'રોઝલીન કાસલ' તર્ફ જવા નીકલ્યો.—સીતનને રસ્તામાંજ અર્લ ઓવ બેઝનતાઇન તેના માણુસો સાથે મલ્યો જેને સીતને પાછા ફરવા કહયું, અને પોતાના માણુસોને લઇને રોલાન્દ પાછો પોતાને બાપીકે મકાન ગયો.

કોચરેને રોઝલીન કાસલમાં પુગતાંજ ખબર આપી કે "દરેક બાબદમાં ફતેહ મલી છે. હરમીતેજના કીલ્લાની લગોલગજ એક મોટી લડાઇ થઇ હતી જેમાં સીહા દગલાસ હારી ગયો હતો, કીલ્લો જીતી લેવામાં આવ્યો હતો, અને અર્લ ઓવ કેથનેસ નામવરને છોડવવામાં

આવ્યા હતા. સીહા દગલાસે નામવર સર ફ્લેમીંગને હરમીનેજના માલેક તરીકે ગણ્યા હતા અને બીજી સુલેહભરી શર્તો કીધી હતી જેથી તેને છોડીને જવા દેવામાં આવ્યો હતો. હરમીનેજના કીલ્લામાં એક જવાન સુંદરી મલી આવી હતી જે મરહુમ સર એલેકઝાંદર રેમ્ઝની બેટી હતી, જે બાઇને પોતાના મરહુમ પીતાની તર્ફથી મરહુમ જુતુની નાઇટ ઓવ લીડેસડેલ માટે કાંઇ કહેવાનું હતું અને પોતાને થયલા ગયર ઇન્સાફ માટે સીહા દગલાસ સામે કાંઇ બોલવાનું હતું, મગર તેનું મગઝ શાંત થાય તે અગાઉ તેને સર કેસમીરે કાંઇબી સવાલો કીધા નહીં હતા. તે સુંદરી હરમીતેજના કીલ્લાને ધીક્કારતી હતી જેથી તે ત્યાં રહી નહીં અને તેથી તેને ત્યાંથી થોડે દુરના જોગણોના મથકમાં લઇ જવામાં આવી હતી."

એલબરટીના અને મારગારેટ તે ફત્તેહ માટે જાણીને અતી ઘણી ખુશી થઇ ગઇ. તેઓએ સર કેસીમીર અને સર ફ્લેમીંગની બાહદુરીનું વર્ણન સાંભલીને બેઉએ ખરા દીલની મોટી ખુશી મનાવી.

"અને કયારે હું મ્હારા પીતાજીને મલીશ?" ધડકતી છાતીએ એલબરટીનાએ સવાલ કીધો.

"અર્લ ઓવ કેથનેસ નામવર તો" રાજાના ચોબદાર કોચરેને કહયું "આવતી કાલે સહવારે સર કેસીમીર સાથે ત્યાંથી નીકલશે, અને બપોર સુધીમાં તેવણ હીંયાં આવીબી જશે."

"અને મ્હારા બાઇ?" મારગારેટે પુછ્યું "મ્હારા બાઇ આવનાર છે કે નહીં તે માટે તમે કાંઇ બોલ્યા નહીં!"

"એવી ગોઠવણ થયલી છે કે પોતાનો હકક સાચવવા થોડા દિવસ સર ફ્લેમીંગે ત્યાંજ રહેવું. સીહા દગલાસે હવે સર ફ્લેમીંગનો હકક કબુલ રાખ્યો છે, અને તે કાંઇ લડવા ઝઘરવાનો પ્રપંચ હવે પછી કરવાનો નથી એવી મ્હને ખાત્રી છે."

"કોચરેન," એલબરટીના ખુશાલીથી બોલી "તમે સારા સમાચારના લાવનાર છો. અને તેથી, મ્હારી તર્ફથી તમને આ સઉગાત છે."

તેમ બોલતાંજ તે સુંદરીએ કોચરેનના હાથમાં સોનામોહોરથી બરેલી એક ન્હાની ડેલી મુકી દીધી.

"આ વલી મ્હારી તર્ફથી કબુલો." મારગારેટ બોલી "આપ સારા સમાચારના પયગામચી છો અને તમે મ્હારા બાઇને મદદ આપી છે તેના બદલામાં આ નાચીઝ ભેટ છે."

તે એક સોનાની સાંકલી હતી જે મારગારેટે ભેટ કીધી, અને તે આપતાં આપતાં તેણે કોચરેન તર્ફ જે નઝર કીધી તેમાં કાંઇ ભેદ સમાયલો હતો! તે લેતાં લેતાં કોચરેન મનમાં બડબડયો "અર્લ ઓવ બેઝનતાઇનની સાથની એની વાતચીતને માટે એ મ્હારૂં મોંહું બંધ રાખવાની આ લાલુચ આપે છે."

તે પછી તે બેઉ બાનુઓ કોચરેન આગલથી ગઇ, અને એકેલી પડતાંજ એલબરટીના મારગારેટને ગલે વલગી પડીને બોલી "અરે, મ્હારા દીલમાં કેટલી બધી ખુશાલી પેદા થઇ છે તે તો પાક પરવરદીગારજ જાણે. બ્હેન, વ્હાલી બ્હેન, આવ આપણે આપણી બન્નેની ખુશાલી એક બીજાના દીલમાં શામીલ કરીએ." અને તેમ બોલતાંજ તેણે મારગારેટનું માથું પોતાના સીનામાં દબાવી તેના કપાલપર ચુમીઓ લીધી.

મારગારેટે તેમ દબાતાં પોતાના મનમાં વમાસ્યું "ખુશાલી આવે છે તે બધી સામટીજ આવે છે, મ્હારો ભાઇ લોર્ડ ઓવ તીવયોટડેલ અને લીડેસડેલ બન્ગો છે, જ્યારે હું એક રાણી બનનાર છું."

બીજે દીવસે મારગારેટે મૌકો મલતાંજ કોચરેનને ઇશારત કીધી અને તેઓ બેઉ વાત કરવા માટે બકતરવાલા ઓરડામાં ગયાં.

"કોચરેન" મારગારેટે કહયું "મેં ધાર્યું કે ત્હમને કાંઇ ખાનગીમાં કહેવાનું હશે અને મેં તહમને ઇશારત કીધી. બોલો, કાંઇ કહેવું છે?"

"હા, બાનુ," કોચરેને જવાબ આપ્યો "મ્હને ઘણું અગત્યનું કહેવાનું છે, અને તેથી મેં ત્હમારી તર્ફ તેવી મતલબની નઝર નાંખ્યા કીધી. આપણે હમણાં હીંયાં આવ્યાં છીએ એ સારૂજ થયું છે."

"ત્હમારી રીતભાત મ્હારી તર્ફ ઘણીજ સુલુકાઇભરી છે. અને તે માટે હું જ્યારે દરજ્જાપર જઇશ ત્યારે યાદ રાખીશ, હું ત્હમારા ઉપકારમાં દબાયલી છું. કોચરેન હવે સાંભલો, આબરૂથી હું ત્હમારા રાજાની નજરમાં માન પામીશ, મગર એઆબરૂથી હું કાંઇબી નહીં રહીશ. કેમ ખરૂં છેની કોચરેન ?"

"હા, બાનું," કોચરેને ટેકો આપ્યો.

"કોચરેન, તું મ્હને તાજ અને રાજ અપાવવામાં શામીલ થા, તું મ્હને રાણી બનાવવા માટે ત્હારી તમામ મદદ કર, અને તેના બદલામાં હું તુંને આ ત્હારી હલકી પદવી ઉપરથી મોટા દરજ્જાપર ચઢાવીશ. અને આ રીતે આપણુને બેઉને એક બીજા સાથે સ્હમજવાનું છે." તે વલી તુંતા પર ઉતરી પડી. "કોચરેન તું મ્હને રાણી બનાવ, અને હું તુને રાણી બનવા પછી મોટો ઇલ્કાબ આપીશ."

"હવે તો બાનુ, ત્હમારો હાથ રાજાના હાથમાં મુકવા માટે સીર્ફ ત્હમારીજ ખોટી છે." કોચરેને કહયું "ત્હમે રાજા સાથે છુપા લગન કરવાનું કબુલ્યું છે, અને હવે ભલા કામમાં ઢીલ કેવી?"

"મગર મેં એમબી કહયું છે કે સઘલી બાબદની મ્હને ખાત્રી અને ખરી સાબેતીઓ મલવી જોઇએ." મારગારેટ બોલી.

"લગનની કીયાની સઘલી સાબેતીઓ માટે મ્હારી પોતાની તર્ફથી હું ત્હમને ખાત્રી આપું છું કે બધું કામ ખરાપણાં સાથે સરંજામ ઉતરશે, અને તેમાં કાંઇ વાંધો રહેશે નહીં. એક વખત એ છુપા લગન થઇ ગયા પછી, ત્હમારે અને રાજા નામવર બલ્કે ત્હમારા ધણી રાજા દેવીડે બેઉએ સાથે મલીને નકકી કરવાનું છે કે તે છુપા લગન કયાં સુધી છુપા રહે. તે માટે મ્હને વચ્ચે પડવાનું નથી, મ્હને તો માત્ર ત્હમો બેઉનાં લગન કરી આપવાના છે. પાદરી રસમ મુજબ ત્હમો બેઉના લગન કરશે; અને હવે બોલી દો બાનુ, કે ત્હમો કયારે લગન કરવા કબુલ થાઓ છો?"

"ત્યારે ત્હારા હાથમાં અમો છીએ કે, કેમ કોચરેન ?" મારગારેટ હસીને બોલી.

"હા, બાનુ," મગરૂરી લઇને કોચરેન બોલી પડયો "ત્હમને તબાહીના ગારમાં રાજા સાથે ઉતારવા કે ત્હમને રાજાની રાણી બનાવવા એ મ્હારા હાથમાં છે; બાનુ, ત્હમારા કીસ-મતનું ત્રાજવું મ્હારા હાથમાં છે-તેના સુખનું પલ્લું નમાવવું કે દુખનું પલ્લું તે મ્હારા હાથમાં છે."

"એટલું બધું?"

"હાજી, એટલું બધું." કોચરેન બોલ્યો "મ્હારા હાથમાં હમણાં એક ઘણી ઝેરદાર સત્તા છે, અને તે સત્તાની પુરવારીમાં ત્હમે જો ચાહતા હોવ તો, ત્હમો જો ઇચ્છો તો, આજને આજ પરણવા માંગો તો, આજે હું ત્હમારાં લગન રાજા સાથે કરી આપવા તૈયાર છું."

મારગારેટ વીચારમાં પડી ગઇ, તે જાણતી હતી કે ઘણી ઝડપથી કામ તે કરી શકનાર હતો. પણ, આ ઝડપ જાણીને અજાયબી સાથે વલી તે કાંઇ શકમાંબી પડી!

"બાનુ," મારગારેટના શંકાશીલ બની ગયલા ચહેરા તર્ફ જોઇને કોચરેન બોલ્યો "હીમત પકડો—અને ત્હમારા કીસમતપર ભરૂસો મુકો. ત્હમારા કીસમતનો સીતારો ચલકતો થવાપર આવેલો છે તો તેને વહેમની વાદલીથી ઢાંકી નહીં દો. સાંભલો, ત્હમે જો હા કહો તો આજે રાત્રીએ—આજ આલીશાન રૈઝલીન કાસલના મકાનની અંદરજ, રાત્રે અગીઆર વાગતે હું ત્હમારા લગન રાજા સાથે કરી આપું. સ્કોટલેંડનો રાજા આજેજ રાત્રે ત્હમારા પગો આગલ પડશે અને ત્હમારા હાથને પોતાના હાથમાં લેશે. આજ મકાનમાં આવેલી પવીત્ર જગાપર પાદરી ત્હમારા લગન કરવાને હાઝર રહેશે."

"શું કોચરેન?" પોતાના કાનોને ભાગ્યેજ માની શકતી હોય તેમ અજાયબીથી મારગારેટ બોલી "આજેજ રાત્રે આ સઘલું બનશે? અને આવતી કાલનો નુરમંદ આફતાબ મશરેકથી રોશન થાય તે અગાઉ આ બનાવ બનશે?—"

"સઘલું! એ સઘલું બની શકશે!" રાજાના ચોબદારે ગોયા ગુરૂરથી કહયું "અને ત્હમે સ્કોટલેંડના રાણી બનશો. બોલો, કબુલ કરો છો કે?"

તે સાંભલીને મારગારેટની તમામ ખુશાલી આવીને ગોયા તેને ગળે અટકી, અને તે તમામ ખુશીથી બોલી "હું કબુલ કરૂં છું."

અને તેટલુ બોલી રહયા બાદ મારગારેટને લાગ્યું કે તે લગભગ રડી પડવાપર આવી હતી!—તેના શરીરમાં ખુશાલીના ભેલ સાથે ઉશકેરણીનો પ્રવાહ ચાલી રહયો હતો. તેને તેમ ચુપ થયલી જોઇ કોચરેન બોલ્યો "અને ત્યારે હવે નામવર બાનુ, ત્હમારે જવાન અર્લ ઓવ એઝનતાઇન સાથે કેવી વર્તણુક ચલાવવી તે જાણવું જોઇએ, અને તેના સંબંધમાં હવે દુરી પકડવા ત્હમારે કાંઇ કરવું જોઇએ."

"આહ!" તે યાદ આવતાંજ મારગારેટના ચહેરાપર દીલગીરીનો છાપ પડી ગયો!

"વીચારમાં પડવાની ઝુરૂરત નથી, હું જેમ કહું છું તેમ કરશો તો બધું આસાનીથી સરંજામ ઉતરશે" કોચરેને સ્હમજાવ્યું "જવાન અર્લ ઓવ એઝનતાઇને ત્હમને જે વીંટી પહેરાવી છે તે વીંટી હવે ત્હમારા આંગલાંપર રહેવી જોઇએ નહીં. અને, રોલાન્દપર એક કાગઝ લખીને કહેવડાવો કે ત્હમે ત્હમારા પોતાના અંતકરણનો ખરો રસ્તો જોવામાં હાપ ખાઇ ગયા છો,

ત્હમોએ ઉતાવલમાં તેને વચન આપ્યું છે, અને ધીરજથી વીચાર કરતા ત્હમને જણાયું છે કે તેવણ સાથ પરણવામાં ત્હમારૂં અને તેવણનું બન્નેનું સુખ નાશ પામશે, કેમજે ત્હમે તેને ચાહીજ નહીં શકશો."

"એમ?" મારગારેટ વીચારમાં પડી જઇ બોલી.

"હા, એમજ," કોચરેન બોલ્યો "હું ત્હમારો તે કાગઝ છુપી રીતે મોકલીશ."

મારગારેટે મન કીધું નહીં, તે પાછી વીચારમાં પડી, પોતે જે રસ્તો અખત્યાર કરવાનો ઇરાદો કીધો હતો તેથી આ ઉલટુંજ થવાનું હતું.તેનો ખ્યાલ તે કરવા પડી.

"ત્હમે વખ્ત લગાડો છો" કોચરેન બોલી પડયો "અને વખ્ત તો આપણને ઘણો કીમતી છે. હું રાજા નામવર તર્ફ એક માણસને મોકલવા માંગુ છું અને તેને હવે જલદીથી મોકલવો જોઇએ. અને, રાજા જ્યારે ત્હમને પરણવા આવે ત્યારે ત્હમારે આંગલે અર્લ ઓવ એઝનતાઇનની વીટી રહે તે કેમ બને વારૂં? વલી, અર્લ ઓવ એઝનતાઇનને હીંયાં રોઝલીન કાસલ તર્ફ આવતા મ્હારે અટકાવવાના ઉપાય લેવા જોઇએ."

"શું ઉપાય લેનાર છે?" ધ્રુજરી બની જઇને મારગારેટ એ ઇરાદાથી કોચરેનને પુછવા પડી કે રખે જવાન રોલાન્દને કોઇ ઝુલ્મ ખમવો પડે!

"કાંઇબી ઉપાય લેવાય પણ તે વાંધા વગરનો સ્હમજવો," કોચરેને ચુકવ્યું "મ્હારીપર ભરૂસો રાખો બાનુ અને હવે, વખ્ત બહુ કીમતી છે જે નીકકમો પસાર થઇ જાય છે. મ્હારી તર્ફ શું ત્હમે અર્ધી ખાત્રીથી જુઓ છો? હું ત્હમારા ભલામાં છું તેની ખાત્રી રાખજો, હું ત્હમને તાજ અપાવીશ, તાજ, બાનું."

લોભી મારગારેટ હવે વીચાર કરવા નહીં થોભી! તેણે સીહાઇ કલમ જે કોચરેને તૈયાર લાવી ત્યાં રાખ્યાં હતાં તેથી એક ચીઠ્ઠી રોલાન્દપર લખી કાઢી. તે ચીઠ્ઠીમાં તેણે શું લખ્યું તે હાલમાં અઝીઝ વાંચનારને જણાવવાની ઝુરૂરત નથી, મગર એટલુંજ કહીશ હું કે તે ચીઠ્ઠી મારગારેટે કોચરેનને બતાવી અને કોચરેનને તે ગમી. તે પછી મારગારેટે રોલાન્ડે આપેલી વીંટી પોતાને આંગલેથી કાઢીને તેબી તે ચીઠ્ઠી સાથે બાંધી, અને તે કોચરેનને હવાલે કીધી.

"બાનુ, હવે ત્હમે બાનુ ઓલબરટીના પાસે સીધારો." કોચરેને દડેપણે સુચવ્યું. "હું લગનની બધી તૈયારી કરૂં છું, આજે રાતના આ મકાનમાં ત્હમારા લગન સ્કોટલેંડના નામવર રાજા દેવીડ સાથે થશે."

મારગારેટ ઓલબરટીના આગલ ચાલી ગઇ, અને કોચરેન રેડમેન આગળ ગયો. તેણે રેડમેન પાસેથી માણુસોની મદદ મેળવી અને તેણે બે પયગામચીને જુદે જુદે રસ્તે મોકલ્યા. એકને તેણે રાજા દેવીડ પાસે મોકલ્યો, અને બીજાને રોલાન્દ અર્લ ઓવ એઝનતાઇન પાસે."

તે પછી વખ્ત પસાર થઇ જવા લાગ્યો, અને બપોરના ત્રણ કલાકને શુમારે અર્લ ઓવ કેથનેસને છોડવીને સર કેસીમીર થોડાક માણુસો સાથે લઇ આવ્યો. સર કેસીમીર અને સર ફ્લેમીંગની સાથમાંના થોડાક માણુસો લડાઇમાં માર્યા ગયા હતા, અને બાકી રહેલાઓમાંનો મોટો ભાગ સર ફ્લેમીંગ સાથે હરમીતેજના કીલ્લામાં હતો, જ્યારે બીજા થોડાંક રોઝલીન કાસલ તર્ફ પાછા ફર્યા હતા.

અર્લ ઓવ કેથનેસ અને તેની વ્હાલી બેટી ઓલબરટીનાનો તે મેલાપ જોનારની આંખોમાં પાણી લાવ્યા વગર નહીં રહે તેવો હતો. તે બાપ દીકરી મળ્યાં, અને તેઓ જે ખુશાલીના રડવાથી ભેટયા તે દીલઆકરષી લે તેવું દેખાતું હતું. અર્લ ઓવ કેથનેસે ફરીથી અને ઓલબરટીના તથા મારગારેટે અર્લના છુટકારા પછી પહેલીવાર, સર કેસીમીરનો જે ઉપકાર માન્યો તે ઘણોજ ગમ ગર્મ હતો. તેઓ સર કેસીમરથી થોડાં થોડાં થઇ ગયાં.

અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીરના પાછા ફરવા પછી એક કલાક નીકલી ગયા બાદ એકાએક સર કેસીમરને યાદ આવી ગયું અને તેવણ બોલ્યાઃ

"ઓ! આપણે પેલા દગલબાઝ પાદરીને તો ભુલીજ ગયા. મગર, હવે આપણઃ વચન પ્રમાણે તો તેને આપણે છોડીજ દઇશું. તેણે જે બધી ખબર આપી હતી તે તમામ ખરી પડી છે અને તેથી આપણે આપેલા કઉલ મુંજબ તેને રીહા કરવો જોઇએ."

"હા, ત્યારે ત્હમે ત્હમારૂં વચન પાલો, મ્હારા નામવર અઝીઝ મીત્ર" અર્લ ઓવ કેથનેસ બોલ્યા "ઓ! લેઓ રેડમેન પોતેજ હીંયા આવે છે."

"હીંયાં એ કારણથી હું આવ્યો છું, નામવર" અર્લ ઓવ કેથનેસ તર્ફ જોઇને રેડમેન બોલ્યો "કે પેલા પાદરીનું હવે શું કરવું?"

"અમે તેજ બાબદપર વાત કરતા હતા, રેડમેન" સર કેસીમીરે કહયું "જાઓ, તે પાદરીને છોડી દો."

ત્યાર પછી અર્લ ઓવ કેથનેસને મલવા ઓળખાણ પયચાણના આવ્યાં, અને ત્યાં ખુશીની ઘણી ગડબડ સડબડ ફેલાઇ રહી.

ખુશીમાં અને ખુશીમાં વખત વહેતો ગયો, અને હવે રાત્રી થઇ. રાત્રીના જમણ પછી મારગારેટને કોચરને ઇશારો કીધો અને મલવાની જગાપર જવા માટે તેની આગલથી પસાર થતા કોચરેને ધીમેથી બોલીને ચાલતી પકડી.

"પાક ખુદા નેગાહદાર, વ્હાલી ઓલબરટીના" મારગારેટ ઓલબરટીનાને છોડી જતી વખ્તે બોલી "હવે હું મ્હારા ઓરડામાં સુવા જાઉં છું, અને તું વ્હાલીબી આજે રાત્રે મીઠી નીંદથી સુઇ જશે કેમજે ત્હારા પીતાજીનો છુટકારો થયો છે."

"અને તું વ્હાઆી બ્હેનબી આજે રાત્રે મ્હારી માફક મીઠીજ નીંદથી ઉંઘાશે, કેમજે ત્હારી અને મ્હારી ખુશી એક બીજામાં હંમેશા શામીલ હોય છેની!" અને તેણે મારગારેટને એક ચુમી લીધી.

તે બેઉ બાનુ છુટી પડી, અને મારગારેટ પોતાના સુવાના ઓરડામાં ગઇ. ત્યાં જઇને તેણે પોતાની દાસીઓને સુવા જવાની રજા આપી, અને તે હવે કોચરેને બોલાવી હતી તે કમરા તર્ફ ચાલી. તેની છાતી લોભથી ઉંચકાતી હતી, તેને રાણી બનવાનો લોભ થયો હતો, અને તે લોભ તેના સીનામાં માયો સમાયો નહીં જતો હતો!

મારગારેટે કોચરેને બોલાવેલા કમરા તર્ફ પોતાનાં કદમ બહરાવ્યાં—તેણે ત્યાંનો દરવાઝો ખોલ્યો—અને તે અંદર દાખલ થઇ.

તેજ વખ્તે એક આકાર તેની તર્ફ આવ્યો, અને તેનો હાથ પકડી તે બોલ્યો "માર-

ગ્રીટ, વ્હાલી માગી." અને તે સાંભળીને મારગારેટ ત્યાં સ્તબ્ધ બની ઉભી! તે કોણ હતો? કોઇજ નહીં પણ રાજા.

## પ્રકરણ ૨૪ મું

### માફી!—લગન!

રાજા ઘણા ભપકાભરેલા લીબાસમાં સજ્જ થયલો હતો, અને તે ખાસ બધી ગોઠવણથી ત્યાં આવ્યો હોય તેવું લાગતું હતું.

"મારગ્રીટ, વ્હાલી માગી," રાજા બોલ્યો "તેં ત્હારૂં વચન પાળ્યું છે, અને હવે તે પળ આપણી સામે આવીને ઉભી રહેશે જે પળે હું ત્હારાં પગોપર પડનાર છું, અને આ હાથ જેને હું મ્હારા હોટો સાથ પ્યારથી દાબું છું તે હાથને મ્હારો પોતાનો કરી લેવા હું ત્હારી ખીદમતમાં આવ્યો છું."

અને રાજા જેવો મારગારેટના પગો આગલ પડવા ગયો કે તેને પકડી લઇ મારગારેટ બોલી "અરે નામવર, શું તમે મ્હારા પગોપર પડો? નહીં, કદી નહીં."

"હા, હું તે માટે ત્હારા ચર્ણે પડવા ખુશી છું કે તેં ત્હારો પ્યારો પ્યારો હાથ અને ત્હારૂં દીલ મ્હને અર્પણ કર્યું છે. તું મ્હારી પોતાની થવાની છે, વ્હાલી મારગ્રીટ."

"તમે જે બોલ્યા છો તેજ મ્હને પુરતું છે. હવે મ્હારે જે કહેવાનું છે તે મ્હારે પોતાને માટે છે, યાદ રાખો નામવર, કે મ્હારો પાકીઝા પ્યાર મ્હને પાકદામન રહેવાને માટે મગરૂર રાખે છે."

'અને તું તે માટે મગરૂર રહેશેજ," રાજાએ કહયું "તું મ્હારી પોતાની રાણી થશે, આજે રાત્રેજ તું લગનથી બંધાઇને મ્હારી રાણી થશે, અને તાજમાં ત્હારો ભાગ રહેશે. તું બહુજ ખુબસુરત છે, માગી, તુ એટલી બધી તો ખુબસુરત છે કે હું તુને મ્હારી પોતાની જાણીને ખુશીથી અને ગુરૂરથી ફુલી જાઉં છું. કોચરેન કેવો ભલો છે કે તેણે છુપાછુપ અતી ચાલાકીથી બધું કામ સરંજામ પહોંચાડીને તુને મ્હારી આજેજ રાત્રે બનાવી દેવામાં હુસ્યારી વાપરી છે. માગી, આજના બનાવનો લાભ લઇને મલવા આવનારાંઓના ધાડાની વચ્ચે મ્હને છુપા લીબાસમાં આ મકાન અંદર દાખલ થતાં કાંઇજ હરકત જણાઇ નહીં, અને હું આવ્યો, વ્હાલી માગી." તેમ બોલી રાજાએ મારગારેટને પોતાની પાસે ખેંચીને તેના હોટો અને ગાલોપર ચુમીઓનો ગોયા વરસાદ વરસાવ્યો, અને પછી તેણે કહ્યું:

"બેશક, કોચરેનને આ મકાનમાંના બે ત્રણ આદમીઓની મદદ તો લેવી પડી —"

અને રાજા વધારે બોલે તે અગાઉ મારગારેટ બોલી "અને તે માણસો કોણ છે?"

"વ્હાલી માગી, તેઓ ગમે તેવી હોય તેની સાથે આપણને શું કામ છે? કોચરેનની વાત કોચરેન જાણે, આપણે આપણી વાત જાણીએ, વ્હાલી મારગ્રીટ" તેવી રીતે રાજાએ માર-

ગારેટને ઉઠાવી પટાવી લીધી "હું તો બસ ત્હારા દીદારનો અને ત્હારો પોતાનો તલબગાર છું. કોચરેન પાદરીની અને લગનની ક્રીયાની બધી ગોઠવણ હવે હું ધારું છું કરી રહેવાપર આવ્યો હશે, અને તે આપણને બોલાવવા આવતો હશે."

"નામવર," હવે મારગારેટ રાજાના પગો આગલ એકાએક પડી જઇને બોલી, મગર રાજા તે જોઇને પુકારી પડયો "હંએ, હંએ, શું છે? વ્હાલી માગી, શું છે?"

"મ્હને એમજ રહેવા દો, મ્હારે કાંઇ એવું ત્હમને કહેવું છે મ્હારા નામવર કે જો આવીજ હાલતમાં હું રહીશ તો સારૂ. હું ત્હમારા પગોપર પડીને કહું છું કે જ્યારે હવે ત્હમે મ્હને રાણી બનાવવાના છો તો મ્હારે હવે ત્હમારી પાસે એક મ્હેરબાની માંગી લેવી છે."

"એક મ્હેરબાની? તે શું, વ્હાલી માગી?" પ્યાર ઘેલો રાજા પ્યારની કામભરી આંખો કરીને પુછવા પડયો "અઝીઝ ગભરા નહીં, શું છે? બોલ."

"નામવર હું આખા શરીરે ધ્રુજ્તુ છું" મારગારેટ બોલી "મ્હને લાગે છે કે હું ત્હમારા પગો આગલ એક ફીતુરી તરીકે પડેલી છું."

"ફીતુરી? એ શું-તું બોલે છે, વ્હાલી?" રાજા અજાયબીથી જોતો બોલી પડયો "ફીતુરી? તું ફીતુરી હોય? કદી નહીં-કદી નહીં."

"હું જ્યારે ત્હમારી આગલ ખુલાસો કરીશ ત્યારે ત્હમે સ્હમજી શકશો." ગલગલા આવાઝથી મારગારેટ બોલી.

"ઉઠ, ઉઠીને બોલ, જે કહેવું હોય તે બેધડક મ્હને કહી દે, વ્હાલી મારગ્રીટ, બીરકા ના, ગભરા ના, શરમા ના, ધ્રુજરી ન બન."

"નહીં-નહીં, હું ઉઠીશ નહીં." મારગારેટ બોલી "જ્યાંસુધી ત્હમે વચન આપશો નહીં ત્યાંસુધી હું આ હાલતથી ઉઠવાની નથી. ત્હમે ત્હમારા પ્યારા મુખથી મ્હને તે મ્હેરબાની બક્ષો, મ્હને કઉલ આપો, તો હું ઉઠીશ, નહીં તો નહીંજ."

ચલકતી સુંદર આંખો, લાલ લાલ ગાલો, ઉંચે ઉડતી અને નીચે પડતી ધડકતી છાતી, પગોપર પડેલી હાલત, એ બધાંથી મારગારેટ રાજા દેવીડની આંખોમાં અતીષ્ય ખુબસુરત તે વખ્તે લાગતી હતી. તે મારગારેટને ટીકી ટીકીને જોતો બોલ્યો "વ્હાલી માગી, બોલ! તેં તો મ્હારો કઉલ મેલવ્યોજ છેઃ હું તુને ચાહે તો ફરીથી કઉલ આપું છું. બોલ, મારગ્રીટ, હવે ત્હારે રાજા પાસે શું માંગવું છે તે બેધડક માગી લે."

"નામવર," મારગારેટ ઉઠતાં ઉઠતાં બોલી "મેં ત્હમને મ્હારૂં ખોટું નામ કહયું છે તે માટે હું માફી માંગુ છું. હું હવે ત્હમારી સાથે પરણવાની છું, અને પરણતી વખ્તે મ્હને પાક ખુદાના નામથી મ્હારૂં નામ પાદરી આગલ બોલવુંજ પડશે, જેથી હું ત્હમારી માફી માંગી લઉં છું."

"માફી મેં બક્ષી છે, અને તું કોણ છે અને કોણની છોકરી છે તેની સાથે મ્હને કાંઇબી નીસ્બતજ નથી. હું તો સીધું જે માંગુ છું, તે તું છે-તું છે. પછી તું વ્હાલી ગમે તેવી હોય તો હરકત શું છે?" કામાંધો રાજા બોલ્યો, અને તેણે કાંઇ ખ્યાલથી વધાર્યું "તું એક નીતી-માન અને વફાદાર સુંદરી છે એ મ્હારે માટે બસજ પુરતું છે. મેં તુને કઉલ આપ્યો છે,

અને હું મ્હારો બોલ ઝુરરજ પાલીશ. બોલ, તુને જે કાંઇ કહેવું બોલવું હોય તે જલદીથી બોલી દે."

"આજ ચાલીસ વરસની તે પુરાણી વાત છે, મ્હારા જન્મ અગાઉનાએ઼ી ઘણા વરસોની તે છે." મારગારેટ બોલી "જે વખ્તે ત્હમારા મરહુમ પીતાજી નામવર બ્રુસ સ્કોટલેંડની ગાડી-પર રાજ કરતા હતા. અને તે વખતે એક પ્રપંચ તેવણુ સામે રચાયો હતો—"

"ખરી વાત છે." રાજા વચ્ચે બોલી પડયો "તે એક એવો પ્રપંચ રચાયો હતો કે જો જો ફ્તેહમંદ નીવડતે તો સ્કોટલેંડની આખી પ્રજાને એક સીહા ડાઘ લાગતે. મ્હારા પીતાજી જેવા એક રહેમદીલ રાજા સામેનો તે પ્રપંચ ફાવતે અને મ્હારા પીતાજીનું ખુન જો થતે તો તે વખ્તે તમામ દુન્યાને મોંઢે રીઆયા તુંપાઇ જતે અને તેનો સીહા કલંક હજુણ સુધી અને ભવિષ્યમાં સ્કોટલેંડની રઇયતને નીચું જોવાડતે. મગર, વ્હાલી માગી, શું ત્હારા કોઇ બાપદાદા તે પ્રપંચમાં શામીલ હતા?" રાજો વિચાર કરી પુછવા પડયો.

"સાંભલો, મ્હારા નામવર," ગમગીર આવાઝના દબાણ સાથે મારગારેટે ચલાવ્યું "મ્હને જે કહેવાનું છે તે ટુંકમાં કહીશ, અને મ્હારા થોડા શબ્દોથી ત્હમો ભેદ જાણી જશો. હું પોતે તે પ્રપંચને અને તેના ગોઠવનારાઓના તે બુરા કામને ધીક્કારૂં છું જો કે તે પ્રપંચી-ઓમાં મ્હારા એક વડવાનોબી હાથ હતો. સર વ્હીલીયમ સુલીસ, સર બ્રેચીન, કાઉન્ટેસ આથર્ન, સર માલહરબે, સર જોન લોગી——"

"ઓ! ઇતીહાસ ઉપરથી માલુમ પડે છે કે એજ કોઇ સર જોન લોગીએ પોતે મ્હારા મરહુમ પીતાને ખંજર મારવાનું માથે લીધું હતું!" રાજા વચ્ચે બોલ્યો.

"હા, નામવર," મારગારેટ દુખથી બોલી "એજ સર લોગી નામનો અમીર હતો જેણે તે અમીરોના પ્રપંચમાં વધુ આગલ પડતો ભાગ લીધો હતો.

"અને તે અમીરોમાં-તે પ્રપંચીઓમાં—તું વ્હાલીનો કોઇ વડવો તેમાં શામીલ હતો!" રાજા બોલ્યો "મગર, માગી, તેં મ્હને તે ત્હારા વડવાનું નામ કહયું નથી!"

"સબ્ર કરો, નામવર," મારગારેટ બોલી "મ્હને મ્હારા દીલની વાત પહેલાં ઝાહેર કરવા દો. પાક ખુદાના શુકરાના કે કીર્તીવંત રાજા બ્રુસ, આપ નામવરના મરહુમ પીતાજી, તે લોકના પ્રપંચને કચડી નાખવા પામ્યા! પ્રપંચીઓને દબાવી દીધા બાદ તેમના વંશ ઉપર પણ રાજાનો ગુસ્સો ઉતર્યો, બ્લેક પારલામેંટે તેમની ચાર પેઢીનો નાશ કરવાનો અને તેમને સ્કોટલેંડથી શહેરબદર કરવાનો હુકમ કાઢયો. તેમને જો કોઇ સ્કોટલેંડમાં રહેવાની જગા કે થોડા કલાકનો ઉતારોબી આપે તો તેમનેબી તબાહીના ગારમાં નાખવાનો ઢંઢેરો પીતાવ્યો. અને, મ્હારા નામવર, હું તે પ્રપંચીઓમાંના એકના વંશની છું, હું શહેરબદર થયલાઓમાંની——"

"ઓ! બસ! બસ, માગી, બસ." રાજા ગોયા કંટલાઇને બોલ્યો "હું તુંને તેમ સ્હમ-જતો નથી, તુને, તુંને તો નહીંજ. ત્હારા બાપદાદાના ગુન્હા માટે તું ગુન્હાગાર નથી એમ હું સ્હમજું છું, ત્હારા જન્મ અગાઉ જે ગુન્હો થયો હતો તેને માટે તું જવાબદાર નથીજ એમ નક્કી કરૂં છું. હું, હું ત્હારો રાજા, તુંને માફી બક્ષુ છું, અને શહેરબદરના હુકમથી તુંને બાકાત કરૂં છું."

"ઓ, હું ત્હમારી કેવી આભારી છું." મારગારેટ બોલી, અને રાજાએ તેને પોતાના હાથોમાં લઇ લીધી.

"નામવર," તે રાજાની આંખોમાં આંખો નાંખીને બોલી "મ્હારા ભાઇનેબી માફ કરો."

"હા, મેં તેનેબી માફી બક્ષી, મ્હારી વ્હાલી માગી." રાજાએ તે પ્યારા હોટોપર પોતાના હોટો દબાવતાં ખુશીની એક ધીમી ચીખથી કહયું.

"હું બહુજ આભારી છું, મ્હારા નામવર." મારગારેટ અતી ઘણી હર્ષીત થઇ ગઇ.

"મ્હારા આત્માની અતી વ્હાલી" રાજાએ કહયું "મેગી, ત્હારે ખાતીર હું કાંઇબી કરવા ખુશી છું, તો આ વાત શી બીસાદમાં? મેં તુંને અને ત્હારા ભાઇને ત્હારા પ્યારને ખાતીર માફ કીધાં, વ્હાલી." હવે, તું મ્હને કહે કે ફીટઝએલનને બદલે તું અને ત્હારો ભાઇ શું નામ ધરાવો છો?"

"હાલમાં મ્હને માફ કરો, મ્હને દબાણ ના કરો." મારગારેટે કાલાવાલાથી માંગી લીધું. "ત્હમે મ્હને પરણવા માટે પાદરી આગલ આ મકાનમાંની બંદગી કરવાની અસલી પવીત્ર ધાર્મીક જગા પર લઇ જનાર છો અને તે વખ્તે તો મ્હને બોલવું પડશેજ."

"તેમ તો તેમ!" રાજાએ નાંખતી કીધી, અને કાંઇ યાદ આવી જવાથી તે બોલ્યો "પણ, આહ! એક સવાલ હું પુછવા માંગું છું? કોચરેનને આ વાતની તો ખબર નથીની?"

"નહીં, નામવર" મારગારેટે જવાબ આપ્યો "તે એક એવો ભેદ હતો કે જેને હું ત્હમો નામવર રાજાના કાનોપરજ નાખવા માંગતી હતી.—તે રાજા કે જેવણે મ્હને પોતાનો પ્યાર આપ્યો છે અને જેવણ હવે મ્હારા પોતાના ધણી થનાર છે."

તેમ બોલતાંજ મારગારેટે પોતાનું માથું રાજાના સીનાપર મુકી દીધું; અને તેજ વખ્તે રાજા દેવીડના ચહેરામાં ભયંકર ફેરફાર થઇ રહયો! તેણે મારગારેટના જુમાવલા માથા તર્ફ જુનુનના આતીશની આંખો ગોયા ફેંકી, અને જેવું તે માથું ઉંચકાવા લાગ્યું અને આંખો સાથ આંખો મલવા માટે ઉપર આવવા લાગી કે રાજાએ પાછો દેખાવ જેવો ને તેવોજ અસલનીજ મીસાલ પ્યારભર્યો બનાવી દીધો!

"હા, મ્હારી વ્હાલી," રાજો બોલ્યો "તું તે પવીત્ર જગાપર ત્હારૂં ખરૂં નામ કહેજે. અરે, પણ હજુણ સુધી કોચરેન કેમ આવ્યો નથી? બધી ગોઠવણ તો થઇ હશે, નેમેલો વખ્તબી———"

"એમબી થયું હોય કે કાંઇ અડચણ નડી હોય!" મારગારેટ ગભરાટથી બોલી.

"એમ ના બોલ, આપણા બેઉના પ્યારભર્યાં લગન આજેજ થવાં જોઇએ." રાજાએ કહયું "આટલી બધી ઝહેમતથી હું છુપો હીંયા આવ્યો તે ઝહેમત શું હરામમાં જશે કે! કદી નહીં જશે, હીંયાં આજે રાત્રેજ આપણાં લગન થશે. કોચરેન હવે જે વખ્ત જાય છે તેમાં આવવોજ———"

તેજ વખ્તે દરવાજો ખુલ્યો, અને કોચરેન દાખલ થઇને નમીને બોલ્યો "નામવર રાજા, સઘલું તઇયાર છે."

રાજા અને મારગારેટની વાતચીત થતી હતી ત્યારે કોચરેને તેજ ઓરડામાંના એક છુપા બારણાની અંદરથી દાખલ થઇને ભરાઇને બધી વાત સાંભલી હતી! પછી વાત ખલાસ થયલી જાણીને અને રાજાને અધીરો પડી ગયલો જોયા બાદ તે તે ઓરડાના ઝાહેર દરવાઝાથી અંદર આવીને બોલ્યો હતો.

"સઘલું તઇયાર છે. તો ચાલો," રાજા બોલ્યો "વ્હાલી મારગ્રીટ ચાલ."

હાથમાં હાથ મીલાવીને તે બેઉ મારગારેટ અને રાજા—કોચરેનની પછવાડે લગન કરવાની પવીત્ર જગા તર્ફ ગયાં.

તે જગા આગલ જઇ પહોંચતાં કોચરેને ત્યાંના દરવાઝાપર ત્રણ ટકોરા માર્યા એટલે દરવાઝો ખોલવામાં આવ્યો. દરવાઝો ખુલ્યો કે રેડમેનને ત્યાં જોઇને મારગારેટ તઅજ્જુબ થઇ. મગર રેડમેને તેની તર્ફ દંડેપણે જોઇને નમીને સલામ કીધી. રેડમેનને ત્યાં જોઇને તો મારગારેટને વધારે ખાત્રી થઇ, રેડમેન રેઝલીન કાસલનો વફાદાર નૌકર હતો. તે સાચ્ચો હતો, વલી તેની (મારગારેટ) સાથે વારંવાર વાતચીત થતી હતી, જેથી રેડમેનને સારા માણસ તરીકે જાણતી હતી. અને તેથી તેની ખાત્રી વધુ થવાને સબબથી તેની ધડકતી છાતી કાંઇક શાંત થઇ.

તે પવીત્ર જગાની બે તર્ફ મસાલ બળતી હતી, અને મીણબતીઓ તથા ખુશબુની ચીઝો ત્યાં બાળવામાં આવતી હતી. ત્યાં એક પાદરી ઉભો હતો. પાદરીને મારગારેટ ઓળખતી નહીં હતી. કોચરેને તેને ખાત્રી આપવા કહી હતી જે માટે જો કે હજુણ મારગારેટે કાંઇ સવાલ કીધા નહીં હતા છતાંબી તે ત્યાં રેડમેનને જોઇને પોતાને ખાત્રી મલેલી માનતી હતી!

તાજની લોભી તે સુંદરી પોતાના બાપીકા ભેદને કહયા પછી અને રાજાના હાથમાં રમ્યા પછી યાંત્રીક પુટલા મીસાલે તે આ જગાપર આવી તો આવી પણ તે ત્યાં રાજાને ગુઠન્યે પડેલો જોઇને તુર્તજ તેની પાસે પોતેબી પડી!!

ત્યાં પેલો પાદરી હતો, રેડમેન હતો, કોચરેન હતો, રાજા હતો, અને મારગારેટ હતી!— કોચરેન અને રેડમેન રાજા અને મારગારેટના લગનના સાક્ષી હતા, અને પેલો પાદરી તે લગનની ક્રીયાનો કરનારો હતો.

અને હવે તે લગનની ક્રીયાનો તે ભાગ આવ્યો કે જે વખ્તે પાદરીને પરણુતા છોકરા અને પરણુતી છોકરીનાં નામો રસમ મુજબ પુછવાં પડતાં હતાં.

"મ્હારા બેટા" પાદરીએ રાજા તર્ફ જોઇને ધાર્મીક રીવાજેજ કહયું "ત્હમારૂં નામ બોલો."

"દેવીડ બ્રુસ." રાજાએ જવાબ આપ્યો.

"અને ત્હમારૂં નામ, બેટી?" પાદરીએ પરણુતી છોકરી તર્ફ જોઇને પુછયું. અને રાજા કાન ઉંચા કરીને સાંભલવાને ઘણો આતુર થયો કે તે શું નામ બોલવાની હતી?

"મ્હારૂં નામ મારગારેટ લોગી છે."

મારગારેટ બોલી, અને રાજા તે સાંભળીને ચોંકયો. રાજા ચોંકયો પણ ત્યાર પછી તુર્તજ સાવધ થઇ ગયો. તે હવેજ જાણી શકયો કે જેની પાસે તે બેઠો હતો તેના વડવા તર્ફથી તેના પોતાના બાપ રોબર્ટ બ્રુસનું ખુન કરવાનો ઇરાદો થયલો હતો. તે કોઇ અમીર લોગીએ અમીરોના પ્રપંચમાં રાજા રોબર્ટ બ્રુસનું પોતાને હાથે જાતે ખુન કરવાનું બીડું ઝડપ્યું હતું!

રાજા સાવધ થઇ ગયો, અને તે પાછો જેમ હતો તેમ ખુશમીઝાજ બની જવાના ડોળ-થીજ બેસી રહયો. ક્રીયા આગલ વધી. ખુબસુરત મારગારેટ લોગીના આંગલામાં રાજા ડેવીડે પોતાની વીંટી પહેરાવી દીધી; લગનના આશીરવાદ વરસાવવામાં આવ્યા, અને ક્રીયા ખતમ થતાજ જ્યારે રાજા ઉઠયો ત્યારે તેણે મારગારેટને પોતાના હાથોમાં દબાવી દેતા તેના કાનમાં કહયું "મ્હારી મ્હોરદાર! મ્હારી મ્હોરદાર!"

"એમબી બોલો કે ત્હમારી રાણી." મારગારેટ રાજાની આંખોમાં પોતાની આંખો નાંખીને બોલી.

"હા—મ્હારી રાણી" રાજા બોલ્યો, પણ તેનો અવાઝ સ્હેજ બદલી ગયો હતો! જોકે મારગારેટને તે બદલેલા અવાઝની માહીતી થઇ નહીં, કેમજે તે પોતે તો રાણી બનવાની ધુંધમાં હતી અને તેને પોતાની ખુશીમાં કોઇબી અવાઝનો સાદ થોડો વખત આવ્યોજ નહીં!

અહહા! તે પોતાને હવે તાજદાર રાણી બનેલી માનતી હતી!

---

## પ્રકરણ ૨૫ મું.

### "કીનો! કીનો!"

નોર્થ બરવીકની પુર્વ દીશાથી બે માઇલ દુર ફર્થ ઓવ ફોર્થના ઉછલતા પાણીને દરમ્યાન તાનતેલોન કીલ્લો આવેલો હતો જેમાં હાલ સીહા દગલાસ જઇ રહયો હતો. સમુદ્રથી ત્રણ બાજુએ ઘેરાયલો આ કીલ્લો ખડકપર આવેલો હતો, જેથી તેની સંભાલ માણસના હાથોની ઘણી ઝહમત વગરજ લેવાયલી હતી.

"રોઝલીન કાસલ"માં જે રાત્રે એક તર્ફ અર્લ ઓવ કેથનેસ, તેની બેટી, અને સર કેસીમીર પોતપોતાના ઓરડામાં પુર ખાબમાં ગીરફતાર હતા, અને બીજી તર્ફ રાજા ડેવીડ અને મારગારેટના છુપા લગન થયાં હતાં તે રાત્રીની બીજી સ્હવારે આપણે ત્યાં જઇશું, કયાં?

તાનતેલોનના કીલ્લામાં.

"શયતાનના કસમ!" સીહા દગલાસ પોતાના મન સાથ ગુસ્સાથી બોલ્યો "આ સઘલી હારને હવે ફરીથી ફતેહમાં ફેરવવી જોઇશે, તેમ કરતાં મ્હારે જો મરવુંબી પડે તો મરીશ. યાતો જીતીશ, મ્હારી થયલી બદનામી હું સાફ કરી દઇશ, યા તો તબાહીની ખાહીમાં પડીને જાન ખોહી દઇશ. એક છોકરા મ્હને હરાવે? દગલાસના ત્રાસ આપનારા નામને નાબુદ કરી મ્હને જે જે મીલકતો મલવી જોઇએ તેનો માલેક બને? ઓ! એ કેમ સહન થઇ શકે? મગર, હું ધારૂં છું કે મ્હારા પોતાના ખેશીની ઉપર જ્યારથી મેં ખુની હુમલો કીધો ત્યારથી મ્હારીપર આ દુખના ડુંગરો તુટી પડયા. મેં તેમ કરવામાં ખચ્ચીતજ ઘણી મોટી ભુલ કીધી અને તેના બદલા તરીકે મ્હને આ આફતોમાં ઉતરવું પડયું. હા, મેં મ્હારાંજ સગાપર ખુની હુમલો કીધો. અને મ્હારી કમબખ્તીએ મ્હારીપર હુમલો કીધોઃ મેલરોઝના ઇન્સાફી એબટની

હુઝુરમાં હાઝર થતી વખ્તે મેં મ્હને પોતાને મ્હારા બેશીના માલો મીલકતના લુટારૂ તરીકે જોયો! પેલા છોકરા ફ્લેમીંગ સાથ લડતાં મેં મ્હને પોતાને ખુની તરીકે પચચાણ્યો! હરમીતેજના કીલ્લામાં હારી જઇને મેં મ્હારી મીલકતોપરનો હકક ખોહયો! અને, જુઠ્ઠી અલવીરાએ જે આરોપો મ્હારી પર મુકયા છે તેના જવાબ રાજા પાસ આપવા જતા કદાચ મ્હને તે સઝાબી ખમવી પડશે જે સઝા કોઇબી દગલાસને મલી નહીં હશે! આ સઘલું, આ સઘલું મ્હારેથી સહન થઇ શકે તેમ નથીજ. અને, તેથી, હું કીનો, કીનો, કીનો લઇશ. મ્હને થયલા અપમાન અને નુકશાન માટે ઇન્તીકામ લેવા હું હવે કાંઇબી કરીશ. મ્હને હરમીતેજના કીલ્લા આગલ સર કેસીમીરના હાથથી જે ઝખ્મ થયો છે તેને માટેબી હું કીનો લઇશ! અર્લ ઓવ કેથનેસ?—અહાહા!કીનો, ફરીથી કીનાનોજ ખ્યાલ! મગર, હું કીનો, કીનો, કીનો કરીને બોલુંછ તો પણ લે કીન કીનો મ્હારેથી લેવાશે કેમ? કેવી રીતે હું એ બધાપર ઇન્તીકામ લેવા માટે હવે તૈયાર થઇ શકીશ કે જ્યારે તમામ દુન્યાજ મ્હારી વીરૂધ્ધમાં ઉશ્કેરાઇ ગયલી છે?"

આ છેલ્લા શબ્દો સીહા દગલાસ મેઝપર ઝોરથી હાથ થોકીને મોટેથી બોલ્યો. હતો, અને તે સાંભલીને કોઇ પાછલથી દીલસોઝી બતાવવા લાગ્યું!

"મ્હારા નામવર લોર્ડ શા માટે એમ બોલે છે કે તમામ દુન્યાજ તેમની વીરૂદ્ધ થઇ ગઇ છે!" મેગનસનો તે આવાઝ હતો, તે મેગનેસ જે સીતનને હાથ હારીને ઝખ્મી થવા બાદ હમણાંજ તબીયતમાં કાંઇ સુધર્યો હતો. "હું જે ત્હમારે માટે આતીશની ચેહમાંબી કુદી પડવા ખુશી અને તઇયાર છું તે જ્યારે ત્હમારી વીરૂધ નથી ત્યારે તમામ દુન્યા ત્હમારી વીરૂદ્ધ કયાંથી થાય?"

"ઓ, મેગનેસ, તું હીંયાં છે કે?," સીહા દગલાસ તેને જોઇને ખુશી થઇ બોલ્યો "બેશક, મેં ભુલ કીધી. બેસી જા, મેગનસ, હમણાં ત્હારી તબીયત કેમ છે?"

"રહેજ ફર્ક છે, દુખારો ઝરા નર્મ છે." મેગનેસે બેસતાં બેસતાં કહયું.

"મેગનસ, વારૂ હું એમ પુછું કે આપણા માણુસો જે હરમીતેજના કીલ્લામાં બાકી રહયા હતા તે કેટલા હતા?" સીહા દગલાસે પુછયું.

"મ્હને કહેવામાં આવ્યું હતું કે અર્ધાથીબી ઓછા" મેગનસે જવાબ આપ્યો "અને તેઓ તો હવે તે કીલ્લાના માલેક પેલા ફ્લેમીંગના તાબામાં થઇ ગયા છે."

"એ ફ્લેમીંગને શયતાનનો હવાલો!" સીહા દગલાસ દાંત કચકચાવીને બોલી પડયો.

"હા, અને ત્હમો નામવરના તમામ દુશમનોનેબી શયતાનનો હવાલો." મેગનેસે કહયું.

"મેગનેસ, હું વેર લેવા માંગુછ, વેર." સીહા દગલાસ બોલ્યો "મગર, આપણને એબી યાદ રાખવાનું છે કે રોઝલીન કાસલમાંના રહેલા માણુસો, હરમીતેજ કાસલમાંના સર ફ્લેમીંગ તર્ફે થઇ ગયલા માણુસો, ઉપરાંત અર્લ ઓવ બેઝનતાઇનના માણુસો સાથે વેર લેવા જતાં લડવું પડશે, અને તેમ કરવા માટે આપણી પાસે એટલા બધા માણુસો——"

તેટલાં ત્યાં એક નોકર અંદર ચાલી આવ્યો, અને તેણે ફાધર જુલીયસના પાછા ફરવાની ખબર આપી.

"પાદરીને અંદર દાખલ કરો." સીહા દગલાસે કહ્યું, અને થોડા વખતમાં ફાધર જુલીયસ સીહા દગલાસની સામે આવી ઉભો.

રાબેતાના આશીરવાદ આપ્યા બાદ તે બોલ્યો "મ્હારા નામવર, દયા અને દીલસોઝીના શબ્દોથી હું બોલું શું: અરે, જેથી કોઇ દગલાસે કોઇબી લડાઇ કીધી હોય તેમાં તેને ફત્તેહજ મલી છે, મગર આ વખ્તે ત્હમો નામવરને——"

"ફાધર," સીહા દગલાસ તે પાદરીનો ચહેરો અજાયબી સાથે ટીકી ટીકીને બોલ્યો "ત્હમે તો ત્હમારા શબ્દો તાણારૂપે મારો છો?"

"નહીં—નહીં, હું તો એ દયા અને દીલસોઝીથીજ બોલું છું, નામવર" પાદરીએ પેલાજ શબ્દોનો ફરીથી ઉપયોગ કરતા જલદીથી કહ્યું.

"મ્હને દયા અને દીલસોઝી જોઇતી નથી," સીહા દગલાસે કહ્યું "મ્હને હમણાં જે જોઇએ છે તે મ્હારા કામમાં કોઇ સારી સુચના—ત્હમે તો બોલબરડીનાને લાવ્યા વગરજ આવ્યા!"

"હું શું કરૂં? મેં તો મ્હારી તમામ યુકતીઓ આઝમાવી હતી અને તેમાં મ્હને પોણી ફ-તેહ મલી હતી, પણ જો પેલો સર કેસીમીર ત્યાં એકાએક આવી નહીં લાગતે તો પછી ત્યાં ભરાયલા ત્હમારા ઘોડેસ્વારોની મદદ સાથ તે છોકરીને એક કીડીની માફક સ્હેલજને હરમીતેજના કીલ્લામાં ત્હમારી પાસે લાવતે, પણ લાચાર."

"બસ" સીહા દગલાસ બોલ્યો "હવે તે આગલી પાછલી જવા દો, અને આ બાબદમાં મ્હને ત્હમારી સલાહ આપો."

"ત્હમારે જે કહેવું હોય તે મ્હને કહો." તે પાદરીએ કહ્યું "અને તે બાદ હું મ્હારે જે સુચના અને સ્હમજ આપવી હશે તે આપીશ."

"ત્હમે જાણો છો તો ખરા કે હરમીતેજના કીલ્લામાં એક ઔરત હતી.——"

"મેં હમણાં કાંઇ સાંભલ્યું છે, પહેલાં તો તે ખાનગી વાત હું જાણતો નહીં હતો."

"તે ઔરત, તે ઔરતે દોસ્તીના સાહયામાં મ્હારી સાથ દુશમનાઇ કીધી છે, તેણે મ્હને કેફી વસ્તુ ભેલેલો શરાબ પીવાડયો અને પેલાઓને રસ્તો બતાવ્યો. તે કેફી શરાબથી હોશમાં આવતાંજ મેં પોતાને કયદી હાલતમાં જોયો, અને જે શર્તો તેઓએ કીધી તેને મ્હને નમી જવું પડયું."

"અને તે શર્તો શું હતી?" પાદરીએ પુછ્યું.

"એક તો એકે નાઇટ ઓવ લીડેસડેલે વીલમાં લખેલી તમામ મીલકતો મ્હારે ફલેમીંગને આપી દેવી-અને બીજી શર્ત જે મ્હને ફર્ઝયાત ઝબરદસ્તીએ કરવી પડી તે એ હતી કે મ્હારે રાજા સામે તે દીવસથી ત્રીસમે દીવસે હાઝર થવું."

"રાજા સામે? શું કામ?"

"અલવીરા રેજ્ઞે મ્હારી સામે જે જે બહોતાનો મુકયા છે તેના જવાબ આપવા." સીહા દગલાસ દીલગીર ચ્હેરે બોલ્યો.

"અને જો રાજા સામે તે દીવસે હાઝર ન થાઓ, અલવીરાએ મુકેલા આરોપોનો જવાબ આપવા ત્યાં નહીં જાઓ તો?" પાદરીએ પુછ્યુ.

"તો ઇલ્કાબ સાથ નોર્થ બરવીકની મીલકત પણ હું ખોઈ દઉં!"

"ઓ, એટલુ બધું?" પાદરી પુકારી પડયો.

"હા, એટલું બધું, અને તેથીજ મહને ઘણું દુખ થાય છે. એ શર્ત સર કેર્સામીરે લખાવી લીધી છે. અને હું જો મહારી સામેના આરોપોનો જવાબ આપવા રાજા સનમુખ નહીં જઇશ તો તેઓ રાજા પાસે મહારા હાથદસ્તખત રજુ કરીને મહારો ઇલ્કાબ છીનવી લેવા સાથ મહારી પોતાની મીલકતપર ત્રાપ મારશે. હવે શું કરવું જોઇએ? બોલો, ફાધર જુલીયસ, ત્હમે કાંઇ સુચવી શકો છો? કોઇ રસ્તો બતાવી શકો છો?"

"હા, હું એક રસ્તો બતાઉં, અને તે રસ્તે ત્હમને મોટા ફાયદોજ છે." તે પાદરી બોલ્યો.

"તો જલદી બોલો." આતુરતાથી સીહા દગલાસે કહ્યું.

"જો ઓલબરટીનાને ઉંચકી લાવીને તેની સાથે ત્હમે પરણો તો પછી અર્લ ઓવ કેથનેસ ત્હમારા જેવા પોતાના જમાઇને પેલી શર્ત માટે કદીબી ફસાવશે નહીં."

"ખરી વાત" સીહા દગલાસ અને મેગનેસ સાથે બન્ને બોલી પડયા "પણ ઓલબરટીનાને ઉંચકી લાવવાની કોઇ તદબીર?"

"તે હું બતાઉં." ફીત્નાઅંગેઝ શયતાન ખસલહત પાદરી બોલ્યો, અને તેણે સીહા દગલાસને કાંઈ કહ્યું.

"મગર, તેમ કરવા જતાં પકડાઇ ગયા તો?" સીહા દગલાસ બોલી પડયો "શું રાજાની સનમુખ મહારે એક કયદી તરીકે ઉભા રહેવું? મહારો પોતાનો નાશ કરવો?"

સીહા દગલાસ તર્ફ ફાધર જુલીયસે ગંભીર ચહેરો કરીને જોયું, અને પછી થોડોક વીચાર કરીને તે બોલ્યો "કદાચ ત્હમને રાજા સનમુખ ઉભું રહેવું પડે તોબી હું વચન આપું છું કે ત્હમારા એક બાલનેબી અલવલ નહીં આવે. ત્હમારી તર્ફમાં બધું સીધું અને સારૂ ઉતરે તો પછી!"

"પણ તે ત્હમારી હીકમત શું છે? ત્હમે શું કરવાના છો તે કહો." સીહા દગલાસે પુછ્યું.

"નહીં–નહીં, હમણાં તે વાત નહીં."

"તે વાત જાણું નહીં તો મહને ચયનબી નહીં પડે. હું તો ત્હમારી વાતને એક સ્વપ્ના મીસાલ સ્હમજું છું. ત્હમે જે બોલી ગયા છો તેને હું ખાબમાં બોલતા બડબડાતથી વધારે સ્હમજતો નથી, માટે ખુલાસો કરો તો કાંઇ સ્હમજબી પડે." સીહા દગલાસે ઝીદદ કીધી.

"ત્યારે સાંભલો, અને પછી કહો કે હું જે થોડો વખત રોઝલીન કાસલમાં કઇદ હતો તે કઇદી હાલતે મહને આ ફાયદાકારક હીકમતપર ઉતાર્યો છે કે નહીં!"

અને તે પાદરીએ બોલવા માંડયું. ત્યાં ત્રણ હતા, એક તો સીહા દગલાસ, બીજો મેગનેસ, અને ત્રીજો પેલો પ્રપંચી પાદરી. એ ત્રણે વચ્ચે શું શું વાતો થઇ તે જાણવાની આપણને હમણાં કાંઇજ ઝુરૂરત નથી.

# પ્રકરણ ૨૬ મું.

## દગો! સુફેદા ઝુલ્મત!

અર્લ ઓવ બેઝનતાઈન સર કેસીમીરના ફરમાવવા મુજબ પોતાના માણસોને જમા કરવા પોતાના આલીશાન મકાન તરફ ગયો હતો અને તે પછી તે જ્યારે હરમીતેજ જવા નીકલ્યો ત્યારે તેને રસ્તામાંથીજ સીતને પાછો ફેરવ્યો હતો. અધુરે પાછું ફરતાં તે જવાન ઉમરાવને લાગી તો ઘણું આવ્યું, પણ પોતાના મીત્ર અર્લ ઓવ કેથનેસ બચવા પામ્યા છે, અને / સર ફલેમીંગને તેનો હકક મળ્યો છે તે જાણીને તે ઘણો ખુશી થયો.—તે પોતાના માણસોને લઇને રોઝલીન કાસલથી થોડેદુર આવેલા બેઝનતાઇન કાસલ તરફ પાછો ફર્યો. તે તો મારગારેટ આગલ જેમ બને તેમ જલદી જવાની ઇચ્છા રાખતો હતો. પણ રસમો રવીશોથી તે ત્યાંઅટકી પડયો. હતો! જુના વખ્તથી એવો રીવાઝ હતો કે પોતાના હાથ નીચેના અફસરો અને માણસોને જો કોઇ લડાઇ ઉપર જવા માટે ભેગા કરવામાં આવે તો તે વખ્તે જ્યાફત આપવી, અને જીત મલે અને પાછા આવે તે વખ્તે બે દીવસો સુધી ખાણીપીણી કરવી. તેથી, અર્લ ઓવ બેઝનતાઇન રોઝલીન કાસલમાં તુર્તજ પોતાની મારગારેટ પાસે જતા અટકયો ? અને વલી, પેલું ખુબીનું ખાસડું કોચરેન તેને નડવા પડવા આવ્યો!

જે રાત્રે રાજાના લગન રોઝલીન કાસલમાં છુપી રીતે થયા તે દીવસે બપોરના કોચરેને મારગારેટ પાસેથી અર્લ ઓવ બેઝનતાઇનને ના પાડનારી ચીઠ્ઠી અને વીટી મેલવી હતી તે આપણે જાણીએ છીએ. લુચ્ચા કોચરેને તે ચીઠ્ઠી અને વીટી અર્લ ઓવ બેઝનતાઇનપર મોકલવાને બદલે પોતાની તરફથી એક પયગામ રોલાન્દ ઉપર મોકલ્યો!

રોલાન્દ ઓવ બેઝનતાઇન પોતાના અફસર મીત્રો અને લડવઇયાઓ સાથે વાતે બેઠો હતો તે વખ્તે તે પયગામ તેને મળ્યો, જે ખોલી વાંચતાં તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:–

"સ્ટીફન કોચરેન, શાહી માહાલનો વડો કારોબારી અને શાહી ચોબદાર પોતાની ઘણી ઘણી સલામ નામવર અર્લ ઓવ બેઝનતાઇનને કહેતા લખે છે કે નામવર રાજા દેવીડ તરફથી એક ઘણી અગત્યની અને ઘણી ખાનગી વાત કહેવા માટે તે પોતે (સ્ટીફન કોચરેન) અર્લ ઓવ બેઝનતાઇનની મુલાકાતે આવતી કાલે બપોરે આવશે. જેથી, આશા રાખવામાં આવે છે કે અર્લ ઓવ બેઝનતાઇને તે વખ્તે સ્ટીફન કોચરેન સાથ તે ખાનગી વાત કરવા માટે મહેરબાની કરીને બેઝનતાઇન કાસલમાં હાઝર રહેવું."

રોલાન્દે તે પયગામ વાંચીને પોતાના નોકરને હુકમ આપ્યો: "જાઓ, રોઝલીન કાસલ તરફથી આવેલા પયગામચીની સારી રીતે મેહેમાનદારી કરો, અને તેને કહો કે કાલે બપોરે તે કામ માટે અર્લ ઓવ બેઝનતાઇન પોતાના મકાનમાંજ રહેશે, કે બાહાર નહીં જશે."

તે પયગામચીને રવાના કર્યા બાદ રાત્રે બધાને ખાણું આપીને પોતાની ફરજથી અર્લ ઓવ બેઝનતાઇન રીહા થઇ ગયો કે, બીજી સહવારે બધા તેના મીત્ર અફસરો અને માણસો પાછા 'વગે સગે' થઇ ગયા. અર્લ ઓવ બેઝનતાઇન પોતાની ફરજથી મોકલો થવા બાદ

તુરતજ પોતાની વ્હાલી માશુક મારગારેટ પાસ જવા માંગતો હતો, પણ તે કોચરેનના આવવા સુધી અટકયો. તે મનમાં વીચારવા લાગ્યો "હું કોચરેન સાથની મુલાકાતના ખત્મ થતાંજ રોઝલીન કાસલમાં મ્હારી વ્હાલીને મલીશ."

બપોરને વખ્તે કોચરેન બેઝનતાઇન કાસલમાં આવી પહોંચ્યો, તે એકેલો હતો. અર્લ ઓવ બેઝનતાઇને તેને સારો આવકાર આપ્યો.

"હવે હું તુર્તજ આપણા કામની વાતપર ઉતરીશ." સાહેબ સલામ કરીને બેસતાં કોચરેને અર્લ ઓવ બેઝનતાઇન તર્ફ જોઇને કહયું "નામવર રાજા દેવીડ ત્હમને પોતાના જમણા હાથ જેવા નામવરોમાંના એક મીસાલ ગણે છે, ત્હમે નામવર રાજાની નઝરોમાં એવા તો આવી ગયા છો કે તેવણ નામવર કહે છે કે ત્હમે તેવણની નઝરથી જાણે ખસતાજ નથી. રાજા નામવરને ત્હમારે માટે ઘણો સારો વીચાર બેસી ગયો છે અને તેવણ ત્હમોને તેથા ખાસ એક મોટા માનને લાયક ગણે છે."

તે મીઠાં મીઠાં અલફાઝોથી અર્લ ઓવ બેઝનતાઇન ખુશી થઇ ગયો અને બોલ્યો: "નામવર રાજા દેવીડની મ્હારા તર્ફની આવી લાયકી જોઇને હું ઘણો ખુશી અને નેહાયત અહેશાનમંદ છું."

"નામવર રાજા જ્યારે કોઇ પર ઘણા ખુશી થાય છે ત્યારે તેવણ પોતાના તે ચાહેલા માણસને કોઇ ફર્ઝ બજાવવાની સોંપે છે, અને તેવી એક ફર્ઝ માટે તેવણે મ્હારી પાસે ત્હમારી પર કહેવડાવ્યું છે." કોચરેને કહયું.

"બોલો, શું છે? નામવર રાજાનું જેબી કામ હશે તે હું મ્હારી આંખોને ઝોરે કરી આપીશ. બોલો, રાજા નામવરનો હુકમ શું છે?" અર્લ ઓવ બેઝનતાઇન ખુશી સાથે આતુર બની ગયો.

"હું વાતને વધારે લંબાવીશ નહીં, નામવર રાજાનો હુકમ ત્હમને તુરંજ કહી દઇશ, અને મહારી ફર્ઝથી હું મોકલો થઇશ." કોચરેને કહયું "આપણા નામવર રાજાના વડવાને એક ફીરીસ્તા મારફતે જે રૂપેરી પવીત્ર ક્રોસ મલ્યો હતો અને જે આપણા રાજાની હાર વખ્તે ઇંગલેંડે લઇને જીતની નીશાની તરીકે પોતાના દરહામના દેવલમાં મુકયો હતો તે રૂપેરો ક્રોસ હવે તેઓ આપણને પાછો આપવા માંગે છે."

"ઓ, તો તે બનાવથી તો સ્કોટલેંડના લોકો ખુશીમાં ગરકાવ થઇ જશે." અર્લ ઓવ બેઝનતાઇન બોલ્યો.

"બેશક, લોકો ખુશીમાં ગરકાવ તો થશેજ, પણ હાલમાં એ વાત ખાનગી રાખવાની છે." કોચરેને સ્હમજાવ્યું "નામવર રાજા દેવીડની એવી મર્ઝી છે કે ત્હમે કોઇનેબી જણાવ્યા વગર તુર્તજ દરહામ તર્ફ જાઓ અને અઢાર લાંબા વરસો થયા જે પવીત્ર ક્રોસ ત્યાં રહેલો છે તે ત્હમારા મુબારક હાથોથી મેલવીને હીંયાં લાવો. ત્યાંના વડા પાદરી થયલી ગોઠવણ મુજબ ત્હમને ખાનગીમાં ક્રોસ આપશે."

"હું નામવર રાજાનો હુકમ મહારે માથે ચઢાઉં છું, બાસરોચશ્મ તે હુકમ હું માનું છું." અર્લ ઓવ બેઝનતાઇને કહયું.

"મગર, રાજાની એવીબી મર્ઝી છે કે તમે વખત બીલકુલજ ખોહયા વગર તમારા થોડા માણસો સાથે જેમ બને તેમ જલદીથી એ કામ માટે જાઓ." કોચરેને ઉતાવળે કહ્યું "તેથી, મ્હારા નામવર, ત્હમે ખાનગીમાં બધી તઇયારી કરો અને હવે જેમ બને તેમ ઉતાવળે આજેજ ઉપડી જાઓ."

"તો શું ત્હમે એમ કહેવા માંગો છો, માસ્તર કોચરેન." અર્લ ઓવ બેઝનતાઇને કહ્યું "કે રોઝલીન કાસલમાં જવા વગર અને નામવર અર્લ ઓવ કેથનેસને તેમના થયલા છુટકારા માટે મુબારકબાદી આપ્યા વગર ઉપડી જવું?"

"ત્હમારા ખાનગી કામની આડે નામવર રાજાનો હુકમ આવે છે એમ કહેતાં મ્હને અચ્ચીતજ લાગી આવે છે." કોચરેને કહયું "જો ત્હમને રોઝલીન કાસલમાં જવાનું ઘણું ઝુરરતનુંજ હોય તો પછી નામવર રાજા એ કામ કોઇ બીજા ત્હમારા જેવા અમીરઝાદાનેજ સોંપે કે જે રાજાના આ અતી અગત્યના કામને માટે એક મીનીટબી ઢીલ નહીં કરે!" અને તેમ બોલીને કોચરેને વીચાર કરીને કહયું "પણ શું કરૂં? હવે તેવા કોઈ અમીરઝાદા માટે રઝા લેવા નામવર રાજા પાસે જવું, અને રઝા લઇ આવીને તેવણુને રવાના કરવા એમ બધી વખ્તની બરબાદીનુજ કામ થશે——"

"એમ થવાથી તો હું નામવર રાજાની નઝરમાં હલકો પડી જઇશ." જવાન રોલાન્દ બોલ્યો.

"તેમ સ્હમજો છો ત્યારે હવે ભલા કામમાં ઢીલ કેવી, મ્હારા નામવર?" કોચરેને રોલાન્દને ચઢાવ્યો "ત્હમો નામવર અમીરઝાદાજ એ કામને લાયકના છો. અગર જો ત્હમને નામવર અર્લ ઓવ કેથનેસપર મુબારકબાદી મોકલવી હોય તો એક કાગઝ લખીને ત્યાં મોકલી આપો, તે કાગઝમાં મુબારકબાદી આપવા ઉપરાંત લખો કે ત્હમો ત્હમારા પોતાના એક ઘણા ઝુરૂરી ખાનગી કામ માટે બહાર જાઓ છો, અને થોડા દીવસો સુધી ત્હમારેથી રોઝલીન કાસલમાં જવાશે નહીં. ત્હમે રાજાને કામે જનાર છો, પેલો પવીત્ર રૂપેરી ક્રોસ દરહામના વડા પાદરી પાસેથી લાવનાર છો, એ વાતનો સ્હેજબી સંસારો ના લખતા, નહીં તો રાજા નામવરના હુકમનો અનાદર થશે તો વલી તેબી એક મોટી પીડા થશે!" અને કોચરેને મોંહ મલકાવ્યું.

"ઠીક છે ત્યારે હું રાજા નામવરનો હુકમ પાલવાને માટે પહેલાં તેવણુનાજ કામ માટે જઇશ, અને પછી રોઝલીન કાસલ તર્ફ." રોલાન્દ બોલ્યો "ચાલો, ત્યારે હું પેલી મેઝ આગળ બેસી નામવર અર્લ ઓવ કેથનેસપર એક કાગઝ લખી આપું છું, તેટલાં આપ બેસજો, માસ્તર કોચરેન."

કોચરેન ત્યાં બેઠો તો ખરો પણ તે ચુંચી આંખોથી અર્લ ઓવ બેઝનતાઇનની બધી હીલચાલ તપાસતો હતો. અર્લ ઓવ બેઝનતાઇન તે રૂક્કો લખતાં મનમાં બોલ્યો "મ્હારી વ્હાલી મારગારેટ સ્હમજી તો જશેજ કે આ કાગઝ લખીને મેં તેને યાદ કીધી છે. તે જોશે કે હું તેને ભુલી ગયો નથી, તેની આ પ્યારી વીંટીને ભુલ્યો નથી." અને તેમ બોલતાંજ રોલાન્દે તે વીંટીને ચુમી લીધી, જે દુરથી લુચ્ચા કોચરેને જોયું.

તે પયગામ લખાઇ રહેવા બાદ રોઝલીન કાસલ તર્ફ એક પયગામચીને આપીને મોક-

લાવવામાં આવ્યો, અને રાજાના હુકમને માન આપીને રાજાના પ્રતીનીધીના કહેવા મુજબ તે ખાનગી મુસાફરી અને સફરે જવા રોલાન્દ તઇયાર થવા લાગ્યો. તેણે કોચરેનનાજ કહેવાથી ફકટ ચાર લડવઇયાઓને સાથે લીધા, અને શું કામે જવું છે અને કયાં જવું છે તેની બાતમી કોઇનેબી આપ્યા વગર તે ઉપડયો.

આશરે પચીસ માઇલની સ્વારીનો ટપ્પો કાપ્યા પછી તે છ ઘોડેસ્વારો નોર્થ બરવીક આગલ આવ્યા, જ્યાંથી હવે સફર શુરૂ કરીને દરહામ તર્ફ જવા માટે રોલાન્દને નીકળવાનું હતું. એક વહાણ તઇયાર ત્યાં ઉભેલું હતું જેમાંના તમામ માણસો નામવર અર્લ ઓવ બેઝનતાઇનને આવકાર આપવા તુટક ઉપર જમા થએલા હતા.

સ્હાંજના પાંચ વાગતાને શુમારે તે વહાણુ ઉપડવાનું હતું જેથી વખ્ત થતાં કોચરેને રોલાન્દ અને તેના ચાર લડવઇયાઓને સફલ સફર ઇચ્છી, અને તે વખ્તે રોલાન્દને બાજુએ લઇ જઇ તેના હાથમાં એક રૂકકો મુકતાં તેણે કહયું "મ્હારા નામવર, ત્હમો દરહામ પહોંચો નહીં ત્યાં સુધી આ ખોલતા ના. દરહામ પુગતાંજ એ વાંચજો, એવો હુકમ નામવર રાજા દેવીડનો છે. ચાલો સાહેબજી, હું જાઉં છું, ત્હમોને દરેક ફતેહ ઇચ્છું છું. સારે નસીબે આજે પવન-બી બહુજ મઝાહનો છે.

તે પછી કોચરેન સાહેબ સલામ કરીને ત્યાંથી ગયો, તે ત્યાંથી સીધો તે વહાણુના વડા આગલ ગયો અને તેણે થોડીક વાતચીત કરી લીધા પછી કહયું: "કેપટન, પેલી વીટી ભુલતા ના. તે વીટી અર્લ ઓવ બેઝનતાઇનને આંગલેથી ત્હમારા જાનને જોખમેબી કાઢી લેજો."

તે પછી લંગર ઉંચકવામાં આવ્યું, અને અર્લ ઓવ બેઝનતાઇન તથા તેની સાથના ચાર સાથીઓને લઇને તે વહાણુ દરહામ તર્ફ જવાને ઉપડયું.

તે એક ન્હાનું પણ મઝબુત વહાણુ હતું, જેમાં કેપટન સાથે બીજા છ માણસો હતા. વહાણુમાં બેઠો બેઠો હવે અર્લ ઓવ બેઝનતાઇન વીચાર કરવા લાગ્યો! બેશક, બનાવ એવો બની ગયો હતો અને કોચરેને બધી ગડબડ એવી કરી હતી કે રોલાન્દને તે વખ્તે વીચાર કરવાનો ખરેખર વખ્તજ નહીં મલ્યો હતો.–રોલાન્દ હજુણુ તો તેના પચીસમાં વરસની ઉમરમાં હતો, અને વલી તે ભોલો ભરભરીઓ અને નીરમલ જીગરનો હતો. તેણે વીચાર કીધો કે રાજા તર્ફથી તેનો કોઇ મોટો હોદદેદારબી તે પયગામ લાવ્યો નહીં હતો, મગર તેણે ફરીથી તે વીચારપર શાંતીનો પરદો નાંખ્તાં વમાસ્યું કે જો કે કોચરેન રાજાનો ચોબદાર માત્ર હતો છતાં તે રાજાનો ઘણો માનીતો હતો અને રાજા પોતાના ખાનગી કામો તેને સોંપવા માટેજ વધારે આતુર અને તઇયાર રહેતો હતો.

રોલાન્દ અકેલો બેસીને પોતાના મન સાથ વીચારતો હતો. તેટલાં વહાણુમાં કાંઇ ગડબડ સડબડ થતી સંભલાઇ! વહાણુને ઉપડવાને હજુણુ પા કલાક થયો નહીં હશે તેટલાં આ ગડબડ ઉઠી રહી હતી, અને તે શું છે તે જાણુવા માટે રોલાન્દ પોતાની બેઠકપરથી ઉઠી ઉભો થયો. તેણે જોયું તો પોતાના હાથ નીચેના માણસોને નીચે દોડાવીને કેપટન પોતે સઢને એવી રીતે ફેરવતો હતો કે જેથી વહાણુનો જવાનો રસ્તોજ બદલાઇ જાય! રોલાન્દ તે જોઇને અજાયબ થયો, અને તેણે પુછયું: "શું થયું છે? કોઇ બનાવ બન્યો છે?"

"વહાણુમાં એકાએક ગાબડુ' પડી ગયું છે, અને પાણી અંદર આવે છે! સારે નસીબે દરીઆબ શાંત છે." વહાણના કેપતનને કહયું.

"ગાબડું પડયું છે?" અર્લ ઓવ એઝનતાઇને કહયુ "તો જો અમારે લાયકનુ કામબી હોય તો કહેજો, અમો પાંચે ત્હમારી સાથે કામ કરવા તૈયાર થઇશું."

"ગભરાશો નહીં," કેપતને કહયું "અમો અમારૂં બનતુ કરીએ છીએ. આવી બાબદમાં ગભરાત બતાવીને એક બીજાના પગમાં ભેરવાઇને ઉલટું કામ બગાડવું નહીં જોઇએ." અને તેણે નીચે જોઇને બુમ પાડી "કેમ, કામ સુધરે છે કે?"

"પાણી અંદર ભરાતું અટકાવવાની મ્હેનત તો કરીએ છીએ." એક માણસે ભંડારીયામાંથી બાહાર નીકલીને જવાબ આપ્યો "પણ, જેમ બને તેમ કેઠે કીનારે થોભાવવાની બહુજ અગત્ય છે."

"અને આપણે કીનારેજ થોભવા હવે જઇએ છીએ.' કેપતને સ્હમજાવ્યું.

"શાંતી પકડો, આવા સમયમાં શાંતીનીજ મોટી ઝુરૂરત છે. આપણા નસીબ મોટાં છે કે આપણે પાણીને અંદર ભરાતા અટકાવી શકીએ છીએ, નહીં તો કયારના ડુબી બી જતે. આપણે થોડોક વખ્ત કીનારે ઉતરશું તેટલાં તો મ્હારા માણસો પોતાનું કામ કરી લેશે, અને આપણે આપણી સફર આગલ શુરૂ કરીશું."

તે વહાણ હવે ઝડપથી એક ખડકની તર્ફ જતું હતું, જ્યાં એક કીલ્લારોકું આલીશાન મકાન હતું. મ્હારા અઝીઝ વાંચનારને કહેવાની ઝુરૂરત છે કે તે મકાન કોઇનું નહીં પણ પેલાજ બદમાશ અર્લ ઓવ દગલાસ–સીહા દગલાસનું રહેઠાણ તે વખ્તે થયું હતું! અને દરહામની વાન તદન સુફેદ જુઠ હતી, કોચરેને ગોયા સુફેદ એક ઝુલ્મત ગલાવીને અર્લ ઓવ્ એઝનતાઇન જેવા જવાન ભલા ઉમરાવને બનાવ્યો હતો!

અર્લ ઓવ એઝનતાઇનને ખબર નહીં હતી કે તે વખ્તે સીહા દગલાસ મઝકુર કીલ્લાવાલા મકાનમાં હતો અને તેથી તે વહાણપર કાંઇબી શક લઇ ગયો નહીં. મગર, ખડકને કીનારે પહોંચતાજ કેપતનની ફરમાઇશ મુજબ જેવો અર્લ ઓવ એઝનતાઇન પોતાના માણસો સાથે ઉતર્યો કે તુર્તજ તેમની ઉપર હથીઆરબંધ માણસોનું એક મોટું ટોળું તુટી પડયું, અને તેઓને તમામ ગીરફતાર કરી લીધા!

બચાવ કરવાનો વખ્ત બીલકુલજ મલી શકયો નહીં, અને અર્લ ઓવ એઝનતાઇન પોતાના ચાર માણસો સાથે કૈદ થયો.

તેઓને સીહા દગલાસના માણસોએ તોનતેલોનના કીલ્લામાં બંધ કીધા.

# પ્રકરણ ૨૭ મું.

## બક્તરખાનામાંનો ઘોંટાલો!

તે છુપાં લગન પછીની સ્હવારે મારગારેટ નાસ્તો કરવા મેઝ આગલ બેઠી ત્યારે તેના ચહેરાપર શાંતી હતી. કોઇબી જાતનો વહેમ પડે તેવો ચહેરો તેણે કર્યો નહીં હતો. સર કેસીમીરની ચશ્મો જે ઘણી ચગોર હતી તે મારગારેટના સીનામાં એક ખુશીભર્યો ભેદ સમાંયલો હતો તેની નીશાન વટીક જાણવા નહીં પામી!

રાજા દેવીડ રોઝલીન કાસલમાં રહેવાની હીમત કરી શક્યો નહીં. જેથી તે સ્હવારના પહોરમાં સકાળેથી ઉઠીને એક નોકરનો લીબાસ પહેરી રોઝલીન કાસલમાંથી સટકી ગયો! રાજાને રોઝલીન કાસલમાં દાખલ કરવામાં, તેને ત્યા છુપાવવામાં, અને તેને ત્યાંથી ન્હસાડવામાં રેડમેનનો હાથ મુખ્ય હતો. અગર, રેડમેન આ કામમાં નહીં હતે તો કોચરેન કશું કરી શકતેજ નહીં. રાજા દેવીડે રોઝલીન કાસલ છોડતી વખ્તે મારગારેટને ઘણો ઘણો દીલાસો દીધો, અને કાગઝ પત્ર મોકલી શકાય તેવી ખાસ ગોઠવણ તે કરતો ગયો.

રાજાના જવા પછી તે દીવસે બપોરના વખ્ત અગાઉ મારગારેટને કોચરેન સાથ મુલાકાત થઇ, અને કોચરેને તેને કહયું "ઘણા માનવંત બાનુ, હું હવે આ કાસલ છોડી જનાર છું, કેમજે બપોરે તો મ્હને અર્લ ઓવ બ્રેઝનતાઇનને મલવાનું છે."

મારગારેટ ચોંકી અને ફીકી પડી, અગર તેણે હોશ પાછી ઠેકાણે લાવી દીધી! તે બોલી, એક રાણીના ટેક અને રૂબાબથીજ તે બોલીઃ "મ્હારા વફાદાર કોચરેન, હું ત્હારીપર વીશવાસ લાઉં છું, અને તેથીજ આશા રાખું છું કે જો કદાચ મ્હારો કાગઝ વાંચીને તેને કાંઇ કડવું લાગે તો તે માટે તે અમીરઝાદાપર કોઇબી તરાંહનો ઝુલ્મ ગુઝારવામાં નહીંજ આવશે."

"માનવંત બાનુ, મ્હારામાં વીશવાશ મુકો." કોચરેને પોતાની છાતીએ હાથ દઇ દઇને નમીને કહયું "ત્હમો માનવંત બાનુની મર્ઝી મુજબજ થશે."

"હા, અને મ્હારી વીટી પાછી મેલવવામાં તો તું ભુલતોજ ના, કોઇબી રીતે તેવણને સ્હમજાવીને વીટી ઝુરૂરજ લાવજે." મારગારેટને કોચરેને જવાબમાં કહયું "ત્હમો માનવંત બાનુને તે વીટી ઝુરૂરજ સ્વાધીન કરવામાં આવશે. ત્હમો ખાત્રી રાખો, માનવંત બાનુ, કે હુ મ્હારૂં વચન પાલીશ."

રાજાનો તે પ્રપંચી ચોબદાર ગયો, અને આપણે આગલા પ્રકરણમાં જોઇ આવ્યા છીએ કે તે અર્લ ઓવ બ્રેઝનતાઇનને ત્યાં જઇ કેવો દગો રમ્યો હતો, અને જે દગાથી સીહા દગલાસના હાથમાં રોલાન્ડ અને તેના ચાર માણસો ગીરફતાર થઇ ગયા હતા.

અર્લ ઓવ બ્રેઝનતાઇને કોચરેનનાજ કહેવાથી જે પયગામ અર્લ ઓવ કેથનેસપર મોકલ્યો હતો તે જ્યારે અર્લ ઓવ કેથનેસને મલ્યો ત્યારે તેવણ બોલ્યાઃ "એ ઘણુંજ અજાયબ કરનારૂં છે કે રોલાન્ડ શું કામે જાય છે તેનો સ્હેજબી સંસારો આપણુને આપતો નથી!

મગર તે પોતાના કોઇ ઝુરરી કામસર ગયલો છે અને થોડાજ વખ્તમાં આવશે એમ કહે છે તો તેના આવવા પછી પુરતો ખુલાસો આપણે મેળવીશું."

તે પયગામથી મારગારેટ તો એમજ સ્હમજી કે ભલો રોલાન્દ કાંઇબી ગડબડ કરવા માંગતો હતો નહીં, તે તેના હુકમ મુજબ વર્ત્યો હતોઃ તેણે ચુપકીદી અખત્યાર કરી હતી, અને પોતે દુર રહેવાને ખાતીર તેણે અર્લ ઓવ કેથનેસને તે મુજબ કાગઝ લખ્યો હતો. તે શું જાણે કે કોચરેને કેવો પ્રપંચ કીધો હતો? "ગરીબ રોલાન્દ" મારગારેટ મનમાં બોલી "તે બીચારો શાંતીમાં ખલલ નહીં નાખવા સારૂ થોડા વખ્ત માટે કંઇ ચાલી ગયો હતો!"

મારગારેટને રોલાન્દ માટે ઘણું લાગી તો આવ્યું, મગર પાછું તેને તાજ યાદ આવ્યું! અને તેથી તે બોલી "ઓ, રાણી બનવાને ખાતીરજ મેં તેમ થવા દીધું."

પેલો પયગામ મલવાની બીજે દીવસે સ્હાંજના મારગારેટને પેલી વીટી રેડમેને આપી સુંદર ન્હાના એક પોટલામાં બાંધેલી હતી અને જે મારગારેટે અર્લ ઓવ બેઝનતાઇને અદ્દરાતી વખ્તે આપી હતી, અને જે પાછી મેલવવા સારૂ તેણે રાજાના ચોબદાર કોચરેનને સખ્ત તાકીદ કીધી હતી. તે શું જાણે કે તે વીટી તો સીહા દગલાસના માણસોએ રોલાન્દને ગીરફતાર કરતી વખતે ઝોરોઝુલ્મ વાપરીને તેને આંગલેથી ઉતારી લીધી હતી!

સુથારનું મન બાવલ્યામાં! તેમ મારગારેટ બસ પોતાનો, પોતાના લગનનો, તાજનો, અને રાણીના દરજ્જાનોજ ખ્યાલ લઇને ફરતી હતી! તે મનમાં બોલતી "હું એક મ્હોરદાર હવે બની છું અને તેથી હવે મ્હને એક પરણેલી બાનુ તરીકે કાં નહીં ઓળખવામાં આવે? હું હવે એક રાણી છું, અને રાણીને છાજતું માન મ્હને હવે કા નહીં મલે? અરે, કયાં સુધી એ ભેદ રાખવામાં આવશે? મ્હને તો આજથીજ બધા એક તાજદાર રાણી મીસાલ—રાજાની ભાગ્યણ મીસાલ—મ્હારે લાયકનું તમામ માન આપે તે ગમે છે! મગર, સબ્ર અય દીલ, સબ્ર! મેં મ્હારા ખાવીંદને વચન આપ્યું છે કે હું તેની વફાદાર મ્હોરદાર તરીકે તે કહેશે ત્યાંસુધી એ ભેદ છુપાવવા તઇયાર રહીશ, તો પછી મ્હારે એટલી બધી ઉતાવલી બનવું નહીં જોઇએ!"

એવા અને એવા ત્રણ ચાર દીવસો ગબડી ગયા, જે દરમ્યાન રેડમેનની મારફતે મારગારેટને રાજા તર્ફથી બે રૂકકા મલ્યા. તે બેઉમાં ઘણા પ્યારભર્યા વાકયો લખાયલા હતા અને મારગારેટ વગર તેને ચયન નહીં હતી એમ રાજા દેવીડ લખતો હતો. વલી, રાજાએ લખ્યું હતું કે થોડા દીવસમાં તે કાંઇબી કરીને પાછી એક છુપી મુલાકાત રોઝલીન કાસલમાં આપી જશે.

તે પછી બીજા બે દીવસ પસાર થયા, અને ત્રીજે દીવસે રોઝલીન કાસલમાં ધુમધામ અને ગડબડસડબડમાં બધાં હસ્તે ચ્હેરે હીંયાંથી ત્યાં ફરતાં હતાં અને આવેલાં પહરોણાંઓને માન ઇઝઝત આપતાં હતાં. ત્યાં તે દીવસે શું હતું? અર્લ ઓવ કેથનેસની જુદી જુદી મીલકતોપરના બાહુતો અને તે અમીરની ખેતીવાડીની જગાપરના ખેડુતો તે દીવસે પોતાની વારસીક આમદાનીમાંથી ઘરવાલાને અને માલેક અલ ઓવ કેથનેસને ભરણું ભરવા આવ્યાં હતાં અને તેઓ અમીર નામવરને માનપત્ર ઇનાયત કરવાની ખુશીમાં મશગુલ હતાં. તે દર વરસનો એક રીવાજ હતો, અને આજે લાંબા વખ્ત પછી તે રીવાજને અમલમાં મુકવા માટે બધાં ઘણા ઉમંગ અને ઉલટમાં આવી ગયાં હતાં અને રોઝલીન કાસલમાં માણસોના માથાંઓનો એક દરીઆબ ગોયા બની રહયો હતો! ટુંકમાં, તે દીવસ એક મોટા તેહેવાર મીસાલ રોઝલીન

કાસલમાં પાસવામાં બધાં હસ્તા રમતાં ચ્હેરા પોતાની શામીલગીરી આપતાં હતાં.

તે બધાંમાં જ્યારે ઓલબરટીના અને મારગારેટ ફરતી હતી ત્યારે લોકો એકબીજાને કહેતાં-"જુઓ, પેલી જવાન ખુબસુરત છોકરી આપણા નામવર અર્લ ઓવ કેથનેસની બેટી ઓલબરટીના છે—અને પેલી બીજી મારગારેટ ફીટઝએલન છે."

અને તેમ બોલવાનો આવાઝ કાનેપર પડતાંજ મારગારેટ પોતાના મનમાં બોલતી "ત્હમે ઓલબરટીનાના નામ પછી મ્હારૂં નામ લો છો, પણ ત્હમને એ ખબર નથી કે હું આ સ્કોટલેંડની સર્વે બાનુઓના નામનીબી ઉપરવાર નામ ધરાવનારી એક બાનુ છું, સ્કોટલેંડના તાજવરની ભાગ્યણ છું, હું ત્હમારી રાણી છું."

તે દીવસ ગયો—રાત્રી થઇ—અને રોઝલીન કાસલમાંના પહરોણાંઓ બધાં વીખરાઇને પોત પોતાને મકાને ગયાં. સુવાનો વખ્ત થયો, અને મારગારેટ પોતાના ઓરડામાં ગઇ. તે બીછાનામાં લેટી, પણ ઉંઘ તેને આવી નહીં. પોતાની દાસીઓને તેણે જવા દીધી હતી, તેને ઉંઘ આવતી હતી નહીં, અને તેથી તેણે પોતાના ધણીપર કાગઝ લખવાનો વીચાર કીધો. મગર, લખવાની સામગ્રી જે ઓરડામાં હતી તે ઓરડામાં જવા માટે તો રસ્તામાં ઓલબરટીના અને અર્લ ઓવ કેથનેસના ઓરડાઓ આવતા હતા! તે કાગઝ તો છુપુંજ લખવાનું હતું, અને હવે તે કેમ કરે? તેણે વીચાર કીધો, કાગઝ તો તેજ રાત્રે લખી તૈયાર કરવાની ઇચ્છા તેણે મઝબુત કીધી, અને થોડો વખ્ત ખ્યાલ કરતાં તેને યાદ આવી ગયું કે બકતરવાલા ઓરડામાં લખવાની સામગ્રી હતી. રેડમેન પોતાનું લખવાનું કામકાજ તે ઓરડામાં કરી લેતો હતો એવી યાદ તેને થઇ, અને તેથી તે હાથમાં બત્તી પકડીને તે ઓરડા તર્ફ ગઇ.

બકતરખાનામાં દાખલ થયાં પછી મારગારેટે ત્યાંની મેઝ આગલ બેસીને હાથમાં કલમ લઇ રાજાની ઉપર એક રૂકકો લખવા માંડયો, તે રાજાને લખવા માંગતી કે બધાં તેને હવેબી મારગારેટ ફીટઝએલન તરીકે ઓલખતા રહે તે તેને પસંદ નહીં હતું, બધાં તેને ઓલબરટીના રોઝલીન કરતાં ન્હાને દરજ્જાની સ્હમજે તે તેને ગમતું નહીં હતું, તેને સૌ રાણી તરીકે બોલાવે તેવું કરવા માટે રાજાએ હવે ઉતાવલે કાંઇબી કરવું, તે રાઝ હવે ફાશ કરી દેવો. વલી, રાજાપર તે લખવા ચાહતી હતી કે બધા દરબારીઓને હવે તેણે કહી દેવું કે મારગારેટ ફીટઝએલનના લુખ્ખાં સુકકાં નામથી હવે તેને (મારગારેટને) નહીં બોલાવવી, પણ "રાણી, મલીકા, શાહબાનું, શાહનશાહબાનુ"ના નામથી તેને બધાંઓએ બોલાવવી, અને રાણીને લાયકનું માન બધાંઓએ તેને આપવું.

તે બકતરખાનું કે જ્યાં મારગારેટ લખવા બેઠેલી હતી તે મોટું હતું, અને તેમાં હત્યારો ઉપરાંત માણસોના આખા અને આખા માથાથી પગ સુધીના બકતરો જાણે માણસો પોતેજ ઉભેલા હોય તેવા મુકેલા હતા. અને તેવા માથાથી પગ સુધીના આખા બકતરો ત્યાં સારી સંખ્યામાં હતાં.

આસરે અગીઆર વાગતાનો શુમાર થયો હતો. તમામ શાંતી તે જગાપર ફેયલાયલી હતી, મારગારેટ જ્યાં લખવા બેઠી હતી ત્યાં ગોયા એક ટાંચણીબી પડે તો તેનો આવાઝ થઇ રહે તેવી ચુપકીદી છવાઇ રહી હતી. મારગારેટે પોતાના ખાવીંદ ઉપર તે રૂકકો લખવા માંડયો જે પ્યાર અને કાલાવાલાના શબ્દોથી બનતો જતો હતો. તે લખતી હતી તેટલાં તેને લાગ્યું

કે તે જે કુરસીપર બેઠી હતી તેની પાછલ કોઇના હીલવાનો સાદ આવ્યો! મારગારેટે ગભરાતથી તુર્તજ પોતાની પાછલ જોયું, અને ત્યાં કાંઇ નહીં જણાવાથી બકતરખાનાના દરવાઝા તર્ફ તેણે નઝર નાંખી, પણ કોઇજ જણાયું નહીં!

મારગારેટે પોતાની ધાસ્તી બચ્ચાસહી માની લીધી અને તેવી ધાસ્તી કરવાના ખ્યાલ પર હસી કાઢીને તેણે પાછું લખવાપર ધ્યાન પહોંચાડયું.

મગર, તેને પાછો એવો વીચાર આવી ગયો કે તે ધીરજને ખોઇ દેતી હતી, ઉતાવલને પકડતી હતી, અને લગન પછીના માત્ર આઠ દહાડામાંજ તે અધીરી બની જઇને પોતાના ખાવીંદ રાજાને ગેરા પજવવા તે કાગઝ લખતી હતી! જેથી તેણે પોતાની કલમ બાજુએ મુકી દીધી, અને હવે વીચાર કરવા લાગી. વીચાર કરતી તેની આંખો ત્યાં પડી જ્યાં ઝનાનાને માટેનું એક બકતર મુકેલું હતું, તે બકતરપર બારીક નઝર પડતાં તઅજજુબી સાથે મારગારેટે જોયું કે તે સ્હેજ ફુલાયલું હતું! પહેલી નઝરે તે બકતરનું ફુલવું કોઇનેબી જણાય નહીં, કેમજે સ્હેજ સ્હાજ તે પોતાની અસલી હાલતને છોડી ઉભું હતું, મગર મારગારેટની વીચારશીલ ગંભીર આંખોના તગર તગર ટીકવાના સબબથી તે ફર્ક માલુમ પડી આવ્યો હતો, અને તેથી મારગારેટ હવે ગભરાઇ! તોબી, તે હીમત પકડીને બેસી રહી, અને તેણે તે બકતરનાં ચહેરાવાલા ભાગ તર્ફ જોયું, ત્યાં જોતાંજ તે દહેશતથી લરઝી રહી, કેમજે તેને લાગ્યું કે તે બકતરના આંખોવાલા છેદમાંથી કાલી કાલી આંખો તેને જોઇ રહી હતી!!

મારગારેટની જગા પર કોઇ બીજી નબલા મનની બાનું હતે તો તેણે ગભરાટની મારેલી ચીખ પાડી દીધી હતે, મગર તે મઝબુત મનની હતી છતાંબી તેને લાગ્યું કે તે બે કાલી આંખો કોઇ સર્પની આંખો મીસાલ તેના તર્ફ જોતી હતી! મારગારેટે પહેલાં તો એમજ ધાર્યું કે ત્યાં કોઇ ભુત પલીદનો ચારો હશે!! પણ નહીં, બીજીજ પલે તેણે તે વાહીયાત ધકારાને બાજુએ મુકી દીધો, અને માન્યું કે કોઇ ત્યાં છુપાયલું હતું!

મારગારેટને હવે બીજો શક ગયો, જેથી તેણે બીજા બકતરના ચહેરા તર્ફ જોયું તો અરે! ત્યાંથીબી બે કાલી આંખો તેના તરફ ઘુરકતી હતી! મારગારેટે તુર્તજ દરવાઝા તર્ફ દોડી જઇને મદદ નહીં માંગી એ તેને પોતાનેબી લાગ્યું કે અજાયબી ઉપજાવનારું હતું, પણ તે સ્હેજ સોચથી પોતાની હીમતને વધારે મદદગાર થઇ પડવા ખુશી બની. જેથી, તેણે જાણે કાંઇ જાણ્યુંજ નહીં હોય તેવો ડોળ કીધો, કાગઝ લખવા માટે વીચાર કરતી હોય તેવો દેખાવ કીધો, અને તેવા વીચારમાં અને વીચારમાંજ તેની નઝર આમ તેમ ફરતી હોય તેમ તેણે પોતાની આંખો હીંયાંથી ત્યાં એક બકતર તર્ફથી બીજા બકતર ઉપર ફેંકી. અને ત્યાં તેણે શું જોયું? દરેક બકતરના ચહેરામાંથી બે આંખો તેની અને તેની તર્ફજ જોતી હતી!!

તે હવે કોઇ ભયંકાર દગો રમાયલો પામી ગઇ: આખા દીવસની ગડબડ અને પહેરાણાંઓની આવજાવનો લાભ લઇને દુશમનોના માણસો તે બકતરખાનામાંના આખા આખા બકતરોમાં છુપાઇ ઉભા હતા!!

તેણે સમય સુચકતા વાપરીને ગભરાત બતાવ્યો નહીં, અને અજાણી અમ્મા થઇને લખવા પર પાછું ધ્યાન લગાડવાના ઢોંગ કીધાં

તે કાગઝપર વાંકી વલીને લીસોતા પાડતી ગઇ અને મનમાં વીચારવા લાગી: "આએ બધા જે બકતરની અંદર ભરાયલા છે તેઓ કાંઇ મ્હારે માટે આવ્યા નથી! જો મ્હને કોઇ પકડવા આવ્યું હતે તો તેઓએ અત્યાર સુધીમાં મ્હારીપર તુટી પડીને મ્હને ગીરફતારબી કીધી હતે! હું તો ધારૂં છું કે બદમાશ દગલાસે નવો રીતનો જગાડયો હશે, તે ઓલબરટીનાને પાછો ઉંચકી જવા માંગતો હશે, અથવા તો વલી પાછી મ્હારા મુરબ્બી વાલી અર્લ ઓવ કેથનેસપર ધાર હશે! કે કદાચ એના આ છુપાયલા માણસો અમો બધાં જ્યારે સુતેલાં હોઇએ ત્યારે અર્લને, સર કેસીમીરને, ઓલબરટીનાને, અને મ્હને પોતાને એમ બધાંનેજ ઉઠાવી જવાના ઇરાદાથી હીંયાં ભરાયા હશે! જેમી હોય તે! મગર, આજે રાત્રે હું ધારૂં છું કે પવિત્ર કુદરતે મ્હારે હાથે મ્હારાં વ્હાલાં મીત્રોને બચાવવાનો ઇરાદો કીધેલો છે. મારગારેટ! મારગારેટ!" તે મનમાંજ બોલી "તું હવે રાણી છે, અને રાણીની હીમત ત્હારા સીનામાં હોવી જોઇએ. મ્હારે આ બદમાશ મુદદઇઓને એવું જાણવા દેવું જોઇએ કે મેં તેમને જોયાજ નથી, હું તેમને બકતરમાં જાણી શકીજ નથી! અને તેવી રીતે એ બદમાશોને ગાફીલ રાખીને મ્હારે મ્હારી ઘણી અચ્છી હીકમત અને એક રાણીનેજ છાજતી ઘણી મોટી હીમતથી કામ લેવું જોઇએ."

મારગારેટ જે કાગઝ પોતાના ખાવિંદ રાજા ડેવીડપર લખતી હતી તે તો કયાંનું કયાં રહી ગયું, અને આ નવા વિચારો તેના મનમાં વીજળીની મુઆફેક પસાર થઇ રહયા! અને તે કોઇ નવી હીકમત તઇયાર કરવા બેઠી!

"ઠીક છે," તે એકાએક ચોંકીને મોટે સાદે બોલી પડી "આ કાગઝ લખવાનું મ્હારે પુરૂ કરવુંજ જોઇએ, નહીં તો જો ઓલબરટીના હીંયાં આવશે તો મ્હને તે કાગઝના ખલાસ નહીં કરવા માટે સવાલ પુછશે તો તેનો જવાબ હું શું આપીશ? મેં એ કાગઝ માટે ઓલબરટીનાને વચન આપ્યું છે. મ્હારે તેથી બીજી કોશીશ કરવી જોઇએ!"

અને તે કાગઝ જે થોડું લખેલું હતું તે ધોંગથી મારગારેટે ફાડીને ટુકડે ટુકડા કરી નાંખ્યું, એટલું બારીક કે કોઇથીબી તેનો એક ટુકડો વટીક વંચાય નહીં, અને પછી જાણે બીજુંજ કાગઝ લખતી હોય તેમ તે બીજા કાગઝપર લખવા બેઠી!

થોડોક વખ્ત તેમ લખ્યા બાદ તે મોટેથીજ બોલી પડી: "અરે! હું એ કાગઝ ઓલબરટીનાની પોતાની મદદ વગર પુરો કરી શકીશ નહીં! મ્હારે તેના વીચારો જાણવા જોઇએ. તે પોતે હીંયા આવનાર છે, તો હું થોભીશ."

અને થોડો વખ્ત તે તેમ ધોંગથી વીચારમાં ત્યાં બેસી રહી! પછી પાછું વ્હારૂં આવી ગયું હોય તેમ તે પુકારી ઉઠી "એ હજુણ આવી કેમ નહીં? શું થયું? હું જઇને એને પોતાને હીંયાં લઇ આઉં, અને પછી તેના વીચારો જાણીનેજ એ કાગઝબી લખું. તેના આવ્યા વગર નીકામો છે."

અને મારગારેટે તેનાબી ફાડી તોડીને ટુકડે ટુકડા કરી નાંખ્યા, અને તે બકતરખાનાની બલામાંથી ન્હાસી જવાનો હવે તેણે ઇરાદો કીધો. તે જઇને બધાંને ખબર આપી દેવાની હતી, અને તેમ કરીને ગોયા રોઝલીન કાસલ પર ઉતરનારી આફતને અટકાવનાર હતી.

મારગારેટ કુરસીમાંથી ઉઠી ઉભી થઇ, તે મનમાં તો ઘણી બીહતી હતી કે બકતરમાંના બધાં તેનીપર રખે કુદી પડે, મગર પોતે તે રાત્રીની બલામાંથી બચી જવા માટે પાક પરવૂર-દીગારનું નામ લઇને ઉઠી, અને તેણે પગલાં ભરયાં. મારગારેટને લાગ્યું કે તેના પગોમાંનું ઝોર ખુંચવાઇ ગયું હતું! તેનું મગઝ ઘુમતું હતું! મગર, તે પાક ખુદાના નામથી પોતાને ગયબી શક્તી મલેલી જોઇ પગલાં ઉપાડવા લાગી. કોઇબી તે બકતરમાંથી હાલ્યું નહીં—એકબી દુશમને હીલચાલ કીધી નહીં. અને તે દરવાઝા આગલ પહોંચી. તેણે દરવાઝો ખોલ્યો—અને તે વખ્તે બી તે ધાસ્તી તો ખાઇ ગઇ કે તેનાં ખભાંપર તે પળેબી કદાચ દુશમનનો હાથ આવી પડે, પણ નહીં. પાક ખુદાએ તેને બચાવી. સઘલું શાંત રહયું—તે દરવાઝાની બાહાર ગઇ—તેણે પોતાની પાછલ દરવાઝો બંધ કીધો અને તે સહી સલામત ત્યાંથી નીકલી ગઇ!

ત્યાંથી બહાર નીકલીને તે તુર્તજ રેડમેનના ઓરડા તર્ફ ગઇ, તેણે તેના ઓરડાનો દર-વાઝો ખુલી નાખ્યો—તે અંદર દોડી ગઇ—તેણે ઉંઘમાં પડેલા રેડમેનને તેનાં ખભાંમાંથી પક-ડીને હલાવ્યો. થોડા મગર સ્હમજ પડતા શબ્દોમાં તેણે રેડમેનને તે ભયંકાર ભયથી વાકેફ કીધો. રેડમેને ઉઠીને અદબથી કહયુ "નેકનામ માનવંત બાનુ, મ્હારી ફર્ઝ શુ છે તે હું સ્હમજુ છું, અને હું મ્હારી ફર્ઝ બજા લાવીશ. બીહશો નહીં! તમે સર કેસીમીર પાસે દોડી જાઓ—અને ત્યાર પછી નામવર અર્લ ઓવ કેથનેસ પાસે સીધારો."

મારગારેટે રેડમેનનો ઓરડો છોડયો, અને તે આગલ વધી. હવે તેનાં શરીરમાં ધીમી ખુશાલી વ્યાપી રહી હતી. તેણે અગત્યની એક ફર્ઝ બજાવવામાં આ શુરૂઆતની ફત્તેહ મેલવી હતી, જેથી તે ખુશી થતી હતી. રેડમેને તેને તે શાદી પછી આ પહેલ વહેલી વખ્તે "નેકનામ માનવંત બાનું" તરીકે માન આપ્યું હતું જેથી તે વધારે ખુશી થઇ ગઇ હતી! તે સર કેસીમીરના ઓરડા તર્ફ ગોયા ઉડીને ગઈ—સર કેસીમીર હજુણ ઉંઘમાં પડયો નહીં હતો અને વાંચતોજ લેટેલો હતો, અને તેણે જયારે મારગારેટને ગભરાયલી અકલાયલી મોડી રાત્રીએ આવે વખ્તે ત્યાં જોઇ ત્યારે તે સર્પે ડંખ માર્યો હોય તેમ ઉછલીને ઉભો થયો!

મારગારેટ અંદર પહોંચતાજ બોલી પડી "મ્હને ઉંઘ આવી નહીં—હું બકતરખાનામાં ગઇ કે ત્યાંની લખવાની સામ્રગીથી હું મ્હારા ભાઇ સર ફ્લેર્માંગપર એક કાગઝ લખું—મગર, મેં તે બકતરખાનામાંના આખા શરીરના બકતરોમાં માણસોને ભરાયલા જોયા——"

"શું ઉઉ?" સર કેસીમીર વચ્ચે પુકારી પડયો.

"માણસો." મારગારેટે જવાબ આપ્યો "તે બકતરખાનામાં દુશમનો ભરાયલા છે, દરેક આખા બકતરમાં દુશ્મન છે—હું—જેમ તેમ ન્હાસી આવી—તેઓ હું ધારૂં છું કે આપણને બધાંને ઉંઘાયલા પકડી લેવા માંગે છે. મેં રેડમેનને કહયું છે—રેડમેન ચેતેલો છે—તે ઝુરરી ફર્ઝ બજાવવા દોડયો છે. તમને ચેતાવીને હવે હું મ્હારા મુરબ્બી વાલીને એ ભયથી જાણીતા કરવા જાઉં છું."

"બાહાદુર અને શેરદીલ મારગારેટ," સર કેસીમીર ઘણો ખુશી થઇને બોલ્યો "બીના જો ખરીજ હશે અને તું ભ્રમથી ગભરાઇ ગયલી નહીં હશે તો તેં આજે એક ઘણુંજ નેક અને બાહાદુરી ભરેલું કામ કીધેલું છે. તેં કીલ્લાને બચાવ્યો છે—બલ્કે અમને પાક ખુદાની મદદથી તેં બચાવ્યા છે."

સર કેસીમીરને ટોપી પહેરતો અને જવાની તૈયારી કરતો જોઇને મારગારેટ ત્યાંથી અર્લ ઓવ કેથનેસના ઓરડા તર્ફ દોડી—બલ્કે ઉડી! તે ઉમરાવ બીછાનામાં પુર ખાબમાં હતો. મારગારેટે તેનેબી ઉઠાડયો, અને તેણે સર કેસીમીરને કહયું હતું તેમ અર્લ ઓવ કેથનેસ આગલબી કહયું.

અર્લ ઓવ કેથનેસે મારગારેટને શાબાશી આપી, અને તે પછી મારગારેટ ઓલબરટીનાના ઓરડામાં ગઇ.—તેણે રેડમેન, સર કેસીમીર, અને અર્લ ઓવ કેથનેસને જે પ્રમાણે ગભરાતમાં વાત કહી હતી તે પ્રમાણે ઓલબરટીના આગલ તે ભયની વાત નહીંજ કહી, પણ આહીસ્તા આહીસ્તા તે વાત કહી.

અઝીઝ વાંચનારને ખબર તો છે કે બકતરખાનાના ઓરડામાં બે દરવાઝા હતા, એક ઝાહેર અને એક છુપો જે છુપે રસ્તેથી રાજા દેવીડના ચોબદાર કોયરેને મારગારેટના વડવાને લગતી વાત જાણી લીધી હતી.

તે રાત્રે આશરે બાર વાગતાને શુમારે રોઝલીન કાસલમાના બકતરખાનાના તે બન્ને દરવાઝા ખુલ્લા મુકી દેવામાં આવ્યા, અને એક દરવાઝેથી અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીર થોડાક માણસો સાથે, અને બીજે દરવાઝેથી રેડમેન થોડા માણસો લઇને તે બકતરખાનામાં ધસારો લઇ ગયા!

મસાલ સાથે ધસી ગયલા તે હત્યારબંધ માણસોને એકાએક સામટાજ ત્યાં ધસી ગયલા જોઇને ગભરાતની બુમ ત્યાં ઉઠી રહી, અને બકતરમાંના કેટલાક માથા બખતરની કોલાહલમાંથી બાહાર નીકલી પડયા!

"શરણ થાઓ, અગર જો તમો દરેકે તમારા જાન બચાવવા હોય તો તાબે થાઓ." અર્લ ઓવ કેથનેસે બુમ પાડી "વર્ના હું કસમ ખાઇને કહું છું કે તમારી ખરાબી થશે."

"અગર તાબે જો નહીં થશો તો તમો સઘલાંઓને મારી નાખવામાં આવશે." સર કેસીમીરે ગુસ્સાથી બુમ પાડી.

પણ, તે ભયંકાર ચેતવણીને ગણકારવામાં આવી નહીં. કેમજે, નાસીપાસી અને ગુસ્સાથી તે બકતરમાંના તમામ માણસો આતીશની મુઆફક ગર્મ બની ગયા હતા. તેઓ જાણતા હતા કે તેઓએ કાયદાનો ભંગ કીધો હતો અને જો તાબે થાય તોબી સઝાને પાત્ર થાય તેથી તેઓ લડવાપર ખુશી હતા; વલી, તેઓના બીજા એકસો દોસ્તો તમામ સરતાપા હત્યારોથી સજાઇને રોઝલીન કાસલની નઝદીકની ઝાડીઓમાં છુપાયલા હતા જેમની મદદ પર તેઓ કુદતા હતા! તેઓએ એમ માન્યું કે મારી મારીને તેઓમાંના કેટલાકોએ રોઝલીન કાસલના આસપાસની ચરોપર પુલો ઉતારી દેવા અને પેલા છુપાયલા મદદગારોની મદદથી રોઝલીન કાસલમાંનાઓને પકડી લેવા. અને, તેથીજ, તેઓ શુરપર ચઢયા!

તેઓ અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીરના માણસોપર તુટી પડયા અને કેટલાકો વલી રેડમેનની સાથનાઓ સાથે લડવા પડયા! ત્યાં લડાઇના હત્યારોના આવાઝો જે થઇ રહયા તે ઓલબરટીના અને મારગારેટના ઓરડા સુધી ગયા અને ઓલબરટીના તો ગભરાઇને રડમશ બની ગઇ, પણ મારગારેટનાં પાંસાંમાં તે ગભરાઇને બેઠી.

આશરે વીસ મીનીટ સુધી તે લડાઇ ચાલુ રહી, જે પછી આવાઝ બંધ થયો.

"હું જઇને એ લડાઇનું પરિણામ જોઉં છું." મારગારેટે કહયું. "પાક ખુદા કરે ને આપણા મુરબ્બીજી અને સર કેસીમીર એ લડાઇમાં ઘાયલ થયા નહીં હોય."

તેજ વખ્તે દરવાઝો ખુલ્યો, અને અર્લ ઓવ કેથનેસ ત્યાં દાખલ થયો. અર્લ ઓવ કેથનેસના શરીરપર લહુના ડાઘ હતા, મગર ઓલબરટીનાને તે જોવાનો તો વખ્તજ હતો નહીં, તે તો પોતાના પીદરને સહીસલામત જોઇને તેના હાથોમાં જઇ પડી.

"ફત્તેહ આપણી છે!" તે બોલ્યો "બદમાશો હારી ગયા છે!"

ફત્તેહનું નામ સાંભલીને તે બન્ને સુંદરીઓએ ખુશીની ચીખ પાડી.

"હા," અર્લે કહયું "ફત્તેહ આપણુને મલી તો છે, મગર અફસોસ! આપણા દુશ્મનો જે ત્રીસની સંખ્યામાં હતઃ તેઓમાંના અર્ધા મરણ પામ્યા છે, અને અફસોસ કે આપણામાના પાંચ બહાદુરો પણ મઉતને શરણ થયા છે."

"પાક પરવરદીગારના હું તો શુકરાના કરૂં છું કે તહમો મ્હારા પીતાજી સહી સલામત બચી ગયા છો," ઓલબરટીના તો પાક ખુદાએ તેના પીદરને બચાવ્યા હતા તે માટેજ બધી ખુશી ખુશી હતી, તે ઘણી વફાદાર બેટી હતી.

"ઓ! તે આપણામાંનાઓ જેઓ—"

"પણ, સર કેસીમીર? અને રેડમેન?" મારગારેટે તુર્તજ પુછયું "તેઓનું કેમ? તેઓબી પાક ખુદાની મહેરથી બચ્યા છેની?"

"હા, તેઓબી બચ્યા છે, પાક ખુદાનાજ તે માટે આપણે શુક્રગુઝાર છીએ" અલ ઓવ કેથનેસ ખરા દીલથી બોલી પડયો " અને, મ્હારા બચ્ચા" મારગારેટના માથાપર હાથ ફેરવીને તેવણે કહયું "તેં અતીબ્બ મોટી બાહાદુરી બતાવી છે. તેં અમને બચાવ્યા છે."

"પાક પરવરદીગારે બચાવ્યા છે." મારગારેટ બોલી "મેં તો મ્હારી ફરઝ બજાવી. મગર મુરબ્બીજી, તહમે ઝખ્મી થયા?"

"હા, બાવાજી, તહમારા શરીરપર લહુના ડાઘ છે." ઓલબરટીના ગભરાતથી જોતી જોતી બોલી પડી.

"કાંઇજ નથી, કાંઇજ નથી, એ તો સીર્ફ મ્હને નજીવો એક ન્હાનો ઝખ્મ થયો છે," અર્લ ઓવ કેથનેસ બોલ્યો "જો તેઓ શરણે આવ્યા હતે તો તેઓમાંનો એકબી નહીં મરતે, અને આપણામાંના પાંચનો જીવ નહીં જતે. એ આપણા પાંચ આદમીઓને માટે હું ઇન્તીકામ લઇશ.

"પીતાજી!" ઓલબરટીના ધ્રૂજીને બોલી પડી "શું તેમ કરવાની ઝુરૂરત છે?-શું બેશકીતજ તેમ કરશો? યાદ રાખો, પીતાજી, કે બદલો લેવાનું કામ ઘણુંજ ખરાબ છે."

"આવી જાતની દગાબાઝી માટે ઇન્તીકામ લેવું બેશકીતજ ઝુરૂરી છે—ઇન્સાફી છે." અર્લ ઓવ કેથનેસ બાર મુકીને બોલ્યો "સર કેસીમીર એવો સાચ્ચો માણસ છે કે તે કદી બી કોઇ કામ ખોટું નહીં કરશે, અને હુંબી જ્યાં દયા બતાવવી હોય ત્યાં દયા બતાઉં છું,

પણ જ્યાં ખરો ગલો લેવાનો હોય ત્યાં ધાસ્તી શાની? ગુન્હાગારોને તો મારવાજ જોઇએ."

"અને તે કંગાલોને શું સઝા આપ કરવા માંગો છો?" ઓલબરટીનાએ પુછયું, મગર તેનો આવાઝ તે વખ્તે ઘણો બારીક હતો.

અર્લ ઓવ કેથનેસ થોભી ગયો—તેણે તુર્તજ જવાબ આપ્યો નહીં—અને થોડો વખ્ત ગયા પછીજ તે બોલ્યો "ઓલબરટીના, મ્હને હમણાં ના પુછ,તું પોતાની મેળે બધું જાણશે."

---

## પ્રકરણ ૨૮ મું.

---

### દુશમનોમાં ગભરાન.

સીહા દગલાસના જે લગભગ ત્રીસ માણસો બકતરખાનામાં ભરાયા હતા તેમાંના અર્ધા માર્યા ગયા હતા, અને અર્ધાઅર્ધ રોઝલીન કાસલમાં કઇદ હતા. તેઓ કઇદ પકડાયા હતા છતાં તેઓએ પોતાના બીજા એકસો સાથીઓ બાહાર ઝાડીઓમાં છુપાયલા છે તે માટે અર્લ ઓવ કેથનેસને કાંઇબી કહયુ નહીં.

સીહા દગલાસને પેલા પ્રપંચી પાદરીએ આ પ્રમાણે કરવા શીખવ્યું હતું—સીહા દગલાસે તેમ કરવા પોતાની ખુશી બતાવી હતી—અને મેગનસે એકસો ને ત્રીસ માણસો સાથે પાદરીને લઇને રાત્રે છાપો મારવાનો તે વીચાર અમલમાં મુકયો હતો.—તેઓ ત્રીસ કે જેઓ મઝબુત અને ઘણા ચાલાક હતા તેમને રોઝલીન કાસલમાં જવા માટે મેગનસે હુકમ આપ્યો હતો અને તેઓ આખા દીવસની અર્લ ઓવ કેથનેસને ત્યાંની ધમચકરીમાં એક બે એક બે એમ રફતા રફતા દાખલ થવામાં ફતેહ પામ્યા હતા, અને બકતરોમાં છુપાયા હતા, મગર આખીર તે પ્રપંચ પકડાઇ ગયો હતો! બુરાઇનો અંજામ સદા બુરોજ હોય છે.—પ્રપંચી પાદરીએ પોતાની નઝરકઇદ હાલતમાં રોઝલીન કાસલમાં રહીને એક બીજો નવો પ્રપંચ રચવાનોજ રસ્તો શોધ્યો હતો! પણ તે દગલબાઝનો તાગડો ફાવ્યો નહીં. પવીત્ર કુદરતનો હાથ દગબાઝોને એકજ ઝટકે દાબવા પુરેપુરો ઝોરદાર છે.

માહાતાબની સુંદર ઠંડી રોશની છવાઇ રહી હતી, અને પેલા એકસો માણસો પાદરી અને મેગનસની સરદારી હેઠળ રોઝલીન કાસલ તર્ફ જોયા કરતા હતા.

"વખ્ત નઝદીક આવતો જાય છે," મેગનેસ જે પાદરી સાથે પોતાના માણસોથી અલગ ઉભેલો હતો તેણે પાદરીને કહયું "કે જ્યારે ત્હમારી તજવીઝ અને હીકમતની કસોટી થઇ જશે. અગીઆર તો વાગી ગયા છે, અને રોઝલીન કાસલમાં આ વખ્તે બધું શાંત થઇ જાય છે એમ ત્હમે કહયું છે."

"મેં મ્હારી હીકમત તો સ્હમજાવી છે," પાદરી બોલ્યો "મગર, ત્હમે ત્હમારા માણસોને હુકમ કેવી રીતે આપ્યા છે તે પ્રમાણે અમલ થશે."

"મેં તેમને રેઝલીન કાસલના બખ્તરખાનામાં છુપાવા અને શાંતી જણાતાજ તેમાંથી નીકલવા જણાવ્યું છે. તે પછી ત્યાંથી નીકલીને ત્રણ ચાર માણસોએ જઇને સર કેસીમીરને પહેલા તો ગીરફતાર કરવો એવું મેં કહયું છે, કેમજે તે નરે શેરને સર્વેથી પહેલા નીરબળ કરવાની બહુજ મોટી અગત્ય છે."

"વલી, બીજાઓએ જઇને અર્લ ઓવ કેથનેસને પકડવા, અને પછી ઓલબરટીનાને પકડવી." પાદરી બોલી પડયો "કેમ ખરૂની ?"

"હા, અને કાસલની આસપાસની ચરોપરના જે પુલો પહેલી રાત્રે ઉઠાવી લેવામાં આવ્યા હતા તે પુલોને ફરીથી ચરપર ઉતારવાને માટે બીજાઓ કોશીશ કરશે. આપણે તે પુલોની મદદથી કાસલમાં ધસી જઇશું. જો લડવુંબી પડશે તો લડી લડીને આપણે ઓલબરટીનાને ઉપાડી જઇશું."

"ઓલબરટીનાની સાથે અલ ઓવ કેથનેસનેબી ઉઠાવી જવા જોઇશે કે જેથી એ બેઉને તોનતેલોનના કીલ્લામાં લઇ જઇને ત્યાં તેમને જેર કરવા." પાદરી બોલ્યો "ઓલબરટીના સાથે આપણા નામવર અર્લ ઓવ દગલાસની શાદી થઇ રહી કે પછી અર્લ ઓવ કેથનેસ આપો આપ ત્યાં મોમ મીસાલ નરમ બની જશે, અને આપણે મનગમતી શર્તો અર્લ પાસેથી લખાવી લેવામાં ફતેહમંદ થઇશું."

"હા, પણ રેઝલીન કાસલમાં અર્લ ઓવ કેથનેસની કરી લીધેલી છોકરી મારગારેટ છે-તેનું કેમ ?" મેગનસ બોલ્યો.

"મેગનસ." ફાધર જુલીયસ બોલ્યો "તહમે તે બાનુને હાથબી લગાડશો નહીં, તેનેથી દુરજ રહેજો, અને તેની સાથે ઇઝઝતભરી વર્તણુક ચલાવજો. મ્હારી હીકમત ઝાહેર કરતી વખ્તે મેં અર્લ ઓવ દગલાસ નામવરથી એ બાબદમાં શર્ત કીધી છે."

"પણ હું એમ પુછું કે તહમને મારગારેટ માટે એટલી બધી લાગણી કેમ? શું તહમે રેઝલીન કાસલમાં નઝર કઇદ હતા ત્યારે તહમારી પર તે બાનુએ મ્હેરબાનીઓ ઉતારી હતી ?"

"જે હોય તે, પણ મેં આપણા નામવર અર્લ પાસેથી પહેલાથીજ વચન માંગી લીધું છે કે બાનું મારગારેટને કોઇબી પ્રકારે મોંઢેથી યા હાથથી અપમાન કરવામાં નહીં આવે." પાદરી બોલ્યો.

"તેતો ઠીક, લેકીન આનું શું ?" મેગનેસ બોલ્યો "તહમારી હીકમત જો પડી ભાંગી, આપણે તેમાં માત થયા તો ?"

"માત તો નહીંજ થઇશું" દગલબાઝ પાદરી ખાત્રીથી બોલ્યો.

"પણ એમજ સહમજો કે માત થયા, તો?" મેગનસે કહયું "પેલી બીજી હીકમત વાસ્તેનો ખુલાસો મેં પુરો સાંભલ્યો નથી. તહમે થોડાક શબ્દો બોલ્યા હતા, મેં તહમારી આજે આઝમાવેલી પહેલી હીકમતપર દારોમદાર બાંધ્યો હતો, પણ મ્હને હમણાં ખ્યાલ આવે છે કે આપણને તે બીજી હીકમત લડાવવા માટેબી હવે કોશીશ કરવી જોઇશે. બોલો, તે શું બાબદ છે. તેનો પુરો ખુલાસો કરો."

"હમણાં તે બાબદપર તકરાર કરવાની ફોકટ છે." પાદરી બોલ્યો.

"ફાધર જુલીયસ," મેગનેસે હવે કરડું આવાઝ કરીને મોટા ગુસ્સાથી કહયું "તું મ્હારી આગલ તે બાબદનો પુરો ખુલાસો નહીં કરશે તો ખતા પામશે."

"એ મ્હારો ભેદ છે, અને ત્હમે તે પુછવાને માટે મ્હને દબાણ કરશો નહીં."

"ત્હારો ભેદ અને ભરમ જાય ચુલામાં," વધારે ગુસ્સે બની જઇને મેગનસ પુકારી પડયો "જો તું બોલશે નહીં, તું ત્હારી હીકમતને તેના ખુલ્લા આકારમાં બતાવશે નહીં, તો હું આએ ખંજરથી ત્હારૂં સીનું ચાક કરી દઇશ."

"મેગનસ," પાદરી ગભરાતથી બોલી પડયો "ત્હમે એક પાદરી જેવા પાદરીને મારી નાખવા તઇયાર થયા છો?"

"તું કેટલો બધો સાચ્ચો પાદરી છે તેની મ્હને કયાં ખબર નથી!" મેગનસ અતી ઘણા ધીક્કારથી બોલી પડયો.

"લુહારવારે કયાં સોય વેચવા જાય છે? પાદરીના આકારમાં તું શયતાન છે તે તો ત્હારા કામોથીજ પુરવાર થાય છે." અને પાપીને તેના ખરા આકારમાં બતાવીને તાણો મારતાં મેગનસે તેને ખભાંમાંથી પકડીને ધંધોલી નાખીને કહયું "જો મ્હારા માણસો જાણે તેમ તું ના કર, મ્હને હજુણુબી વધારે ગુસ્સે ના કર, જેબી કાંઇ હીકમત હોય તેની પુરી ખબર આપી દે કે હું જાણું કે તે ખરી છે કે ખોટી. અગર જો તું નહીં બોલશે તો હું ત્હારૂં ખુન કરવા માટબી ખચ્ચીતજ નહીં ચુકીશ."

"ભલા મેગનસ, આપણી બેઉની વચ્ચે દોસ્તીનો ગાંઠ જોડાયલો રહેવા દે" પાદરી હવે ગભરાઇને સ્હમજાવવા પડયો "હું તુને તે ભેદ કહું છું, મગર તું તે કોઇબી બીજાને કેહેતો ના."

"હું ભેદ રાખીશ," નરમ પડી જઇને મેગનસે કહયું "હું તે ભેદની દરકાર તો કરતોજ નથી, પણ જે જાણવા હું માંગું છુ તે એટલુંજ કે તે હીકમતથી આપણે જીતી શકીશું કે નહીં."

"સાંભલો, અને ખાત્રી લાવો." તે પાદરી બોલ્યો, અને પોતાના દગલાની અંદરની જેબમાંથી એક કાગઝ ખેંચી કાહાડતાં તેણે વધાર્યું; "જુઓ, આ કાગઝ તે બધા માટે એક જાદુ સમાન છે જે બધા તે જોઇને——"

"શયતાન તુંને ગારત કરે, અએ પાદરી."મેગનસ ફરીથી ગુસ્સે થઇ જઇને પુકારી પડયો "આ દસ્તાવેજમાં શું બન્યું છે તે જણાવ. ત્હારો તે ભેદ શું છે તે કહે—તે કહે."

"ફરીથી આ દસ્તાવેજ તરફ જુઓ." તે કાગઝ તરફ હાથ કરીને બતાવતા તે પાદરીએ કહયું "જુઓ, આ નામ જુઓ. એ નામ આપણા નામવર અર્લ ઓવ દગલાસ પર લખાઇ આવેલા અગત્યના કાગઝો પર ત્હમે વારંવાર જોયું હશે."

"ખરેખર," તે નામ જોઇને મેગનસ પુકારી પડયો "પણ, આ બીજું નામ?——"

"ચુપ કરો." પાદરી બોલ્યો "કોઇ સાંભલશે. હવે ત્હમને સ્હમજ પડી તો હશેજ—"

"પાદરી" મેગનસને પાછો પવન ભરાઇ આવ્યો "તું મ્હને બનાવે છે! તું મ્હને ઠગે છે."

"હું સૌગંદ ખાઇને કહું છું કે આ ખરૂંજ છે." પાદરીએ તે બતાવેલા દસ્તાવેજની

પાછી ઘડી વાલીને તેને અંદરના ખીસામાં સંભાલથી મુકતાં કહયું "મેગનસ, આપણા નામવર અર્લ ઓવ દગલાસને બચાવી લેવા માટે આ દસ્તાવેજ જાદુ સમાન છે. વલી જો આજની હીકમત તુટી પડી તો આપણને સર્વેને બચાવવાને માટે પણ એ જાદુ સમાનજ છે."

"ઓહ! કામ શુરૂ થઈ ચુકયું છે." મેગનસ હવે રોઝલીન કાસલની બારીઓમાંથી આવતો ઉજાસ જોઇને બોલી પડયો "હા, એક ઓરડામાંથી બીજા ઓરડામાં અને બીજામાંથી ત્રીજા ઓરડામાં એમ ઉજાલો ફરતો રહે છે એ ઉપરથી સાબીત થાય છે કે આપણા માણસો પોતાનું કામ બજાવે છે."

આ વખ્તે ઝાડીમાં પાછલથી કાંઈ ખડખડાટ થયો, જેથી મેગનેસ તે તર્ફ જોઇને બોલ્યો. "મ્હારા બાહાદુરો, જેમ છો તેમજ ત્યાંના ત્યાંજ ઉભા રહો, એક પગલુંબી આગલ ભરતા ના, જ્યાં સુધી હું ત્હમોને હુકમ આપું નહીં ત્યાં સુધી ત્હમે ઝરાકબી આગલ વધતા ના."

"ખાત્રી રાખો, આપણીજ જીત છે." પેલો પાદરી મેગનસને કહેવા લાગ્યો.

"હવે તું મુંગો મરી રહેની," મેગનેસે તેની તર્ફ જોઈને કહયું "મ્હને તો વહેમ જાય છે કે આપણા માણસોની સામે રોઝલીન કાસલમાંના માણસો લડે છે! કેમજે ઉજાસ જે દેખાય છે તે ઘણી ઝડપથી હીંયાંથી ત્યાં દોડે છે!"

"આગલ વધો! આગલ વધો! આપણા મીત્રોની મદદમાં આગલ વધો." એ ત્રણ આદમી પેલાઓના ટોળામાંથી બોલ્યા.

"બુમ નહીં પાડો, નહીં તો આપણો આવાઝ જો જશે તો ખોટું થશે." મેગનેસ બોલ્યો "હું હુકમ કરૂં છું કે ત્હમે મુગા રહી જાઓ, આગલ વધતા ના. ત્હમે આગલ વધીને કરશો બી શું? ચરપર પુલો કયાં ઉતર્યા છે જે ત્હમે કાસલમાં ઘસી જશો? આપણા દોસ્તોએ જો પુલ ઉતાર્યા હતે તો આપણને છુપી નીશાની કરતે, આવાઝ આપતે."

તેઓ બધા ચુપચાપ ઉભા, અને તે પછી લગભગ અર્ધો કલાક ત્યાં ચુપકીદીમાંજ ગયો. રોઝલીન કાસલમાં ઉજાસ સીવા હવે ત્યાં કાંઇબી જણાતું નહીં હતું! ચરપર પુલબી ઉતરતા હતા નહીં.

"આપણે હારીએ નહિં તે માટેજ દુઆ ગુઝારીશું." પાદરીએ કહયું.

"આપણે જો હાર્યા તો ત્હારી પાસેનું જાદુ આઝમાવશું." મેગનસ બોલ્યો, અને તે વધારે બોલે તે અગાઉ તેને કાંઇ યાદ આવી ગયું. "પણ, ખાત્રી શું કે તું અમને બચાવશે. અને તું લોભાઈ જઇને લાલુચ——"

"મેગનસ, શું ત્હમે મ્હને એકલપેટો સ્હમજો છો? હું મ્હને પોતાને બચાવી લેવશ અને ત્હમને નહીં બચાવશ, એમ?"

"તું કેવો સારો માણુસ છે તે મેં જોઇ લીધું છે, એટલે પછી ત્હારી વાત માનીજ કેમ શકાય?" મેગનસ બોલ્યો, અને તે વખ્તે તે રોઝલીન કાસલની અગાસીપર મસાલની મસાલો ચઢાવેલી જોઇ ગભરાઇ ગયો. "આએ શું? આએ તો આપણા માણસોને અગાસીપર પકડીને ઉભા રાખેલા છે, તેમનાં ડોકાં નમાવેલા છે, તેમના ડોકાંપર શમશીર ઉતરે છે! હા, હવે મ્હને સ્હમજ પડી! આપણા માણસો પકડાઇ ગયા છે, અને તેમને કાપી નાખવામાં આવે

છે! ઓ, આપણે હાર્યા. મ્હારા બીરાદરો" તે પોતાના માણુસો તરફ જોઇને હવે બોલ્યો "આગલ વધશો નહીં; આગલ વધશો તો આપણે તેમની મોટી સંખ્યાને લીધે માર ખાઇ ખાઇને તબાહ થઇશું. મ્હારા બીરાદરો, ન્હાસો, ન્હાસીને બચી જાઓ. આપણો પ્રપંચ પકડાઇ ગયો છે."

તેઓ ન્હાઠા, જીવ લઇને ત્યાંથી ન્હાઠા, અને, મેગનસે પાદરીને પકડીને બુમ પાડી "તું શયતાન છે, ઓ પાદરી, તું શયતાન છે. ત્હારે લીધે મ્હારા ત્રીસ ચુનંદા માણુસો આજે માર્યા ગયા છે."

એમ બોલીને મેગનસે એક કુદકો એવો તે પાદરીના આંગપર માર્યો કે પાદરી તેના ઝોરથી ઝમીનપર અફલાઇ ગયો, અને મેગનસે ડાબો હાથ ઝોરથી તેના મોંઢાપર દાબી દીધો, અને જમણા હાથે તેણે તેના દગલાના બતન ખોલીને તેના અંદરના ગજવામાંથી પેલો દસ્તાવેજ કાઢી લીધો. અને તે દસ્તાવેજ જોઇને ખુશી થતો મેગનસ બોલ્યો, "એ હવે મ્હારો પોતાનો છે."

મેગનસ હવે પાદરીની છાતી પરથી ઉઠયો. પાદરી જેમ તેમ ઉઠીને ઉભો થયો, અને દુખથી બોલ્યો "મ્હને હીંયાં અકેલો દુશમનના ડાંચામાં છોડી ન જા."

"જહન્મમાં જઇને પડ." મેગનસ ગુસ્સાથી બોલ્યો "મ્હને હવે ત્હારી પરવાહ નથી."

એમ બોલીને મેગનસ ત્યાંથી ગયો. થોડે છેટે તે ગયો કે ત્યાં તેને ખુશીની ચીખ પાડતા તેનાજ માણુસો મલ્યા. મેગનસ સ્હમજ્યો કે તેને સહી સલામત તેમની સાથમાં પાછો ગયલો જોઇને તેઓ એમ ખુશી થતા હશે. પણ નહીં, તેના પોતાના માણુસોમાંના કેટલાકો તેને વલગી પડયા.

"દગલબાઝ," તેઓ પુકારી પડયા "ત્હારે લીધે અમારા સગાઓ વગર ફોકટના માર્યા ગયા."

"દુર રહો," મેગનસે પુકાર્યું "તેમાં મ્હારી ભુલ નહીં હતી. પેલા પાદરીની ભુલ હતી."

"પાદરીનીબી અને ત્હારી પોતાનીબી." તેઓ બોલ્યા "તું બદમાશ, દગલબાઝ. ખુની છે."

"અમારા બીરાદરોને અમારી આંખોની સાંમે મારી નાખવામાં આવ્યા છે." વલી બીજાઓ તે વખ્તે પુકારી પડયા.

"મ્હારો પીતા તેઓમાં હતો." મેગનસને જેઓએ પકડયો હતો તેઓમાંનો એક બોલ્યો.

"મ્હારો ભાઇબી હતો." બીજો બોલ્યો.

"અરે મ્હારો એકપુરો બેટોબી તેમાં હતો." ત્રીજો બોલ્યો, અને તેઓએ મેગનસને ઝમીનપર પટકી નાંખ્યો.

"દીવાના માણુસો," મેગનસ પડયો પડયો ગુંગલાતો ગુંચવાતો બોલ્યો "તમે આ શું કરો છો? મ્હને મારો છો?"

"હા, તુને," એક પુકારી પડયો "દગાબાઝ, તેં ઘણો ઝુલ્મ કીધો છે, ત્હારે લીધે આ બધી તબાહી થઇ રહી છે"

અને તેમ બોલતાંજ તેઓએ પાસેના એક ઝાડપર ઘોડાની લગામનો એક ભાગ નાંખીને બીજા ભાગ સાથે મેગનસને ટાંગી દીધો. અને તેને ગુંગલાવીને મારી નાંખ્યો.

બુરાઇનો બદલો બુરોજ છે.—જુલ્મગાર મક્કારનો બુરો અંજામ આવ્યો હતો: મેગનસ પોતાના પાપોથી ભરાઇને પોતાનાજ માણસોને હાથે મૌતને તાબે થયો.

## પ્રકરણ ૨૯ મું.

### રાજાની રેઝલીન કાસલમાં ફરી મુલાકાત.

દુશમનોના ત્રીસ માણસો માર્યા ગયા હતા, પણ તેઓમાંના એકેકબી પેલા ઝાડીઓમાં ભરાયલાઓની વાત કહી હતી નહીં. તેઓની શબોને દાટવાનો બંદોબસ્ત કરીને તુર્તજ બે પયગામચીઓને રવાના કરવામાં આવ્યા. એકને સર ફ્લેમીંગ આગલ મોકલીને બધી વીગતે એહેવાલ કહેવડાવતાં સર કેસીમીરે સર ફ્લેમીંગને લખ્યું કે તેણે પોતાની મીલકત છોડીને આવવું નહીં, કેમજે મારગારેટની બાહાદુરીથી દુશમનોને મારવામાં તેઓ ફ-તેહ પામ્યા હતા. અને, બીજો પયગામચી રાજા દેવીડ તર્ફ રેઝલીન કાસલમાં બનેલા બનાવની તમામ વીગત દરશાવનારો પયગામ લઇ ગયો, જેમાં રાજાની પનાહ માંગવામાં આવી હતી.—રાજાએ તે બાબદમાં પુરતી તહેકીક ચલાવવા માટે રેઝલીન કાસલ તર્ફ આવવાનું જવાબમાં લખ્યું, અને વધુમાં એમ તેણે જણાવ્યું કે લેડી અલવીરા રેમ્ઝે મુકેલા આરોપોની તપાસ વખ્તે જ્યારે સીહા દગલાસ હાઝર થશે ત્યારે તેને આ નવી બાબદ માટે પણ પુછવામાં આવશે.

મારગારેટ સ્હમજી ગઇ કે રાજા દેવીડ સીર્ફ બહાનાથી રેઝલીન કાસલમાં આવવા માંગતો હતો, કેમજે નહીં તો સીહા દગલાસના માણસોની બાબદમાં તપાસ કરવા તો તે પોતાના કોઇ પ્રતીનીધીને મોકલી શકતે. રાજાને તેને માટે ઘણો પ્યાર છે તેની પુરવારી મારગારેટે તે ઉપરથી માની લીધી. મારગારેટે પોતે હાથે જાતે આગલ રહીને રાજાને વાસ્તેના ઓરડાઓ શણગાર્યા, અને અર્લ ઓવ કેથનેસ તે જોઇ ખુશી થયો કે માણસોની અને ઓલબરટીનાની મહેનત બચાવવાને ખાતીરજ મારગારેટે એ બધી તકલીફ ઉઠાવી હતી! તે શું જાણે કે મારગારેટ તો પોતાના ધણીને માટે એ તકલીફ ઉઠાવતી હતી!

રાજાના આવવાના દીવસે બધી ધામધુમ કરી મુકવામાં આવી, અને સઘલાંઓ સ્હવારથી તૈયાર થઇ રહયાં. અગીઆર વાગતાને શુમારે રાજા આવવાનો હતો, લેકીન અગીઆરની અગાઉ દુરથી ઘોડા દોડતા આવતા જણાયા!

"રાજા નામવર આવે છે." અર્લ ઓવ કેથનેસ ખુશાલીથી બોલી પડયો.

થોડા વખ્ત પછી સર કેસીમીર જોઇને બોલી પડયો "રાજા નામવર નથી, મ્હને એ કોઇ બીજુંજ આવતું લાગે છે."

પાંચ ઘોડેસ્વારો રેઝલીન કાસલ તર્ફ આવતા હતા, એક આગલ જે હતો તે જવાન

અને ઘણો ભપકાદાર હતો, તેની પાછળ તેના ચાર નોકરો હતા, જેમાંના આગલા બે છોકરવન ઉમરના હતા અને તેઓની પાછલ બે પચાસની ઉમરની ભરતીના હતા.

તે આવનાર સ્કોટલેંડનો નહીં પણ ઇંગલેંડનો રહીશ હોય તેવો હતો. તે જવાન ઉમરનો હતો, અને ઘણો ઉંચો નહીં તેમ ઠીંગણો નહીં તેવા શોભીતા કદનો તે હતો.

અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીર તેને લેવા માટે નીચે સુધી ગયા. તે નવા આવનારે ઘોડેથી ઉતરતાજ અર્લને અને સર કેસીમીરને નમીને સલામ કર્યા પછી, અર્લ ઓવ કેથનેસ તર્ફ જોઇને બોલ્યો "નામવર અર્લ ઓવ કેથનેસ, મ્હારૂં નામ સર લુઇ કારલીઓ છે. હું ત્હમારી પર ત્હમારા સગા અર્લ ઓવ મોરતનનું કાગલ લાવેલો છેઉં."

અને તેણે તે કાગઝ અર્લ ઓવ કેથનેસના હાથમાં આપ્યું જેમાં અર્લ ઓવ મોરતને એવી મતલબનું લખેલું હતું કે સર લુઇ કારલીઓ સ્કોટલેંડમાં ફરવા આવ્યો હતો અને તેને એડીનબરોની આસપાસના ગામડાંઓ વીગેરેના દેખાવો જોવાનો શોક થયલો હોવાથી તે તે તર્ફ કેટે થોડા દીવસ રહેવા માંગતો હતો. અર્લ ઓવ મોરતનનું પોતાનું મકાન જે "કાસલ ઓવ દાલકીથ"ને નામે ઓલખાતું હતું અને જે રોઝલીન કાસલની નઝદીકમાંજ હતું તે રહેવા માટે સર લુઇને આપતે, પણ હમણાં ત્યાં સાફસુફ અને માણસોનો બંદોબસ્ત બરોબર નહીં હોવાથી જો અર્લ ઓવ કેથનેસ સર લુઇને "રોઝલીન કાસલ"માં થોડા દીવસ પહરોણા તરીકે રાખે તો મોટું અહેશાન થાય.

"મ્હારી આંખોને ઝોરે," અર્લ ઓવ કેથનેસે સર લુઇ તરફ જોઇને કહ્યું "એમાં શું મોટી વાત છે! પાક પરવરદીગારનું આપેલું આવું મોટું આલીશાન મકાન છે; ત્હમે કયાં અમને અઘવડ કરવાના છો! આવો, મ્હારા મ્હેરબાન, ખુશીથી ત્હમે રોઝલીન કાસલમાં રહો, ટાંકણું વલી એવું થયલું છે કે આજેજ રોઝલીન કાસલમાં હમણાંજ રાજા દેવીડ નામવર આવનાર છે."

"ઓ ત્યારે તો હું જાઉં, રાજા દેવીડ પોતે આ કાસલમાં આવનાર છે તેની મ્હને ખબર નહીં." સર લુઇ બોલ્યો.

"અરે નહીંરે, રાજા નામવર આવે છે તો તે માટે શું છે? રાજા કાંઇ થોડા અમારા બીજા પહરોણાંઓને હાંકી કાઢીને પોતે રહેવાના છે જે તેની વાત?" અર્લ ઓવ કેથનેસે કહ્યું "ત્હમે સુખેથી રહો સર લુઇ, મેં કહ્યુંની કે પાક પરવરદીગારનું બક્ષેલુ આ ગંજાવર ઘંઘાર મગર આલીશાન મહાલ જેવુ મકાન છે. તેમાં ત્હમો કયાં નથી સમાવાના જે તેની વાત? આવો, અમો તો ખુશી થઇશું. અને હું ખાત્રીથી માનું છું કે રાજા નામવરબી ત્હમને જોઇને ઘણુાજ ખુશી થશે."

"મ્હને ત્હમારા સગા અર્લ ઓવ મોરતને ત્હમારા ચ્હેરા અને સ્વભાવની વાત કહી હતી તેવાજ ત્હમે નીકલ્યા. તેવણે આપેલી નીશાનીથી મેં ત્હમને ઓળખ્યા, અને હું ત્હમારા બોલવાપરથી ત્હમારા સદગુણી સ્વભાવનેબી જાણી શકયો છું."

અર્લ ઓવ કેથનેસ હસ્યા, અને તે પછી તેઓ સઘલાં ઉપર ગયાં, જ્યાં બાનુઓની સાથે નવા આવનાર ગ્રુહસ્થની ઓળખ કરવામાં આવી. તે વાતચીત ચાલતી હતી તેટલાં માર-ગારેટ કે જેની નઝરો બસ દુરજ ટીંગાયલી રહી હતી તે પુકારી પડી "નામવર રાજા આવે

છે!" અને તે તેમ બોલતાં એવી રીતે ખુશી થઇ ગઇ કે પેલો નવો આવનાર તો તેનો ચહેરોજ જોવા લાગ્યો!

આખીર રાજા આવ્યો, તે ઘણા માણસો પોતાની સાથે લાવ્યો નહીં હતો. રાજાના કેટલા માણસો હતા અને તેમનો પોષાક કેવો હતો એવા ટાહેલાંપર નહીં થોભતાં હું વાર્તાના અગત્યના ભાગોનેજ મ્હારા અઝીઝ વાંચનારને બતાવી દઇશ.

અર્લ ઓવ કેથનેસના માણસો, ઇંગલેંડ તર્ફથી આવેલા પેલા સર લુઇના માણસો, અને રાજાના માણસો એ બધાં એકબીજામાં ભેલાઇ હેલાઇને રહેવા લાગ્યા; અને એ રીતે અર્લ ઓવ કેથનેસ પોતાના માનવંત પહરોણાંઓ સાથે ખુશી શાદમાન હતો.

રાજા દેવીડનાં રોઝલીન કાસલમાં આવ્યાને બે દીવસ વહી ગયા. ત્રીજે દીવસે સર કેસીમીરે મેલરોઝ એબી તર્ફ જવાની પોતાની ખ્વાહીશ બતાવી અને તે ગયો.

તે પછી વલી બીજા દશ દીવસ ગબડી ગયા, અને સર કેસીમીર પોતાનું કામ પુરૂં થયલું જોઇ રોઝલીન કાસલ તર્ફ પાછો જવા નીકલ્યો જ્યારે તેને રસ્તામાંજ સર ફ્લેમીંગ ફીટઝએલન મલ્યો.—સર ફ્લેમીંગ હરમીતેજના કીલ્લામાં પોતાની માલેકીની મોહોર મારીને ત્યાં બધો બંદોબસ્ત કરી હવે પોતાનાં વ્હાલાંઓની મુલાકાતે રોઝલીન કાસલ તર્ફ પાછો ફરતો હતો.

સર કેસીમીર પોતાના એક નૌકર સાથ હતો, અને સર ફ્લેમીંગ ફીટઝએલન પોતાના વફાદાર નૌકર સીતન સાથે હતો. સર કેસીમીર એક તર્ફથી અને સર ફ્લેમીંગ બીજી તર્ફથી સામસામા આવી મલ્યા, અને હવે તેઓ ખુશ ગુફ્તેગો કરતા રોઝલીન કાસલના દીદારના દરશન પાછા કરવા માટે આવતા હતા,

તે વખ્તે સ્હાંજનો પાંચ વાગતાનો શુમાર હતો, અને ઠંડે વખ્તે તેઓ ઝરા લહેરથી આગલ વધતા હતા. તેટલાં તેમની નઝરોએ એક ભયંકાર દેખાવ પડયો! ઝાડપર કોઇ માણુસને લટકાવેલો હતો! તેઓએ આગલ વધીને બરોબર જોયું.

મેગનેસની લાશ જો કે પંદર દીવસ ઉપરની ત્યાં તેમની તેમજ હતી, છતાં તેના સડેલા અને પક્ષીઓથી તુંપાયલા ચહેરાપર તે મેગનસ હતો એવી થોડી થોડી નીશાની બકી રહી હતી. તેના શરીરપરના કપડાંથી, તેની તલવારો હત્યારથી, અને તેના આછા દેખાવથી તે જોનારા સ્હમજી શકયા કે તે સીહા દગલાસની તર્ફનો હતો અને મેગનસ પોતે હતો.

"એ મેગનસ પોતે છે," સીતને તે લાશપર નઝર નાંખીને કહયું "હું મ્હારા અસલી દુશમનની લાશને એક હઝાર માણુસોની લાશો પડી હોય તેમાંથીબી ઓળખી શકું છું."

"એનું મોત ભેદી છે," સર ફ્લેમીંગે કહયું "મગર, એને એના બુરા કરતુકોની વાજબી સઝા થઇ છે. પાક ખુદાનો ઇન્સાફ બરહકક છે."

"આપણે હવે રોઝલીન કાસલની નઝદીકમાં છીએ, અને આપણે ત્યાંનાંઓ આ તર્ફ વારંવાર ફરતા ફરતા નીકલી આવે છે; તેથી મ્હારૂં કહેવાનું એ છે કે બાનુઓ જો આ ભયંકાર દેખાવની લાશ આવી હાલતમાં જોશે તો તેઓ દહેશત ખાઇ જશે." સર કેસીમીરે કહયું "અને, તેથી, આપણે એ લાશને ઝાડપરથી ઉતારીને દીયા કંઠે દાટી દઇએ તો સારૂં."

"એ મ્હારૂં કામ," સીતવ બોલ્યો, અને સર કેસીમીરનો માણસબી તે લાશને ઉતારવા તીતન સાથ તૈયાર થઇ ગયો.

"મગર, સામેથી મ્હને કોઇ આ તર્ફજ આવતા જણાય છે," સર ફ્લેમીંગે કહ્યું "હું ધારૂં છું કે આપણાવાલાઓજ છે."

સર કેસીમીરે તેથી પોતાના માણુસ તર્ફ જોઇને કહ્યું "તમે અને સીતન મલીને એ લાશને ઠેકાણે પાડો, અમે એઓની સામે જઇએ છીએ, અને રસ્તો બદલીએ છીએ."

સર કેસીમીર અને સર ફ્લેમીંગ જઇને તેઓને મલ્યા, અને અર્લ ઓવ કેથનસ, ઓલબરટીના, મારગારેટ, અને સર લુઇ સાથે રાજાબી તેમની હમરાહ હોવાથી સર કેસીમીર અને સર ફ્લેમીંગ પોતપોતાને ઘોડેથી ઉતરી પડયા.

ખબર આરીયત પુછાયા પછી બધાં રોઝલીન કાસલ તર્ફ ફર્યાં.

## પ્રકરણ ૩૦ મું.

### મારગારેટ અને સર લુઇનો પ્રેમ!!

તે પછી સર કેસીમીર અને સર ફ્લેમીંગ અકેલા પડયા ત્યારે સર કેસીમીરે સર ફ્લેમીંગને કહ્યું "આએ ઇંગલીશ નાઇટને વાસ્તે તું શું ધારેછ ફ્લેમીંગ ?"

"મ્હને તો જાણે એ કોઇ હમણાંજ ઝનાનખાનામાંથી ઉઠી આવેલો હોય તેવો બૈરાંરોકો લાગેછ !" ફ્લેમીંગ મસખરીની ઢબે હસીને બોલ્યો "બધો પમરી પમરી રહયોછ! ગુલાબ અને ગુલછડીના અર્કથી બધો બહેક બહેક મારેછ! નખ્ખોદગીયો કોઇ જબરો શોકીન છે !"

તે પછી વલી તે ભાઈ—બ્હેન અકેલાં પડયાં, અને વાતો કરવાં લાગ્યાં: "વ્હાલા ભાઇ મ્હારા જાનથી અઝીઝ ભાઇ," મારગારેટ ખુશીની એક ચીખ સાથ બોલી પડી "હું તુને અતી ઘણી મુબારકબાદી આપું છું. તું મરહુમ નાઇટની તમામ મીલકતોનો માલીક થયો તે માટે સઉથી વધારે ખુશી જો કોઇબી હોય તો હું છું. મ્હને લાગે છે કે એવી મોટી મીલકતોના માલીક થવા બાદ ત્હારી બધી હુશયાઐરીને ધ્યાનમાં લઇને રાજા નામવર તુને 'અરન' બનાવશે, અને બધા જ્યારે "માઇ લોર્ડ" અને "યોર લોર્ડશીપ"ના ઇલકાબથી તુને બોલાવશે ત્યારે મ્હારી છાતી ગજ ગજ ખીલી નીકળશે." અને તે મનમાં બોલી "અને મ્હનેબી સઉ "રાણી" "શાહબાનુ" કરીને બોલાવશે."

મારગારેટને ખુશીની દીવાની બનેલી જોઇને તેનો વ્હાલો ભાઇબી ખુશી તો થયો, લેકીન તેને બીજા વીચારોબી આવી ગયા અને તે બોલ્યો "અઝીઝ બહેન, તું ધોલી ધોલી બાજુ જોઇને એમ ખુશી ખુશી બની ગઇ છે, મગર કાલી બાજુનોબી કાંઇ ખ્યાલ કર. તું ભુલી જાય છે મારગારેટ કે આપણે એક એવી ખાણ પર ઉભા છીએ કે જે કયે વખ્તે બારૂતથી ઉડીને નાશ પામશે તેની આપણને ખબર નથી. આપણે એવા દુશમનો ધરાવીએ છીએ કે જેઓ ચંચલ ઉપરાંત ઝહેરી છે આપણે બેઉ લોગીનું નામ આપણા નામ પાછલ ધરાવીએ છીએ

તે જણાઇ જતાંજ આ બધું સુફેદ સુફેદ હમનું પાક ખુદા ન કરે ને સીઢા થઇ જશે–કીલ્લા, મીલ્કતો, ખેતીઓ વીગેરે પવનના સપાટામાં ગોથા ઉડી જતા હોય તેમ આપણા હાથમાંથી નીકળી જશે,—અને જ્યારે હું હરમીનેજના કીલ્લાને બદલે કોઇ ભોંયરામાં કેદ હોવશ, ત્યારે તું મ્હારી અઝીઝ બ્હેન મારગારેટ, તું રેઝલીનના આલીશાન મકાનને બદલે કોઇ કેદખાનામાં ગીરફતાર હશે."

"પાક ખુદા ન કરે." મારગારેટ બોલવા ગઇ કે તે માટેનો બંદોબસ્ત તો તેણે રાજા સાથે કીધેલો હતો, પણ તેને બેકની યાદ થઇ આવી અને તેથી તે તુર્તજ તે વાત ખાઇ જઇને બોલી "વ્હાલા ભાઇ, આવી ખુશીમાં તું નાખુશીનો બોલ નહીં લાવ. હું ખાત્રીથી કહું છું કે આપણે બુલંદ ઇલ્કાબ અને દરજ્જાના થશું અને રહીશું. મેં થોડો વખ્ત અગાઉ એક સ્વપ્નો જોયો છે, એક સુંદર સ્વપ્નો એવો મેં જોયો જેણે મ્હારૂં મગઝ ખુશીમાં ભરપુર બનાવ્યું."

"એક સ્વપ્નો?" સર ફ્લેમીંગે સવાલ કીધો "તે શું હતો?"

"મેં સ્વપ્નામાં એક બાનુને જોઇ, જેણે સુફેદ કપડાં પહેર્યાં હતાં—"

"સુફેદ કપડાંવાલી બાનુ!" સર ફ્લેમીંગને પેલા કબ્રસ્તાનની યાદ આવી જવાથી બોલ્યો.

"હા, સુફેદ કપડાંવાલી એક ખુબસુરત બાનુ" મારગારેટ બોલી "તેને ચ્હેરાપર જાલીદાર નીકાબ નાખ્યો હતો. અને તે વખ્તે મ્હને એમ લાગ્યું કે તું મ્હારી બાજુમાંજ ઉભેલો હતો."

"આહ!" સર ફ્લેમીંગ બોલી પડયો "આગલ બોલ—આગલ બોલ–વ્હાલી બ્હેન—પછી શું થયું?"

"અને મ્હને એમ દેખાયું કે ત્હારા આકાર તર્ફ તે બાનુનો આકાર આગલ વધ્યો, અને તેણે ત્હારા બુલંદ ઇકબાલને વાસ્તે થોડાક વઝનદાર શબ્દો કહયા."

"તે શું હતા?" ફ્લેમીંગે હવે ઘણી અધીરાઇ બતાવી.

અને તે શબ્દો જે સર ફ્લેમીંગને પેલા ગુફાદાર કબ્રસ્તાનમાં પેલા આકારે કહયા હતા તેજ શબ્દો મારગારેટે કહી સંભલાવ્યાં! જો કે મારગારેટને સ્વપ્નામાં બોલાયલા તે શબ્દો પુરેપુરા યાદ નહીં હતાં, મગર તે મોટે ભાગે બોલી શકી, અને તે સાંભલીને સર ફ્લેમીંગ તઅજ્જુબ રહયો.

તે બેઉ ભાઇ બ્હેન એક બીજાને જોતાં થોડેક વખ્ત ચુપચાપ ઉભાં રહયાં. અને પછી સર ફ્લેમીંગે કહયું "વ્હાલી બ્હેન, હું હવે માની શકું છું કે આપણા નસીબમાં બુલંદી સમાયલી છે. અને તેથી હું પાક ખુદાના શુકરાના કરૂં છું."

"તું સુખી તો હું સુખી" મારગારેટ બોલી "મ્હારા અઝીઝ ભાઇ. તું ખુશી શાદમાનીમાં રહેશે તો સઉથી પહેલે અને સઉથી વધારે હું ખુશી અને સુખી થઇશ."

તે પછી તે બેઉ જુદા પડયાં, અને પોતાના મીત્રોમાં જઇને ભેલાઇ ગયાં.

બીજે દીવસે સ્હાંજના બધાં જણાં ફરવાં ગયાં, અને બધાં જોડી જોડીને બનીને એક બીજા સાથે ઘણી મોટી અને નીરદોશ મીત્રાઇથી જુદાં જુદાં ફરવા લાગ્યાં.

મારગારેટની સાથે સર લુઇ હતો. કેટલીક એલાર પેલારની વાતો પછી મારગારેટ હસીને બોલી "સર લુઇ, ત્હમે તે દાહાડે વાત કરતા કરતા ઓક્ષફર્ડની પાર્ટીનો કાંઇ અહેવાલ શું કહેવાના હતા ભલા? મ્હને તે સાંભલવા ગમે છે."

"અગર જો ત્હમને તે અહેવાલ ગમતો હશે તો હું ત્હમો ખુબસુરત બાનુ આગલ તે બોલી જવાને ઘણોજ ઘણોજ રાઝી થઇશ." સર લુઇએ પોતાના મરોડદાર શોભાયમાન શરીરપરનું દેખાવડું માથું એવી તો ઠુમકથી હલાવ્યું કે તેના વાકયની મીઠાસમાં તે ખુબસુરત ચહેરાવાલા માથાએ ખાસ કરીને સુંદર દેખાવમાં ફાંકડો ઉમેરો કીધો "મગર, તેના કરતાંબી જો બીજા કોઇ સુંદર વર્ણનને હું ચીનારૂં તો ત્હમે ઔરબી ખુશી થઇ જશો."

"તે તો આપ નેકનામની મ્હેરબાની થશે, ત્યારે." મારગારેટ બોલી.

"ત્હમને મ્હારી તર્ફથી થયલી વાતો સાંભલવી ઘણી ગમે છે," સર લુઇ બોલ્યો "અને હું ત્હમને તેના બદલામાં ઘણા ઘણાજ ચાહું છું."

મારગારેટ તે સાંભલીને ચોંકી, અને એક મીનીટ તે સ્તબ્ધ બની ગઇ! પણ, પછી તે ગુસ્સાથી બોલી "સર લુઇ, ત્હમે મ્હને નહીં માફ કરી શકાય તેવું એક મોટું અપમાન કીધું છે."

"હું ત્હમને અપમાન કરૂં, એ તો કદી ત્હમે માનતાજ ના, બાનુ." સર લુઇએ ચહેરા પર કશોબી ફેરફાર કર્યા વગરજ કહયું. "હું ત્હમને ખરી ખાત્રીથી કહું છું બાનુ મારગારેટ, કે હું ત્હમને ચાહું છું—અને ત્હમે મ્હને ચાહી શકશોજ તેને માટે મેં કસમ પણ ખાધેલા છે."

"ત્હમે મઝાક મસખરી કરો છો!" મારગારેટના ભવાં ઉપર ચઢયાં, અને તેની આંખો ગુસ્સાભરી બની રહી.

"ત્હમે મ્હને માનો, હું ખરૂંજ કહું છું. હું મસખરી કરતો નથી, પણ ગંભીર છું." સર લુઇએ ઝીદદ પકડીને બોલવું ચાલુજ રાખ્યું.

મારગારેટ વધારે ગુસ્સાબાઝ તો બની, પણ તે હવે કાંઇ ગભરાત અને કાંઇ અજાયબીથીજ તેનો ચહેરો જોતી હતી!

"હા, મ્હને માન, મ્હારી વ્હાલી મારગારેટ," જાણે એક આશકજ પોતાની માશુક સાથે પ્યારથી વાત કરતો હોય તેમ સર લુઇએ બોલવાનું ચાલુજ રાખ્યું 'કે હું તુને ચાહું છું, ઘણા પ્યારથી ચાહું છું, અને તેના બદલામાં તું મ્હને ચહાશેજ. હું ત્હારીપર એવુ જાદુ ફેંકીશ કે જો કે તું બીજાને ચાહે છે, તે છતાંબી તુંને ત્હારો પ્યાર મ્હને આપી દેવોજ પડશે! તું, મ્હારી શકતીને જાણતી નથી, હું જાદુ મારીને ત્હારૂં દીલ મ્હારી તર્ફ ખેંચી લઇશ, જાદુ મારીને!"

અને તે હસ્યો, જ્યારે મારગારેટ તેની તર્ફ ટગર ટગર અજાયબીથીજ જોતી રહી. મગર, તે છેડાઇને બોલી "પણ એવા તે ત્હમે કોણ જાદુગર છો?"

"હું કોણ છું!" ભલતા સવાલનો ભલતોજ ઉડાવનારો જવાબ દેતા સર લુઇ બોલ્યો "હું ઓરડર ઓવ સેંટ જયોર્જનો નાઇટ, સર લુઇ કારલીઓન છું, હું મોટી મોટી જાગીરોનો

માલેક છું, હું હર સાલ મોટી આમદાની મેલવું છું. કેમ મારગારેટ વ્હાલી, તુંને મ્હારી વાત ગમે છે કે આએ બધું બોલેલું ખુબ ફેંકાફેંકી જેવું જુઠ્ઠું લબાડ લાગે છે? તું મ્હને મોટો જાગીરદાર માને છે, કે ડાકુ લુટારૂ હું લાગુ છું?" અને તે ખડખડાત હસી પડયો.

તે ભેદી જવાનને મારગારેટ તો હવે દીલમુઢ બની જઇને જોયાજ કરતી હતી, તે કાંઇ વીચારમાં પડી હતી, અને તે તેવી રીતે વીચાર કરતા કરતાજ મનમાં બોલી "તેમ નહીં હોય! તે બનવું અશક્ય છે!"

"હું કોણ છું તે હું કહી ચુકયો છું," સર લુઇ આગલ બોલ્યો "અને હવે હું શું કરવું તે ત્હમને કહીશ. ફરીથી કહું છું, વ્હાલી મારગારેટ, કે હું તુને જાદુ મારીશ અને તેથી તું મ્હને ચાહતા શીખશે. એકજ ન્હાનો વાકય ત્હારા કાનમાં જો હું બોલીશ તો તેથી તમામ દુન્યાની અજાયબીમાં તું ગર્ક થઇ જશે—તું મ્હારા હાથોમાં આવી પડશે—અને, વલી વધારે તો એ કે તું મ્હારી સાથે ન્હાસવાબી કબુલ થઇ જશે!"

મારગારેટના મનમાં જે વસવસો ઉભો થયો હતો અને જેને મારગારેટે તુર્તજ ખંખેરી નાંખ્યો હતો તે હવે તો વધારે મઝબુત થતો ગયો. મગર, તે પાછી ગર્મ થઇ ગઇ, અને ગુસ્સાથી બોલી "આ બચ્ચા સહી વાહીયાત વાત શું છે તેનો જલદીથી ખુલાસો કરો. ત્હમે કોણ છો તે બોલો? અને ત્હમારી મતલબ શી છે-તે મ્હને કહો."

તે ઇંગલીશ સર નાઇટના મનમાં તો મારગારેટનો ગુસ્સો કોઇ હીસાબમાંબી નહીં હતો! તે પોતાના સુંદર ગુલાબી હોટો હલાવીને મારગારેટના કાનમાં કાંઇ બોલ્યો.

અને ખરેખર તે શબ્દોની જાદુઇ અસર થઇ.

"આહ!" મારગારેટ ખુશી થઇ જઇને પુકારી પડી "એમ છે?" અને તે સર લુઇના પહોલા કીધેલા હાથોમાં જઇ પડી!!

"વ્હાલી મારગારેટ, મ્હારા શબ્દોનો જાદુ આવીજ રીતે ચાલશે એમ તો મેં તુને કહયું હતુંની વ્હાલી?" અને તેણે મારગારેટના બન્ને ગાલોપર ચુમીઓનો વરસાદ વરસાવી દીધો!! "હું તુને ચાહું છું—વ્હાલી મારગારેટ, મેં તુને જોઇ તે ઘડીથીજ હું તુને ચાહવા લાગ્યો—અને તેના બદલામાં તું મ્હનેબી ચાહ, વ્હાલી, ત્હારો પ્યાર મ્હનેબી આપ!"

"હા—હું તુંને ચાહું છું." સર લુઇના ચ્હેરાપર ચુમી લેતાં મારગારેટે કહયું.

મગર, તેજ પળે થોડે દુર તેમને કોઇ ઉભેલું જણાયું જેથી તેઓ ગભરાઇને છુટા પડી ગયા! તેમને એકમેકને ગળે વળગેલા જોનાર કોણ હતું? અર્લ ઓવ કેથનેસ.



# પ્રકરણ ૩૧ મું.

## મારગારેટ ન્હાસી ગઇ!

રાજા દેવીડ, અર્લ ઓવ કેથનેસ, અને સર કેસીમીર રાજદુવારી બાબદપર વાતો કરતા ફરતા હતા, સર ફલેમીંગ અને ઓલબરટીના એક તર્ફ ફરતાં હતાં, જ્યારે આપણે જોયું કે મારગારેટ સાથે સર લુઇ ફરતો હતો. રાજદુવારી વાતોપરથી પ્રીનસ ડ સાલઝાની વાત ચાલી જે પ્રીન્સ માટે ઘણી વખ્ત અર્લ ઓવ કેથનેસને સર કેસીમીર સાથે વાત થયલી હોવાથી તે તે વાતમાં ભાગ લેવા માટે થોભ્યો નહીં, પણ બચ્ચાંઓ કયાં હતાં તે જોવા તે ત્યાંથી છુટો પડયો. અર્લ ઓવ કેથનેસ ફરતો ફરતો ત્યાં જઇ લાગ્યો જ્યાં મારગારેટ અને સર લુઇ એક બીજાના હાથમાં પડેલાં તેને દેખાઇ શકયાં!

અર્લ ઓવ કેથનેસ તો તે દેખાવ જોઇને અજાયબીમાં ગર્કજ થઇ ગયો. તેનું લહુ તેના શરીરમાં ગુસ્સાથી ઉછળી પડયું: તે ગુસ્સો એટલા કારણથી થયો કે તે નવા આવનારને તેઓ બરાબર જાણવા પામ્યા હતા નહીં, ઇંગલેંડમાં જેમ તે કહેતો હતો તેમ તેનો દરજ્જો વીગેરે હતું કે નહીં તેની હજીુણ તેમને પાકકી ખબર મલી નહીં હતી, ફકટ એકજ પખવાડીયાને શુમારેનો તે તદન નવો દોસ્ત હતો, છતાં તેની જાણ પયચાણ ધરાવ્યા વગરજ મારગારેટ તેના હાથોમાં જઇ પડી હતી! અર્લ ઓવ કેથનેસે ધાર્યું કે સર લુઇ શાદી કરવાના ઇરાદા વગરજ કદાચ મારગારેટની સાથે મ્હોબ્બત કરતો હતો!

અર્લ ઓવ કેથનેસે તેમને પ્યાર કરતા જોયા છે તે જોતાંજ સર લુઇ અને મારગારેટના મુખમાંથી ધીમી ચીખ નીકલી પડી! મગર, સર લુઇ તો બીજીજ પળે મોટેથી ખડખડાટ હસી પડયો!

"પાક ખુદાને વાસ્તે તું ચુપ કર!" મારગારેટ લગભગ ગુસ્સાથી બોલી "આપણી હાલત કફોડી થઇ પડી છે. તું પોતે ખુલાસો કરી દે, હું તો——"

"તું તો જા." સર લુઇ બોલ્યો "તું હીંયાંથી જા, હું એ બુઢ્ઢાને સ્હમજાવી લઇશ."

મારગારેટ તે સાંભલીને ત્યાંથી સટકી ગઇ, પણ સર લુઇ ખુલાસો કરવા અર્લ ઓવ કેથનેસ તર્ફ આગલ વધ્યો. અર્લ પોતેબી તે જગા જે પર સ્તબધ બની જઇને આ તમાશો જોતો ઉભો હતો તે સર લુઇ આગલ આવ્યો.

"સર નાઇટ, હું ત્હમને પુછું છું કે ત્હમો મ્હારી બચ્ચી મારગારેટના કાનમાં એક આબરૂદાર પ્યારની વાત કરતા હતા કે બેઆબરૂ?" અર્લ ઓવ કેથનેસે કાંઇક દમામથીજ પુછયું.

"ત્હમોએ તેને ન્હાનપણથી પાલી છે, ઉછારી ઉધારી મોટી કીધી છે, અને તેથી ત્હમને તેના મુરબ્બી યા વાલી તરીકે પુછવાનો દરેક હકક છે, નામવર અર્લ." સર લુઇએ નમનતાઇ ભરેલો જવાબ આપ્યો "હાજી, હું મારગારેટને આબરૂદાર પ્યારથી ચાહું છું, બીજી કોઇ રીતે તે સુંદરી સાથ દગો રમવા હું નાખુશ છું."

અર્લ ઓવ કેથનેસના ચઢેલાં ભવાં ઉતરતાં ગયાં, અને તે જવાબ સાંભલીને તે વૃધ્ધે ખુશ થઇને સર લુઇનો હાથ પકડીને કહયું "હું ત્હમારી તર્ફથી લાયકી અને ભલાઇનીજ આશા રાખી શકું."

"મારગારેટને જોવાથીજ હું સરતાપા તેના પ્યારમાં ગીરફતાર થઇ ગયો હતો." સર લુઇ બોલ્યો.

"અને હું આશા રાખું છું કે મ્હારી વ્હાલી બચ્ચીએ ત્હમારી સાથે શાદી કરવા કબુલ્યું છે." અર્લ ઓવ કેથનેસે કહયું.

"હા, નામવર," સર લુઇએ કહયું "અમો પરણશું, અને તેબી થોડાજ વખ્તમાં."

"મ્હારા સગા અર્લ ઓવ મોરતને જે પ્રમાણે લખ્યું છે તે પ્રમાણેજ ત્હમે ભલા નીવડયા છો." અર્લ ઓવ કેથનેસે કહયું "સર ફલેમીંગ પણ ત્હમને તેવણના બ્હેન સાથ શાદીથી જોડાયલા જાણીને ઘણા ખુશી થશે."

"મ્હારા નામવર." સર લુઇ બોલ્યો "આવતી કાલે હું થોડાક મ્હારા ઇંગલેંડના દોસ્તોના નામ આપીશ, જેમને ત્હમે મ્હારી લાયકાત માટે પુછાવી શકશો."

"મ્હને ત્હમારી પર વીશવાસ છે." અર્લ ઓવ કેથનેસે કહયું.

"પણ મ્હારે એક ચીઝ માંગી લેવી છે," સર લુઇ બોલ્યો "હું આવતી કાલે ત્હમને એક બીજો દસ્તાવેજ બતાઉં ત્યાં સુધી ત્હમે મારગારેટના અને મ્હારા લગનની વાત કોઇનેબી કહેશો નહીં. એવી મ્હને ખાત્રી આપો, મ્હારા નામવર."

"ત્હમારા કહેવા મુજબ હું કોઇનેબી એ વાત આજે કહીશ નહીં." અર્લે ખાત્રી આપી.

તે? ? વાત પછી તેઓ બન્ને સાથે ચાલવા લાગ્યા, અને થોડા વખ્તમાં તેઓ બીજાઓને મલ્યા. મારગારેટબી તેમને મલી, અને તેણે અર્લ ઓવ કેથનેસના ચહેરાપરથી જાણી લીધું કે તેનું મન સમાધાન કરવામાં સર લુઇ ફ્તેહ પામ્યો હતો.

બીજે દીવસે સ્હવારના રાજા દેવીડે રોઝલીન કાસલથી રઝા લીધી, અને તે પોતાના મહાલમાં જવા માટે નીકલ્યો. તે બધાંને મલ્યો ભેટયો તેમ મારગારેટનેબી મલ્યો, જો કે તેઓના છુટા પડતી વખ્તની ખયર—આશીયત તો તેઓએખાનગીમાં પુછી લીધી હતી. પોતાના ખાવીંદને જતી વેળા શેકહેન્ડ કરતી વખ્તે આજે મારગારેટને નાઉમીદી કે નાસીપાસી ઉપજી નહીં.

રાજાના જવા પછી અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીર બકતરખાનામાં ગયા, જ્યાં તેઓ રેડમેને ખરીદેલા થોડા નવા હત્યારો અને બકતરો જોવામાં ઘણા રોકાઇ ગયા. એલ્બરટીના અને સર ફલેમીંગ વાતમાં રોકાયલા હતા, તેટલાં લાગ જોઇને મારગારેટ અને સર લુઇ રોઝલીન કાસલ છોડી ગયાં! થોડે દુરની ઝાડીમાં ગયાં પછી ત્યાં સર લુઇના ચાર નોકરોએ તૈયાર રાખેલા ઘોડાઓપર કુદી સ્વાર થયાં—અને—મારગારેટ, સર લુઇ, અને સર લુઇનાં ચાર નૌકરો ઝડપથી રોઝલીન કાસલ છોડી ગયાં!

હવે, એલબરટીના અને સર ફલેમીંગ વાતો કરે છે ત્યાં આપણે જઇશું:

"ઘણો વખ્ત થયો આપણે હીંયાં વાતો કરતા બેઠા છીએ, વ્હાલા ફલેમીંગ," એલબરટીના બોલી "અને આપણે મારગારેટને તો ભુલીજ ગયા છીએ."

"મારગારેટ સર લુઇ સાથે વાતમાં રોકાયલી છે." સર ફ્લેમીંગે કહયું.

"અરે, પણ. સર લુઇ બાવાજી અને સર કેસીમીરની હમરાહ બકતરખાનામાં ગયો હશે તો શું મારગારેટને અકેલી છોડવી વાજબી થઇ પડશે ?"

"નહીં," સર ફ્લેમીંગે કહયું "જો ત્હારી મર્જી હોય તો ચાલ, આપણે મારગારેટ આગલ જઇએ."

મારગારેટની પાસે જવા માટે તેના ઓરડા તર્ફ તે બેઉ ગયાં, મગર ત્યાં મારગારેટ નહીં હતી! તેથી, તેઓ સર લુઇને આપવામાં આવેલા ઓરડા તર્ફ ગયા તો ત્યાંબી મારગારેટ હતી નહીં! અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીર ગયા હતા ત્યાં તેઓ બકતરખાનામાં ગયાં તો ત્યાંબી મારગારેટ હતી નહીં. તેઓ હવે ઝરા ગભરાંયાં, અને ઓલબરટીનાએ પોતાની ધાસ્તી અર્લ અને સર આગલ દહી દીધી! બધાઓએ ઓલબરટીનાને સ્હમજાવી અને કાસલના બીજા ભાગોમાં મારગારેટને જોઇ, પણ તે કાસલમાં હોય તો મલી શકે કેની ? તે ત્યાં હતી નહીં, અને તેઓએ આખા કાસલમાં શોધ ખોલ ચલાવી, પણ મારગારેટ તેમને મલીજ નહીં. વલી, તેમનો ગભરાત એમ વધારે વધી ગયો કે જ્યારે તેઓએ આખા કાસલમાં પેલા સર લુઇનેબી કેડે જોયો નહીં ત્યારે! તેઓ બધાં જાણતાં હતાં કે તે વખ્ત ફરવાં હરવા જવાનોબી હતો નહીં, તે વખ્તે હંમેશાં બધા કાસલમાંજ રહેતાં હતાં, અને ત્યારે મારગારેટ કયાં ગઇ?

ઓલબરટીના અને સર ફ્લેમીંગ પાછાં મારગારેટના ઓરડામાં ગયાં, અને જાણે મારગારેટ કેડે છુપાઇ ભરાઇ ગઇ હોય તેમ ત્યાં શોધ ચલાવવા લાગ્યાં! તેમ શોધતા મારગારેટના તકીઆ તળેથી એક કાગઝ મલી આવ્યું, જે ઓલબરટીનાપર લખવામાં આવ્યું હતું. તે કાગઝ ઉખેડીને ઓલબરટીનાએ વાંચવા માંડયું, જે નીચે મુજબ હતું:—

> "મ્હારી અઝીઝ ઓલબરટીના, તું ગભરાતી ના, તુંને હું મ્હારી બ્હેનના અઝીઝ પ્યારથી ચાહું છું. મ્હારા યક-બ-યક ગુમ થવાથી તું ગભરાતી ના! તું તો મ્હને ઓળખેછે; અને તેથીજ તું જાણી શકશે તો ખરી કે હું કદીબી મ્હારી પાકદામનને ખરાબ કરૂં નહીં. અને હું જો કે રોઝલીન કાસલથી ન્હાસી ગઇ છું છતાંબી મેં એ છુપા અને ભેદ ભરેલાં પગલાંમાં મ્હારી અસમતને આંચ લાગવા દીધીજ નથી તે તું સત્ય માનજે. ઓલબરટીના તું પોતે—ત્હારા મુરબ્બી પીતાજી અને મ્હારા મુરબ્બી વાલીજી, વલી મ્હારો અઝીઝ ભાઇ ફ્લેમીંગ અને ભલા સર કેસીમીર એ બધાં ત્હમે મ્હારા વ્હાલાંઓ એમ કદીબી નહીંજ માનશો કે મેં ભોલવાઇ જઇને ભુલ કરીને મ્હારી પાક અસમતને કોઇ ડાઘબી લાગવા દીધો છે. એમ માનતાજ ના. ઓલબરટીના, તું આ કાગઝ બધાંને વંચાવજે, મ્હારી અઝીઝ બ્હેન, અને થોડી સબ્ર બધાં પકડજો. થોડાજ દીવસોમાં જે ખુલાસો થઇ જશે તે ત્હમો બધાંઓને ખુશી અને શાદમાનીમાં ગરકાવ કરી નાંખશે, અને ત્હમે તમામ મ્હારાં ભરેલા પગલાંની વખાણ વખાણું કરશો. આ વાત ખાનગી રાખશો, અને સબ્ર પકડીને વાત ઉડાવી કોઇબી રીતની હોહા નહીં કરશો એવી મ્હને આશા છે.
>
> મારગારેટ."

ઓલ્બરટીના તો મારગારેટને ન્હાસી ગયલી જાણીનેજ ગોયા બીમાર થઇ ગઇ! તેને તમમર આવી ગયાં—તે એક કુરસીપર ફસડાઇ પડની હતી તેટલાં તેને સર ફ્લેમીંગે પોતાના હાથોમાં પકડી લીધી.

સર ફ્લેમીંગે ઓલ્બરટીનાને બીછાનામાં સુવાડી અને ઘંટી વગાડી એક દાસીને બોલાવીને તેને ઓલ્બરટીના આગલ રહેવાનો હુકમ આપ્યો, અને તે પોતે પેલો કાગળ લઇને અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીર આગલ દોડી ગયો.

"મુરબ્બીજી" ગુસ્સાથી ધ્રુજતો સર ફ્લેમીંગ અર્લને તે કાગળ બતાવીને બોલ્યો. "મારગારેટ ન્હસી ગઇ! મ્હને લાગેછે કે તે પેલા કોઇ ચલકતા બૈરાંરોકા બદમાશ સાથેજ બોલવાઇને ન્હાસી ગઇ છે, અને વલી કાગળમાં લખે છે કે તે બોલવાઇ ગઈ નથી! અરે, સર કેસીમીર, જો પેલો ઝનાની મર્દ–પેલો બૈરાઓની માફક ચટીઆં પટીઆં પાડનારો ઇસકી ફાંકડો–પેલો સર લુઇ–જો મ્હને મલે તો હું તેના ટુકડા કરીનેજ છોડું."

અર્લે અને સરે તે દરમ્યાન પેલા કાગળ પર નજર ફેરવી લીધી, અને અર્લ ગભરાઇ ગયો "ન્હાસી ગઈ! પેલો સર લુઈ ખરેખરજ નથી કે? માણસોને પુછો. તેના નોકરો કયાં છે તેને પુછો."

અને, ત્યાં તે પછી મોટી દોડધામ થઇ રહી!

બધાં માણસોને પુછતાં કોઇ એક તર્ફથી આખીર જવાબ મલ્યોઃ "સર લુઇના માણસો તો સકાલેથી ગયા, અને તેઓની સાથે બે વધારાના ઘોડા હતા. જે પછી મારગારેટ બાનુ અને સર લુઇ સાથે ગયાં. મેં ધાર્યું કે તેઓ ફરવા ગયા હશે."–અને આ રીતે મારગારેટ જે વાત ખાનગી રાખવા લખી ગઇ હતી તે ખાનગી રહી શકી નહીં!

## પ્રકરણ ૩૨ મું.

### ભાઇ—બ્હેન વચ્ચે તકરાર!

સર ફ્લેમીંગ ફીટઝએલન તો હાંફલો ફાંફલો હીવાથી ત્યાં દોડી દોડીને સર લુઇને શોધતો હતો! તેને કાંઇ ખબર નહીં હતી તેથી તે એમ શોધવા પડયો, મગર અર્લ ઓવ કેથનેસને તો ખબર હતી એટલે તેણે નકકીજ માન્યું કે સર લુઇ સાથે મારગારેટ ન્હાસી ગઈ હતી, અને તે બીચારી ચોખ્ખી ફસી હતી! કેમજે, જે માણસે પોતાની ઓળખાણ પચચાણ મેલવવાની બડાઈ મારવા પછી આવું કામ કીધું હતું તો તે ખરો બદમાશજ તેમને લાગ્યો અને તેણે આપેલા અર્લ ઓવ મોરતનના પયગામમાં પણ હવે તો તેને કોઇ દગાબાઝી લાગી!

"મ્હારી કંગાલ બ્હેન," સર ફ્લેમીંગ પુકારી પડયો "તે પેલા ચટીઆ પટીઆ પાડનારા બૈરાંરોકાં જવાન સાથ ન્હાસી તો ગઇ છે, પણ તેને ઘણો ખરાબ બદલો પામશે."

સર ફ્લેમીંગને પોતાની પાસે ફરીથી આવેલો જોઇને ફીકી બની ગયલી ઓલબરટીનાએ અફસોસ કીધો "ઓ, મારગારેટ! મારગારેટ!" અને તે સુંદરી ખરા જીગરની દીલગીરીથી ગુંગલાયલી અને મુંચવાયલી પાછી પોતાની બેઠકમાં ફસડાઇ પડી!

"ચાલો આપણે એ લોકની પુઠે જઇએ" સર કેસીમીરે સુચવ્યું "એ ચટીઆ પટીઆ માડનારો છેલછબીલો મેર્યો મારગારેટને બનાવીને પોતાને વતનજ લઇ જવાનો હશે. માટે ચાલો આપણે રસ્તામાંથીજ તેને પકડી પાડીએ."

મારગારેટ અને સર લુઇને પકડવા તેમની પુઠે સર કેસીમીર અને સર ફ્લેમીંગ ગયા, જેમની પાછલ તેઓના બન્ને વફાદાર નોકરો હતા. તેઓ ઝડપથી ઘોડા કુદાવી જતા હતા, અને થોડે દુર ગયા હશે કે તેઓએ કોઇ ઘોડેસ્વારને આવતો જોયો.

"સેંટ એનદરૂના નામથી હું કહું છું કે એ તો આપણો અર્લ ઓવ એઝનતાઇન છે." સર ફ્લેમીંગ જુસ્સાથી પુકારી પડયો.

થોડાજ વખ્તમાં તેમનો તે છુટો પડેલો મીત્ર આવે પાછો આવી મલ્યો.

"આટલા બધા ઉતાવલે ત્હમો બેઉ કયાં જાઓ છો?" અર્લ ઓવ એઝનતાઇને ઝડપથી તેમની પાસે ઘોડો દોડાવી જઇને સવાલ કીધો.

"પણ ત્હમે કયાં હતા?" સર કેસીમીરે ઉલટો સવાલ કીધો.

"મ્હારી સાથે તો એક ભયંકાર દગાબાઝી રમવામાં આવી હતી." અર્લ ઓવ એઝનતાઇને "એવી તો ભંયકર દગાબાઝી રમવામાં——"

"ત્હમારી સાથેઅી ભયંકારે દગાબાઝી?" સર કેસીમીર અજાયબીથી પુછયું.

"હા,——"

અને અર્લ ઓવ એઝનતાઇન કાંઇબી વધારે બોલે તે અગાઉ અધીરો પડી ગયેલો ફ્લેમીંગ પુકારી ઉઠયો "પણ ત્હમે આ રસ્તેથી આવ્યા છો, અને તેથી હું પુછું છું તેનો પહેલાં જવાબ મ્હેરબાની કરીને આપો. ત્હમોએ ત્હમારા રસ્તામાં મારગારેટને કેઠે જોઇ છે?"

"મારગારેટ?"અર્લ ઓવ એઝનતાઇન જે તે બાનુની છુપી કારરવાઇઓથી બીલકુલ નાવાકેફ હતો તે પ્યારના ખરા જુસ્સાથી પુકારી ઉઠયો "શું તેવણને કાંઇ કશું——"

"કાંઇ કશું થયું હતે તો તેની હું એટલી બધી દરકાર નહીં કરતે" સર ફ્લેમીંગ કચવાઇને પુકારી પડયો "પણ હીંયાંતો આબરૂનો સવાલ છે. મારગારેટ, ન્હાસી ગઇ છે, રોલાન્દ, તે એક ચલકતા જવાન સાથે ન્હાસી ગઇ છે, જે પોતાને ઇંગલેંડ તર્ફથી આવેલો કહેતો હતો! અને તેઓને તેથીજ આ રસ્તે પકડવા અમો જઇએ છીએ."

"મારગારેટ ન્હાસી ગઇ?" ઘોડેથી લગભગ પડી જતો હોય તેમ આંચકો ખાઇ જઇને અર્લ ઓવ એઝનતાઇન બોલી પડયો.

"હા, ન્હાસી ગઇ!" ફ્લેમીંગે રડમસ આવાઝથી કહયું "સલામ-રોલાન્દ! ચાલો, સર કેસીમીર!"

"નહીં—પાક ખુદાનો નામથી હું કહું છું કે હું ત્હમોને અકેલા છોડીને રોઝલીન કાસલ તર્ફ નહીં જઇશ," રોલાન્દ લાગણીથી બોલ્યો "હુંબી ત્હમારી હમરાહ આવું છું."

"ચાલો જઇએ, વખ્ત બરબાદ કરવો ખોટો છે." સર ફ્લેમીંગ બોલ્યો, અને તેઓ ત્રણે ઘોડા કુદાવી ગયા. દોડતાં દોડતાં સર ફ્લેમીંગે કહયું "સર લુઇનાં ચાર નૌકરો—"

પણ તે સાંભલીને અર્લ ઓવ બેઝનતાઇન બોલ્યો "ચાર નૌકરો? તે કેવા હતા?"

"કેમ? ત્હમે કોઇને જોયા છે કે શું?" સર ફ્લેમીંગે જીજ્ઞાસાથી પુછ્યું.

"હા, મેં કોઇ ભપકાદાર ચાર નૌકરોને કાસલ ઓવ દાલકીથ આગલ સાથે જોયા." અર્લ ઓવ બેઝનતાઇન બોલ્યો "બે ન્હાના હતા, અને બે અઘોર હતા."

"તેજ–તેજ," સર ફ્લેમીંગ અને સર કેસીમીર એકજ આવાઝ હોય તેમ બન્ને સાથે બોલી પડયા.

"એ ચલકતો અર્લ ઓવ મોરતનની ભલામણ લઇને આવેલો." સર કેસીમીર ખ્યાલ કરીને બોલ્યો "અને કાસલ ઓવ દાલકીથનું મકાન અર્લ ઓવ મોરતનનીજ માલેકીનું છે. બરાબર વાત બેસે છે."

"ત્યારે ચાલો આપણે કાસલ ઓવ દાલકીથના મકાનમાંજ જઇએ." સર ફ્લેમીંગ બોલ્યો "ત્યાં તેઓ હશેજ."

છુટેલા તીરની મીસાલ તેઓ બધા હવે નવા શુરથી દોડયા. થોડા વખ્ત પછી તેઓ ધારેલે ઠેકાણે જઇ પહોંચ્યા, અને ત્યાં પહોંચતાંજ તેઓ બધા સપાટામાં ઘોડેથી કુદી પડયા. સર કેસીમીરના નૌકરને અને સીતનને ઘોડાઓનો હવાલો આપીને સર કેસીમીર, સર ફ્લેમીંગ, અને અર્લ ઓવ બેઝનતાઇન તે મકાનની આસપાસની જગ્યાની ભરી લીધેલી દીવારના દરવાઝામાંથી દાખલ થયા. ત્યાં એક માણુસ જે તેમને અચાનક આવેલા જોઇ ડાંચુ વકાસીને જોતો ઉભો હતો, તેને ખભાંમાંથી સર ફ્લેમીંગે પકડયો, અને બોલ્યો "એક બાનુને રોઝલીન કાસલમાંથી ન્હસાડી જઇ હીંયાં લાવવામાં આવેલી છે. અમને તું તે બાનુ જ્યાં હોય ત્યાં લઈ જા. ચુપચુપ લઇ જજે, જો સામે થશે તો હડખાવલા કુતરાને મારી નાંખવામાં આવે તેમ તુનેબી દગાબાઝીમાં શામીલ માનીને તે પ્રમાણે મારી નાંખવામાં આવશે."

તે માણુસ કાસલ ઓવ દાલકીથમાંનો એક નૌકર હતો, તેની ઉમર આશરે સત્તર વર્ષની હશે, અને તે સર ફ્લેમીંગને જોઇને અને તેનું બોલવું સાંભલીને બીહી ધ્રુજી ગયો. "મ્હને મ્હારી ઝીંદગી બક્ષો તો હું ત્હમારો હુકમ માનું."

"આગલ ચાલ!" સર કેસીમીરે કહયું "મગર સંભાલજે, દગલબાઝી જો કીધી તો ત્હારો જાન જશે." અને સર કેસીમીરે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી જે જોઇને સર ફ્લેમીંગ અને અર્લ ઓવ બેઝનતાઇનેબી પોતાની શમશીર ખેંચી, અને તે ત્રણ ચકચકતા હત્યારો જોઇને પેલાનાં લપ્પાં લેવાયાં! તે આગલ ચાલ્યો, અને તેની પુઠે તેઓ વધ્યા. મકાનમાંનાં કેટલાક ભાગો પસાર કર્યા પછી એક ઓરડાના અલગા દરવાઝાને આંચકો મારી તે ખુલી નાંખતાં તે બોલ્યો "ત્હમને તે બાનું ત્યાં સામે મલશે."

સર ફ્લેમીંગ, સર કેસીમીર, અને અર્લ ઓવ બેઝનતાઇન તે ઓરડામાં દાખલ થઇને આગલ વધ્યા તો ત્યાં તેઓએ બધો સામાન તુર્તનોજ સફા અને ચલકાત ભરેલો જોયો, અને તે ઓરડો ખાસ બીજા ઓરડાઓથી વધારે આરાસ્તા માલુમ પડયો. મગર, ત્યાં કોઇ હતું નહીં.

તે ઓરડામાં એક તર્ફે એક દરવાઝો હતો જે તપાસી જોતાં બંધ માલુમ પડયો. સર કેસીમીરે તુર્તજ આગલ વધીને પોતાના શરીરનો તમામ બોજો તેપર નાંખી દીધો અને એક આંચકો ઝોરથી માર્યો, પરીણામમાં દરવાઝો એક મોટા આવાઝ સાથે ખુલ્લો થઇ ગયો, અને બાનુઓની ચીખો ત્યાં ઉઠી રહી!

તેઓ ત્યાં ઉભા રહી ગયા, તે અંદરનો બીજો ઓરડો બાહારના પહેલા ઓરડા કરતાંબી વધારે આરાસ્તા હતો. બે ખુબસુરત છોકરીઓ જેઓની ઉમર અઢાર અને ઓગણીસને શુમારેની હશે અને જેઓએ ભપકાદાર લીબાસ પહેર્યા હતા તેઓ એકબીજાને પકડીને ગભરાયલી અકલાયલી ત્યાં ઉભી હતી, જ્યારે એક બીજી વધારે ઉમરની બાનુ જે ત્યાંના એક બીછાનાપર બેઠી હતી તેણેબી ધાસ્તીને મારે પોતાની આંખોપર હાથો મુકી દીધા હતા.

"અમો તમને કોઇબી પ્રકારની ઇઝા આપવા માંગતાજ નથી, બાનુઓ." સર કેસીમીરે તેમને સધ્યારો આપતાં કહયું "તમો બીહશો ના, અમે કાંઇ તમને પકડવા આવ્યાજ નથી. અમને તો મારગારેટ ફીટઝએલનનો પત્તો જોઇએ છે. બોલો, મારગારેટ ફીટઝએલન કયાં છે?"

"આહ! હીંયા એક બીજો દરવાઝો છે!" સર ફ્લેમીંગ જાણે કાંઇ નવી શોધ કીધી હોય તેમ એક પરદાને હટાવીને ત્યાંનો એક દરવાઝો બતાવતાં અચાનક પુકારી પડયો.

પેલી છોકરીઓ હજુબી રડતી અને ડચકાં ખાતી હતી–પેલી બાનુએ ઉઠીને દુર જઇને એક બીછાનું જેને કુરતીન હતી તે કુરતીન હટાવીને બેસી ગઇ અને કુરતીનને પાછી બંધ કીધી. સર કેસીમીર હવે સર ફ્લેમીંગે બતાવેલા દરવાઝા તર્ફ દોડયો, અને તેની પાછલ અર્લ ઓવ બેઝનતાઇન ગયો. તે પણ બંધ હતું, સર કેસીમીરે તે દરવાઝાપરનો પરદો ફાડી નાંખ્યો, અને આ દરવાઝાપરબી તેને પોતાનું બધું ઝોર વાપરીને તેને દાબી દીધો. તે દરવાઝોબી ઉંઘડી ગયો, અને અંદરથી બીજી ચીખ ઉઠી રહી, મગર આ ચીખ એકજ અબળાની હોય તેવી હતી.

તે ચીખ જ્યાંથી આવી ત્યાં બધાંએ નઝર દોડાવી, અને તેઓએ મારગારેટને જોઇ!

"એ મારગારેટજ છે." ફ્લેમીંગ અને રોલાન્દ બોલી પડયા.

તે કાસલ ઓવ દાલકીથની બંદગી કરવાની ખાસ પવીત્ર જગા હતી, જયાં મારગારેટ ગુઠન્મે પડી હતી. મારગારેટ તેમના આવ્યાની વાત જાણતી નહીં હતી, અને તે સર ફ્લેમીંગ અને સર કેસીમીરને જોઇને એટલી ગભરાઇ ગઇબી નહીંજ હતે, પણ અર્લ ઓવ બેઝનતાઇનને જોઇને તે દહેસ્ત ખાઇ ગઇ!

ત્રણે તલવારો મ્યાન થઇ ગઇ, અને સર ફ્લેમીંગ આગલ વધીને બોલ્યો "મ્હને કહે, મારગારેટ, કે તું જેની સાથે ન્હાસી ગઇ તેની સાથે તું આ પવીત્ર જગામાં બેસીને શાદીના ગાંઠથી જોડાઇ ગઇ છે? તે કહે, અને અમને પછી વાંધો નથી."

"હા," અર્લ ઓવ બેઝનતાઇન બોલ્યો "અમને એટલીજ ખાત્રી આપો, મારગારેટ,–અને ગઇ ગુઝરી માટે તમને ઠપકો આપવામાં આવશે નહીં. તમને ગમે ત્યાં, પણ જો તમે શાદીજ કીધી હશે તો પછી તમારૂં ભલું ચાહનારાંઓને કાંઇબી ગમ નહીં રહેશે."

ભલો રોલાન્ડ! તે બીચારાએ તેમ બોલીને મારગારેટને એવું કહી દીધું કે જો તેણે પોતાના દીલને ગમતો ધણી પસંદ કીધો હશે અને તેમ કરતાં વચનનેબી તોડયું હશે તોબી તેનાં (મારગારેટનાં) ભલાંને ખાતીર તે પોતાના પ્યારનો ભોગ આપવાબી તૈયાર હતો! મારગારેટને અર્લ ઓવ બેઝનતાઇનની ભલાઇ જોઇને દીલમાં ચમટો તુટયો! અરે, તેણે પોતે તો તે ભલાં જવાન સાથે બુરાઇજ કીધી હતી, પણ બુરાઈનાં બદલામાં તે બીચારો ભલાઇજ કરતો હતો! તેના દીલમાં દુઃખનો ચમટો તુટયો, અને તેથી તે તેમની તેમજ બેઠેલી ધસાધસ રડી પડી. તેણે કાંઇ બોલવા માંગ્યું, મગર બોલીબી શકી નહીં. તેના ડચકાં તેને બોલતાં અટકાવતાં હતાં! તે બોલી શકી નહીં અને રડતી હતી તેથી સર ફ્લેમીંગ અને સર કેસીમીર કાંઇ ઉલટુંજ સ્હમજ્યા! તેઓએ એમ માની લીધું કે મારગારેટ પરણ્યા વગરજ તે જવાન સાથે હીંયાં રહી હતી!! અને, તેથી તેઓનો ગુસ્સો ઘણો વધી ગયો!

"મારગારેટ! મારગારેટ!" સર ફ્લેમીંગે ઘણા મોટા ગુસ્સાથી પુકાર્યું "તું શું કામ જવાબ આપતી નથી? અમને કહી દે—તું પરણેલી છે કે?"

"હા, હા, હું પરણેલી છું, મેં શાદી કીધેલી છે." મારગારેટ હવે બોલી પડી "ફ્લેમીંગ શું તું ત્હારી પોતાની બ્હેનને બદચલણ ધારેછે?"

"મ્હને માફ કર, મ્હારી બ્હેન" સર ફ્લેમીંગ તેની આગલ વધી જઇને બોલ્યો "બધો દેખાવ તો, એવો ભેદી જણાયો કે અમે વહેમમાં પડી ગયાં."

"ત્હમે લોકે શું મેં જે કાગઝ બોલબરટીનાપર લખ્યો હતો તે વાંચ્યો નથી?" મારગારેટે ઝડપથી પુછયું.

"તે વાંચ્યો, મગર તે એટલો તો અસંતોષકારક હતો, વ્હાલી બ્હેન," ફ્લેમીંગે જવાબ આપ્યો "કે અમારાં બધાંઓના મગ્ઝપર ધાસ્તીએ ગલબો કીધો. હું ખાત્રી રાખું છું મારગારેટ કે ત્હારા જેવી ડાહી પાકકીએ શક ભરેલા મર્દની સાથે શાદી તો કીધીજ નહીં હશે. તેં જે સર લુઇ સાથે શાદી કીધી છે તે સર લુઇ ખરેખર તો એક ગ્રહસ્થજ છેની? મગર, ઓ! તું એટલી બધી ચોંકેછે કાંય?"

"અને ત્હારો ચ્હેરો એટલો બધો ગભરાયલો ફ્ગલાયલો કેમ થંઇ ગયો, મારગારેટ!" સર કેસીમીરે પુછયું.

"બ્હેન, જે હોય તે ખરેખરૂં કહી દે." ફ્લેમીંગ બોલ્યો "આ ભેદની મતલબ શું છે? સર લુઇ માટે શું તુને કાંઇ શક પડે છે? હું કસમ ખાઇને કહું છું કે અગર જો સર લુઇએ ત્હારી સાથે દગલબાઝી કીધી——"

"એક વાકય, મારગારેટ" સર કેસીમીર વચ્ચે પુકારી પડયો "એકજ વાકય હું પુછું છું તેનો જવાબ તું આપી દે, અને પછી આપણે તે ઉપર તકરાર પછીથી ચલાવશું. તેં તુને પોતાને એક પરણેલી બાનુ તરીકે કહી છે. તો તું ત્હારી વીટી અમને બતાવશે?"

"જુઓ આ." મારગારેટે પોતાનો ખુબસુરત હાથ ઉપર ઉઠાવીને તેને આંગલેની એક સાદી વીટી બતાવતાં કહયું.

"અને લગનની સરટીફીકેટબી હોવીજ જોઇએ ત્યારે" સર કેસીમીરે મારગારેટને પકડમાં લીધી "અને વલી લગન કરનાર પાદરીબી મૌજુદ હોવો જોઇએ."

"લગનની સરટીફીકેટ છે." મારગારેટે ભાર મુકીને કહયું "અને પાદરીબી હતો, અને સરટીફીકેટ પાદરીનીજ પાસેજ છે."

"કાંઇ નહીં! સરટીફીકેટ છે તો તે લાવશેજ." સર કેસીમીર બોલ્યો "પણ વરરાજા કયાં છે? તે કયાં છે, મારગારેટ? જો આ બાબદમાં કાંઇબી ભેદ હસ્તી ધરાવતો નહીં હોય તો પછી તે કેમ નથી હીંયાં આવતો? અને આવીને અમારી તરફથી મુબારકબાદી સ્વીકારતો?"

"મ્હારી વાત સાંભલો, સર કેસીમીર." મારગારેટ અર્ધા ગુસ્સાથી અને અર્ધા કાલાવાલાના આવાઝથી બોલી "મ્હારા વ્હાલા ભાઇ, તુંબી મ્હારી વાત સાંભલ—અને ત્હમેબી સાંભલો ઉમરાવ દીલના એ અમીર નામવર, કે મારગારેટ કદીબી પોતાના નામને કલંક લગાડશેજ નહીં. નહીં, તે નહીંજ લગાડશે, પોતાને ખાતીર અને પોતાના વ્હાલાંઓને ખાતીર આ મારગારેટ તેમ નહીંજ કરશે." તેનો બોલવાનો જુસ્સો વધ્યો "હું આજે મ્હારા ધણીને ત્હમારી સનમુખ લાવી શકતી નથી. હું પરમ દીવસે ત્હમોને મ્હારા ખાવીંદ બતાવીશ."

"ઓ મારગારેટ, મારગારેટ," સર ફ્લેમીંગ બોલ્યો "એવી ઢીલ શા માટે? એ ઢીલથીજ અમને વહેમ પડે છે."

"વહેમ? વહેમ શાને માટે કરવો અને લાવવોબી જોઇએ, ફ્લેમીંગ?" મારગારેટ બોલી "જ્યારે હું પોતે એક પાકદામન નાર છું તો શું ત્હમારે ત્યારે વહેમ કરવો સઝાવારબી છે! ત્હમે ધીરજ ધરો, ત્હમારી આગલ જ્યારે એ ભેદનો પરદો ખુલવામાં આવશે ત્યારે ત્હમો બધાં અજાયબી, વખાણ, અને ખુશીની લાગણીથી ફુલી જશો."

સર ફ્લેમીંગે માન્યું કે મારગારેટ તેમને બનાવતી હતી જેથી તે બોલ્યો "અમને એકદમ કહી દે કે સર લુઇ કયાં છે? તેને અમો કેટલાક સવાલો પુછવાના છીએ."

અને તેમ બોલીને જાણે સર લુઇને પકડી પાડવા સર ફ્લેમીંગ તે ઓરડામાંથી ગુસ્સાભેલ બાહાર પડયો અને તેની પછવાડે સર કેસીમીર ગયો. જે જોઇને અર્લ ઓવ બેઝનતાઇને તે તકનો લાભ લઇ લેતાં, તેમની પાછલ નહીં જતા, મારગારેટ પાસે આગલ વધ્યો.

"બાનુ, આપણા વચ્ચે જે બની ગયું હતું તેનો સંસારો સ્હેજબી એઓને નથી અને તેથી હું ભરમમાંજ બોલ્યો છું.' અર્લ ઓવ બેઝનતાઇને હવે ગ્રહસ્થાઇની રીતે એક શાદીવાલી બાનું સાથે વાત કરવાની ઢબેજ કહયું "અને હવે, આપને જે કાંઇબી કહેવું હોય તે સફા બોલી દો, ત્હમે જો મ્હારેથી બીહીતા હોવ તો હું ત્હમને ખાત્રી આપું છું કે આપણે જાણે એકબીજાને કદીબી મલ્યાજ નહીં હોઇએ તેવી રીતે હું ચુપ રહીશ." અને હવે રોલાન્દ બીચારો ગલગલા આવાઝથી બોલ્યો "મારગારેટ, ત્હમે તો મ્હારા સુખનું બધું સત્યાનાશ વાલી નાંખ્યું છે, તો પણ હું ત્હમારા સુખનું સત્યાનાશ તો કદીબી નહીંજ વાલીશ."

"ભલા રોલાન્દ!" આભારની આંખો ફેંકતાં મારગારેટે કહયું "ચુપ રહો, હું કાલાવાલા કરીને ત્હમારી પાસેથી માંગી લઉં છું કે ત્હમે ચુપ થઇ જાઓ, અને હવે પછી જે કાંઇબી બને તે બાટેબી ચુપજ રહેજો; ભલા રોલાન્દ!"

તેટલાં, સર કેસીમીર અને સર ફ્લેમીંગ તે ઓરડાની પાસેના એક બે ઓરડાઓમાં ફરીને પાછા ત્યાંજ આવ્યા. તેઓ બન્ને ગુસ્સામાં હતા, અને સર ફ્લેમીંગ શું કરતો હતો તેનીબી જાણે તેને સુધ્ધ રહી નહીં!

"સર ફ્લેમીંગ," અર્લ ઓવ બેઝનતાઇને સર ફ્લેમીંગનો હાથ પકડીને સ્હમજાવ્યું "ત્હમે એટલા બધા ઉશકેરાઇ ના જાઓ, મારગારેટ કાંઇ ખુલાસો કરવા માંગે છે"

"એમ છે તો અમે સાંભલીશું, નહીં તો આ મકાનના બધા બંધ ઓરડાઓના દરવાઝા ભાંગી તોડીનેબી અમો તે કોઇ સર લુઇને પકડીશું." સર કેસીમીર બોલ્યો.

"હું સ્હમજું છું, મ્હારા વ્હાલા બીરાદર—હું સ્હમજું છું, સર કેસીમીર" મારગારેટ બોલી, કે ત્હમોને મ્હારી ચાલ ભેદી લાગતી હશે—નહીં સ્હમજ પડે તેવી ત્હમને લાગતી હશે, પણ લાચાર છું. આવતી પરમ દીવસે હું ત્હમોને તે ભેદ——"

"મારગારેટ, એ ખાલી ઢોંગ છે!" તેનો ભાઇ લાગણીથી પુકારી પડયો "ઢોંગથીબી ઝીઆદા કહું તો એ બધી બનાવટની વાત છે. તું ત્હારે પોતાને માટે એમ કરીને ઘાતકી થાએ છે તો થાએ છે પરંતુ તું અમારી ઉપરબી એક ઘાટકીપણુંજ ગોયા ગુઝારે છે. તું જાણે છે કે કાલે મ્હને આપણા માનવંત મુરબ્બી અર્લ ઓવ કેથનેસ અને સર કેસીમીરની સાથે દનબારતન જવાનું છે, કેમજે પરમ દીવસે નામવર રાજા દેવીડ પોતાની દરબાર—"

"ઓ! અને મ્હને પોતાનેબી રાજાની હુઝુરમાં હાઝર થઇને ફરીયાદ નોંધાવવાની છે." અર્લ ઓવ બેઝનતાઇન વચ્ચે બોલ્યો "અને રાજા જયારે દનબારતનમાં દરબાર ભરનાર છે, તો હુંબી ત્હમો સાથે ત્યાં આવીશ, સર ફ્લેમીંગ."

મારગારેટ તે સાંભલીને ગભરાઇ, અને અર્લ ઓવ બેઝનતાઇન પોતાના હમણાજ આપેલા બોલથી ફરનાર છે કે કેમ તેથી ધ્રુજીને બોલી પડી "ત્હમો, મ્હારા નામવર? ત્હમો નામવર રાજા પાસે ફરીયાદ કરનાર છો? શાની?"

"કોઇ ભેદ જેની મ્હને માહીતી થઇ નથી તે કોઇ ભેદને ખાતીર મ્હને લગભગ એક મહીના સુધી કેદ કરાવનાર રાજાના ચોબદાર સ્ટીફન કોચરેનની સામે મ્હારે ફરીયાદ કરવી છે."

"લગભગ એક મહીનાનું કઇદખાનું?" મારગારેટ આ ખુલાસાથી અજાયબીથી લાકડું બની જઇને પુછવા લાગી:

"હા, પણ હવે મ્હારી વાત જવા દો, બાનુ" રોલાન્દે ટુંકું કીધું "ત્હમે ત્હમારી વાત—"

"મારગારેટ, એક વાકય!" તેનો ભાઇ ફ્લેમીંગ ફરીથી બોલ્યો "આ મકાનમાં શાંતી રાખવા માટે તું અમોને સંતોષકારક ખુલાસો આપવાની હોય તો આપી દે—અને જો તું ત્હારા પોતાના મુખથી એ ખુલાસો નહીંજ આપવાની હોય તો અમારે તે ખુલાસા માટે આ મોટા મકાનના ઓરડે ઓરડામાં ફરવું પડશે, અને તેને પકડીને———"

"ફ્લેમીંગ, ફ્લેમીંગ, હું ત્હારા કાલાવાલા કરૂં છું, હું તુને હુકમ કરૂં છું" મારગારેટ બોલી "કે આ મકાનમાં તું ત્હારૂં ઝોર વાપરતો ના. અને હવે જ્યારે તું મ્હને ત્હારી બ્હેન તરીકે ગણતો નથી—મ્હારી પર ત્હારો વીશવાસજ નથી—તો હું તુને કોઇબી પ્રકારનો ખુલાસો આપનારજ નથી. હું પોતેબી દનબારતન આવનાર છું, અને ત્યાંજ આવતી પરમ દીવસે હું રાજા નામવરની હુઝુરમાંજ ખુલાસો કરીશ—મ્હારો ખાવીંદને ત્યાંના ત્યાંજ હું બતાવી આપીશ! અને હવે બસ કરો એ બધી ત્હમારી ગડબડ સડબડ."

"બસ કર ? કદીબી નહીં!" ઉશકેરાઇ જઇને ફ્લેમીંગે પુકારી દીધું: "મારગારેટ, મારગારેટ! હું ત્હારી આબરૂને ખાતીર મ્હારો પોતાનો જાનબી આપવા તૈયાર છું. જો તે સર લુઇ દગલબાઝ થયો હશે તો હું તેનો જાન લઇશ. સર લુઇ——"

"ખામુશ બાશ" મારગારેટ હવે એકદમ છેડાઇ "આ મકાનમાંના નોકરો જાણે તેવું એકબી પગલું તું ભરતોજ ના, હું તુને સખ્ત તાકીદ કરૂંછું. તું ઘડી ઘડી સર લુઇ સર લુઇ બોલ્યા કરે છે, પણ જાણ તું કે આ મકાનમાં સુર લુઇ નામનો કોઇ માણુસ છેજ નહીં."

"શું ઉઉઉ ?" સર ફ્લેમીંગ બોલ્યો "તે પોતે ન્હાસી ગયો, અને તુને આ કીલ્લામાં છોડી ગયો? જો હજુણબી વખ્ત હોય તો અમે તુને બચાવી શકીશું, બાઝી હાથથી નહીં ગઇ હોય તો અમે તુને બચાવી લઇશું. ચાલ, મારગારેટ હું તુને તે બૈરાંરોકા જવા-નથી બચાવીને પાછો રોઝલીન કાસલમાં લઇ જાઉં—અને ત્હારી શાદી કોઇ સીંહ જેવા જવાન મર્દ સાથે કરીએ."

"નહીં ફ્લેમીંગ," મારગારેટ બોલી "હું ત્હમારી સાથે આવનાર નથી."

"ઓ, નાદાન જાહેલ છોકરી!" સર ફ્લેમીંગ ઉશકેરાયો "તું મ્હારી બ્હેન છે—તું મ્હારેથી ન્હાની છે—હું ત્હારો વડો ભાઇ છું—"

"ચુપ કર, ફ્લેમીંગ" મારગારેટ વચ્ચે બોલી "હું પરણેલી છું—અને હવે મ્હારે મ્હારા ધણીના તાબામાં રહેવું જોઇએ."

"તો તે ત્હારો ધણી જે છે તેને હીંયાં તો બોલાવ." સર ફ્લેમીંગ બબાડ્યો "ત્હારા ધણી પેલા સર લુઇને હીંયાં તો બોલાવ."

"સર લુઇ મ્હારો ધણી છેજ નહીં." મારગારેટ બોલી, અને તે નવો ઇકરાર સાંભલીને ત્યાં ઉભેલા ત્રણે અજાયબીના દરીઆવમાં ગોયા ગર્ક થઇ ગયાં!

તે ત્રણે અમીરો માટે નહીં સમજ પડે તેવું બધું બનતું હતું! ગુંચવાડા ભરેલું હમણાં સુધી બધું તો લાગ્યું, મગર આ વલી અકરબી ઝીઆદા ગુંચવાડો હતો!!

"ત્યારે શું તુને તે કોઇ સર લુઇ ન્હસાડી લાવ્યો છતાંબી તે ત્હારી સાથે પરણ્યો નથી?" ફ્લેમીંગ ગુસ્સાથી જલી ગયો "ઓ શર્મ, શર્મ છે તુને મારગારેટ; શર્મ છે તુને! હું સ્હમજીજ નથી શકતો કે તું દીવાની બની જવા વગર આવી શર્મીંદગીમાં કેમ ગીરફતાર થઇ ગઇ?"

"ભાઇ," મારગારેટ આતીશી આંખ અને ઉડતી છાતી સાથ ગુસ્સાથી હાંફતી બોલી. "યાદ રાખ, ત્હારૂં આવું બોલવું ભાઇ-બ્હેનના આપણા પ્યાર વચ્ચે એક દીવાર ઉભી કરશે અને દુશમનીને આગલ ખેંચશે."

વહેમના સીહા અંધાપાએ સર ફ્લેમીંગની આંખોપર પરદો કરી દીધો હતો, તે જીવપર આવીને પુકારી ઉઠયો "ખામુશ બાશ, અએ બેશર્મ લડકી, ઉઠ." અને તે ગુસ્સાથી આગળ વધીને જેવો મારગારેટનો હાથ પકડવા ગયો કે મારગારેટ પુકારી ઉઠી:

"ફ્લેમીંગ, મ્હારા શરીરને ત્હારો હાથ નહીં લગાડ! હું હવે પરણેલી છું-અને તેથી એક ભાઇ કરતાં એક ધણીનું ચલણ હવે મ્હારીપર વધારે છે.'

ફ્લેમીંગ હોઠ કરડીને કડવાસથી બોલ્યો "આહ! કોઇ ધણી જો ખરેખરજ હોય તો તે અમારી સામે આવતો કેમ નથી? તેની હીમત ચાલતી કેમ નથી? મારગારેટ માની જા, મ્હારૂં બહોંસ ના કર. તું રોઝલીન કાસલમાં પાછી ફર, અને પછી હું તુને ન્હસાડી લાવનાર તે બાઇરાંરોકા સર લુઇને મ્હારી શમશીરની એવી તો મજાહ ચખાડીશ કે તે મરતે દમ ટક સદા મ્હારી તલવારના ચમચમાટને યાદ કરશે."

"ફ્લેમીંગ! એ ગલત વાત છે–જુઠ લબાડ બોલવું છે કે તું જે માણસને માટે બોલે છે તે માણુસ મ્હને ન્હસાડનાર અને ફસાવનાર છે. હું કસમપર કહું છું કે તેણે મ્હારી સાથે દોસ્તીથી પેશ થવામાં મદદ આપી છે, અરે! ફ્લેમીંગ, અગર જો તું બધી ખરી વાત જાણે તો————"

"તું કહી દે." નર્મ બની જઇને સર ફ્લેમીંગે મારગારેટને મનાવતાં કહયું "તું કહી દે, મારગારેટ, કે ત્હારો ધણી કોણ છે?"

"આવતી કાલ પછીને દીવસે, ફ્લેમીંગ, પરમ દીવસે, હું દમબારતન કાસલમાં કહીશ." મારગારેટે અસલીજ પીંજણ પાછું પીંજયું! "હું કઉલ આપું છું કે———"

"ઓહ!" તેનો તેજ ઉડાવનારો જવાબ ફરીથી મલવાને સબબે સર ફ્લેમીંગ ગુસ્સાથી ઝમીનપર પગ ઠોકીને બોલ્યો "પાછું જુઠ્ઠું! પાછું બનાવતી અને બનાવતીજ બોલવાનું! મારગારેટ, હું તુને ત્હારાં ભાઇ તરીકે હુકમ કરૂં છું–અને આપણાં મુરબ્બી વાલી તર્ફથીબી હુંજ તુને હુકમ કરૂં છું કે ત્હારે અમારી સાથે હમણાં ને હમણાંજ રોઝલીન કાસલમાં આવવું. જો તેં પાપબી એકબાર્ગી કીધું હશે તો ત્યાં આવવાથી અમો તુને તે માટે માફ કરશું. મારગારેટ, તું એમ ના સ્હમજતી કે હું હમણાં જે ગુસ્સા અને જુસ્સામાં છું તેમજ ત્યાંબી રહેવશ. નહીં, મ્હારી ગરીબ બ્હેન, નહીં! હું તુને આખી દુન્યા ઉપરનો કોઇબી અઝીઝમાં અઝીઝ ભાઇ ચાહે તે પ્યારથી ચાહું છું———"

"ફ્લેમીંગ, ત્હારી આ દીલસોઝીબી એક અપમાન સમાનજ છે." મારગારેટ વચ્ચે બોલી પડી "મેં કહયું કે હું ત્હારી પાકદામન નેકઅસમત બ્હેન છું છતાં તું મ્હારા પાપની વાત કરે છે! તો તે ઉપરથી ખુલ્લું માલુમ પડે છે કે તુને મ્હારા બોલવા ઉપર વીશવાસજ નથી! જા, હું તુનેજ હુકમ કરૂં છું કે તું હીંયાંથી ચાલી જા."

"મારગારેટ, યાદ રાખ, હું તુને લીધા વગર જવા માંગતો નથી." ફ્લેમીંગે ગુસ્સાથીજ કહયું, અને તે મારગારેટને પકડવા આગલ વધ્યો.

મગર, મારગારેટ એક ચીખ સાથ દોડી અને ત્યાંની તે પવીત્ર જગાની સીડીપર ચઢી જઇને બોલી "જો, રાજવંશીઓ આ મકાનમાં ઉતારો લેતા હોય તે વખ્તે તેઓની બંદગી કરવાની આ પવીત્ર જગા છે, અને આ પવીત્ર જગાપર જો કાંઇબી બુરો બનાવ બનવા પામશે તો તે માટે તું સખ્ત જવાબદાર રહેશે!"

"ઓ! અગર એવી દશ પવીત્ર જગાઓ ઉપર તું જઇ ઉભી રહે તોબી તુ જે એક પાપ કે ભુલ કરવા ઉપર આમદા થઇ છે તે પાપને દુર કરવાને માટે તુને હું તે ઉપરથીબી ઘસડીને આપણે મકાને લઇ જાઉં." મોટા ગુસ્સાથી ફ્લેમીંગ બોલ્યો, અને આગલ વધ્યો.

"નહીં-નહીં." એક ચીખ પાડીને મારગારેટ બોલી, અને તેણે ગભરાટમાં ત્યાં મુકેલી મેઝને પકડી લીધી. જેથી તે મેઝ ઉપરનું કપડું સરી પડયું, અને તે ઉપરની બળતી મીણબતીઓ ઉઠલાઇ પડી.

"શાંતી, ફ્લેમીંગ--મ્હારા જવાન દોસ્ત, તું પાછલ હટી જા." સર કેસીમીરે સર ફ્લેમીંગને પકડીને કહયું "ગુસ્સાને દબાવી દે, અને ત્હારી બ્હેનને થોડાક સવાલ હું પુછવા માંગુ છું તે મ્હને પુછવા દે. મારગારેટ જાણે છે કે હું તેનો ખયરખ્વાહ અને સાચ્ચો મીત્ર છું, અને તેથી, ખરા જવાબ આપવામાં તે નહીં ચુકશે."

મગર, તેજ પળે બંદગી કરવા માટે ત્યાં બનાવેલી જગાની પાસેની દીવારમાં એક દરવાઝો થઇ ગયો, અને તેમાંથી રાજા દેવીડ હાથમાં પકડેલી નાગી તલવાર સાથે નીકલી આવ્યો.

"પાક ખુદાની મદદ." મારગારેટ બોલી. અને, તે દોડી જઇને રાજાના પગો આગલ પડી ગઇ, રાજાનો હાથ તેણે પોતાના હાથમાં પકડી લીધો, અને કાલાવાલા કરતી ઢબે તે રાજા દેવીડના ચહેરા તર્ફ જોવા લાગી.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### રાજા દેવીડની લવાદી!

જે વખ્તે પેલો દરવાઝો આવાઝ કરીને ઉંઘડયો કે સર ફ્લેમીંગે અને અર્લ ઓવ બેઝનતાઇને રાજાને જોઇને પોતાની આ અગાઉ ખેંચેલી શમશીરો મ્યાન કરી દીધી, મગર સર કેસીમીરે તેમ કીધું નહીં!

"મારગ્રીટ, તું એટલી બધી ચીખો શાની પાડતી હતી?" ત્યાં ધસી આવતાંજ રાજા દેવીડે પુકાર્યું, અને તેણે મારગારેટની આગલ જતાં તેને હાથ આપી ઉઠાડીને તેના કાનમાં કહયું "મ્હારી વ્હાલી બચ્ચી, તેં આપણો ભરમ રાખ્યો છે તે જોઇ હું ખુશી છું. હજુણ બે દીવસ એમજ ભરમને સાચવજે, ત્હારા કૌલને તું પાલજે." અને પછી તે મોટેથી બોલ્યો "બાનુ, આ લડવઇયાઓ ત્હમને શું કહે છે?"

"નામવર," સર ફ્લેમીંગે કહયું "ત્હમને કહેવાની તો ઝુરરતજ નથી કે આ મ્હારી બ્હેન છે————"

"મગર, હું શમશીરની નોંક સામે મ્હારી વાતો ચલાવવાની આદતમાં નથી." રાજાએ સર કેસીમીરના હાથમાંની તલવર જોઇને કહયું, અને પોતાની તલવાર મ્યાન કરવાનો ખ્યાલ કરતાંજ તેણે કશીબી ઢીલચાલ સર કેસીમીરના હાથોથી ન થતી જોઇને સ્હેજ ગુસ્સાથી પુકાર્યું "શું ઇઝઝત અને માન સાથની આ વરતણુક ચલાવેલી કહેવાઇ શકાશે?"

"નામવર" મકકમપણે મગર નમનતાઇથી સર કેસીમીરે કહયું "કોઇ ઠેકાણે જ્યાં તલવાર ખેંચાયલી હું જોઉં છું ત્યારે હું મ્હારી પોતાની સલામતીને ખાતીર મ્હારી શમશીર ખેંચેલીજ રાખું છું. અને આપ નામવર તો જાણોછોજ કે લડવૈયાઓ વચ્ચે એવી એક રસ્મ છે કે જો એકની તલવાર ખેંચાયલી રહે તો બીજાએબી પોતાની શમશીર મ્યાનથી બાહારજ રાખવી."

"મગર, તે લડવઇયાઓ બન્ને એક સરખા દરજ્જાના હોય તોજ તેમ બની શકે છે." રાજા દેવીડે જવાબ આપ્યો "લેકીન આ તો, સર કેસીમીર, એક રાજા અને એક સાદા નાઇટ વચ્ચેની વાત છે."

તે સાંભલીને સર કેસીમીરનો ચ્હેરો જે થયો તે રહેજ ગુસ્સાભર્યોજ હતો, મગર તેણે મસખરીની ઢબે મોંઢ મલકાવીને શમશીર મ્યાન કીધી. જે જોઇ દેવીડ અર્ધી અજાયબી અને અર્ધા ગુસ્સાથી લોહીનો ઘોટ ગલી ગયો, અને તેણેબી તલવાર મ્યાનમાં ઉતારી લીધી.

"તમે જાણુતા નહીં હશો કદાચ, લોર્ડ અર્લ ઓવ બેઝનતાઇન અને તમે સર ફ્લેમીંગ ફીટઝએલન," રાજા બોલ્યો "કે આ હાલકીથના કીલ્લામાં રાજવંશીઓની આવજાવ રહે છે, એની ઉપર રાજવંશી હકકો હસ્તી ધરાવે છે, અને અમારે માટે આ કીલ્લામાં ઝંદગી કરવાનીબી ખાસ જગા છે." અને તેણે ફુગલાયલી મારગારેટ તરફ જોઇને તાલ તલાવટ કરીને ઝડપથી કહ્યું "બાનું, તમે ગભરાયલા લાગો છો. ચાલો હું તમને પેલી જગાપર બેસાડું. રાજાની સનમુખ આવી રીતે તમે મુરઝાયલા રહો તે મ્હને બીલકુલ નાપસંદ છે."

અને તેમ બોલીને હાથ આપી રાજા દેવીડ મારગારેટને ત્યાંથી થોડે દુર લઇ ગયો, જ્યાં જતાં જતાં મારગારેટ કાલાવાલા કરવા લાગી "મ્હારા પ્યારા ધણી, આ બધા ઝઘડાપર પરદો નાંખી દો! મ્હારા ચ્હેરાપર શરમીંદગી પ્હોંચે તેવું હવે વધારે વાર ન થવા દો! મ્હારા ઉમરાવ દીલ ભાઇના દીલમાં અવીશવાસના વીષને ન વસ્વા દો!"

"ધીર, મારગ્રીટ, ધીર! પરમ દીવસ સુધી ધીરજ પકડ, મ્હારા જાન!" ધીમાં આવાઝથી રાજા બોલ્યો "હું જ્યારે ત્હારે માટે પોતે કોઇ ભોગ આપવા તઇયાર છું તો ત્હારેબી મ્હારે માટે કોઇ ભોગ આપવોજ જોઇએ. ત્હારા ભાઇ અને તેના સાથીઓ સાથે હું તાલ તલાવટથી ઉડાવનારી વાતો કરીશ, અને બંધાથી ભેદને હમણાં તો સાચવીશ. હું તુંને હુકમ કરૂં છું કે તું રાઝને ફાશ નહીં કર. અને, હવે, જા કાઉન્ટેસની પાસે———"

"હું આ જગાથી જઇશ નહીં, નામવર" મારગારેટે કહ્યું "શું થાય છે તે જોવા માટે હું હીયાંજ રહીશ."

મારગારેટની બ્હોંસને જોઇને દેવીડે પોત્તાનો હોટ દાંતો વચ્ચે દબાવ્યો, મગર બીજીજ પળે તેણે ચ્હેરો હસ્તો કરી દઇને કહ્યું "ઠીક, તુંને ગમે તેમ તું કર, વ્હાલી!— સીર્ફ તું ચુપકીદીનું કુફલ ત્હારા હોટોપર મારી લે."

સર કેસીમીર દએસ્તે, સર ફ્લેમીંગ ફીટઝએલન, અને અર્લ ઓવ બેઝનતાઇન જ્યાં ઉભા હતા ત્યાં જઇને રાજા દેવીડે કહ્યું "મેં બાનુ મારગ્રીટ સાથે વાત કીધી છે, અને તેવણે મ્હને ખાત્રી આપી છે કે આ બાબદમાં તેવણ મન માનનો ખુલાસો આપી શકે એમ છે." અને તેણે વાત ફેરવી નાંખીને ચલાવ્યું "આ મકાનમાં મ્હારી આવ જાવ હતી અને હું તમારી તર્ફથી નીકલ્યા બાદ હીયાંના પાદરીઓની મહેમાનદારી ચાખવા ઉતરી પડયો, તો મેં તમને આવેલા જોયાં! હવે, હીયાંના પાદરીઓ આ જગાપર તમને આવેલા જોઇને અને ખુલ્લી શમશીરોથી આ પવીત્ર જગાને અપમાન થયલું જાણીને કોણ જાણે કેટલા ખધા મનમાં અને મનમાં બડબડશે!"

પાદરીઓની મેઝબાનીએ તે આવ્યો હતો. એવો તેના તર્ફનો ફેંકાફેંકીનો ખુલાસો એવા તો ઢોંગી આવભાવથી રાજાએ રજુ કીધો કે બધાએ ખરૂંજ માન્યું, અને તેઓ એમજી સ્હમજ્યા કે રાજા માર્ગારેટને માટે માન ધરાવતો હતો તેથીજ તેણે માર્ગારેટને સ્હમજાવી હતી!

"પાદરીઓને તહમે સ્હમજાવી શકો તેમ છે." સર કેસીમીર બોલ્યો.

"તે તો હું તેમને મનાવી લઇશ." રાજાએ નાંખતી કરવાની ઢબે કહ્યું.

"મગર, વ્હેમ બુરી ચીઝ છે." સર ફ્લેમીંગે કહ્યું "આ કાગઝ જે માર્ગારેટ મુકી ગઇ છે તે————"

"ઓ! કોઇ કાગઝબી એવણ મુકી આવ્યાં છે કે!" રાજા દેવીડે અજાયબીની ઢબે કહ્યું.

"હા નામવર," માર્ગારેટ બોલી પડી "અને અમારા એક ખયરખ્વાહ તરીકે તહમને એ કાગઝ જોવાનો દરેક હક્ક છે જેમાં મેં એમને જણાવ્યુંબી છે કે થોડાજ વખ્તમાં એઓ મ્હારા ખુલાસાથી અજાયબી, વખાણ, અને ખુશીમાં ગરકાવ થઇ જશે."

"એમ છે કે?" રાજાએ ભવાં ચઢાવીને અજાયબીજ બતાવી "ત્યારે તો એવણને કોઇ મોટી અજાયબીમાંજ તહમને ગર્ક કરવાના હશે."

"તે અજાયબી હમણાંજ બતાવી આપે તો વાંધો શું છે? મ્હારી બ્હેનને મ્હારી અને મ્હારા દોસ્તોની ખાત્રી કરવા દે કે તે પોતે હીંયા આબરૂદાર હાલતમાં છે! તેણે પોતે પોતાને પરણેલી ઝાહેર કીધી છે! રોઝલીન કાસલથી સર લુઇ સાથે ન્હાસી આવવા છતાં તે કહે છે કે સર લુઇ એનો ધણી નથી એ શું થોડી અજાયબી છે?"

મગર, તેજ વખ્તે એક નોકર ત્યાં ધસી આવ્યો, તે નઉકર તેજ માણસ હતો જેને કાસલમાં દાખલ થતાંજ દમ ભરાવવામાં આવ્યો હતો!

"કોણ હીંયા દાખલ થયું?" રાજા બોલ્યો.

"હું સર કેસીમીર દએસ્તે સાથે ઘણીજ અગત્યની વાત કરવા આવ્યો છું,નામવર." તે નઉકર નમીને બોલ્યો.

"મ્હારી સાથે?" સર કેસીમીરે કહ્યું, અને તે બધાં તર્ફ ફરીને બોલ્યો "એ શું કહેવા માંગે છે તે હું સાંભલવા જઇશ."

સર કેસીમીર તે છોકરા સાથે તે ઓરડાની બાહાર ગયો, અને તેઓ વચ્ચે શું વાતો થાય છે તે સાંભલવા પહેલા આપણે રાજા અને માર્ગારેટ તથા સર ફ્લેમીંગ અને રોલાન્દ આગલજ થોભીશું.

"હવે, ત્યારે, બધી વાત સાંભલ્યા પછી" રાજાએ કહ્યું "હું એક લવાદ તરીકે આ બાબદમાં કામ કરીશ. અને તેથી હું મ્હારી તર્ફથી ઇન્સાફ આપતા કહીશ કે સર ફ્લેમીંગે હમણાં એ સવાલ પુછવાપર પરદો નાંખવો. અને પરમ દીવસપરજ વાત પડતી નાંખવી. પરમ દીવસે કદાચ માર્ગરીટ પોતાનો ખુલાસો આપશે જે——"

મગર, માર્ગારેટ હીંયા વચ્ચે બોલી પડી "કદાચ? નામવર, કદાચ કાંય?"

"હા, કદાચ શબ્દ વાપરવામાં મેં ભુલ કીધી." રાજાએ ફેરવી તોલ્યું!

"નહીં, નામવર!" મારગારેટે કહ્યું "મ્હારો બાપ અને તેના સાથીઓ મ્હારી આબરૂ માટે ખરાબ વિચાર નહીં લઇ જાય માટે મ્હારે ખરો ખુલાસો તો તે વખ્તે કરવોજ જોઇશે."

સર ફલેમીંગ તો આ વાતો સાંભલીને ગોયા ચકીતજ થઇ ગયો! તે અજાયબીની આંખોથી પોતાની બ્હેન મારગારેટને જોવા લાગ્યો—રાજાને જોવા લાગ્યો—અને તેણે અર્લ ઓવ એઝનતાઇન તર્ફ નઝર ફેરવી!

"ફલેમીંગ!" રોલાન્ડે સર ફલેમીંગના કાન આગલ ધીમેથી કહયું "તહમે ઝરા પેલી તર્ફ ચાલો, હું ત્હમને કાંઇ કહેવા માગું છું."—અને, સર ફલેમીંગ અર્લ ઓવ એઝનતાઇન સાથે ગયો. "મ્હને એક વીચાર આવી ગયો છે" અર્લ ઓવ એઝનતાઇને ધીમેથી સર ફલેમીંગના કાનમાં કહયું "ત્હમે જેને વાસ્તે બોલો છો તેજ ઇંગલીશ નાઇટ સાથે ત્હમારી બ્હેન પરણેલી છે, મગર તે ઇંગલીશ નાઇટનું નામ કાંઇ જુદુંજ હશે, તેણે સર લુઇનું ખોટું નામ ત્હમારી આગલ કહયું હશે તેથી આ બધો ઘોંટાલો છે."

"ત્હમારી અટકલ મ્હને તો ખરી લાગે છે." વીચાર કરીને સર ફલેમીંગે કહયું "સર લુઇએ પોતાનું નામ અડાવ્યું હોય.—હા, હવે મ્હને કાંઇ ધીરજ મલી. ત્હમારી અટકલે મ્હારી અક્કલ ગોયા ઠેકાણાપર લાવી મુકી. નહીં તો હું ઘેલા દીવાના માફક બની ગયો હતો."

રાજાને એક તર્ફ મારગારેટ સાથે વાત કરતો, અને સર ફલેમીંગને બીજી તર્ફ રોલાન્ડ સાથ વાત કરતો છોડીને આપણે હવે સર કેસીમીર આગલ જઇશું.

"તું મ્હને શું કામ બોલાવવા આવ્યો? તુને મ્હારૂં કામ શું પડયું?" સર કેસીમીરે તે માણુસને પુછયું.

"ત્હમારા નોકરે મ્હને મોકલ્યો" તેણે જવાબ આપ્યો "તે ત્હમને એક ઘણા અગતયના કામસર મલવા માંગે છે."

"એમ છે? તો ચાલ." સર કેસીમીર બોલ્યો, અને તે મનમાં વીચારવા લાગ્યો કે જ્યાં સુધી ઘણુંજ અગતયનું કામ હોય નહીં ત્યાં સુધી તે એમ બોલાવવા મોકલે નહીં.

તેઓ ત્યાં ગયા, જ્યાં સીતન અને સર કેસીમીરનો નોકર જેસન્ત ઉભેલો હતો. જેસન્ત સર કેસીમીર આગલ દોડી આવ્યો, અને પેલો માણુસ તેઓ આગલથી દુર થયો.

"શું છે જેસન્ત?" સર કેસીમીરે પુછયું.

"મ્હારા નામવર, મેં એક ઘણી અગતયની શોધ કીધી હતી. મગર બધી ધાંધલ ધરપચમાં હું તે માટે ત્હમને તેજ વખ્તે કહેવાને ભુલી ગયો." જેસન્તે કહયું.

"એટલી અગતયની તે શું બાબદ છે?" સર કેસીમીરે પુછયું.

"પેલા મેગનસની લાશને દાટતી વખ્તે મ્હને તેના શરીરપરથી એક ચીઝ મલી આવી જેને માટે હું ત્હમને કહેતા ભુલી ગયો અને આજ સુધી મ્હને તેની યાદજ રહી નહીં. યાદ આવી ત્યારે મોકો નહીં મલ્યો, અને મોકો મલ્યો ત્યારે ગડબડ ધાંધલમાં મ્હને યાદજ નહીં રહી! મ્હને માફ કરો. ફરીથી હું ભુલી નહીં જાઉં તેથી મેં ત્હમને હમણાં તુરતજ તેડાવી મંગાવ્યા."

"મારી માંગવાની કોઇ જરૂરત નથી, જેસન્ત. હું ત્હારી વફાદારી માટે બીલકુલ શક ધરાવતો નથી. વારૂ, તે ઘણી અગત્યની ચીઝ શું છે? કયાં છે?" સર કેસીમીરે અધીરાઇથી પુછ્યું.

"મ્હારી પાસે છે." જેસન્તે કહયું "હું ત્હમને તે આપું." અને એમ બોલીને જેસન્તે પેલોજ દસ્તાવેજ કાઢ્યો કે જે પાદરી ફાધર જુલીયસની પાસેથી ખુંચાવી લઇ મેગનસ ત્યાંથી પસાર થયો હતો "જુઓ, એ ઘણી અગત્યની ચીઝ છે કે નહીં?"

સર કેસીમીરે જેસન્તના હાથમાંથી તે દસ્તાવેજ લઇને જોયો, એક પળ તે ચોંકયો, અને પછી તેના છેડા સુધી તેણે નઝર ફેરવી લીધી. તેણે ચુપકીદી અખત્યાર કરીને તે કાગઝની ઘડી વાલી તેને પોતાના ખીસામાં મુકી દીધો.

"ત્હારા ઉપરાંત આ કાગઝ માટે બીજું કોણ જાણે છે?" સર કેસીમીરે પોતાના નોકરને પુછ્યું.

"ફકટ સીતનનેજ એ ચીઝની ખબર છે." જેસન્તે જવાબ આપ્યો.

"ઠીક, ત્યારે તેં એ ચીઝ——"

"મેગનસની લાશ પરથી શોધી કાઢી." જેસન્તે તે વાકય પુરો કરતાં કહયું "મ્હને તે લાશના શરીરપર કાંઇ હોય તે જોવાની કુદરતી જીજ્ઞાસા થઇ અને મેં જીવપર ઝોરાવરી વાપરીનેબી તે વાસ મારતી લાશ તપાસી, તો અંદરની જેબમાંથી આ દસ્તાવેજ મલ્યો અને વલી પૈસાની એક થેલી મલી, તે થેલીની દરકાર અમે નહીં કીધી, મગર આ કાગઝ તો મેં લઇ લીધો."

"ઠીક છે, જેસન્ત" સર કેસીમીરે કહયું અને પછી તેને તાકીદ આપી "જા, જઇને સીતનને કહે કે આ વાત તેને કોઇનેબી કહેવી નહીં, તેને કોઇને કહી તો નથીની?"

"નહીં. મેં તેને કસમ આપ્યા હતા, અને હવે જયારે ત્હમારો હુકમ છે ત્યારે હું તેને આપેલા કસમ ચાલુ રાખવા કહીશ."

"હા, તેને કહેજે કે જયાં સુધી હું તુને હુકમ આપું નહીં અને તું તેને કહે નહીં ત્યાં સુધી તે કોઇની આગલબી આ દસ્તાવેજ સંબંધી એક શબ્દબી બોલે નહીં. સર ફલેમીંગનેબી કાંઇ નહીં કહે."

જેસન્ત નમ્યો, અને સીતન પાસે ગયો. સર કેસીમીર સર ફલેમીંગ અને અર્લ ઓવ બેઝનતાઇન તર્ફ પાછો રવાના થયો.

"કેમ, સર કેસીમીર ત્હમને કોણે બોલાવ્યા હતા?" સર ફલેમીંગે પુછ્યું.

"મ્હારા નઉકર જેસન્તે મ્હને બોલાવ્યો હતો"- સર કેસીમીર બોલ્યો "જેણે મ્હને કોઇ બાબદમાં શું કરવું અને શું નહીં તે માટે પુછ્યું. હા, પણ હીંયાંનો મામલો કેમ છે?"

"ત્હમારી સાથે કાંઇ વાત કરવી છે." સર ફલેમીંગે કહયું, અને તે રાજા દેવીડ તર્ફ જોઇને બોલ્યો "રાજા નામવર જો રઝા આપે તો અમે પાસેના ઓરડામાં જઇને વાતો કરીએ."

"ખાનગીમાં ત્હમને જેબી વાત કરવી હોય તે મોટી ખુશીથી કરો." રાજાએ કહયું. અને તે પાછો માર્ગારેટ તર્ફ વાત કરવા માટે જોવા લાગ્યો.

"મ્હારા અઝીઝ મ્હેરબાન" તેઓ ત્રણે જ્યારે રાજા અને મારગારેટથી દુર થયા ત્યારે સર ફ્લેમીંગે સર કેસીમીરને કહયું "અમે ધારીએ છીએ કે એ ભેદનું ઉખ્યાણું અમે પારખી કાઢયું છે."

"ખરેખર, શું તમોએ તેમ કીધું છે ખરૂં કે?"

"હા—રોલાન્દે એ ઉખ્યાણું પારખ્યું છે." સર ફ્લેમીંગે કહયું.

"તે શું છે?" સર કેસીમીરે પુછયું.

"મારગારેટ ખરેખર પરણેલી તો છે." સર ફ્લેમીંગે કહયું "અને વલી તે પેલા સર લુઇ સાથેજ પરણેલી છે, મગર સર લુઇ એકે સર નથી પણ તેથીબી વધારે મોટા દરજ્જાનો છે, અને કોઇ કારણથી તે પોતાનો દરજ્જો હાલમાં જાહેર કરતો નથી અને વાત ખાનગીમાં રાખવા માંગે છે. એ બધો ઘોંટાલો કેડો એમ થયલો છે, અને હવે આપણુને મારગારેટની નીતી માટે કોઇબી ખોટો ખ્યાલ લઈ જવો ઠીક નથી."

"અને ત્યારે શું કરવાનો ઇરાદો છે?" સર કેસીમીરે કાંઈ ખ્યાલ દોરાવતાં પુછયું.

"મારગારેટ કહે છે તેમ થોભી જઇએ. બે દીવસ એ માંગી લે છે. પરમ દીવસે એ ખુલાસો કરવા કહે છે.—"

"તો ઠીક."

"ચાલો ત્યારે રાજા અને મારગારેટ પાસે." સર ફ્લેમીંગ બોલ્યો, અને તેઓ ગયા.

રાજા તેમને જોઇને પુછવા લાગ્યો "કેમ, શું ઠરાવપર આવ્યા છો વારૂ?"

"તમારી પોતાની દરબારમાં તમારી સનમુખ મારગારેટ ખુલાસો કરનાર છે તો ત્યાં તેને કરવા દો, અમે તેટલાં થોભવાને ખુશી છીએ. અને તમે વચ્ચે પડીને લવાદ થયા તે માટે અમો બધા તમારા ઉપકારી છીએ." સર કેસીમીરે કહયું.

રાજા દેવીડ તો સર કેસીમીર બોલતો હતો તેની તર્ફેજ બારીકીથી જોતો હતો, તે જાણવા માંગતો હતો કે સર કેસીમીર જેવા એક ઘણાજ ચંચલ માણસને કાંઇ વહેમ તો નહીં ગયો હતો, કેમજે "તમારી સનમુખ" એવા શબ્દો સર કેસીમીર ભાર મુકીને બોલ્યો હતો. મગર નહીં, સર કેસીમીરના ચહેરાનો શાંત દેખાવ જોઇને રાજાએ પોતાને આવેલો શક દુર તુર્તજ કરી નાખ્યો.

"ત્યારે મારગારેટ પરમ દીવસે તું દમબારતન આવે ત્યાં સુધી ચાલ રેઝલીન કાસલમાં." સર ફ્લેમીંગે પોતાની બ્હેનને સમજાવી.

"નહીં, હું ત્યાં નહીં આવોશ. જ્યાં સુધી મ્હારી ઉપર જે શક ગયલો છે તે શકને હું પુરેપુરો ધોઇ નાખીશ નહીં, ત્યાં સુધી હું રેઝલીન કાસલમાં પાછી ફરીશ નહીં." મારગારેટ બોલી "આ દાલકીથના મકાનમાં બાનુઓ છે, અને તે બાનુઓની સાથે હું દીયાંજ એ બે દાહાડા તોડી પાડીશ. અને હવે હું તે મ્હારી સાથીઓ પાસેજ જાઉં છું."

અને તેટલું બોલીને બધાંને નમીને મારગારેટ ત્યાંથી ચાલતી થઇ કે તેની પાસે જઇને સર ફ્લેમીંગે કહયું "મ્હારી અઝીઝ બહેન, મ્હને માફ કરજે."

"હા—હું તુને માફ કરૂં છું, ફલેમીંગ" મ્હેનના અથાક પ્યારથી માર્ગારેટે સર ફલેમીંગ તર્ફ જોઇને કહ્યું, અને પછી તેણે સર કેસીમીર તર્ફ જોઇને કહ્યું "સર કેસીમીર મ્હેરબાન, તમેથી મ્હારા તર્ફ મ્હેરબાનજ રહ્યા છો તેથી આપણુને એક બીજા સાથે કાંઇબી પંચાતી જેવું નથી. હું ત્હમો મ્હેરબાનની નેકી તો ભુલનાર નથી." અને તે પછી માર્ગારેટે અર્લ ઓવ એઝનતાઇનની તર્ફ જતાં તેને ધીમેથી કહ્યું "દાસને કાજ આખીરી સલામ, મ્હારા નામવર, ત્હમે ખરેખરજ મ્હેરબાન અને અમીરી સ્વભાવના હતા તેવાજ રહેલા છો."

તે પછી માર્ગારેટ ત્યાંથી ગઇ. અને રાજા દેવીડ, સર કેસીમીર દએસ્ને, સર ફલેમીંગ, અને અર્લ ઓવ એઝનતાઇન બીજી તર્ફ ગયા

---

## પ્રકરણ ૩૪ મું

---

### રાજા દેવીડ અને સર કેસીમીર.

આપણે કાસલ ઓવ દાલકીથમાં ઉપલી ગડબડ સડબડ તો સાંભલી, મગર તે મકાનમાં બીજા જૂનાં અને નવાં નોકરોએ તે સાંભલી નહીં હતી કેમજે, ત્યાંની જાડી દીવારો વચ્ચેથી તકરારનો અને બોલવાનો આવાઝ બાહાર જઇ શકયો નહીં.

ત્રણે બાહાદુરો જ્યારે રાજા સાથે તે મકાનની બાહર પડયા અને બગીચા તર્ફ ઉતર્યા ત્યારે રાજાએ કહ્યું "મ્હને આશા છે કે આપ ત્રણે નામવરો મ્હારી હમરાહ આવીને પાદરી ઓની મ્હેમાનદારીનો લાભ લેશો."

"મ્હેરબાની થઇ આપની" સર ફલેમીંગ બોલ્યો "મગર, રોઝલીન કાસલમાં મ્હારા મુરબ્બી અર્લ ઓવ કેથનેસ અને ઓલબરટીનાના ડોળા રીકે તંગાવલા હશે અને તેથી જેમ બને તેમ જલદીથી અમારે જવું જોઇશે, નામવર."

"તો સીધારો" રાજા બોલ્યો, અને તે કાંઇ વધારે બોલવા ગયો તેટલાં અર્લ ઓવ એઝનતાઇન વચ્ચે બોલી પડયો "ત્હમે હવે ત્યારે મ્હારી એક અર્ઝબી સાંભલો: મ્હને જાણે ત્હમારા કામને માટે મોકલવામાં આવ્યો હોય તેમ મ્હારી સાથે દગલબાઝી ચલાવવામાં આવી અને મ્હને લગભગ એક મહીના સુધી કૈદ રાખવામાં આવ્યો."

"મ્હારે કામે?" રાજા દેવીડ અજાયબી સાથે બોલ્યો "મ્હારે માટે ત્હમને મોકલીને કઇદ કરવામાં આવ્યા? કોણે એવી બદમાશી ચલાવી?"

"ત્હમારા પોતાના એક નોકરે." રોલાન્ડ બોલ્યો.

"એ હું શું સાંભલું છું!" તે સાંભલીને ગુસ્સે થઇ ગયો હોય તેવો દેખાવ કરીને રાજા દેવીડ બોલ્યો "અમારી હુકુમતમાં અમારાજ એક વફાદાર ઉમરાવ સાથ અમારોજ એક નોકર દગલબાઝી ચલાવે એ કેટલું ખરાબ! વારૂ, મ્હારા લોર્ડ, તે નોકરનું નામ?"

"સ્ટીફન કોમરેન."

રાજા તે સાંભળીને જાણે સર્પે ડંખ માર્યો હોય તેમ ઉછળીને બોલ્યો "અમારા નોકરોનો વડો, અમારો એક અંગત ચોબદાર. અને તેનું આવું પાપી કામ? મગર, મ્હારા લોર્ડ, ફીક નહીં કરશો. હું પોતે ત્હમને બધી વીગત પરમ દીવસે પુછીશ, અને પછી તે માણસને લાયક સઝા કરવાને હું નહીં ચુકીશ."

અર્લ ઓવ એંઝનનાઇન નમ્યો, અને રાજાએ તે પછી સર કેસીમીરને થોડે છેટે લઇ જઇને પુછયું "ત્હમને કાંઇ ખબર મલી છે કે?—છેલ્લા ઉડતાલીસ કલાકમાં ત્હમને અગત્યના સમાચાર કાંઇ મલ્યા છે કે વારૂ?"

"નહીં નામવર," સર કેસીમીરે કહયું "મ્હને કાંઇ ખબર નથી. મગર, મ્હને ખાત્રી છે કે થોડા દીવસોમાં અમારા પ્રીન્સ ડ સાલઝાની એક ફોજ આપણી તર્ફ આવશેજ." અને સર કેસીમીરે તે વાત પુરી કરતાં બીજી વાતપર ઉતરી જઇ કહયું "હવે ત્હમારે ઝુલ્મગાર સીહા દગલાસને તેના ઇલ્કાબો ખીતાબથી દુર કરવા સાથ સખ્ત સઝા કરવી જોઇએ, તેને આ મુલ્કમાંથી એક કંગાલ કઇદીને શહેરબદર કરે તેમ કાઢી મુકવો જોઇએ."

"એ બધું બોલવું તો ઠીક છે મગર, આસપાસના તમામ સંજોગો બી તપાસવા જોઇએ, નામવર સર કેસીમીર" રાજા બોલ્યો "હજુણુ સીહા દગલાસના સગાઓ મોટી સખ્યામાં મોજુદ છે અને તેઓ જો આપણી સામે ફીશકેરાય તો પછી કાંઇ ભારી પડે તેવી વાત થાય! આપણે બરાબર જોઇ સંભાલીને પગલું ઉપાડવું જોઇએ. એ સીહા દગલાસની મોહકાણે તો તેની તપાસ મેં દમબારતન કાસલના કીલ્લામાં રાખી છે, ત્યાં તે અંદર દાખલ થયો કે પછી મ્હારો કઇદી છે. લેકીન, યાદ રાખો, સર કેસીમીર કે પરમ દીવસે સીહા દગલાસના ઘણા સગાઓ પોતાના માણુસો સાથે દમબારતનના કીલ્લામાં હાઝર થશે અને તેથી હું કહેવાને ઝરાકબી આંચકો ખાતો નથી કે મ્હારે બહુ મોટી સાવચેતી રાખવી પડશે. અને જો હું એકબી પગલું ખોટુ ભરીશ ——————"

"નામવર," સર કેસીમીર બોલ્યો "એકબી પગલુ ખોટું ભરો નહીં તેની ખુબ સંભાલમાં રહેજો."

"હું પોતે મ્હારી સંભાલમાં રહુ તોબી કદાચ એક ચીનગારી કેઠેકેથીબી ઉડી આવીને બધાને સંકટના સપાટામાં સપડાવી દે." રાજા બોલ્યો. "સર કેસીમીર, મ્હારી સાથે મ્હારી આખી ફોજ રહે તેનાં કરતાં ત્હમારી આગેવાની હેઠળ હત્યારબંધ એક ટુકડીબી હોય તો પછી મ્હને ધાસ્તી નહીં રહેશે."

"અર્લ ઓવ કેથનેસ અને અર્લ ઓવ એંઝનનાઇનના પોતપોતાના શુરવીરો ત્યાં આવશે." સર કેસીમીરે કહયું "તે ઉપરાંત આલવીરા રેન્ઝ સર ફ્લેમીંગના હરમીતેજના કીલ્લાના માણુસોની સાથ દમબારતન આવશે, અને ત્હમારા પોતાના પુરતા માણુસો ત્યાં રાખશો, પછી દગલાસના સગાઓની ધાસ્તી શું છે?"

"જુઓ સર કેસીમીર," રાજાએ કહયું "મ્હારેથી કાંઇ ડરપોક બનીને મ્હારી ફોજની ફોજ બોલાવી શકાય નહીં, કેમકે હસીમાં આવી પડું. અને, ત્હમે જેટલી ઓછી ધાસ્તી રાખો છો તેટલીજ હું વધારે રાખું છું. કેમકે, એક મહીનાની ખબર આપ્યા પછી સીહા દગલાસની તપાસ ચાલનાર છે અને તેથી તેના બધા સગાઓ પોતાના કાલ પાંખડાં સાથે તે

તપાસ ચાલતી તપાસવા અને તેનું શું પરીણામ આવે છે તે જાણવા દમબારતનમાં આવશેજ, એ નક્કી માનવું."

"હમારે એક રાજા તરીકે નીડરપણે સાચ્ચો અને ખરો ઇન્સાફજ આપવો." સર કેસીમીરે કહ્યું.

"હા તેમ તો થશેજ." રાજા બોલ્યો "અને સીહા દગલાસ પુરા વાંકમાં સપડાશે અને સઝા કરવામાં આવશે ત્યારેજ બધા ભડકી ઉઠશે. દમબારતનમાં તપાસના પરિણામ પછી માંહોમાંહેની લડાઇ જાગે તે બહુજ નુકશાન કરતા થઈ પડશે. આગ પછી ગોયા તેનો ધુવો શહેરોમાં ફેલાઇ રહેશે. સીર્ફ એક, એકજ માણસ મ્હારી પડખે એક સીંહની મીસાલે રહી શકે તેમ છે.–"

"તે કોણ ?"

"હમે પોતે." રાજાએ ભાર મુકીને કહ્યું "સર કેસીમીર, હમે પોતે."

"હમે જો મ્હારી પર ભરસો પુરો મુકી શકતા હોવ તો હું હમારો બચાવ કરવાને પાક પરવરદીગારના હુકમથી સામર્થવાન થઇશ." સર કેસીમીરે કહ્યું.

"હું હમારામાં પુરેપુરો વીશવાસ ધરાઉં છું" રાજા બોલ્યો "અગર જો હમને આ બાબદમાં કોઇ શર્તોબી કરવી હોય તો કરી જુઓ, હું તે પાળવા તૈયાર છું, મગર મ્હને ઝાહેરમાં સીહા દગલાસના ડાલ પાંખડાંથી બીહીવાનું થયું છે એવું જણાવું જોઇતું નથી. મ્હારે મ્હારી પોતાની ફોજને મ્હારી મદદમાં નથી લેવી, પણ હમારે હાથે મ્હારે મ્હારો બચાવ થવા દેવો છે."

"મ્હને મ્હારી યોજનાઓ ત્યારે અમલમાં મૂકવી પડશે, અને તે માટે શર્તો તો થવીજ જોઇશે, હમે મ્હને આ બાબદમાં પોતે રઝા આપી છે અને ભવિષ્યની મદદ માટે પણ હમે મ્હને આ બાબદમાં પોતે રઝા આપો છો એવું લખી આપવા સાથે મ્હને હમારી સહી સાથનો એક કોરો કાગઝ આપજો, જે ઉપર મ્હારી મુનસફીનું જે લખવું હશે તે લખીશ."

"આવું કાગઝ તો બહુજ સંભાલ અને તમામ—"

રાજાને ડગમગેલો જોઇને સર કેસીમીર વચ્ચે બોલી ઉઠયો "હું તે કાગઝનો ખરાબ ઉપયોગ કરનાર નથી, અને તેટલી ખાત્રી છતાંબી જો હમને મ્હારી પર વીશવાસ નહીંજ આવતો હોય તો—

"ગુસ્સે ન થાઓ, સર કેસીમીર, ગુસ્સે નહીં થાઓ." રાજાએ કહ્યું "મ્હને હમારીપર પુરેપુરો ભરોસો છે. હમને જે જોઇશે તે હકકો આ બાબદમાં હું લખી આપવા તૈયાર છું, અને મ્હારી સહી સાથનો કોરો કાગઝબી હું આપવા રાઝી છું. મગર, એ યાદ રાખો કે કાંઇ નવું જુન્નું નહીં થાય તો જાણે કશામાં હતાજ નહીં તેમ બધું ઠંડું રહે, અને નહીં તો પછી હમે હમારી તર્ફથી જાણે મ્હારો બચાવ–"

"એ બધું સંભાલવાનું કામ મ્હારૂં છે." સર કેસીમીર બોલ્યો.

"ત્યારે હું જે હુકમ લખી આપું છું તે લઇને હમે એડીનબરોમાં જેમ બને તેમ ઉતાવલે જાઓ, અને ત્યાં હમને મ્હારા નેમેલા માણસો બધું મ્હારી ફરમાઇશ મુજબ જોઇતું કરવું સ્વાધીન કરશે. હવે, હું પાદરીઓનો મહેમાન બનવા જાઉં છું, નહીંતો તેમને શક જશે."

તે પછી થોડીક વાતચીત કરીને રાજાએ રજા લીધી, અને સર કેસીમીરે સર ફ્લેમીંગને કહ્યું "મ્હારા વ્હાલા દોસ્ત, તું રોઝલીન કાસલમાં જા અને માર્ગારેટ સાર્જન્ટમાં અર્લ ઓવ કેથનેસ અને ઓલબરટીનાને ખબર આપ, સારીજ રીતે વાત કરજે કે તે લોકો શાંત રહે. હું તો એડીનબરો જાઉં છું, મ્હને ચોકકસ કામને સબબે ત્યાં જવાનું છે. આપણે દમબારતનમાં મલશું. ગોઠવણ મુજબ માણસો સાથે તમે લોકો ત્યાં આવવાના છો તેમ કરજો." અને પછી સર કેસીમીર અર્લ ઓવ એઝનતાઇન તર્ફ ફરીને બોલ્યો "તમે કયાં જશો, મ્હારા નામવર?"

"હું મ્હારા પોતાના મકાનમાં જઇશ, હવે." અર્લ ઓવ એઝનતાઇન બોલ્યો. તે બીચારાને હવે રોઝલીન કાસલમાં જવાની ઝુરરતજ શું હતી? તેનું પક્ષી તો પીંજરેથી ઉડી ગયું હતું! તે આગલ બોલ્યો."સર કેસીમીર અને સર ફ્લેમીંગ, હું તમોને પરમ દીવસે દમબારતન કાસલમાં મ્હારા માણસો સહીત મલીશ."

ઘોડાઓ તૈયાર હતા, અને તે ત્રણે સાથે આવેલા લડવૈયાઓ છુટા પડીને હવે ત્રણ તર્ફ ગયા, સર કેસીમીર પોતાના નોકર જેસન્ત સાથે એડીનબરો તર્ફ, સર ફ્લેમીંગ પોતાના નોકર સીતન સાથે રોઝલીન કાસલ તર્ફ, અને અર્લ ઓવ એઝનતાઇન પોતાના મકાન એઝનતાઇન કાસલ તર્ફ.

---

## પ્રકરણ ૩૫ મું.

### સ્હમબાવત-પટાવત-બનાવત!

દાલકીથના કીલ્લાથી એક માઇલને શુમારે ગયા હશે કે સર કેસીમીરે ઘોડાને એકદમ થોભાવીને જેસન્તને કહ્યું "જેસન્ત, વફાદાર જેસન્ત, એક કામ મ્હને યાદ આવી ગયું છે, અને તે ઘણુંજ અગત્યનું છે. ત્હારે તે કામ બજા લાવવું પડશે."

"આપ નામવરને માટે આ મ્હારૂં સરબી તઇયાર છે." જેસન્તે પોતાની નેકી દેખાડી.

"તેં મ્હને જે દસ્તાવેજ આપ્યો છે તેના લખનારને તું શોધી લાવ. અકસમાતીક કે નસીબ સંજોગે તે મલી ગયો તો તેને લાલચ કે ધમકી આપીનેબી તું તેને દમબારતનના કીલ્લામાં જરૂરજ લઇ આવ."

જેસન્ત સર કેસીગીર તર્ફથી હુકમ મેલવી બીજી તરફ ગયો, અને હવે સર કેસીમીર અકેલો એડીનબરોમાં જવા માટે ઘોડો કુદાવી દોડયો.

મગર, હવે આપણે સર કેસીમીરની સાથમાં જવાને બદલે દાલકીથના કીલ્લામાં પાછા ફરીશું, અઝીઝ વાંચનાર.

સર કેસીમીરની રજા રાજાએ પાદરીઓ આગલ જવાની માંગી, મગર તે તો પાદરીઓની આગલ જવાને બદલે જ્યાંથી આવ્યો હતો ત્યાંજ પાછો ફર્યો! આગલા ઓરડામાં દાખલ થતાંજ તેને બે જવાન છોકરીઓ દેખાઇ જેઓ રમત કરતી બેઠી હતી, રાજાને જોઇને તેઓ ઉઠી અને પોતાની નઝર નીચી નમાવીને ઉભી રહી ગઇ. રાજા ત્યાંથી આગલ વધીને બીજા ઓરડ

ડામાં જ્યાં મારગારેટ એક બીજી બાનુ સાથે વાત કરતી બેઠી હતી ત્યાં ગયો. આ બાનુ કોઇજ નહીં પણ પેલીજ હતી, જે આપણા ત્રણુ લડવૈયાઓને જોઇને કુરતીનની પાછલ છુપાઇ ગઇ હતી.

ત્યાં પહોંચતાજ રાજાએ મારગારેટનો હાથ પોતાના હાથમાં લઇને કહ્યું "મારગ્રેટ, તુને જે ખટપટમાં ઉતરવું પડયું તે માટે હું ખરા જીગરથી ઘણો દીલગીર છું." અને રાજા પેલી બાનુ તર્ફ તે પછી ચ્હેરો ફેરવીને બોલ્યો "અને ત્હમો બાનુ સાહેબનેબી અમારે વાસ્તે ખટપટ સટપટમાં ઉતરવું પડયું તે માટેબી હું ખરા દીલથી દીલગીર છું. પેલા સર નાઇટે આ જુના દરવાઝાઓને પોતાના બોજાથી તોડી નાંખ્યા તે વખ્તે ત્હમે ઘણાજ ગભરાઇ ગયલા હતા."

"મ્હારા તો હોશકોશજ ઉડી ગયા!" તે બાનુ બોલી "મગર, હવે તો ખુશી એટલા માટે છું કે મ્હારી વ્હાલી અને માનવંત રાણીબી સહીસલામત અને શાંત છે."

"પણ, પેલી ત્હમારી બે નોકર છોકરીઓ, તેઓનું કેમ? કાઉન્ટેસ, તેઓનીબી હોશ ફરામોશ થઇ ગઇ હશે." અને રાજા હસ્યો.

"મ્હારી મોડ અને મીનીબી ગભરાયલી તો ખરીજ તો, તેઓએ તો રડીજ દીધું!" અને પછી કાઉન્ટેસ બોલી "નામવર રાજા, હું ત્હમારી રઝા લઉં છું. ત્હમો બેઉ ત્હમારી ખાનગી વાર્તા કરવાના હશો જેમાં દખલ કરવા હું માંગતી નથી."

કાઉન્ટેસ ત્યાંથી ગઈ કે રાજાએ મારગારેટના ગલાંપર હાથ નાંખીને કહ્યું "ઓ, મ્હારી વ્હાલી! આ તકલીફ જેમાં તુને ઉતરવું પડયું તે માટે કેટલો બધો હું દુઃખ પામું છું!"

"અફસોસ!" મારગારેટ એક નીસાસો નાંખીને બોલી "આપણે નીકકમો ખોટો માર્ગ અખત્યાર કીધો છે, અને તે માટે તકલીફમાં ઉતરીએ છીએ, મ્હને શર્મમાં ગર્ક થવું પડયું ત્યારે કે જ્યારે મ્હારો પોતાનો માઝાદ ભાઇ મ્હારી સામે ઉભો રહીને મ્હને એક પરણેલી બાનુ તરીકે પયચાણી શકયો, અને હું તેને મ્હારા ધણીનું નામ આપી શકી નહીં!"

"શાંત થા, વ્હાલી મારગ્રીટ, ધીરજ ધર" રાજાએ કહ્યું "અને સઘલું ઠીક થઇ જશે. મગર, હું તો એ અજાયબીમાં છું કે એ લોકે આપણે હીંયાં છીએ તે કેમ જાણ્યું હશે?"

"મ્હનેબી તેની સ્હમજ પડતી નથી!" મારગારેટ બોલી.

"વલી, તેઓ કાઉન્ટેસ ઓવ મોરતનને માટેબી કોઇ શક લઇ ગયા નહીં!"

"બીલકુલ નહીં." મારગારેટ બોલી "તે બીચારી તો બીછાનાની કુરતીન પાછલ સંતાઈ ગઇ! મગર, મ્હને કેટલું બધું ખમવું પડયું! આહ! આપણા પ્યારને માટે મ્હને કેટલું બધું ખમવું પડે છે, મ્હારા વ્હાલા ધણી!"

"અને શું મ્હને ખમવું પડતું નથી?" રાજા બોલ્યો. "તું એમ ના સ્હમજ, વ્હાલી મારગ્રીટ, કે બધું દુઃખ ત્હારીજ તર્ફ છે. હુંબી એ ઝાલીમ મર્ઝે મુહબ્બતનો મરીઝ છું, પ્યારી."

"નામવર," મારગારેટ બોલી "છેલ્લા ઉડતાલીસ કલાકના બનાવો તો મ્હને એક સ્વપના મીસાલ લાગે છે જ્યારથી કાઉન્ટેસે પોતે મ્હારી આગલ પોતાની ઓલખાણ આપી ત્યારથી મ્હને તો આ બધા બનાવો જાણે ખાબમાં બની ગયલા હોય તેવા લાગે છે!"

"પણ તું ગભરાયલી ગભરાયલી કેમ થઇ જાય છે? ઝરા વારમાં બીહતી ફરૂજતી કેમ બની જાય છે?" રાજાએ મારગારેટના મ્હેરા તરફ જોઇને કહયું.

"હું બીહું નહીં મ્હારા ધણી!" રાજાના પાંસામાં દબાતાં મારગારેટ બોલી "મ્હને એક હઝાર સવાલો તહમને પુછવાના છે છતાં હું એટલી બધી ગભરાઇ ગઇ છું કે હું સ્હમજી શકતી નથી કે મ્હારે કયાંથી શુરૂઆત કરવી, અને મ્હારે કેમ તે પુછવા? તોબી હું કોશીશ કરીશ. પહેલાં તો મ્હને એ કહો મ્હારા વ્હાલા ધણી, કે કાઉન્ટેસ ઓવ મોરતનને છેક ઇંગલેંડ વેરથી હીંયાં મ્હારે ખાતીર બોલાવી?"

"હાસ્તો." રાજા બોલ્યો "ત્હારી પાસે કોઇ સારા ખાનદાનની વીશવાસુ બાનુ હોય તો તુને આવે વખ્તે કામ લાગી જાય તે ઇરાદાથીજ ખાસ મેં બોલાવી. તુને રોઝલીન કાસલમાં ખોટી હાલતમાં દીવસો કાઢવાના મુશકીલ લાગ્યા અને તે અરસામાં ત્હારી સાથે રહેવા માટે ખાસ કાઉન્ટેસ ઓવ મોરતનને બોલાવી. તુને કોઈ બાનુ સાથીની ઝુરૂર મેં જોઇ હતી."

"હા, નામવર," મારગારેટે કહયું "મ્હને બાનુ સાથીની ઝુરૂરત તો હતીજ. મેં તો મ્હારાં લગનની રાત્રે ન્હારી ઝાતની એક બાનુનેબી જોઇ નહીં, અરે એ કેવાં લગન?"

રાજા તે સાંભલીને હસ્યો—તે હસવામાં મઝાક અને મસખરીનો ભેલ હતો—મગર, રાજા દેવીડ જાણે મારગારેટની તે વાતને બચ્ચાં સહી ચેડાં સ્હમજીને હસ્યો હોય તેવું તેણે ડોલ ઘાલ્યું! "માગી, તું તો નાદાન થાય છે, નાદાન! તુને હવે તો કાઉન્ટેસ ઓવ મોરતન મલી કેની?"

"પણ, મ્હારે ખાતીર એટલે લાંબે વેરથી એ બાનુને તકલીફ આપવાની શું ઝુરૂર હતી, ભલા?" મારગારેટે પુછયું.

"એ બાનુના ધણી અર્લ ઓવ મોરતન સાથે હું જ્યારે ઇંગલેંડમાં હતો ત્યારે મ્હને ઘાડી મીત્રાચારી હતી." રાજા દેવીડે કહયું "હું એ લોકના લગનમાંબી ગયો હતો, અને થોડાજ વખ્ત ઉપર જ્યારે એ બાનુંએ મ્હને ઇંગલેંડથી સ્કોટલેંડ ફરવા આવવાનું લખ્યું ત્યારે મેં મઉકો જોયો અને એક કાંકરે બે પક્ષી મારી લીધાં."

"પણ એને મર્દાના લીબાસમાં આવી છુપી રીતે સર લુઇના નામ તળે કેમ આવવા કહયું?" મારગારેટે પુછયું.

"અર્લ ઓવ કેથનેસથી એ છુપી રહેવા ચાહતી હતી, કેમજે અર્લ ઓવ મોરતન અને કેથનેસ બેઉ એક બીજાના સગા થાય, અને અર્લ ઓવ કેથનેસને એ લુઇઝા સાથે અર્લ ઓવ મોરતન પરણે તે ગમતું નહીં હતું. કોઇ ખાનગી કારણથી લુઇઝાના કુટુંબ તરફ અર્લને અભાવ હોય અને તેથી તેવણ પોતાનો સગો એની સાથે નહીં પરણે એમ ચાહતા હોય! અને તેજ કારણથી લુઇઝા સર લુઈ બનીને પોતાની બે દાસીઓ મોક અને મીનીનેબી મર્દાના વેષ આપીને રોઝલીન કાસલમાં બીજા બે ઉમરે પુગેલા નોકરો સાથે દાખલ થઇ." અસતમ પસતમ મારગારેટને રાજાએ સ્હમજાવ્યું અને આગલ ચલાવ્યું "વ્હાલી માગી, તુને રોઝલીન કાસલથી ન્હાસતી વખ્તે કોઇ ત્હારી સાથી તરીકે હોય તેજ ઠીક થઇ પડે તેમ હતું, અને આ કાઉન્ટેસ અચ્છી આપણા હાથમાં આવી ગઇ!"

"સાચ્ચી વાત." મારગારેટ બોલી "મ્હારા જેવી સ્કોટલેંડની રાણીને તો એક બાનુ સાથી વગર એમ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાનું છાજેબી નહીં!" મારગારેટ પોતાનુંજ હાણ્યા કરતી હતી, અને રાજા મનમાં હસતો હતો!

"મગર, એ તો બતાવો કે દીવસોના દીવસો સુધી સર લુઇએ મ્હનેબી કાંય પોતાનું ખરૂં જનાના નામ લુઇઝા કહી દીધું નહીં, અને તોવાવ્યા કીધી?"

"મારગ્રીટ, અઝીઝ મ્હારી, તું તો જાણે બીલકુલ નાદાન થઈ જાય છે!" રાજા બોલ્યો "તુને જો કાઉન્ટેસ ઓવ મોરતન પોતાનું ખરૂં નામ લુઇઝા કહી દેતે તો તું કદાચ રોઝલીન કાસલમાં ઘોંટાલો કરી દેતે, કોઇ વખ્તે હસતાં બોલતાં તું તેની ગરદનપર હાથ મુકી દે કે તેને બ્હેનના નામથી બોલાવી દેને તો પછી ત્યાં તેની, ત્હારી, અને મ્હારી હાલતબી કફોડી થઇ પડતે; સ્હમજી મ્હારી અચ્છી?"

"હવે હું સ્હમજી." મારગારેટ હસીને બોલી, "તેણે ફરતાં ફરતાં મ્હારી પર જાદુ મારવાનું કહયું અને આખીરમાં જ્યારે તેણે તેના જાદુઇ કલામો "હું લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતન છું" કરીને બોલી ત્યારે હું તેના હાથોમાં જઇ પડી."

"કાઉન્ટેસ પોતાના મર્દાના સાજથી શોભી તો શોભી, પણ તેણે પોતાની બે દાસીઓનેબી ઘણી ચાલાકીથી છોકરાઓ તરીકે ઠસાવી દીધી!" રાજા હસીને બોલ્યો.

"અને બનાવટી સર લુઇએ પ્રેમ કરીને મ્હને ન્હાસાડી લઇ તમો વ્હાલાના હાથોમાં મુકી દીધી." રાજાની આંખોમાં જોતાં મારગારેટે પ્યારથી કહયું.

"હવે થોડાજ [illegible] રોઝલીન કાસલમાંનાંઓ જાણશે કે તેમને ત્યાં પહરોણો રહેલો સર લુઇ તો લુઇઝા ઓવ મોરતન નામની બાનુ હતી અને જે ઇંગલેંડમાંના તેમના સગા અર્લ ઓવ મોરતનની મ્હોરદાર હતી. બીચારા અર્લ ઓવ કેથનેસે લુઇઝાને કદી જોયલીજ નહીં એટલે શું જાણે કે તે કોણ હતી?"

"અને, વલી, પ્યારા ધણી, એમબી બોલોની કે રોઝલીન કાસલમાંનાંઓ એબી જાણશે કે મારગારેટ તો રાજા દેવીડની મ્હોરદાર અને સ્કોટલેંડની રાણી થઇ છે." મારગારેટે ખુશી ખુશી થતાં કહયું.

"હા, તું કહે છે તેમજ થશે." રાજા બોલ્યો, અને તેને વાત તુર્તજ ફેરવી નાંખતાં કહયું "હવે હું તો જાઉં છું વ્હાલી, પાદરીઓ બીચારા ખોટી થતા હશે, મ્હને હવે તો તેમની પાસે જવુંજ જોઇશે."

"સીધારો; મ્હારા ધણી." મારગારેટે કહયું અને રાજાએ તેને પોતાની છાતીમાં દબાવી દીધી. મારગારેટ રાજાના સીનામાં દબાઇ જતાં મનમાં ખુશી બનીને બોલી "આ સ્કોટલેંડનો રાજા છે, જેને હું મ્હારા ધણી તરીકે મ્હારા પ્યારા પાંસાંમાં જોઉં છું, અને તેના પ્યારા પ્યારા હોટોથી પ્યારના ખુશગુફ્તાર અલફાઝો સાંભલું છું."

મારગારેટની રજા ચાહીને રાજા તે ઓરડામાંથી બાહાર નીકલ્યો, પણ તે પાદરીઓનો મહેમાન બનવા જવાને બદલે કાઉન્ટેસ ઓવ મોરતનના ઓરડામાં ગયો!

# પ્રકરણ ૩૬ મું.

## રાજા દેવીડની દગાબાઝી!

રાજા અને મારગારેટની સાથે જ્યારે લુઇઝા હતી ત્યારે તે જેટલી રાજા તર્ફ નમનતાઈ બનાવતી હતી તેવી હમણાં તે દેખાઇ નહીં! તે તો જાણે રાજા સાથે ઘાડી મીત્રાચારી હોય તેમ વરતી, રાજાને પોતાના ઓરડામાં આવેલો જોઇને તેને માન આપવા તે ઉઠી નહીં, પણ તે અર્ધી સુતેલી અને અર્ધી બેઠેલી ઢબમાં રહી, અને રાજાને તેણે પોતાની પાસે બેસવાની ઇશારત કીધી!

"કેમ લાલાજી, ત્હમારૂં રમવાનું પુટલીયું કેમ ચાલે છે, પુટલીયું?" લુઇઝાએ રાજાને હસીને કહયું.

"આ ચાલે છે તો ખરૂં." રાજો બોલ્યો "પણ મેં જે જે ગોઠવણ કરવા ધારેલી તેમાં થોડીક ઉઠલ પાઠલ આ છેલ્લા બનાવથી થઇ ગઇ છે, હોકે!"

"હોકે." લુઇઝાએ મઝાકની ઢબે પડઘો કીધો 'અરે પણ, હોકે ને ઓકે! આ શું? એ દુકતી તો કેહેછ કે ત્હમે એની સાથે રોઝલીન કાસલમાં મધ્યરાત્રે પાદરીની સનમુખ શાદીના ગાંઠથી જોડાયલા છો એ વાત ખરી કે, એબી હોકે?"

"એબી હોકે," રાજા હસીને બોલ્યો "અને એ પુટલીયું ફ[illegible] મ્હારા હાથમાં ધોકે! લુઇઝા, તું શું માનતી નથી કે એને મેં ધોકાથી ફસાવી છે?"

"તે કેમ?" લુઇઝાએ પુછયું.

"વ્હાલી લુસ," રાજા લુઇઝાના હાથપર હાથ થોકીને બોલ્યો "એને તો દગલબાઝીથી ફસાવી ત્યારે ફસી, નહીં તો કેમે કરી ફસતે નહીં, હોકે! લગન કોણના બાપના ને પાદરી શાનો? જો સાંભલ, મ્હારી ને મારગ્રીટની રોઝલીન કાસલમાં છુપી રીતે શાદી તો થઇ, પણ બીલકુલ બનાવતી શાદી તે હતી! સ્ટીફન કોચરેન કાંઇ ઓછો બદમાશ છે કે? એણે કોઇ એકને જબ્બો પેહરાવીને પાદરી તરીકે ઉભો કીધો. તે પાદરીએ અસતમ પસતમ બોલી જાઇને લગન કીધાં, લગનની સરટીફીકેટ લખી તે ફાડી નાખવા કે કોણ જાણે ગટરમાં હોમાવવા ગયો, અને તેમ લગન થઇ ગયાં, મેં બનાવત કીધી અને મારગ્રીટ મ્હારા હાથમાં ફસી!"

"અરે પણ, એ તો લગનના સાક્ષીઓની બી વાત કરે છે, તેનું કેમ?" લુઇઝા બોલી.

"લગનના સાક્ષીઓબી ખોટા" રાજાએ લુઇઝા આગલ તે દગલબાઝી પુરી ખુલ્લી કરીને કહયું "સ્ટીફન કોચરેન અને રોઝલીન કાસલમાંનો એક રેડમેન નામનો નઉકર લગનનાં સાક્ષી બન્યા હતા, જેબી બનાવતી હતા. કોચરેન તો મ્હારે.જ માણસ. અને રેડમેનને કોચરેને લાલચ આપી હતી."

"ત્યારે ત્હમે શું તેની દામનને ધુળમાં રગડોલી દીધી——"

"હા, તેની દામનને ધુળમાં મેલવી દીધી તેના તાજના લોભે." રાજા બોલ્યો "એ લોભી થઇ, એ તો કાઉન્ટેસ ઓવ બેઝનતાઈન થઇ હતે, પણ એને તાજનો લોભ કીધો, અને મેં તેને તાજ પહેરાવ્યું—પણ કયું તાજ? ખરૂં નહીં, તકલીદી!"

"પણ લાલાજી, ત્હમે તેને ચાહો છો તો ખરાને?" લુઇઝાએ ગર કાઢવા માંગ્યો.

"મ્હેરદાર તરીકે નહીં પણ–" રાજા બોલ્યો "એ જો સ્ટીફન કોચરેનના કહેવા મુજબ નહીં ચાલી હતે અને છુપાં લગન કરવા તૈયાર નહીં થતે તો એની ખુબસુરતીને લીધે મ્હને ફરજીયાત ખરા લગન કરીને એને મ્હારી રાણી બનાવવીજ પડતે! પણ, મ્હારા સારા નસીબે એ કોચરેનના સપાટામાં સપડાઇ, એ છુપાં લગન કરવા તૈયાર થઇ, અને મેં દગલબાઝીના લગનથી એને મ્હારા પાંસાંમાં લઇ લીધી!"

"લાલાજી, આ ઝુલ્મ થયો છે, હોકે!" લુઇઝા બોલી. "હવે એ બીચારીને ત્હમે કહી કેમ દેતા નથી કે જે ખરૂં તાજ પહેરવાનો એ સ્વપ્નો જુએ છે તે તાજ તો તકલીદી છે!"

"એમ કેમ કહેવાય!" રાજા બોલ્યો "એ તો એ વાત જાણે તો મ્હારી સામે દુશ્મનોનું એક નવું ટોલું ઉભું કરે."

"ત્હમે બીહો છો! શું ત્હમે રાજા જેવા રાજા નથી."

"રાજા તો છું, લેકીન સંખ્યાબંધ જંજાલોથી ઘેરાયલો છું." એક નીસાસો નાંખીને હેવીડ બોલ્યો.

"મ્હને લાગે છે કે ત્હમે પેલા દગલાસથી બીહી——" લુઇઝા બોલવા ગઇ, મગર રાજાએ તેના વાકયની વચ્ચે કહી દીધું:

"અર્લ ઓવ દગલાસથી બીહું છું તો ખરો, અને વલી તે અરસામાં રોઝલીનવાલાંઓને મ્હારા દુશ્મન બનાઉં તો પછી મ્હારી હાલત શું થાય?" હેવીડે ધાસ્તી બતાવી "અલવીરા રેમ્ઝને અર્લ ઓવ દગલાસે કરેલા ગયર ઇન્સાફનો ઇન્સાફ હું કરવા માટે બેસું, અને હું પોતે જ મારગ્રીટને ફસાવવાના વાંકમાં સપડાઉં તો પછી મ્હારી હાલત શું? અર્લ ઓવ કેથનેસે અર્લ ઓવ દગલાસ સાથે કીધેલી શર્ત મુજબ અર્લ ઓવ દગલાસની તપાસ તો મ્હારે ચલાવવીજ જોઇએ, નહીં તો અર્લ ઓવ કેથનેસ અપમાન લઇ લે, વલી હું પોતેબી મારગ્રીટના ભાઇ અને સર કેસીમીરનો ગુસ્સો મ્હારા સરપર લેવા નથી માંગતો."

"ત્યારે ત્હમને તો જંજાળ ને જંજાળજ છે કે!" લુઇઝા બોલી.

"હા, જંજાળ છે અને મ્હારો રચેલો તાગડોબી પૂરો ઉતર્યો નથી." રાજાએ કહયું "મારગ્રીટને મેં દમબારતન ખાતે ભેદ ખુલ્લો કરવાને બાહાણે બનાવી હતી, અને મ્હારો ઇરાદો તો એજ હતો કે તેને ત્હારી સાથે કેઠે દબાવીજ રાખવી. તે મ્હારા ગુસ્સાથી દબાઇ રહેતે, અને રોઝલીન કાસલવાલાઓ અને બીજા લોકો તો એમજ સ્હમજતે કે મારગ્રીટ કોઇ સર લુઇ સાથે ન્હાસી ગઇ!"

"વણું તો લાલાજી, ત્હમે ઠીક રચેલું હોકે!" પાછી મઝાક મસખરીપર આવી જતા લુઇઝા બોલી "પણ, આ લોકો આવ્ીને નડયા!"

"હું મ્હારા સપાટામાં સર કેસીમીરને કોઇ રીતે લઇને પછી સર ફ્લેમીંગ જેનો એક ભેદ હું જાણું છું તેને અર્લ ઓવ કેથનેસની છોકરી ઓલાબરટીના સાથે પરણાવીને એ બધાંને મ્હારા હાથોમાં રાખીને પછીજ હું મારગ્રીટને આ બનાવટી લગનની વાત કેહતે, અને વલી ઉપરથી તેને ચોખોબી દેતે કે લોકો તો તેને પાકદામન ધારતા નથી અને સર લુઇ સાથે ન્હાસી ગયલી એક ઔરત માને છે." રાજા બોલ્યો "જો એ મ્હારી સાથે લગન થવાની વાત લોકો સનમુખ તે વખ્તે ઝાહેરબી કરતે તોબી તેનું કોઇ માનતેજ નહીં કેમજે હું અને સાક્ષીઓ ફરી જતે, પાદરીનો કોઇને પત્તો નહીં મલતે, અને સર લુઇ જેવા એક સાથે ન્હાસી જનાર ઔરતનું કહેવું કોઇ ખરૂંબી નહીં માનતે. તુંનેબી હું તેની સામેજ બોલવાનો હુકમ આપતે."

"પણ, મારગ્રેટનું ખરૂં જો મનાને તો?"

"અરે, પણ મારગ્રીટને બોલવાજ કોણ દેતે કે તેનું કોઇ ખરૂં માનતેબી!" રાજા બોલ્યો મારગ્રીટનો એક ભેદ તેનેજ મોંઢેથી મેં એવો સાંભલેલો છે કે હું તેનું મોંઢું ચુપ કરવાને સામર્થવાન છું." અને રાજા વધારે બોલ્યો "પણ, મ્હને આસપાસની જંજાળોનો ખ્યાલ થાયછે ત્યારેજ હું ગભરાઉં છું કે મારગ્રીટ કહી દે. વલી, પેલો અર્લ ઓવ એઝનતાઇન જેને મેં સ્ટીફન કોચરેનની સલ્લાહથી દુર રાખવાનો હુકમ આપેલો તેબી કોઇ રીતે ગીરફ્તારીમાંથી ન્હાસી ગયો છે!"

"આ તો એક તર્ફ પાટીયું ગોઠવાતું જાય છે અને તે બીજી તર્ફથી પડતું જાય છે તેવો હીસાબ થયો!' લુઇઝાએ કહયું.

"હા, તેમજ છે. હું વીચારમાં અને જંજાળમાં ગીરફ્તાર છું. મારગ્રીટ, પોતે જો દમબારતનમાં કોઇ રીતે નહીં આવે અને કાંઇબી વાત નહીં ફેલાવે તો મ્હને લાગે છે કે તે બહુજ અચ્છી વાત થાય. મગર, મારગ્રીટને ત્યાં આવતી અટકાવવી એ બહુજ બીકટ કામ છે.–"

"તે બીકટ કામને હું સહેલું બનાવી શકીશ." લુઇઝા બોલી "મારગ્રેટ લોભી છે, તે સ્કોટલેંડના તખ્તપર બેસવા ધારે છે–તે પોતાના સરપર તાજ માંગે છે, હોકે!"

"હવે તું હોકે બોકેની મઝાક રહેવા દે, હું જંજાળમાં છું અને તુંને હસી મસખરી સુજે છે!" રાજા કંટાલો ખાઇને બોલ્યો.

"ફીકર ના કરો, મ્હારી માફક બધી ચીઝ સ્હેલી સ્હમજો." લુઇઝાએ કહયું "હું પોતે તહમારી જંજાળ દુર કરીશ, લોભી મારગારેતના લોભને જડમુળથી ઉખેડીશ! રાણી બનવાની આશા જ્યારે ધીક્કારમાં બદલાઇ જશે ત્યારે મારગ્રેટ પોતાના તકદીરને તાબે થઇને લાચારીએ તહમારી પાંસેજ પડી રહેવાને પસંદ કરશે."

"એમ જો તું કરી શકતી હોય તો પછી મ્હને આ બાબદની બીલકુલ ફીકર નહીં રહેશે." રાજા ખુશી થઇને લુઇઝાનો હાથ પોતાના હાથોમાં પકડીને બોલ્યો. "મગર, તું કેમ કરી શકશે?"

"તહમે તે મ્હારી પર છોડો." કાઉન્ટેસ બોલી "અને હવે તહમે એક કામ કરો, જાઓ તહમારાં લીબાસમાં થોડો ફેરફાર કરો, અને મારગ્રેટ ને હું મેઝપર જઇએ કે તહમોબી ત્યાં આવજો."

"અચ્છી અઝીઝ, તેં મ્હને આશાથી ભરપુર બનાવ્યો છે." રાજાએ ખુશાલી દરશાવી "હું ત્હારા વચન પર ભરસો મુકું છું."

ને પછી રાજા ગયો, અને તેના જવા બાદ લુઇઝાએ મોડને હુકમ કીધો "સ્ટુઅર્ડ લોકયેર પાસે જા, અને તેને કહે કે ઘણીજ છુપી રીતે તે મ્હારી પાસે પેલી ખોપરી લાવે—ચોંક ના, છોકરી, તું બીહી ના, મગર હીમતથી જા."

"ખોપરી, બાનુ?" ફીકી બની જઇને ધ્રુજતી ધ્રુજતી મોડ બોલી.

"હા, ખોપરી." કાઉન્ટેસે ઝોરથી કહયું, અને પછી તેને પતાવતી તે બોલી "છોકરી, તું ગભરા નહીં." જઇને લોકયેરને કહે કે બકતરખાનાને છેડેના તાકપરથી ખોપરી લઇ આવે."

મોડ ગભરાયલી ગભરાયલી પોતાની શેઠાણીનો હુકમ બજા લાવવા ગઇ, અને લુઇઝા પોતે મંગાવેલી ચીઝની વાટ જોતી બેઠી.

---

# પ્રકરણ ૩૭ મું.

---

## તાજદાર ખોપરી!

આપણે જોઇ આવ્યા છીએ કે રાજા દેવીડની બધી ગોઠવણથીજ લુઇઝા જે રેઝલીન કાસલવાલાંઓથી અજાણ હતી તે ઇંગલેંડથી ખાસ સ્કોટલેંડ આવી હતી, અને રાજા સાથની લુઇઝાની રેઝલીન કાસલમાંની બધી ખાનગી વાતચીતથી કાસલ ઓવ દાલકીથની ગોઠવણ થઇ હતી જ્યાં મારગારેટને લુઇઝા સર લુઇના મર્દાના લીબાસ તળે ન્હસાડી લાવી હતી! ચોકકસ નઉકરો રાજા દેવીડના હાથમાં હતાં જેઓ સાથ તેમના માલેકની મ્હોરદાર લુઇઝાને રાજાએ ઓળખાવી હતી કેમજે તે નઉકરોએ સ્કોટલેંડમાં અગાઉ કદીબી લુઇઝાને જોઇજ નહીં હતી. કાસલમાં આવ્યા પછીના ટુંક વખ્તમાંજ લુઇઝાએ નઉકર લોકયેર સાથે ખાનગી કાંઇ ગુફ્તેગો કરી હતી.

આટલો ખુલાસો કરી આપણે આગલ વધશું:

રાજા દેવીડ, મારગારેટ, અને લુઇઝા જમવા માટે મેઝ આગલ બેઠાં છે, અને લુઇઝાના કહેવાથી મેઝ આગલનાં નોકરો દુર થવાને સબબે તેઓ પોતાની ખાનગી વાતો કરે છે. "આપણી વ્હાલી મારગ્રેટને હું એના સાદા મારગ્રેટ નામથી જો બોલાઉં અને એને રાણી કહીને જો નહીં બોલાઉં તો હું નહીં ધારતી કે એ ગુસ્સે થાય." લુઇઝા બોલી.

"હા, મહને મારગારેટના નામથીજ બોલાવ, વ્હાલી લુઇઝા." મારગારેટ લુઇઝાનો પ્યાર પોતાની તર્ફ ઘણો ધારી ખુશ થઇને બોલી.

"એ રાણી બનવાની વાતે તો મોંહકાણુ કીધી!" રાજા હસીને ભરમમાં બોલ્યો "આ જે રમખાણું થઇ ગયું તે જોયું કેની? દમબારતન માટે ખુલાસો કરવાનો ઠરાવ નકકી કીધા પછી અને આં કીલ્લામાંની પવીત્ર જગા આગલ મારગ્રીટને બેસાડીને તેની તર્ફથી મેં ધીરજ

ધરવા માટેનું વચન લીધું અને અમો સાથે બંદગી કરી રહ્યા પછી હું પસાર થઇ ગયો કે તેજ વખ્તે ધાંધલ મચી રહી, અને એનો ભાઇ સર કેસીમીર અને અર્લ ઓવ બેઝનતાઇન સાથ ત્યાં આવી લાગ્યો. મ્હને દરવાઝાની ચીરમાંથી અવાઝ આવ્યો, હું થોભ્યો, અને કોઇ કોઇ ચીઝ મેં સાંભલી, અને જ્યારે મ્હારેથી નહીંજ થોભાયું ત્યારે હું ત્યાં ધસી ગયો."

"એ બધી વાત તો થઇ." લુઇઝા બોલી "મગર, હું એમ કહું કે રાજા નામવરના સરપરથી સીહા દગલાસના કજીયાની જંજાળ દૂર થઇ જાય તે પછી ત્હારો ખુલાસો ઝાહેર કરે તો નહીં ચાલે કે મારગ્રેટ?"

"હુંભી એમજ કહેતો હતો," રાજાએ ટેકો આપ્યો "મ્હારી અઝીઝ મારગ્રીટ જો સીહા દગલાસની જંજાળ દુર થઇ ગયા બાદ પોતાને રાણી તરીકે ઝાહેર કરે તો ઘણુંજ બહેતર થાય, મ્હારા જાનને કરાર થાય."

"ત્હમારા જાનને કરાર જો થતી હોય તો મ્હને કાંઇ વાંધો નથી." મારગારેટ બોલી "હવે મ્હારા સગા સ્નેહીઓનીભી પંચાતી મ્હારે સરથી દુર થઇ ગઇ છે તો નવવાણું ત્યાં ભર્યા સો. સીહા દગલાસનો ફેસલો થઇ જવા બાદ હું મ્હારો ખુલાસો બાહાર પાડીશ. બલ્કે મ્હારા ધણી હાથ પકડીને બધાની આગલ કહેશે કે "મારગ્રીટ મ્હારી મ્હોરદાર છે, અને એ સ્કોટલેંડની રાણી છે."

"બેશક" રાજાએ કહયું, અને તેણે નીચેથી લુઇઝાના પગપર પોતાનો પગ દાબ્યો, મતલબ કે મારગારેટને "સુજમાં રોજા ખોલવા દેવી!" એમ તે લુઇઝાને કહેવા ઇચ્છતો હતો!

"પણ, મ્હારૂં બીજું કહેવાનું એભી છે કે સ્કોટલેંડના રાજાએ પોતાની રાણીને સ્કોટલેંડના પાયતખ્ત એદીનબરોમાંજ ઝાહેર કરવી." લુઇઝા બોલી.

"તો તેમાં વાંધો શું છે?" તુર્તજ રાજાએ ભાંગેલા બાંયુનો ટેકો આપી દીધો! "દમબાર તનમાં સીહા દગલાસનો કજીઓ પુરો થયા પછી નહીં અને એદીનબરોમાં દાખલ થવા પછી હું મારગ્રીટને રઇયતની સનમુખ રાણી તરીકે ઓળખાવું તો તેમાં વાંધો શું છે?"

"દમબારતનમાં ઘણો વખ્ત ખોટી થવું પડશેભી, અને સીહા દગલાસની પંચાતીનો નીવેડો આવી ગયા પછી મ્હારો ભાઇ અને મ્હારાં અઝીઝો બધાં મ્હારો ખુલાસો તુર્તજ માંગશે, અને તે વખ્તે જો આનાકાની હું કરીશ તો તેઓ મહારી પર વ્હેમ પાકકો કરી દેશે, માટે માફ કરો મહારા ધણી." મારગારેટ બોલી.

અને રાજા કાંઇ વધારે બોલીને પાટીયાં ગોઠવવાનો ઇરાદો કરતો હતો, તેટલાં લુઇઝાએ રાજાનો પગ દાબ્યો અને મારગારેટની નઝર ઝરા ફેરવાતાજ તે ટકનો લાભ લઇને તેણે રાજાને ચુપ થવાની ઇશારત કીધી.

"કેમ, બોલતા નહીં?" મારગારેટે પુછ્યું "ત્હમો મ્હને શું કહેવા માંગો છો તે કહો."

"જેવી ત્હારી મર્ઝી." રાજાએ કહયું, અને તેણે વાત ફેરવી નાંખી. જે પછી બીજી ત્રીજી વાતો કરીને તેઓ જમી ઉઠયા.

તે બાદ સુવાનો વખ્ત થયો, અને રાતના પહેરી સુવાના કપડાં બદલવા માટે તે ત્રણે પોતપોતાનાં ઓરડામાં ગયાં.

મારગારેટ જેવી પોતાના ઓરડામાં દાખલ થઈ કે તેણે ત્યાંની એક ન્હાની મેઝપર ચાર મીણબત્તીઓ બળતી જોઇ જેની વચ્ચોવચ્ચ લાલ મુખમલના એક તકીઆપર માણસની ખોપરી મુકવામાં આવેલી હતી, અને તે ખોપરીપર તાજ મુકેલું હતું! આંખ વગરના બે ગોખલા અને દાંતો સાથ તે કદર બીહામણા દેખાવની ચીઝ જાણે ત્યાં તેની મસખરી કરતી પડી હતી!–

મારગારેટ પોતે તાજ માંગતી હતી અને તાજ તો માણસની લાશમાંથી બાહાર આવેલી તે ભયાનક શકલની ખોપરીપર મુકવામાં આવ્યું હતું!

મારગારેટ તે જોઇનેજ બીધી, તેને તમમર આવી ગયા, અને મૌત આવ્યું હોય તેમ ફીકી બની ગઇ. ધાસ્તીની ધ્રુજરીથી તે ધ્રુજીને ત્યાં ઉભી રહી પેલી ભયંકાર ખોપરીને જોતી હતી તેવામાં કોઇનાં પગલાં વાગ્યાં, મારગારેટે ફરીને જોયું, અને ત્યાં મોડ જણાઇ.

મોડની નઝર તે વખ્તે ખોપરીપરજ હતી, મગર તે બીહીધેલી નહીં જણાવવાથી મારગારેટ તેની આગલ દોડી ગઈ–તેણે તેનો હાથ પકડી લીધો–તેના ચહેરામાં જોયું–અને પુછ્યું: "મોડ! આ ખોપરીની વાત તું જાણતી હોય એમ મહને લાગે છે!"

"હા, બાનુ" મારગારેટના પગો પાસે પડી જઇને મોડ બોલી "મહારી મર્ઝી એવી થઈ કે ત્હમને ખરી વાત કહી દેવી, અને તેથીજ હું હીંયાં આવી, કારણ કેજે ભયંકાર ચીઝ હીંયાં મુકેલી છે તો ખ્યાલે મહને કરડાયા કીધી, અને હું ત્હમારી તર્ફ લાગણી ધરાવતી હોવાથી ત્હમને કહેવા હું આવી."

"તું જાણે છે? ઉઠ તો, મોડ, ઉઠીને મહને સાચ્ચી વાત કહી દે, અને તેના બદલામાં તું જોશે કે હું ત્હારી તર્ફ મહેરબાન થઇશ, અને ભવિષ્યમાંબી મહેરબાન રહીશ." મારગારેટે મોડને ઉઠાડતાં કહ્યું "બોલ, બોલ, કોણે મહને બીહીધરાવવા અને નારાઝ કરવા આ ભયંકાર ખોપરી મહને આપવામાં આવેલા મહારા એ ઓરડામાં હમણાજ મુકી? પહેલાં તો એ હીંયાં નહીં હતી, અને હવે કોણે આ તાજદાર ખોપરીથી મહને ધ્રુજાવી?"

"મહને કેહતા દુખ થાય છે કે મહારી શેઠાણીએ."

"ઓહ! કોણે? કાઉન્ટેસે?" ધીમા ઉંડા આવાઝથી મારગારેટ અજાયબી સાથે બોલી "વારુ, મોડ, તું મહને એ કહે કે તું જાણે છે ખરી કે હું ખરેખર કોણ છું? તુને કદાચ ત્હારી શેઠાણીએ તે ભેદ કહયો હશે! છોકરી, તું શરમાય છે! તું નીચુ કેમ જુએ છે? શું છે, બોલ! અરે, શું તું કાંઈ ખોટો વીચાર ધરાવે છો! માથું શર્મથી નીચું નમાવે છે? એ શું છે? બોલ, બોલ, તું મહને ઓળખે છે કે હું કોણ છું?"

"હા, બાનુ." મોડ ધણા ધીમા આવાઝથી બોલી "ત્હમે મારગારેટ ફીટઝએલન છો, અને–અને—"

"અને શું? બોલ." મારગારેટને શક ગયો.

"અને ત્હમે રાજા દેવીડના માનીતા બાનુ છો." મોડે બોલી દીધું.

તે સાંભળીને મારગારેટે ગુસ્સાથી ઝમીનપર પગ થોકયો, અને નાસીપાસીથી તે બોલી "ઓ, ત્યારે શું મ્હારા સારા નામને આવો સીહા ડાઘ?–મગર, હું ત્હારીપર ગુસ્સે કેમ થાઉંબી? મોડ તું તે મોટા ભેદથી નાવાકેફ છે! પણ, જ્યારે તું મ્હને ખાનગી વાતથી વાકેફ કરી

ચુકી છે તો હુંબી તુંને મ્હારી ખાનગી તે વાત કહેવાને અચકાતી નથી. હું કાંઈ રાજા દેવીડના પ્યારનું એક પલીદ પુટલું નથી, મગર હું તો રાજાની પરણેલી મ્હોરદાર અને આ સ્કોટલેંડની રાણી છું."

મૉડ તે સાંભલીને ચોંકી, તે મારગારેટ તરફ ડોળા ફાડી ફાડીને જોવા લાગી, તે મુંઝવાયલી અને ગભરાવલી બની ગઇ, તેની હોશ ગોયા ફરામોશ થઇ ગઈ, મગર સુધ્ધી ઠેકાણે લાવતાંજ તે ગુહન્ચે બેસી ગઇ, અને બોલી "માનવંત રાણી સાહેબા, મ્હને માફ કરો. હું નહીં જાણુતી હતી કે હું ત્હમો રાણીની સનમુખ ઉભી રહી વાતો કરતી હતી. મેં કાંઇ ગયરસુલુકાઇ વાપરી હોય તો મ્હને માફ કરો, નામવર રાણી."

"ઉઠ, મૉડ" ગુહન્ચે પડેલી તે છોકરીને ઉઠાડતાં મારગારેટ બોલી "તું નીરદોષ છે. અને હવે, તું સ્કોટલેંડની રાણીની એક લાયક સાથી બની છે. અને હવે મ્હને તું જલ્દીથી કહે, જવાબ આપ કે રાજા–મ્હારા ધણી–તેવણુ પોતે માહીર છે, એ વાત જાણે છે?—પણ, ઓહ! હું તેમ માનતી નથી."

"માનવંત રાણી" મૉડ બોલી "કાઉન્ટેસે અકતરખાનામાંથી લોકયેરને તે ખોપરી લાવવા માટે કહયું તે સીવા વધુ હું જાણુતી નથી–રાજા નામવરને આ ખોપરીને હીંઆં મુકવામાં આવેલી છે તે વાતની ખબર છે કે નહીં તે બીના હું જાણુતી નથી. લોકયેરને ખોપરી લાવવા માટે કહેવા સારૂં મ્હને કાઉન્ટેસે હુકમ આપેલો, અને લોકયેરનાં કાઉન્ટેસ પાસ જવા પછી ખાનગીમાં કાંઇ વાત થઇ હતી જેનું પરીણામ આ છે, મ્હને કાઉન્ટેસે આ વાત કોઇને નહીં કહેવાનો હુકમ કીધો છે, મગર ત્હમને કહેવા વગર મ્હારો જીવ માન્યો નહીંજ."

"અને, મૉડ, તું શું એમ ધારે છે." મારગારેટના ગલામાં જાણે ધુંવો ફ્યલાયો હોય તેમ તે ગુંગલાની ગલગલા સાદથી બોલી "કે મ્હારા ધણીએ આ ખોપરીને હીંઆં મુકવા માટે કાઉન્ટેસને ઉસ્કેરી છે."

મૉડના મનમાં આવ્યું કે રાજા તે વાતમાં શામીલ હોવોજ જોઇએ કેમકે કાઉન્ટેસની મુલાકાત પછી રાજા તેના ઓરડામાંથી નીકલ્યો કે કાઉન્ટેસે તેને (મૉડને) ખોપરીના હુકમ માટે બોલાવી હતી! મૉડે તેમ માન્યું અને તેથી તે બોલી શકી નહીં, તે ચુપચુપ ઉભી રહી, અને તેની ચુપકીદી જોઇને મારગારેટ સ્હમજી જઇને નીરાશ થઇ બોલી "બસ! હું તુંને સ્હમજી શકું છું, મૉડ."

"ઓહ! હું ત્હમારી ખીદમત આ બાબદમાં કેવી રીતે બજાવી શકુ?" મૉડને મારગારેટ માટે લાગી આવવાથી બોલી "ત્હમને નાકબુલ રાણી ગણવામાં આવેલા છે–અને, તેથી, બેશક ત્હમે સીતમરસીદા છો."

"શાંત થા, મ્હારી અચ્છી સાથી, શાંત થા." મારગારેટ બોલી "મ્હારે હવે કઇ જાતની રમત રમવી તેની મ્હને પુરી માહીતી છે–અને તે રમત હું ઝુરરજ રમીશ. એ લોકે મ્હને ગભરાવી નાખવા આવી ખોપરીનો દેખાવ મુકયો છે, અને એઓ ધારે છે કે એને લીધે હું મ્હારી ધારણામાં પછાત પડીશ. મગર, મ્હને મ્હારી વાત અને આ ધારણા રાજાથી પોશીદા રાખવી પડશે. મૉડ, તું જાણે છે કે આ ખોપરી કયાંથી આવી?"

"રાણી નામવર," મોડે ખુલાસો આપ્યો "એ બકતરખાનામાંના તાકપરની છે, અને ધાતુની બનેલી છે."

"બકતરખાનામાંની તાક?"

"હા, બકતરખાનામાંની." મોડે કહયું "એ આપણા રાજાના પીતા મરહુમ રાજા રોબર્ટ બ્રુસના પુટલાની ઉપ—"

"બસ! બસ!" તે સાંભલીને ચકકર આવી જવાથી મારગારેટ વચ્ચે બોલી પડી, "બંધ કર, હું સહમજી!" અને તે દીવાના આદમીની અદાથી તે ખોપરી આગલ ધસી ગઈ, તેને પોતાના હાથમાં ઉપાડી લીધી, અને તે ઓરડામાંની એક સંદુકમાં નાંખી દઇને બોલી "જે ચીઝ મ્હને ગભરાવા માટે હીંયાં પડી હતી તેને મેં જેમ મ્હારી નઝરેથી દુર કરી દીધી છે તેવીજ રીતે હું મ્હારા દુશમનોનો પ્રપંચ ઉંધો વાલીને મહારી નઝરેથી દુર કરી શકીશ. ઓ! કાઉન્ટેસ ઓવ મોરતન! હવે હું તુને બરાબર ઓળખી ચુકી છું! ઓ! દેવીડ, રાજા દેવીડ. તું એ જોઈ શકશે કે તુને સખ્ત કુવ્વતની અને મઝબુત કસદની એક દરાવભરી બાનુ સાથ કામ પડયું છે!"

અને, પછી, તે શાંત થઇને મોડને જોઇ બોલી "મોડ, આગલ આવ" અને મોડ આગલ આવી કે તેના સુફેદ કપાલપર એક બોસો લેતાં મારગારેટે કહયું "અઝીઝ, તું ખામુશ રહેજે. તું આજથી મ્હારીજ છે, અને તેથી કાઉન્ટેસની હીલચાલપર ધ્યાન આપજે. મ્હને તાજદાર ખોપરીથી બીહવરાવવાની વેતરણ કરનાર એ ઔરત હવે પછી મ્હારે માટે વધુ મોટો પ્રપંચ ચલાવશે એમ મ્હને લાગે છે અને તેથી તું તેની હીલચાલપર ધ્યાન આપીને મ્હને બધું કહી દેજે. મગર, યાદ રાખ, એ પ્રપંચીઓની સામે મ્હને રાણી કરીને નહીં બોલાવતી, નહીં તો એ લોક ત્હારી બાબદમાં ચેતી જશે. અને, હવે, આવતી કાલે છુપી રીતે યા ખુલ્લી રીતે તુને મ્હારી હમરાહ થવું પડશે."

મોડ ગઇ, અને તે પછી મારગારેટને રાજા દેવીડ મલ્યો. કાઉન્ટેસના પ્રપંચમાં રાજા શામીલ હતો તેવી કોઇ નીશાની રાજાના ચહેરા પર જણાઇ નહીં. અને અઝીઝ વાંચનાર, પોતેબી તો જાણે છેજ કે રાજા દેવીડ તે તાજદાર ખોપરીના ભયંકાર દેખાવવાલા બનાવથી પોતેબી નાવાકેફ હતો.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### મારગારેટ નઝરકઇદ!

બીજી સ્હવારે રાજા દેવીડ છ વાગતામાં ઉઠયો અને તેણે જવાની તઇયારી કરવા માંડી. તેણે મારગારેટ સાથે દમબારતન નહીં આવવા વીશે એક વાકયબી મુખથી કાઢયો નહીં હતો. તેની પોતાની મતલબ તો એજ હતી કે મારગારેટ હાલમાં દમબારતન નહીં આવે તો સારૂ.

પણ મારગારેટની મઝબુત મર્ઝી જાણ્યા પછી તે માટે રાત્રે બોલવાની હીમત તે ચલાવી શકયો નહીં! તે હમણાં જતી વખ્તે બોલી જવા માંગતો હતો, મગર મારગારેટને સુતેલી જોઇને તેણે તેને ઉઠાડીને ભડકું લગાડવાનું મુનાસેબ ધાર્યું નહીં.

"એ ઉંઘાય છે," રાજા તે ખુબસુરત ચહેરો જે તકીઆપર પડેલા સુંદર કાલા લાંબા બાલોની ઘટા વચ્ચે ગોયા સીહા વાદલીપર સુફેદ ચંદ્ર ઉગ્યો હોય તે મીસાલ ખુશનુમા હતો તે જોઈ જોઇને મનમાં બોલ્યો "એ ઉંઘાય છે–અને મ્હારે આટલે સકાળેથી એને ઉઠાડવી જોઇએ નહીં, હું એને ઉઠાડીશ તો એની મીઠી નીંદમા ખલલ પહોંચશે અને તે મ્હારી રીત માયાથી દુર કહેવાશે, વલી, જો એને ઉઠાડીશ તો દાલકીથ અને દમબારતનની અસલીજ વાતની ખટપટમાં મહને રોકાવું પડશે. તેનાં કરતાં બહેતર તો એ છે કે હું લુઇઝાની મુનસરીપર એ બાબદને છોડીને હીંયાંથી જતો રહું."

લુઇઝા ઓવ મોરતનપર તે વાત છોડીને રાજા દેલાડે જેમ બને તેમ વગર ગડબડ કરવે બાહાર જવાનો પોતાનો ભપકદાર લીબાસ સજી લીધો, અને ઓરડાના દરવાઝાથી નીકલી જવા અગાઉ તે પાછો મારગારેટની પાસે બીછાના આગલ જઇ ઉભો અને પોતાના પ્યારના પુતલાને નીહાલવા લાગ્યો. તે ચંદ્રસમાન ચહેરાની આંખો હમણાં બંધ હતી, લેકીન તેની નીચે અને ઉપરના એ પાંપણોની વચ્ચેના બાલો એવી રીતે એકબીજાથી મલ્યાં હતાં કે જાણે તે ખુબ-સુરત ફુલોની વચ્ચે રેગ પડી હોય તેવું લાગતું હતું. મોંઢાંની દાબડીના ઉપર અને નીચેના ગુલાબી બે ઢાંકણો સ્હેજ ખુલ્લાં હતાં, અને તે ખુબસુરત હોટોની ચીરમાંથી મોતીઓની હારબંધ કલીઓ સમાનના દાંતો જુલકાવી જુલકાવીને બાહાર જોતાં હતાં. આફ્તાબની પ્યારી રૈશની સ્હવારના બચપણના કીરણોથી મારગારેટના ચ્હેરાપર પડીને તે સુંદરીના મુખમલ સરખા નરમ અને દુધ પર નાંખેલા ગુલાબના પાંદડાં મીસાલ સુફેદ–ગુલાબી ગાલોને ઔરબી ઝીઆદા ખુબસુરતી આપતી હતી. ગોયા ખામીજ નહીં હોય તેવા સુંદર દેખાવના મારગારેટના માથાને તે બાલોથી શોભા મલતી હતી જે ગુચાદાર લટોમાં જૂહલતા હતા. તે લાંબાં સીહા બાલો વીખરાઇને ટકીઆપર પડેલા હતા અને તેની લંબાઇને સબબે મારગારેટનો એક હાથ તો તેમાં છુપાઇ ગયો હતો! મગર, ખભાં સુધીનો ખુલ્લો બીજો હાથ ચોલી રોકી પહેરેલી બંદીની સીહા મુખમલમાંથી હાથીદાંત મીસાલ સુફેદ તેના ભરાવા અને ઘાટથી ઘણો શોભતો. રાજાએ મારગારેટને વખાણથી નીહાલી અને તે ફરીથીબી એટલો લુભાઇ ગયો કે તેણે તે વખ્તેબી ચાહયું કે તેના ગુલાબી હોટોપર એક બોસો લઇ લે! મગર, નહીં. તે જો જાગી ઉઠે તો વલી પાછી દમબારતનની વાત ચાલે અને બઠ્ઠી બીગડી જાય! તેથી, તેણે અલગી એક નનનીસી ચુમી મારગારેટના ગાલપર લીધી, અને ત્યાંથી આહીસ્તા કદમોએ તે સટકી ગયો.

કાઉન્ટેસ ઓવ મોરતનનેબી તેણે નહીં જગાડી, પણ તેણે પોતાના ખાસ નોકર પાસે ચા નાસ્તો મંગાવી લીધો, અને પછી તે પોતાના રીસાલા સાથે કાસલ ઓવ દાલકીથ છોડી ગયો.

રાજા આરામ લેવાના કમરામાંથી બાહાર પડયો કે મારગારેટે પોતાની આંખો ખુલી નાંખી! તેને રાજા જ્યારે નીહાલતો હતો ત્યારે તે કાંઇ ઉંઘમાં નહીં હતી, મગર હવે તે સાવચેતીથી કામ લેવાનો વીચાર કરતી હોવાથી તે જાણે નીંદના હાથોમાં ગીરફતાર હોય તે મીસાલ ઢોંગથી આંખો બંધ કરીને પડી રહી! તે રાજાની મતલબ પામી ગઇ હતી કે દમ-

બારતનમાં હાલમાં લગનનો ખુલાસો થાય તેવું તેં ઇચ્છનો નહીં હતો, અને તેથી જો પોતે ઉઠે અને દમબારતંન નહીં જવા વીશે રાજા તેને મનાવી પટાવીને વચન લઇ લે તો પછી પોતાની ધારણા પાર નહીં ઉતરે તેવી મતલબથી મારગારેટ ઉંઘવાના ઢોંગથી બીછાનાપર પડી રહી!

થોડા વખત પછી મોડ મારગારેટના ઓરડામાં આવી, અને મારગારેટે તેને પોતાના પાંસાંમાં દાબી. મારગારેટ તે જવાન મદદગારને પોતાની તર્ફ બતાવેલી વફાદારી માટે ઘણી ચાહતી થઈ હતી અને તેથી તેણે તેને ખરા વ્હાલથી ગળે વલગાડી.

"મ્હને કહે, મોડ "મારગારેટ બોલી "કે તેં કાઉન્ટેસને જોઇ છે?"

"હા, માનવંત રાણી, મેં હમણાંજ તેને જોઇ છે." મોડે જવાબ આપ્યો.

"હંઅ, તો તું મ્હને એબી કહે કે તેં આજે સ્હવારના એ દગાબાઝ કાઉન્ટેસને મ્હારા બાદશાહી ધણી સાથે વાત કરતા જોઇ, વારૂ?" મારગારેટે પુછ્યું.

"બીલકુલ નહીં, રાજા નામવર ગયા ત્યારે તો કાઉન્ટેસ બીછાનામાં હતી, જે પછી ઉઠી, અને તે પછી મેં એક ભય આપનારી ખબર સાંભળી." મોડ બોલી.

"ભય આપનારી ખબર! તે શું?" મારગારેટ ગભરાઇ ગઇ. "મ્હારે માટે શું કોઈ નવો પ્રપંચ ઉભો થાય છે?"

"દગાબાઝ કાઉન્ટેસે વળી કાંઈ નવો ફીતનો જગાડયો છે." મોડ બોલી.

"તે શું છે તે જલદી બોલ, મોડ, મ્હારી આતુરતા ઘણી વધી જાય છે." મારગારેટે કહયું.

"તમો નામવર રાણી આ મકાનમાં તમને પોતાને હવે નઝર કઇદ હાલતમાં જોશો." મોડે ઝડપથી કહયું.

"નઝર કઇદ?" મારગારેટ વધારે ગભરાઈ "તે કેમ? તેં કેમ જાણ્યું?"

"હું તમને કહું." મોડે કહયું "ગઈ રાત્રે તમારેથી છુટી પડીને હું જ્યારે ગઈ ત્યારે કાઉન્ટેસ મ્હને પુછવા લાગી કે પેલી તાજદાર ખોપરીથી તમારીપર કેવી અસર થઈ હતી?"

"વારૂ, તેં શું જવાબ આપ્યો?"

"મે તો એમજ બડાવ્યું કે હું જ્યારે તમારી પાસે તે ઓરડામાં આવી ત્યારે મેઝપર ખોપરીબી નહીં હતી, તાજબી નહીં હતું, અને કાંઈ હતુંજ નહીં, અને તમારા ચહેરાપર મ્હને કાંઈ ફેરફારબી લાગ્યો નહીં!"

"ઠીક કીધું, ઘણુજ નેક કીધુ." મારગારેટે મોડની હુસ્યારીને વખાણી "એ મ્હને નહીં ગભરાયલી જાણીને કાંઈ બકી બોલી કે?"

"મ્હને અનેક સવાલો પર સવાલો પુછ્યા, પણ મેં એવી સફાઇથી તેના જવાબો આપ્યા કે તે એમજ સ્હમજી ગઇ કે તમો તે ખોપરીથી બીલકુલજ ગભરાયા નહીં હતા અને કાંઇ અંદેશોબી નહીં કરતા હતા. ત્યારે તે બડબડી કે 'હવે ત્યારે વધારે સખ્ત પગલાં ભરવા પડશે. એમ બોલી અને તેનો ચ્હેરો કાંઇ ગુસ્સાભર્યો બની ગયો.'

"મગર, મોડ, તું પેલી ભયભીત ખબર ઉપર જલદીથી આવ" મારગારેટે કહયું "કાઉન્ટેસ

જે વાક્ય બંડખડી ગઇ તેની ઉપરથી તું જે ભયભીત ખબર મ્હને કહેવાની છે તેની શુરૂઆત મ્હને મલી શકે છે. એ સખ્ત પગલાં ભરવા વીશે બડબડી ગઇ તેજ તે સખ્ત પગલું હોવું જોઇએ કે જેની અસરથી મ્હને નઝર કૈદ કરવામાં આવે! ત્હારી વાત આગલ ચલાવ, મોડ."

"હમણાંજ, લોકયેરને કાઉન્ટેસે કહયું કે તબેલાના દરવાજાબંધ રાખે અને કોઇબી આદમીને તબેલામાંથી એકબી ઘોડો દાલકીથના કીલ્લાની બાહાર જવા માટે નહીં આપે." મોડે પોતે સાંભલેલી વાતચીત મારગારેટ આગલ કહી "અને, ત્હમો પોતે જો બહોંસ કરીને ઘોડો માંગો તો ચરોપરના પુલો ઉંચકી લેવામાં આવે અને તેમ કરીને ત્હમને આ મકાનમાંજ રહેવા દેવામાં આવે."

"હા, મ્હને દમબારતન જતી અટકાવવાનો આ ઠીક પ્રપંચ રચાયો છે" મારગારેટ દીલગીર અદાથી બોલી "હું દમબરતન કાલે નહીં પહોંચી શકું તેથી મ્હને આજથી હીંયાં નઝર કઇદ કરવામાં આવી છે! દેખાઇતું છે કે રાજા દેવીડની હું પરણેલી મહોરદાર છું તેનો ખુલાસો કાલે દમબારતનમાં હું નહીં કરી શકું તેનીજ આ બધી ધડકડી છે, મગર રાજા દેવીડ પોતે કદીબી એમ બોલવાની હીમત તો નહીંજ કરી શકશે કે હું તેની પરણેતર નથી—હું સ્કોટલેંડની રાણી નથી! મોડ, મોડ, હું હવે એક રાણી તરીકેનો મહારો હુકમ આ મકાનમાં અમલમાં મુકાય તેવું કરવા માંગુ છું. તું જા, જઇને લોકયેરને હીંયાં મહારી પાસે બોલાવ, હું રાજા દેવીડની મહોરદાર તરીકે તેને હુકમ કરીશ કે આ કીલ્લાની આસપાસની ચરપર પુલો રહેવા દે અને એ ઝડપી ચાલના ઘોડા તુર્તજ મહારે હવાલે કરે. પછી હું જોઉં છું, મોડ, કે લોકયેર રાણી મારગારેટનો હુકમ માને છે, કે એક કાઉન્ટેસનો?"

"અફસોસ!" મોડ દીલગીરીથી બોલી.

"કેમ? અફસોસ કેમ કરે છે, વ્હાલી મોડ?" તેનો ચહેરો ટીકી ટીકીને મારગારેટે પુછ્યું.

"તે પ્રપંચી દદાએ લોકયેરને તે બાબે પહેલાથીજ સ્હમજાવી રાખ્યો છે!" મોડ બોલી.

"શું સ્હમજાવ્યું છે?" મારગારેટે આતુરતાથી પુછ્યું.

"કે ત્હમે રાજા દેવીડના ઘણા માનીતા પ્યારના પુટલા હોવાથી ત્હમે મનમાં એમજ ખ્યાલ લઈ બેઠા છો કે ત્હમે સ્કોટલેંડનાં રાણીજ છો! અને, તેથી, ત્હમારા ખ્યાલને હસી કાહાડવા અને ત્હમારા બોલવાને ખ્યાલી બકવાત સ્હમજીને તેપર બીલકુલ અમલ નહીં કરવો."

"અફસોસ." મારગારેટ દુખથી બોલી "એ દદાએ એમ સ્હમજાવીને મ્હારો રસ્તો તમામ બંધ કીધો છે." તેમ મારગારેટ બોલી અને પાસેની બેઠકમાં ફસડાઈ પડી. તેના ચ્હેરા ઉપરની સુર્ખી ગોયા તમામ ઉડી ગઇ અને તે મુખડો ફીકો બની ગયો.

તે થોડે વખ્તે બોલી, અને ગલગલા સાદેજ બોલી "મોડ, તું શું મ્હારે માટે ધારે છે? તું મ્હને રાણી માને છે કે નહીં?"

"હું માનું છું." મોડે ઘણો ભાર મુકીને કહયું "ત્હમે એક અનીતીભરી ચલણ ચલાવોજ નહીં, ત્હમે રાજા દેવીડના ખરા મ્હોરદાર છો એમ હું ખાત્રીથી માનું છું. ત્હમે રાણી છો એમ હું ખરા દીલથી માનું છું, અને ત્હમારી નોકરી કરવા બંને પગે તૈયાર છું. મગર, લોકયેર તેમ માનવાનો નથીજ, અને ત્હમારી સેવા કરવાનો નથી."

મારગારેટે મોડને પોતાની પાસે ખેંચી લીધી, અને તેના માથાપર હાથ પસવારીને કહ્યું "મ્હારી અચ્છી સાથી, સ્કોટલેંડની રાણીની તું સાચ્ચી સાથી તરીકે હંમેશા વ્હાલથી રહેશે."

તે પછી થોડીક ચુપકીદી ફયલાઇ, જે દરમ્યાન મારગારેટ સોંચમાં ગીરફતાર હતી અને મોડ તેનો ગમગીન ચહેરો ત્યાથી બેઠી હતી.

"મ્હને એક વીચાર આવ્યો છે." મારગારેટે પોતે આખીર ચુપકીદી તોડી 'હીંયાંની આ નઝર કૈદ હાલતમાંથી છુટવાનો એક રસ્તો છે."

"શું રસ્તો છે? બોલો."

"તું ઘોડો લીધા વગર હીંયાથી જાય તો ત્હારેથી ન્હસાય તેમ છે" મારગારેટે સ્હમજાવ્યું "મોડ, તું આ મકાનથી બાહાર જા, બાહારથી કેડેથી જો કોઇનો ઘોડો મલે તો બાડે લઈ લેજે, અને રોઝલીન કાસલમાં જઇ પહોંચ અને મ્હારી કબજ હાલતની તું ત્યાં ખબર આપી દે."

"મ્હને ઘોડો નહીં મલશે તો હું પગે ચાલતી જઇશ." મોડ ઘણી ઉલટમાં આવી જઇને બોલી "હું તહમારે માટે મ્હારો જાનબી કુરબાન કરવા તઇયાર છું."

"મ્હારી અચ્છી અઝીઝ" મારગારેટ ઉપકાર માનનારા આવભાવથી બોલી "તું રોઝલીન કાસલમાં જા, ત્યાં તું જઈ પુગશે તે અગાઉ અર્લ ઓવ કેથનેસ-સર કેસીમીર દગ્ગેસ્તે—મ્હારો અમીરદીલ બાઈ—તેઓ બધા દમબારતન જવા નીકલી ચુકયા હશે. પણ તુને રોઝલીન કાસલમાં-રેડમેન મલશે, જો રેડમેનબી નહીં હોય તો હેપબર્ન નામનો બીજો નઉકર મલશે તેમને તું બધી હકીકત કહી દેજે—મ્હારી નઝર કઇદ હાલતનો ખ્યાલ આપજે—અને તેમને હત્યારબંધ થોડા માણસોની મદદ લઇ આવવા કહેજે. રેડમેન અને હેપબર્ન કે બેમાંથી એક કોઇબી આવશે તો હું નઝરકઇદ હાલતથી છુટકારો પામીશ."

"હું જાઉં છું, અને પાક પરવરદીગારના હુકમથી આપણી મકસુદમાં ફત્તેહ મેળવી આઉં છું." મોડ બોલી, અને તે મારગારેટનો હાથ ચુમીને તેની તર્ફ માયાની નઝરો નાંખીને ત્યાંથી ગઇ.

"ઘણા માણુસાઇ જીગરોમાં વફાદારી વસે છે, અને તે આ મોડનાં દીલમાંબી હસ્તી ધરાવે છે." મારગારેટ તેની પાછલ જોઇને બોલી.

---

## પ્રકરણ ૩૯ મું.

---

### છુટકારો.

તે પછી, મારગારેટ ન્હાઇ લઇ તૈયાર થઇ, અને તેણે તેજ પોશાક પહેરી લીધો જે પહેરીને તે રોઝલીન કાસલથી હીંયા આવી હતી. તે નાસ્તો કરવા માટે કાઊન્ટેસ ઓવ મોર-

તન પાસે જવા માંગતી હતી, અને કાઉન્ટેસને કાંઈ શકબી નહીં જાય તેવો દેખાવ કરવાની તેણે સાવચેતી વાપરવા ઇચ્છી. તે કાઉન્ટેસ ઓવ મેરતનને મળે તે અગાઉ તેને મોડ દેખાઇ, અને મોડને જોઇને તે ગભરાઈ! અરે, અર્ધો કલાક વીતી જવા છતાં મોડ હજુણ હીંયાની હીંયાજ હતી!

"અફસોસ!" મારગારેટ મોડને જોઇને બોલી, કેમજે તેની હીંમત તેને જોવાથી તમામ તુટી ગઇ હતી "શું છેલ્લી આશાબી મરી ગઈ?"

"ઓ નહીં, નહીં, માનવંત રાણી, આશા નથી તુટી" મોડ બોલી "મગર આશાને આશા મલી છે. પાક ખુદાના હુકમથી ગયબી રીતે—તમારે માટે મદદ આવી પહોંચી છે. જલદી ચાલો, બાનુ–જલદી ચાલો!–અને તમે છુટા થઇ શકશો."

"મોડ, તું શું કેહેવા માંગે છે?" મારગારેટને ગોયા નવો જીવ આવ્યો! "હું તો તુને હજુણ સુધી હીંયાજ જોઇને એમ સ્હમજી કે ત્હારાથી ન્હાસી શકાયું નહીં, પણ આ નવી વાત તું શું કરે છે? પાક ખુદાએ શું ગયબી મદદ મોકલી છે તે કહે ઝટપટ."

"તમે મ્હારી સાથે ગુપચુપ ચાલો, હીંયા કોઇ નથી" મોડ જલદીથી બોલી "પાક ખુદાએ કેમ મદદ મોકલી છે, શું મદદ આવી છે, તે તમે પોતે બધું પોતાની મેળે જાણશો. તમે હમણાં તો મ્હારી સાથે ચાલો."

મારગારેટ આસમાન તર્ફ નઝર ઉઠાવીને પાક ખુદાના શુકરાના કરીને મોડ સાથે ગઇ, થોડુંક ચાલ્યા પછી મારગારેટે કહયું "મોડ આ રસ્તેથી તો પાદરીઓના મકાન તર્ફ જવાય છે! એ તું કયાં ચાલી?"

"પાક પરવરદીગારને ખાતીર મ્હારૂં માનો, અને હું જયાંબી લઇ જાઉં ત્યાં મ્હારી સાથ ચાલો." મોડે કાલાવાલાથી કહયું.

પાદરીઓના મકાનમાં એક ભાગ તર્ફ જઇ પહોંચતાં એક ઠેકાણે પાદરીઓના પહેરવેશનો બે ન્હાનો ઢગ દેખાયો, અને તે દેખાડી મોડ બોલી "માનવંત રાણી, આ કપડાં તમે પહેરી લો, અને આ હું પહેરૂં છું. જલદી કરો, અગર વખ્ત ખોહશો અને કોઇ હીંયાં આપણને જોશે તો પછી મુશકીલી ઉભી થશે. હા, એમ પેહેરી લો. ચાલો, હવે ટોપી પહેરો."

મારગારેટ અને મોડ પાદરીના પોષાકમાં તઇયાર થઇ ગયા, કે મોડે મારગારેટની પાંખડી પકડી અને તેને તે મકાનના ખંડીયર જેવા ભાગની અંદર લઇ ગઇ, અને ત્યાંના એક દરવાઝાપર ધોકા માર્યાં. તે દરવાઝો ખુલ્યો કે એક પાદરી દેખાયો જેણેબી મારગારેટ અને મોડના બનાવતી લીબાસની મીસાલનો લીબાસ પેહરેલો હતો.

"આની મતલબ શું છે?" મારગારેટ સ્હેજ વહેમાઇ જઇને પુછવા પડી.

"આની મતલબ એજ છે બેટી કે તમે એક મીત્રના સાથમાં છો." તે પાદરીએ મારગારેટના સવાલનો જવાબ આપ્યો "અને તે મીત્ર તમને આ પાદરીઓના મકાનને રસ્તેથી બાહાર કાઢશે."

મારગારેટને તે આવાઝ ઓળખીતો લાગ્યો, અને તે પેલા પાદરીને બરાબર ધ્યાનથી જોઇને બોલી "તમે મેરારેકના પાદરી ફાધર આયરસ છો?"

"તેજ." ફાધર સાયરસે કહયું "મગર, એક શબ્દથી બોલના ના. ત્હમે ત્હમારા માથા-પરની ટોપી બરાબર ચહેરા સુધી પહેરી લો, અને બન્ને મ્હારી પાછલ ચાલો."

મારગારેટને જે વહેમ ટુંક વખ્તપર પડયો હતો તે તુર્તજ દુર થઇ ગયો, અને તે પોતાના મનમાં શક લાવવાને વાસ્તેબી શરમાઇ, અને તેણે મોડને પોતાના પાંસામાં દબાવી દીધી. તે પછી તેઓ ફાધર સાયરસની પાછળ ચાલી. મારગારેટ હવે ખરા ખુલ્લા દીલથી ચાલતી હતી, કેમજે તે જાણુતી હતી કે આ ફાધર સાયરસે ફલેમીંગની મેલરોઝ એબીની તપાસ વેલા તેની તર્ફમાં ભાગ લીધો હતો, અને તે માટે તે એક મીત્રજ હતો.

પાદરીઓના મઠના ખાનગી રસ્તાપરથી કોઇ ઔરત જાય કે મઠમાં કોઇ ઔરત દાખલ થાય તો તે ઔરત માટે મૌતની સઝા હતી, અને તેવી કોઈ ઔરતને તે તર્ફ લાવનાર માણુ-સનેબી મૌતની સઝા આપવામાં આવતી હતી. અને, તેથી તે ત્રણુને ત્યાંથી પસાર થવામાં હવે માત્ર પકડાઇ જવાનોજ ભય હતો, બાકી તે ત્રણેના દીલમાં દગાબાઝીનો કોઇ વીચારજ હસ્તી ધરાવતો નહીં હતો.

તે પછી તેઓ બાગીચામાં પ્હોંચ્યા, અને ત્યાંથી બાહાર પડીને રસ્તાપર આવ્યા. જે વખ્તે મારગારેટના દીલને તમામ શાંતી થઇ અને પાક ખુદાના શુકરાના તેણે કીધાં. અહહા ! તે નઝર કઇદ હાલતમાંથી છુટકારો પામી હતી, અને હવે પોતાની મતલબ પાર પાડવા માટે તે દમબારતન જઇ શકે તેમ હતું.

રસ્તાપરથી કેટલુંક ચાલ્યા બાદ તે લોકો એક તંબુ આગલ આવ્યાં, જ્યાં આવતાંજ ફાધર સાયરસે કહયું "હવે બાનુ, મ્હારી ફર્ઝ હીંયાં પુરી થાય છે. દાલકીથ કાસલમાં ત્હમે શા માટે નઝરકઇદ હતા તેની મ્હને ખબર નથી. ત્હમો જેવી બે બાનુઓને પાદરીઓના મકાનમાંથી લઈ આવ્યો છું તે માટે મ્હને પાક પરવરદીગાર માફ કરે. મેં સીર્ફ એક તે નામવર આદમીના કહેવાથી આ મ્હારી ફર્ઝ બજાવી છે જે આદમીના સુખનને ખાતીર મેં ઉપલું પાપબી કીધું હોય તો ભલે. હવે, બાનુ, ત્હમે દમબારતન સીધારો——"

"મગર, તે એક નામવર આદમી કોણુ છે ? મ્હને કહો." મારગારેટે ફાધર સાયરસના કાલાવાલા કીધા.

"હું તેવણુનું નામ લઇ શકતો નથી." ફાધર સાયરસે કહયું "મગર, એટલું હું કહી શકું છું કે ત્હમે એવા શકતીવાન મીત્રો ધરાવો છો જે ત્હમને સંકટમાંથી બચાવે તેમ છે. હવે, હું ત્હમને સહી સલામતી ભરેલી જગાપર લાવ્યો છું, માટે ત્હમે એક ત્હમારા આ લેબાસ ઉતારી આપો."

પેલો પાદરીવાના પોષાક તે બન્નેએ ઉતારી આપ્યો, જેને વીટાલી લઇને ફાધર સાયરસ ત્યાંથી તેમના ઉપકારના સુખનો સાંભલ્યા વગરજ પસાર થઇ ગયો.

પાદરી ફાધર સાયરસના જવા પછી પેલા તંબુમાંથી બે ઔરતો બાહાર પડી, અને તેઓએ મારગારેટ અને મોડને તંબુમાં દાખલ થવાની ઇશારત કીધી. મારગારેટ અને મોડ તેમાં દાખલ થયા કે તેમને બે પોષાક તેઓએબી આપ્યા જેથી તે બન્ને છુપા રહી શકે તેવી મતલબ હતી. વલી, મોંઢાપર નાંખવા માટેના બે નીકાબોબી તેમને તે બે ઔરતોએ આપ્યા.

તે પોષાક પેહેરી અને નીકાબ નાંખી લીધા તે દરમ્યાન પેલી બે ઔરતો એકબી બોલ મોંઢેથી બોલી નહીં, અને મારગારેટ ને મોડબી કાંઇ બોલી નહીં. કાંઇ બોલવા પુછવાથી કોઇ જાતનો આંટો બફાઇ જાય તેથી મારગારેટ અને મોડ બોલવાથી અચકી, મગર પેલી બે ઔરતો જાણે કોઇના હુકમથી બોલતી અટકતી હોય તેમ હતું!

થોડો વખ્ત પસાર થયા પછી તે તંબુ આગલ બાર ઘોડેસ્વારો આવી લગ્યા, જેમની સાથે ત્રણ વધારાના ઘોડા હતા.—મારગારેટ અને મોડ તો જાણે સ્વપ્નામાં આ બધું બનતું હોય તેમ સ્હમજતી, મગર જ્યારે તેમની ખાત્રી થઈ કે તેમની નઝરો સામે ખરેજ બનાવ બનતો હતો ત્યારે તેઓ અજાયબીમાં ગર્ક થઇ!

પેલા ત્રણ ઘોડા એ મ... વધારાના હતા કે તે પર પેલા તંબુમાંની બે ઔરતો અને મારગારેટ બેસે. મગર મોડને ત્યાં વધારાની જોવાથી તે ઘોડેસ્વારોમાં વાતચીત ચાલી રહી. તે પછી પેલી ઔરતોના ફરમાવ્યાથી મારગારેટ જ્યારે ઘોડાપર બેઠી ત્યારે મોડને બેસવા ...ની એક ઘોડો આગલ કરવામાં આવ્યો અને પેલી બે ઔરતોને એકજ ઘોડાપર ગોઠવાઇ બેસવાની ફરમાઇશ થઇ અને તે પ્રમાણે તેઓ બેઠી. પેલા ઘોડેસ્વારોમાંના કેટલાકોએ ઘોડેથી ઉતરીને પેલો તંબુ તોડી પાડયો, અને તે લેવા બાદ તેમની સ્વારી આગલ ચાલી.

મુંગા માણસોનો તમાશો થતો હોય તેવું મારગારેટ અને મોડને લાગ્યું, તેઓ પોતાની સાથે કોઈ વાત કરતું નહીં હોવાથી પોતેબી ચુપ રહી હતી. આગલથી કરી રાખેલી કોઇ ગોઠવણ મુજબ આ બધું થતું હતું એમ મારગારેટ હવે પકકી રીતે સ્હમજી તો શકી, મગર એ કયા માણસની મદદથી તેમ થયું હતું અને થતું હતું તે માટે મારગારેટ અટકલ કરી શકી નહીં.

થોડોક ટપ્પો સવારીનો કાપ્યા, પછી તંબુ ઠોકવામાં આવ્યો, અને પેલી બે ઔરતો મારગારેટ અને મોડને તંબુમાં લઇ ગઇ, બાનુઓ તંબુમાં ચટાઇપર બેઠી, અને પેલા બાર ઘોડેસ્વાર મર્દો બાહાર રસ્તાપર ચટાઇ પાંહરી દઇને બેઠા. અને, પછી, ભોજન ચાલ્યું. સુકકું પાકકું મુસાફરી જોગું તે ખાવાનું હતું જે ન્યામત બધાંઓએ પાક પરવરદીગારના શુકરાના કરી ખાધું અને ખાઇ રહયા બાદ મારગારેટે આખીર પોતાની ઝબાન ઉપાડી: લાંબો વખ્ત સુધી મેં મ્હારા મોંઢાને કુફલ માર્યું છે, મગર હવે વધારે વાર હું એ બધા ભેદ ભરમથી ગુંગલાઇ જઇશ! આ બધા ઘોડેસ્વાર કોણ છે? અને કયાંથી આવ્યા? અને ત્હમને કોણે આ રસ્તે પડયા?"

"બાનુ" તે બે ઔરતોમાંની એક જે વડી હતી તે બોલી "ત્હમે બધા સારા વાણુંનીજ યાદ મનમાં લાવો, અને અમો બધાંપર પુરતો ભરૂસો મુકો. આ બાર ઘોડેસ્વારો એવા છે કે જેઓ ત્હમારા એક બાલનેબી ઇઝા કોઇ કરે તે અગાઉ તેઓ પોતાનું તમામ ઝોર વાપરીને લડશે અને ત્હમને બચાવવા તેઓ પોતે મરશે. હવે, વધારે હું બોલી શકતી નથી, મ્હને વધારે બોલવાનો હુકમ નથી. સીર્ફ એટલુંજ જાણી લો કે ત્હમે દમબારતન પુગશો ત્યારે બધું ખુલાસાથીજ જાણશો."

તે પછી, ખાઇ રહયા બાદ, તેઓ બધાં પાછાં સ્વારી કરી ચાલ્યા, થોડે છેટે ગયા પછી મારગારેટને બે ઘોડા દુરથી પસાર થઇ જતા હોય તેવો અવાઝ આવ્યો, અને તેણે તે તર્ફ

નઝર દોડાવી તો તેને લાગ્યું કે એક ઘોડાપર સર કેસીમીરના નોકર જેમ્સન્ત જેવો કોઇ હતો, બીજાએ લાંબો જભ્ભો પહેરેલો હતો અને કપાલસુધી ટોપી તેની ઉતરેલી હોવાને સબબે તેનો ચહેરો જણાતો નહીં હતો. મારગારેટે નઝર ખેંચીને જોયું તો તે બીજો સ્વાર કાંઇ તેને સર કેસીમીર જેવો નહીં લાગ્યો, અને તેથી તે અજાયબ થઈ! 'જેસન્ત પોતાના શેઠ કેસીમીર વગર આ કોણ સાથે હતો? તેઓ આટલી બધી ઝડપથી ઘોડા કુદાવીને દોડાદોડીમાં કેમ હતા? અને તેઓ દમબારતન તરફજ જતા હતા,' એવા વીચારો મારગારેટના મનમાં ઘોલાયા.

આખીર, લાંબી તે મુસાફરી પુરી કર્યા પછી દુરથી દમબારતનના કીલ્લાના કંગુરાઓ દેખાવા લાગ્યા અને મારગારેટ મનમાં બોલી "કાલે એ કીલ્લો મ્હારી ફત્તેહનો ડંકો વગાડશે. હું મ્હને પોતાને સ્કોટલેંડની રાણી તરીકે ઝાહેર કરીશ, અને મ્હારા સગાસ્નેહીઓ તે સાંભલીને અજાયબી અને ખુશાલીમાં ગર્ક થઇ જશે! અહહા! કેટલી ખુશી! કેવી ખુશી!"

કીલ્લાની દીવારના દરવાઝા પાસે પ્હોંચ્યાથી ત્યાં પાહરો ભરતા સંત્રીએ તેઓ કોણ હતા અને કયાંથી આવ્યા હતા વીગેરે સવાલો પુછયા, કેમજે તેઓ રાજા દેવીડના માણસો હોય તેમ લાગતા નહીં હોવાથી તેને પોતાની ફર્ઝ બજાવવી હતી. તે બાર ઘોડેસ્વારોના વડાએ જવબમાં એક શબ્દબી કહયો નહીં, મગર તેણે એક દસ્તાવેજ બતાવ્યો જે તે થોડે છેટેના એક કમરામાં લઇ ગયો અને ત્યાંથી પાછા ફરવા બાદ તે દસ્તાવેજ પાછો પેલાને સ્વાધીન કરતા બધાંને જવાની રઝા આપી.

તે પછી તેઓ ખુદ કીલ્લાની અંદર જવા માટે જયારે થોભ્યાં ત્યારે તે બાર ઘોડેસ્વારો માંના વડાએ આ પહેલ વહેલી વખ્તે મારગારેટની નઝદીક આવીને ધીમેથી કહયું "બાનુ, મેં મ્હારી ફર્ઝ બજાવી છે. જ્યારે ત્હમે જાણુશો કે ત્હમારા મદદગાર કોણ છે ત્યારે ત્હમે તેવણુને કહી શકશો કે મેં મ્હારા માણસો સાથે ત્હમારી અચ્છી સંભાલ લીધી હતી અને રસ્તામાં ત્હમને કોઇ વાતની મુશકીલી નહીં પડે તેની મેં કાળજી કીધી હતી. ત્હમે જે ચુપકીદી આજ આખા દીવસ દરમ્યાન અમારી સાથે રાખી હતી તેવીજ ચુપકીદી હીંયાંબી અખત્યાર કરજો, અને આ બે ઔરતો ત્હમારી સખીઓ તરીકે પોતાની ફર્ઝ બજાવશે અને હીંયાનો રખેવાલ આવીને ત્હમને ત્હમારો ઓરડો બતાવશે."

"હું ત્હમારો ઘણો ઉપકાર માનું છું, માનવંત સાહેબ." મારગારેટ બોલી.

તે પછી મારગારેટ, મોડ, અને પેલી બે સખીઓ ઘોડેથી ઉતરી પડી, અને તેજ વખ્તે કીલ્લામાંના નઉકરો ત્યાં ખીદમતમાં દોડી આવ્યા. પેલા બાર ઘોડેસ્વારો મારગારેટને સલામ કરીને પાછા ફર્યા, અને નઝરથી દુર થયા. અને મારગારેટને તેની સાથી મોડ અને પેલી બે સખીઓ સાથે આરામ લેવા માટેના ઓરડાઓ બતાવવામાં આવ્યા.

"બાનુ" મારગારેટને માટેનો ઓરડો બતાવતાં તે કોઇ માણસે કહયું "સાંભલો, આ ઓરડો જેમાં ત્હમો છો તે કીલ્લામાં છે, મગર અલાહેદા બાગમાં એ આવેલો છે. ત્હમે પોતે યા ત્હમારી સાથની બાનુઓ હીંયાંની બારીમાંથી કાલે સ્હવારના જોશો નહીં એટલી મ્હને અર્ઝ કરવાની ફરમાઇશ થવલી છે. વલી, હું નીચે જે કુફલ મારી જાઉં છું તેથી ત્હમે એમ નહીં સ્હમજતા કે ત્હમે કેદ છો, એ તો ત્હમારી સંભાલ માટે ખાસ તેમ કરવામાં આવશે."

"ત્હમને જેમ હુકમ મલ્યો હોય તેમ ત્હમે ત્હમારી તમામ ફર્ઝું બજાવો." મારગારેટે તે આદમીને કહયું.

તે માણસ નમ્યો અને ગયો. પેલી બે સખીઓ મારગારેટને હાથ લાગીને પછી એક કમરામાં પોતાનાં કપડાં બદલવા ગઈ અને મારગારેટ ને મોડ અકેલાં પડયાં.

અકેલાં પડતાંજ મોડ મારગારેટના પગો આગલ ગુંઠને પડીને બોલી "માનવંત રાણી, દાલકીથ કાસલની નઝર કૈદ હાલતથી ત્હમે બચીને દમબારતન કાસલ સહી સલામત આવી પ્હોંચ્યાં તે માટે હું ત્હમને ઘણી ઘણી મુબારકબાદી આપું છું."

"ઉઠ, મ્હારી અચ્છી અઝીઝ, ઉઠ" મારગારેટ મોડને હાથ આપીને ઉઠાડતાં બોલી "એ બધી ત્હારી હુસ્યારીથી હું બચવા પામી છું."

"મેં તો મ્હારી ત્હમારા તર્ફની ફર્ઝ અદા કીધી છે." મોડ શરમાઇને બોલી, અને મારગારેટે તેને પકડી લઇને પોતાનાં પાંસામાં દાબી દીધી.

"મ્હારી અચ્છી અઝીઝ, એ બધું કોઇ એક આદમીના હુકમથી થયું છે એમ લાગે છે, મગર હું તે આદમી કોણ છે તેનો ખ્યાલ લાવી શકતી નથી." મારગારેટે મોડને પોતાની પાસે બેસાડતાં કહયું "આ બધી મદદ આપણને એક આદમી તર્ફથી મલી છે ખરી, મગર હું એ હવે ત્હારેથી જાણવા માંગું છું કે પેલો ભલો પાદરી ફાધર સાયરસ તુને દાલકાથમાં કેમ મલી ગયો?"

"તેબી આ કોઇ એકની ફરમાઇશથી ત્યાં આવ્યો હતો અને મૌકો જોતો હતો કે ત્હમે કોઇબી સુરતે તેને મલી શકો," મોડ બોલી "તેટલાં, પાક પરવરદીગારની પવીત્ર કુદરતનીજ વાત થઇ કે સંજોગ એવો બન્યો કે હું ત્યાં તુર્તજ જઈ લાગી અને ફાધર સાયરસ જે જગા પર છુપાઇને થાંભલાંઓની વચ્ચે ઉભો હતો ત્યાંથી એક નોકર પસાર થતો હતો. મ્હને તે નોકરને અટકાવીને પુછવાની ઉલટ થઈ અને મેં તેને કહયું કે જો એક થોડો કોઇબી સુરતે મ્હને તે મેલવી આપે તો હું તેને ઇનામ આપું."

"ને પછી, પછી?" મારગારેટ મોડને મોટી આતુરતાથી પુછવા લાગી.

"પછી તે નઉકરે આનાકાની કરતાં કહયું કે તેને બાહાર થોડાક માઇલને છેટે જવાનું હતું અને તે તે વખ્તે કાંઇબી મદદ કરી શકે તેમ નહીં હતું" મોડ બોલી, "મેં તે નઉકરને જણાવ્યું કે જયારે તે બાહારજ જતો હતો તો તેણે કોઇબી સુરતે મ્હને પોતાની સાથમાં રોઝલીન કાસલ તર્ફ લઈ જવી. પેલાએ ના પાડી અને તે જતો રહયો, જયારે પાદરી ફાધર સાયરસે બાહાર નીકલી આવીને મ્હને કહયું "બેટી, તેં રોઝલીન કાસલની વાત હમણાં પેલા આદમી સાથે કીધી વારૂ?"

"હું પહેલાં તો ફાધર સાયરસને જોઇને ગભરાઇ" મોડે મારગારેટ આગલ વધુ ખુલાસો કરતા આગલ ચલાવ્યું "પણ પછી તે પાદરી હોવાના સબબથી મ્હને માન આવ્યું અને મેં કહયું "હા, મ્હને રોઝલીન કાસલ તર્ફ જવાનું છે અને તેમાં જો ત્હમે મ્હને મદદ કરો તો મ્હેરબાની." અને, પછી, ફાધર સાયરસ આગલ ભરમમાં મેં ખુલાસો કીધો, અને તેબી જાણે તેને જે ચીઝ જોઇતી હોય અને તેજ મલી ગઇ હોય તેમ ખુશી થયલો જણાયો.

"ફાધર સાયરસે મ્હને સ્હમજાવ્યું કે તે ત્હમારો મીત્ર હતો અને ત્હમને મદદ કરવા માંગતો હતો, અને તેથી એક શબ્દોનોબી ખુલાસો કર્યા વગર મ્હારે ત્હમને તેની પાસે લઇ

જવી, અને ત પછી ફાધર સાયરસે મ્હને પોતે કયાં રહેશે તે જગા બતાવતા ત્હમને ચુપ ચુપ તેડી જવા કહયું." મોડ આગલ બોલી "તે પછી હું ત્હમારી પાસે આવી, અને આપણે હીંયાં આવ્યા ત્યાં સુધીની બધી વાતથી તો ત્હમે વાકેફ છો."

"પાક પરવરદીગારે આપણને નજરકઇદથી બચાવવા ખરેજ તેં કહયું તેમ મોડ, ગયબી મદદજ મોકલી આપી." મારગારેટ બોલી.

તે પછી તેઓએ બીજી ત્રીજી થોડીક વાતચીત ચલાવી કે પેલી બે સખીઓ તેમને રાતના ભોજન માટે તેડવા આવી. ન્યામતને ઇન્સાફ આપ્યા બાદ સુવાનો ઓરડો તે સખીઓએ બતાવ્યો જ્યાં મારગારેટની સાથમાંજ મોડનુંબી બીછાણું બનાવવામાં આવ્યું હતું.

સુતા સુતા મારગારેટને તે આખા દીવસના ખ્યાલ આવ્યા, જે તેને કોઇ સ્વપ્ના મીસાલ લાગતા હતા યા તો કોઇ તીલીસમાતીક બનાવ બની ગયો હોય તેમ જણાયું!

સ્હવારે સકાલે મારગારેટ અને મોડ ઉઠી, અને તેમને નાહવા માટેની સઘવડ પેલી બે સખીઓએ કરી આપી. તે પછી સુંદરમાં સુંદર કપડાંની એક જોડ અને જહવેરાતનો એક દાબડો લઇને તે સખીઓ મારગારેટ આગલ આવી, જે જોઇને મારગારેટ અને મોડ અજાયબીમાં ડુબી ગઇ! અરે, તે બધું શું અગાઉ થયલી ગોઠવણથીજ થતું હતું, અને આવો પોષાક અને કીમતી જહવેરાતો શું તે મ્હેરબાનેજ મોકલ્યાં હતાં કે જેણે ગઇ કાલ સ્હવારથી મદદ આપી હતી? મારગારેટ ગુચવાડામાં પડી, અને ઘણાજ મોટા ગુચવાડામાં ને વીંટલાઇ કે કોણ આવી મોટી મદદ મોકલતું હતું?

તે સુંદર કપડાં અને પેલા કીમતી જહવેરાતો પહેરીને મારગારેટ તૈયાર થઇ, અને તે વખ્તે તેના કાનોપર રણસીંગ ફુંકવાના અવાઝો આવ્યા.

મારગારેટના ચહેરાપર હસવું પંઠરાઇ રહયું હતું, તે હવે પોતાને રાજા દેવીડની મ્હેરદાર અને સ્કોટલેંડની રાણી તરીકેના પોતાના ખુલાસાને ઝાહેર કરવાની ટક પોતાને મલેલી માનતી હતી, અને તેથી ખુશી ખુશી થતી હતી.——

## પ્રકરણ ૪૦ મું.

### દમબારતન ફાસલમાં.

મારગારેટે વિચાર્યું કે તેને મદદ મોકલનાર તેના રાણીના દરજ્જાથી વાકેફ હોવો જોઇએ, કેમજે એક રાણીને ખરેખર છાજતો પોષાક અને જહવેરાતો તે માણસે મોકલવાની કાલજી લીધી હતી. કપડાં પહેર્યા બાદ મારગારેટની પેલી મદદગાર બે સખીઓ નીકાબ લઈ આવી. જેમાંથી એક નીકાબ મારગારેટને તેના ચહેરા પર નાંખવા માટે આપવામાં આવ્યો અને બીજો મારગારેટની સાથી મોડને. બેઉ બાનુઓએ પોતાના ચહેરાને છુપાવ્યા કે આગલા દીવસનો પેલોજ બાર ઘોડેસ્વારોનો વડો આવીને નમીને ઉભો અને બોલ્યો "બાનુ, મ્હારી પાછલ આવશો."

મારગારેટ અને મોડ સાથ મારગારેટની પેલી બે સખીઓની ગઇ, એક ચાલમાંથી પસાર થઇને તેઓને પેલો અફસર એક બીજી ચાલમાં લઇ ગયો જ્યાંનો એક દરવાજો તેણે ઠોકયો. દરવાજો ખુલવામાં આવ્યો અને ત્યાં ઉભેલો પહેરેદાર તેમને જોઇને નમ્યો અને જવાની રઝા આપતો ખસી ગયો. ત્યાંથી આગલ ચાલ્યા બાદ એક બીજો દરવાજો આવ્યો જેની બાહાર રૂપાના દંડ લઇને બે નોકરો ઉભા હતાં. તેમાંના એકે પેલા અફસરને તેઓ કોણ હતા તે માટે પુછ્યું. તો તેણે કાંઇબી બોલવાને બદલે ગઇ કાલે જે દસ્તાવેજ બાહારના પહેરેદારને બતાવેલો હતો તેજ આ વખ્તેબી બતાવ્યો જે જોઇને પેલાએ નમીને બધાંને અંદર જવાં દીધાં.

અંદર દાખલ થતાં મારગારેટે પોતાને એક ખાસ અપવાનમાં જોઇ જેમાં ખાસ બેઠકો બનાવવામાં આવી હતી, અને જેની નીચે એક મોટું કુશાદે દીવાનખાનું આવેલું હતું. આ દીવાન ખાનામાં તે વખ્તે આદમીઓ ચીકાર ભરેલાં હતાં.

નીચેના દીવાનખાનાની વચ્ચોવચ્ચમાં એક તખ્ત મુકેલું હતું જેની આસપાસ ખીદમતકારો ઉભા હતા. તેનેથી થોડે દુર જમણા હાથપરની એક બેઠકમાં એક અમીર બેઠો હતો જેને મારગારેટે રીહા દગલાસ તરીકે તુર્તજ ઓળખ્યો. અને રાજાના ડાબા હાથપર એક બેઠક આગલ એક ખુબસુરત બાનુ ઉભેલી હતી જેને ઓળખવાને મારગારેટને મુશકીલી પડી નહીં કે તે અલવીરા રેમ્ઝજ હોવી જોઇએ કેમજે દીવાનખાનાનું કામકાજ ચાલુ થયું હતું અને અલવીરા રીહા દગલાસ માટે ગુસ્સાથી બોલતી હતી.

અને હવે મારગારેટની આંખો આખા દીવાનખાનામાં બેઠેલાં લોકો તર્ફ ફરી, તેણે એક તર્ફ અર્લ ઓવ કેથનેસ નામવરને જોયો કે જે જો કે અલવીરા રેમ્ઝનું બોલવું સાંભલતો હતો, મગર મારગારેટને લાગ્યું કે તે કોઇ બીજી બાનુના જાણે આવવાની રાહ જોતો હોય તેમ નઝર દરવાજા તર્ફ નાંખતો હતો. મારગારેટ મનમાં બડબડી "મ્હારા મુરબ્બી નામવર, મ્હારા આવવાની રાહ જુએ છે. મગર તેવણને શું ખબર કે હું તો હીંયા ચ્હેરો છુપાવીને બેઠેલીબી છું. મ્હને મ્હારા ભેદી મદદગારનો આ અફસર નોકર કહે તે વખ્તે બોલવાની ફરમાઇશને માન આપીને જ્યારે હું રાજા દેવીડને મ્હારા ધણી તરીકે ઓળખાવી શકીશ ત્યારે મ્હારા એ મુરબ્બી વાલીને કેટલો બધો હરખ ઉપજશે! અહહા! અને, લોકો? લોકો, મ્હારી રૈયત, તો મ્હને તાલીઓની ગર્જનાથી વધાવી લેશે!"

તે પછી મારગારેટે પોતાનાં બીજાં અઝીઝોને જોવા માટે નઝર લંબાવી, મગર નતો ત્યાં તેનો ભાઇ હતો અને નહીં હતી ત્યાં ઓલબરટીના! વલી, અર્લ ઓવ બેઝનતાઇન અને સર કેસીમીરબી ત્યાં હતા નહીં! આખા દીવાનખાનામાં જ્યાં તેની નઝર જઇ શકી ત્યાં મારગારેટે જોયું, પણ તેઓ તેને જણાયાં નહીં જેથી તેણે અનુમાન કીધું કે જે બેઠક પર તે પોતે બેઠી હતી તેની નીચેની બેઠક પર તેઓ હશે જેથી તેને જણાતાં હતાં નહીં

અઝીઝ વાંચનાર, આપણે હવે આ વખ્ત દરમ્યાન દીવાનખાનાની બાહાર શું વાતચીત ચલે છે તે જોઇશું:

તે કુશાદે દીવાનખાનાની બાહાર બે જવાનો એક તર્ફ વાતે બેઠા હતા. અને તેઓ

દીવાનખાનાની અંદર કોણ જતાં હતાં તેમને જોતાં જોતાં વાતે બેઠા હતા. તેઓ સર ફ્લેમીંગ ફીટઝએલન અને અર્લ ઓવ બેઝનતાઇન હતા.

"મારગારેટ કેમ હજુણ સુધી આવી નહીં!" સર ફ્લેમીંગે અજાયબી બતાવી.

"વલી, શું એબી અજાયબી આપને રૂં નથી કે સર કેસીમીર દએસ્તેબી હજુણ સુધી આવ્યા નથી!" અર્લ ઓવ બેઝનતાઇને કહ્યું.

"હા, અજાયબી તો લાગે છે પણ કદાચ મોડું થયું હોય." સર ફ્લેમીંગે કહ્યું. અને પછી વધાર્યું "ત્હમે ત્હમારી પોતાની ઉપર વીટેલી કહાણી સ્હમજાવતા હતા તેટલાં હું ત્હમારી વાતની વચ્ચે બોલ્યો તે માટે દરગુઝર કરજો. અને, હવે, ત્હમે આગલ ચલાવો, ત્હમારી વાત. ત્હમે ત્યાં સુધી આવ્યા હતા કે બાસ રોક આગલના કીલ્લામાંના માણસોએ ત્હમને તે વહાણપરથી ઉતરતાજ પકડાયા હતા અને ત્હમારા માણસો સાથે ત્હમને તે કીલ્લામાં કઇદ કર્યા હતા."

"અને વધારે બદમાશી તો તેઓએ એ કીધી" અર્લ ઓવ બેઝનતાઇને કહ્યું "કે મ્હારી પાસે જે કાંઇબી હતું તે તે લોકે લુટી લીધું: પૈસાની મ્હારી થેલી લીધી તો લીધી પણ મ્હારે આંગલેની વીટીઓબી તેઓએ ઉતારી લીધી. જે વીટીમાંની એકને તો હું બહુજ મોટી કીમતની માનતો હતો, કેમજે તે પ્યારની એક નીશાની——"

"અફસોસ, મ્હારા મીત્ર, હું ત્હમારી દયા ખાઉં છું." સર ફ્લેમીંગ બોલ્યો "પણ, આજ સુધી હું એ નહીં જાણતો હતો કે ત્હમારી કોઈ માશુકબી છે! અને તે માશુકે પ્યારની નીશાની તરીકે જે વીટી આપી હતી તે વીટી જો લુટાઈ ગઇ હોય તો મુઝાકો શું છે? બીજી વીટી તૈયાર!"

"મ્હારો પ્યાર! મ્હારી માશુક!" એક નીસાસો નાંખીને રોલાન્દ બોલ્યો "અફસોસ! તે બેઉ ગયાં! મેં એક ખાબ જોયો હોય તેમ તે પ્યારો પ્યાર મ્હારી ચસ્મોથી દુર થઇ ગયો! સ્વપ્ના મીસાલ તે ઘડીભરની માશુક હતી જે આંખોથી દુર થઇ ગઇ, અને ઝીંદગી ભરના ગમને મહારે માટે છોડી ગઇ!"

"રોલાન્દ, મીત્ર પ્યારા." ફ્લેમીંગ ગમ ખાઇને બોલ્યો "ત્હમારી માશુક શું દગલબાઝ થઇ? કે તે મરી ગઇ?"

"મ્હારે મનથી તે મરી ગઈ." આંખોમાં આંસુ લાવીને તે જવાન અમીર બોલ્યો, અને પછી તેણે વાત ઉડારી નાખતા કહ્યું "મગર, હવે મ્હારી કહાણી સુનો, માશુકની વાતપર પરદો નાંખો કેમજે તેની યાદથી મહારૂં જીગર જલી જાય છે."

"તો ત્હમારી વાત ચલાવો." સર ફ્લેમીંગે કહ્યું.

"મ્હને લઇ જઇને તે કીલ્લામાં મ્હારા નોકરોની સાથે નઝરકઇદ રાખવામાં આવ્યો." રોલાન્દે પોતાપર ગુઝરેલી વીગત આગલ ચલાવી "ત્રણ અઠવાડયાં સુધી કઇદ રહયા પછી હું

જે બાગપર કબ્દ હતો ત્યાંના રખેવાલની નવજવાન બેટી જે નીતીમાન હતી મગર મ્હારીપર દયા કરવા માંગતી હતી તેણે મ્હને ન્હસાડવાનો વીચાર કીધો. તે પછી એક અઠવાડીયામાં અમને મૌકો મલ્યો અને તે ભલી સુંદરીએ મ્હને મ્હારા માણુસો સાથે એક મછવામાં બેસાડીને ન્હસાડયો. અને તે પછી હું તમોને સહી સલામત આવી મલ્યો જ્યાંથી આપણે દાખલ થયા હતા."

"તમને ન્હાસી ગયલા જોઇ તે છોકરીનો બાપ કાંઇ શોધ ચલાવશે તો ?" સર ફ્લેમીંગે યાદ આવી જવાથી પુછ્યું.

"તે છોકરી નેક હોવા સાથ ઘણી ચાલાક છે !!" રોલાન્ડે કહ્યું "તેણે પોતાના બે નોકરો જેઓની મદદ મ્હને ન્હસાડવામાં લીધી હતી તેઓનેબી મ્હારી સાથે મોકલાવી દીધા કે એમ બોલવા તેને કામ લાગે કે તે બે નોકરોના પ્રપંચથીજ હું ન્હાસી આવ્યો હતો ! અને, સર ફ્લેમીંગ, હું હીંયા રાજાને જે વીગત કહેવાનો છું તેમાં એમજ બોલશ કે મ્હને કીલ્લામાંનાં બે નોકરોએ ન્હાસવામાં મદદ કીધી હતી."

"એબી ઠીક છે." સર ફ્લેમીંગે કહ્યું "એથી પેલી સુંદરી કે તેનો બાપ કોઇબી રીતે તે કીલ્લાના માલેકની ખફગીમાં ઉતરતા નથી. પણ, વારૂ, એ કીલ્લો કોણનો છે ?"

"તેનો માલેક મ્હને તો કોઇ ત્યાં કદી જણાયો નહીં." રોલાન્ડે કહ્યું "મગર, એ બે ઉમરાવોની પંચાતીનો કીલ્લો છે——

તેટલાં તેઓની વાતમાં ખલલ પડી. સર કેસીમીરનો નોકર જેસન્ત તે તરફ આવી લાગ્યો.

"જેસન્ત." સર કેરીમીરે પુછ્યું "ત્હારા નેક શેઠ કયાં છે ?"

"તેવણ હજૂણ નથી આવ્યા." જેસન્તે કહ્યું "મગર, હવે જે વખ્ત જાય છે તેમાં તેવણ આવતાજ હશે. એક કામને સબબે એવણ અને હું જુદા થઇ ગયા, અને હું પહેલો હીંયાં આવી લાગ્યો. તેવણ હવે આવતાજ હશે."

"જેસન્ત," સર ફ્લેમીંગે કહ્યું "તેં મ્હારા બ્હેન બાનુ મારગારેટને હીંયાં આવતાં જોયાં છે વારૂ ? તેવણ હજૂણ હીંયાં દેખાતા નથી !"

"હા, સર નાઇટ," જેસન્તે જવાબ આપ્યો "મેં મ્હારા રસ્તામાં દુરથી બાનુ મારગારેટનેબી હીંયાં આવતા જોઇ છે."

"એ ઘણી ખુશીની ખબર છે" સર ફ્લેમીંગ બોલ્યો "હું તો તેવણને નહીં જોઇને ફીકરમાં પડી ગયો હતો, પણ તેવણ આવેલા છે ત્યારે તો હવે આ દીવાનખાનામાં દાખલ થવા આવતાજ હશે."

"તમે હીંયાંજ હોવ તો હું થોડાજ વખ્તમાં તમારે માટે સારી ખબર લાવીશ." જેસન્ત બોલ્યો, અને તે ત્યાંથી ગયો.

જેસન્ત ગયો કે અર્લ ઑાવ બેઝનતાઇને કહ્યું "મ્હારા વ્હાલા મીત્ર, ત્હમે એક નવાઈની ચીઝ જોઇ કે ? આ સામે લગભગ એકાદ દઝન માણસો મેં નવા નવા જોયા છે જેઓનો લીબાસ તદન કોઇ જુદીજ તરાહનો છે."

"મ્હને તો લાગે છે કે એ કોઇ ઘણા મોટા અમીરને ત્યાંના માણસો હશે કે જે પોતે ઘણો મોટો દમામ દેખાડવા માંગે છે." સર ફ્લેમીંગે કહ્યું.

તેટલાં અર્લ ઑાવ બેઝેનતાઇન બોલી પડયો "લેઓ, મ્હારા મીત્ર સર રીચાર્ડ મીલ્ડમે આવ્યા. એ ઘરડાને બધી વાતની ખબર હશે અને એ કહેશે."

સર રીચાર્ડ મીલ્ડમે ઘણો તવંગર એક અમીર હતો, તે વૃદ્ધ હતો, અને રાજાની દરબારમાં તે ઘણો માનીતો હતો. તે આગલ આવ્યો કે રોલાન્દ અને સર ફ્લેમીંગની વાત ચાલી.

"અરે બાઇ, એ તો વાત એમ છે કે હું પોતેબી જાણતો નથી કે શું હીસાબ છે?" સર રીચાર્ડ બોલ્યો "ત્હમે તો એકાદ દઝન માણસો જોયા છે, પણ પેલી સામેની ઈમારત જોઇ? એ ઇમારતમાં સર કેસીમીરની બાંહેધરી હેઠળ હું ધારૂં છું કે એક હઝાર એવા લડવૈયાઓ ભર્યા હશે!"

સર ફ્લેમીંગ ચોંકયો. એક હઝાર લડવૈયા? અને તે સર કેસીમીરની બાંહેધરી હેઠળ? તેને મનમાં વીચાર્યું કે "જે માણસોની સરદારી મ્હને (ફ્લેમીંગને) પોતાને લેવાની હતી તે તો નહીં આવી લાગ્યા હોય?"

"અને ત્હમે જ્યારે બધુ જાણો છો ત્યારે એબી જાણતા હશો કે મ્હારા બ્હેનને ત્હમે આ તર્ફ આવેલી જોઇ છે?" સર ફ્લેમીંગે પુછ્યું.

"થોડાક લડવૈયાઓ સાથે ગઇ કાલે કોઈ બાનુઓ આવી હતી" સર રીચાર્ડે કહ્યું "અને તે પછી સર કેસીમીર સાથે આ બધા નવા નવા લડવઇયાઓ આવી પહોંચ્યાં."

## પ્રકરણ ૪૧ મું.

### અલવીરાની ફરીયાદ–ચુકાદામાં ચુકાદો!

આપણે હવે રાજાની હુઝુરમાં શું બનાવ બને છે તે જોઇશું: આપણે જાણીએ તો છીએ કે રાજાના જમણા હાથપર સીહા દગલાસ બેઠેલો છે, અને રાજાના ડાબા હાથપર અલવીરા રેમઝ ઉભી રહીને તે અમીરે તેની સાથે જે દગાબાઝી ચલાવી હતી તે માટે ફરીયાદ કરે છે.

"લગભગ વીસ વરસો પસાર થઇ ગયા છે." અલવીરાએ શુરૂઆત કીધી "અને તે વખ્તે જો કે હું બચ્ચું હતી તોબી મ્હારા મગઝપરથી હમણાંબી તે બનાવની યાદ ભુલાઇ જતી નથી. રાજા નામવર, વીસ વરસની તે વાત છે કે જ્યારે એક સ્હાંજે પોતાની - એકપુરી બચ્ચીની– મ્હારી પોતાની–આંગલી પકડીને મ્હારા પીતાજી પોતાની માલેકીના મકાનની આસપાસના

બાગીચામાં ફરતાં હતા જે વખ્તે બધું એકાંત હતું. મ્હને સાથે લઇને રોજ સ્હાંજે તેમ એકલા મ્હારા પીતાજી ફરવાની આદત ધરાવતા હતા, કેમકે મ્હને ફરવાનો શૌક હતો અને પોતાની ધણીઆણી—મ્હારા માતાજી—ના મરણ પછી મ્હારા પીતાજીએ મ્હારી ઉપરજ પોતાનો બાપીકો પ્રેમ તમામ અર્પણ કરેલો હોવાથી મ્હારો પડયો બોલ તેવણ ઉંચકી લેતા હતા. જે સ્હાંજની હું વાત કરૂં છું તે સ્હાંજે અમો બાપ-દીકરી ફરતાં હતાં જ્યારે ઝઝકલાંને શુમારે કોઇ ઘોડેસ્વારો અમો સામે ધસી આવ્યા અને તેઓએ મ્હારા પીતાજીને પકડયા. મ્હારા પીતાજીએ મ્હને પોતાની છાતીમાં દાબી રાખી કે હું બીહું નહીં, અને તે હુમલો કરનારા બદમાશો અમો બેઉ બાપ દીકરીને ઘોડાપર નાંખીને લઇ ન્હાઠા. અમને હરમીતેજ કાસલમાં લઇ જવામાં આવ્યા જેનો માલેક સર વ્હીલ્યમ દગલાસ તે નાઇટ ઓવ લીડેસડેલ હતો. મ્હારા કમનસીબ પીતાને જેવા હરમીતેજના કીલ્લામાં દાખલ કરવામાં આવ્યા કે નાઇટ ઓવ લીડેસડેલે "એક રડતી છોકરી"ને તેની સાથમાં શું કરવા લઇ ગયા હતા એવો દમ પોતાના માણસોપર કસયા પછી મ્હને મ્હારા પીતાજીથી દુર કીધી. મ્હારૂં દીલ મ્હારા પીતાજીથી છુટ્ટુ પડતાં ભાંગીને ભુકો થયું, અને મ્હારા પીતાજી બીચારા મ્હારે વાસતે એક ન્હાના બચ્ચાની માફક હુસકે હુસકે રડ્યા." અને હીંયા અલવીરા રેમ્ઝની છાતી ભરાઇ આવી અને તે બોલતાં બોલતાં રડી પડી જેથી તે દીવાનખાનામાંનાં તેને સાંભલનારાંઓમાંનાં ઘણાંખરાંની આંખોમાંથી બી આંસુ ટપકયાં.

"મ્હને મ્હારા પીતાજીથી છુટી પાડીને તે કીલ્લામાંના એક દુરના અલાહેદા ભાગમાં લઇ જવામાં આવી, જ્યાં મ્હને ગાવરી નામના એક નોકરને હવાલે કરવામાં આવી જે પોતાની ધણીઆણી સાથે તે જગાપરજ રહેતો હતો. ગાવરી અને તેની ધણીઆણી મ્હને બહુ જતનથી પાલતાં હતાં, અને ગાવરીની ભલી ધણીઆણી તો એક માદરની માફક મ્હારીપર પ્રેમ રાખતી હતી. ફકટ એકજ વાત તેઓની વીરૂધ જતી હતી અને તે એ હતી કે તેઓ બન્ને મ્હને મ્હારા બાવાનું શું થયુ તે કહેતા નહીં, અને વાત ઉડાવતા. દીવસો પછી અઠવાડીયા, અને અઠવાડીયા પછી મહીનાઓ પસાર થઇ ગયા પણ મેં એ જાણ્યું નહીં કે મ્હારા પીતાજીનું શું થયું. એમના એમ ચાર વરસો ગબડી ગયા, ત્યારે મેં એક દીવસે ભલાં ધણી-ધણીઆણી ગાવરી અને તેની મ્હેરદારને છુપાઇને સાંભલ્યા, તેઓ તે વખ્તે વાત કરતા હતા કે મ્હારા પીતાજીને ભુકમરાથી કપટી અને સીહાદીલ નાઇટ ઓવ લીડેસડેલે રીબા[illegible] મારી નખાવ્યા હતા. હું એકદમ રડી પડી, અને તે સાંભલીને તે બન્ને ધણી-ધણીઆણી, મ્હારી તરફ આવ્યાં—તેઓને મેં તેમની ચાલેલી વાતચીત સાંભલેલી હોવાનું કહયું—જેથી તેઓએ મ્હને ઘણી સ્હમજાવી, પટાવી, અને મ્હારા મરહુમ પીતાજીના આત્માને મ્હારા રડવાથી રંજ પ્હોંચશે એમ કહી કહીને મ્હને મુંગી રાખી. હું ગાવરી અને તેની ધણીઆણીને પસંદ કરતી હતી, અને તેઓનેબી બચ્ચું નહીં હોવાથી તેઓ મ્હારીપર પ્રેમ રાખતા હતા એટલે હું તેમની પાસેજ રહી અને મોટી થવા લાગી. કોઇબી સગા સ્નેહી મ્હને લેવા માટે હરમીતેજ કાસલમાં નહીં આવ્યું, તેનું કારણ એ હતું જે મ્હને પાછલથી માલુમ પડયું કે "મ્હારા પીતાજી સાથે મ્હનેબી મારી નાખવામાં આવી હતી" તેવી વાત ઘાતકી નાઇટ ઓવ લીડેસડેલના માણસોએ મ્હારા બાવાજીના મરણ વખ્તેજ ફેલાવી હતી."

અલવીરા હીંયાં ઝરા થોભી, અને પછી આગલ બોલી "તે પછી થોડેજ વખ્તે ધંગલેંડ

સાથ સ્કોટલેંડને લડાઇ થઇ અને પાપી ઘાટકી નાઇટ ઓવ લીડેસડેલની કઇદ પકડાયો અને તે ઇંગલેંડમાં રહયો. તે ઇંગલેંડમાં હતો તે દરમ્યાન હું જવાનીમાં આવી અને જવાનીમાં આવ્યા પછી હું જીવતી હતી એમ સાબીત કરવા અને મ્હને મ્હારા બાપીકા મકાનપર હકક હતો તેથી તે મકાનનો કબજો લેવા હું નહીં ગઈ, પણ હરમીતેજના મકાનમાંજ હું રહી. જેમાં મ્હારી મુખ્ય મતલબ એ હતી કે ઇંગલેંડથી છુટીને જ્યારે પોતાના મકાનમાં સંગદીલ નાઇટ ઓવ લીડેંસડેલ આવે કે તેજ વખ્તે મૈકો જોઇને હું મ્હારે હાથે તેના પેટમાં ખંજર ભોકી દઈ મ્હારા મરહુમ પીતાજીનું વેર લેઉં. વરસો પસાર થવા લાગ્યા, અને એક દીવસે હરમીતેજ કાસલમાં ધામધુમ થતી હતી. હું એમ સહમજી કે મ્હારા પીતાજીને ભુકમરાથી રીબાવી રીબાવીને મારી નાંખનાર તે ઘાટકી નાઇટ આવતો હતો અને તેથી હું મ્હારી બાઝી રમવા તૈયાર થઇ. પણ, તે દીવસે જે માણસ ત્યાં આવ્યો તે નાઇટ ઓવ લીડેસડેલ નહીં હતો, મગર તે આ માણસ હતો જે હમણા, રાજા નામવર, તહમારા જમણા હાથપરની બેઠકમાં બેઠો છે. અર્લ ઓવ દગલાસ હરમીતેજ કાસલમાં આવ્યો અને રહયો, અને તેણે જ્યારે મ્હને જોઇ અને જાણી ત્યારે તેણે મહારી દયા ખાધી. મહારી તર્ફમાં મેં અર્લ ઓવ દગલાસને જોઇને મેં નાઇટ ઓવ લીડેસડેલપર વેર લેવાનો મ્હારો ઇરાદો તેને કહયો જ્યારે તેણે મહને પોતાની મદદ તે બાબદમાં આપવા કહી."

આ વખ્તે તે દીવાનખાનામાં અર્લ ઓવ દગલાસ માટેનો ગણગણાટ ચાલ્યો, અને બધાંની નજર તે અર્લ તર્ફ ખેંચાઇ રહી.

"વખ્ત પસાર થતો ગયો." અલવીરા રેમઝે આગલ ચલાવ્યું "અને અર્લ ઓવ દગલાસે મહારી તરફ પોતાનો પ્યાર બતાવ્યો, અને મ્હને પોતાની બનાવવા માંગી. મેં જો મ્હારા લગન તેની સાથે થાય તો તેનો પ્યાર કબુલ રાખવા કહ્યું, અને તેણે મહારી સાથે શાદી કરવાની હા પાડી, મગર છુપી રીતે."

રાજા દેવીડના હાથ પગમાં સ્હેજ ઠંડી ભરાવા લાગી, અને તેને તેની બેઠકમાં કાંઇ અકડવકડ કીધી. જ્યારે અલવીરાએ પોતાની કહાણી આગલ કહેવા માંડી "મેં શાદી કીધી, અને વખ્ત થોડો ગયો. જે પછી મેં જે ખરી વાત જાણી ત્યારે મ્હારા શરીરમાંનું તમામ લહુબી ઠંડું થઇ ગયું. તહમે મ્હારી પર ગુઝરેલા સીતમની વાત જાણશો, મ્હને થયલા મોટા ગયરઇન્સાફની વાત જાણશો, ત્યારે ઓ નામવર રાજા તહમો પોતે, અને તહમો ઓ સાંભલનારાંઓ તહમો મ્હેરબાનો બધાંબી આ દગાબાઝ નાલાયક અર્લ ઓવ દગલાસ માટે ગુસ્સે થઇ જશો. રાજા નામવર તહમો ઇન્સાફના ગોયા ફુવ્વારા છો જેની આતીશી સેરો ઉડીને ગયરઇન્સાફ કરનારાંઓને સઝા કરે છે. સાંભલો, મ્હને પાછલથી જે માલુમ પડયું તે એજ કે અર્લ ઓવ દગલાસે મ્હને છેતરી હતીઃ મ્હારી સાથે મઝાકી શાદી–ખોટાં ઢોંગી લગન–કરીને મ્હારી આબરૂ લુટી હતી."

રાજા ચોંકયો, મગર તે તુર્તજ સાવધ થઇ ગયો અને તે જાણે અજાયબીથી અર્લ ઓવ દગલાસ તર્ફ જોવા લાગ્યો. સાંભલનારાંઓએ ધીકકારની નજર અર્લ ઓવ દગલાસ તર્ફ નાખવા માંડી, અને અર્લ ઓવ દગલાસ પોતે અતી ઘણા મોટા ગુસ્સાથી અલવીરાને જોતો હતો. અલવીરાએ તો બેધડક પોતાનું દુખ રડવા માંડયું "સદંતર ઢોંગી અને બનાવટી

લગન તે હતાં. એક બદમાશને પાદરીઓના પોષાક પહેરાવીને લગન કરવા માટે લાવવામાં આવ્યો—તેણે લગન વખ્તના પવીત્ર કલામો બોલીને ગોયા ધર્મ અને ધાર્મીક બંધનની મઝાક કીધી—મ્હારી આબરૂને ભોગે ધર્મની અને તેના પવીત્ર કલામોની મશ્કરી કરવામાં આવી! અફસોસ! મ્હારા પીતાજી ધાટકી નાઇટ ઓવ લીડેસડેલને હાથે રીબી રીબીને મુઝર પામ્યા, જ્યારે હું તેજ ધાટકી નાઇટના સગા આ અર્લ ઓવ ડગલાસને હાથે જીવતી છતાં મુએલી થઈ રહી! મ્હારી આબરૂ બરબાદ થઇ ગઇ, જે પાકદામન અને નેક અસમતને મેં મ્હારા જાનની મીસાલ સંભાલેલી હતી તેજ આ સીહાદીલ અર્લને હાથ નાશ પામી!"

અલવીરા ગુસ્સાથી બોલી અને રડી. તેની આંખો અને તેનું સીનું સબ્ર કરી શક્યાં નહીં આંખોમાંથી ધોધમાર આંસુઓ વહ્યા, અને સીનામાંથી દમબદમ ડચકાંઓ નીકલ્યાં.

"હું એનીપર વેર લેવા માંગતી હતી." અલવીરા આગલ બોલી "મ્હારી આબરૂનો નાશ જેમ એને કીધો તેમ હું એના જાનનો નાશ કરવા માંગતી હતી. પણ, મ્હને મ્હારા પોતાના પીતાજીનું વેર પહેલા લેવાનું હતું, અને નાઇટ ઓવ લીડેસડેલ સ્કોટલેંડમાં પાછો ફરે ત્યાં સુધી મ્હારે અર્લને મારીને મરવાનો વીચાર મુલતવી રાખવો પડ્યો. હું મૌકો જોઇ નાઇટ ઓવ લીડેસડેલને મારતે, તે પછી હું અર્લ ઓવ ડગલાસને મારતે, અને પછી છેલ્લે હું પોતે મરતે. મ્હારા પીતાને જાનથી મારનાર નાઇટપર, મ્હારી આબરૂનો નાશ કરીને મ્હને જાન છતાં બેજાન કરનાર અર્લપર, હું વેર સામટું લઇ શકું તે માટે મહારે થોભવાનું હતું અને હું થોભી ગઇ. મગર, હું વેર લઇ શકું તે અગાઉ તો નાઇટ ઓવ લીડેસડેલ આ અર્લના હાથથીજ ઝખ્મી થઇ પાછલથી મુઓ, અને તે બાદ અર્લ ઓવ કેથનેસને છોડવવા માટે હરમીતેજનો કબ્જો લેવામાં આવ્યો. હું અર્લ ઓવ કેથનસની ફરમાઇશથી વેર લેતી અટકી અને આજે હીંયા ત્હમો નામવર રાજા પાસે ઇન્સાફ માંગવા ઉભી છું."

અલવીરા બોલી રહી કે ગંભીર ચુપકીદી ત્યાં ફેલાઇ, અને રાજાએ કહ્યું "બાનુ, ત્હમે જે ગંભીર આરોપ અર્લ ઓવ ડગલાસ ઉપર મુકો છો તે વીરુધ્ધ અર્લ ઓવ ડગલાસ બોલે અને આરોપને ખોટો કહે તો ત્હમે ત્હમારી તરફથી સાક્ષીમાં કોણને લાવી શકો છો?"

"ભલાં ગાવરી અને તેની નેક ધણીઆણીને." અલવીરા રેમ્ઝ ભાર મુકીને બોલી "તે નેક ધણી—ધણીઆણીને હું મહારા સાક્ષીઓ તરીકે બોલાવવા માંગુ છું જેઓ મ્હારા પાલનાર વાલી પુરવાર થયા છે અને તેઓએ મહારા લગન અર્લ ઓવ ડગલાસ સાથે થતાં જોયાં છે. તેઓ હીંયા હાઝર છે, અને તેઓ સાક્ષી આપશે."

સીહા ડગલાસે ગાવરી અને તેની ધણીયાણી જ્યાં બેઠાં હતાં ત્યાં ગુસ્સાની નજર દોડાવી, રાજા ડેવીડે પોતાની પાસે ઉભેલા એક માણસને તેડીને તેનાં કાનમાં કહયું "જોની, સર કેસીમીર આવેલા છે કે? તેવણ તૈયારીમાં છે કે?"

તે માણસ ગયો, કે રાજાએ અર્લ ઓવ ડગલાસ તરફ જોઇને કહયું "અર્લ ઓવ ડગલાસ, ત્હમારી સામે એક ઘણો ખરાબ ગંભીર આરોપ છે. બોલો, ત્હમે આ બાબદમાં શું બોલવા માંગો છો?"

"હું એ કહેવા માંગુ છું કે મ્હારા મરહુમ સગા અને મ્હારી તરફ કપટ ધરાવનાર એ ઓરત છે તે જોઇને ત્હમારે ઇન્સાફ તોલવાનો છે. એ ખુની ઇરાદો ધરાવનારી એક ઔરત છે."

તેટલાં રાજાનો પેલો માણસ ઝડપથી આવ્યો અને તેણે રાજાના કાનમાં કહ્યું "સર કેસીમીર જણાતા નથી, પણ તેમના માણસો તૈયાર છે."

તે સાંભલીને રાજાએ તેને બાજુએ ખસાડીને મોટે બુલંદ આવાઝે લોકો તર્ફ ફરીને કહ્યું "આ બાબતનો ઇન્સાફ હું થોડા વીચાર પછી આપું છું."

અને રાજા ચુકાદો આપવાંનો શુરૂ કરે તે પહેલાં શું બનાવો બને છે તે આપણે જોઈશું:

એક માણસ જે દીવાનખાનામાં હતો તે અર્લ ઓવ બેઝનતાઇન અને સર ફ્લેમીંગ જે હવે સર રીચાર્ડના છુટા પડવાથી એક એક બીજાં સાથે બાહાર વાતે બેઠેલા હતા ત્યાં દોડી જઈને બોલ્યો "અર્લ ઓવ બેઝનતાઈન નામવર, હવે તમે તમારી ફરીયાદ કરવા માટે દીવાનખાનામાં સીધારો. સાંભલો, રાજા નામવર ચુકાદો આપવા માટે તૈયાર થાય છે જેની રાએતા મુજબની મુનાદી પુકારાય છે."

સર ફ્લેમીંગની રઝા લઇને અર્લ ઓવ બેઝનતાઈન દીવાનખાનાની અંદર ગયો, અને ઘણોજ થોડો વખ્ત થયો હશે કે સર કેસીમીરનો નોકર જેસન્ત સર ફ્લેમીંગ આગલ આવીને બોલ્યો "સર ફ્લેમીંગ, સર કેસીમીરે કહેવડાવ્યું છે કે તમો પેલા મકાનમાં તેમના એક હઝાર લડવૈયાની સરદારી લેવા સીધારો, અને, તેવણના રણસીંગના આવાઝ તર્ફ ધ્યાન આપજો. તમને પુરનો ખુલાસો તે મકાનમાં દાખલ થયા પછી આપવામાં આવશે."

અને, રાજા બેઠો હતો તે દીવાનખાનામાં એક દમામદાર લડવૈયો દાખલ થયો. તે કોઈ નહીં, પણ સર કેસીમીર પોતે હતો. લોકો તેને જોઈને એક બીજાના કાનેપર પડીને કાંઇ બોલવા લાગ્યા, અને દીવાનખાનાની ઉપરના અયવાનમાં બેઠેલી મારગારેટથી સર કેસીમીરને જોઇને ચોંકી! અરે, સર કેસીમીર હાલમાં તે લીબાસમાં હતો જે લીબાસ પેલા બાર ઘોડેસ્વારો જેઓ મારગારેટને દાલકીથ કાસલ નઝદીકથી દમબારતન સુધી લાવ્યા હતા તેમના લીબાસને મલતો હતો! અહહા, ત્યારે શું તેનો મદદગાર સર કેસીમીર હતો? તેમ ધાર્યું અને મારગારેટે માન્યું કે તેને દાલકીથની નઝરકઇદથી છોડવનાર અને દમબારતન સુધી પહોંચાડનાર સર કેસીમીર હતો અને તેથી તેણે ખુશી થઇ જતાં આશા રાખી કે કદાચ સર કેસીમીર હમણાંબી તેને મદદગાર થઇ પડે તેમાં નવાઈ નહીં હતી.

સર કેસીમીર આગલ વધીને છેક રાજાની નઝદીકમાં ગયો અને તેણે નમીને રાજાની પાસેની એક ખાસ કુરસીમાં બેઠક લીધી અને હવે તે રાજાના કાનેપર પડીને બોલવા લાગ્યો "મ્હારા નામવર, મ્હને થોડીક ખોટી થઇ, મગર કામ સરંજામ ઉતર્યું છે અને તમે ખુશી થાઓ કે મ્હારા પ્રીન્સ ડ સાલઝાએ પોતાનું વચન પાલ્યું છે. પંદરસો લડવઇયાઓ મ્હારા પ્રીન્સે મોકલ્યા છે જેમાંના એક હઝાર આ સામેના મકાનમાં છે અને પાંચસો થોડે દુરના એક બીજા મકાનમાં છે. તમે હવે બેધડક ખરો ઇન્સાફ આપો, કેમજે સીહા દગલાસના ગમે તેટલા હુલ્લડખોર સગાઓને તે મ્હારી ફઉજ ચુરેચુરો કરી નાખવાને સામર્થવાન છે."

રાજાએ હવે લોકોની તર્ફ નઝર કરીને મોટેથી કહ્યું "ચુકાદાના આઇન મઓકાપર અમારા બાહાદુર મીત્ર અને મદદગાર નામવર સર કેસીમીર આવ્યા છે તે ઘણોજ સારો પ્રસંગ બન્યો છે."

"અને હું આવ્યો છું તેથી નામવર રાજાએ મ્હારી સલ્લાહ મુજબ ચાલીને હું કહું તે પ્રમાણેનોજ ઇન્સાફ આપવો." સર કેસીમીરે મોટેથી કહ્યું, અને તે સાંભળીને લોકો, સીહા દગલાસ, અને રાજા પોતે સર કેસીમીરની તર્ફ અજાયબીની નઝરથી જોવા લાગ્યા.

"સર નાઇટ," રાજાએ સર કેસીમીરને હવે લોકો સાંભલે તેમ મોટેથીજ કહ્યું "અર્લ ઓવ દગલાસની બાબદમાં શું ચુકાદો આપવો તે મ્હારૂં કામ છે. ઇન્સાફ હું કરવા બેઠો છું."

"ઇન્સાફ તમે ભલે કરવા બેઠા." સર કેસીમીરે ઠંડે પણે ચલાવ્યું "પણ અર્લ ઓવ દગલાસે અલવીરા રેમ્ઝ તર્ફ જે ગયરઇન્સાફી ઘાટકી નીચ ચાલ ચલાવી છે તેને માટે તો એકજ ઇન્સાફ હોવો જોઇએ."

"અને તે શું ?" રાજાએ પુછ્યું.

"તે એજ કે અર્લ ઓવ દગલાસને અલવીરા રેમ્ઝ સાથ ખરા લગનથી એક કરવા અને આ બાનુને લાગેલો કલંક દુર કરવો."

"આ માણસ પોતાના કયા હકકથી રાજા અને મ્હારી વચ્ચે આવે છે ?" સીહા દગલાસ હવે પુકારી પડયો. અને, તે સાંભલીને સર કેસીમીરે રાજા દેવીડને કહ્યું "આને ચુપ રહેવા કહો."

રાજા દેવીડનું પાપી દીલ હવે ડંખવા લાગ્યું: તેણે પોતે સીહા દગલાસની માફક છુપાં અને બનાવતી લગન કીધેલાં હતાં અને તેથી તે તો એવો ચુકાદો આપવાનો હતો કે સીહા દગલાસને થોડોક દંડ કરી તેને થોડોક વખ્ત સુધી દેશની બહાર કાહાડી મુકવાની સઝા કરવી, પણ હીંયાં તો સર કેસીમીર કોઇ અજાયબ વર્તણુંક ચલાવતો હતો ! રાજાની હાલત સુડી વચ્ચે સુપારી જેવી હતી, તેની પોતાની ફોજ તઇયાર નહીં હતી. અને આ સર કેસીમીરના એક હઝાર લડવૈયાઓ સામેના મકાનમાં અને પાંચસો થોડે દુરના બીજા મકાનમાં હતા અને તેઓને જો સર કેસીમીર એકજ રણસીંગથી બોલાવી લે તો રાજાનો પોતાનોબી તે વખ્તે સદાબરો ચુરો થઈ જાય તેમ હતું ! સીહા દગલાસ સામે રાજા દેવીડ જે હુકમ પસાર કરનાર હતો તે તો તે પોતાની મતલબ સારવા જેવું કરતો હતો, પણ હીંયાં તો બનાવજ જુદો બની ગયો ! રાજાએ સીહા દગલાસના સગાઓથી ગભરાઇને જે મદદ સર કેસીમીરથી મંગાવી હતી તેજ મદદ હવે તેની વીરૂદ્ધમાં કામ કરે તેવું તેને લાગ્યું !! તે તેથી ગભરાયો, અને સીહા દગલાસના પાપ જેવું પાપ પોતેબી કીધું હતું તેથીજ આ ઉલટું ઉલટું કામ થતું હતું એમ તેને માન્યું ! તેનું દીલ ડંખતું હતું.

રાજા લાચાર થઈ ગયો, અને તેને સર કેસીમીરના હુકમ પ્રમાણે ચાલ્યા વગર પોતાનો છુટકારો નહીં જોયો !

તેથી, તે બોલ્યો "અર્લ ઓવ દગલાસ, ચુપ કરો. મ્હારા સલ્લાહકાર તરીકે આ બાબદમાં મેં સર કેસીમીરને નેમ્યા છે અને તેથી તેવણ જે કહે તે મ્હારેબી માનવુંજ જોઇએ. તમે વચ્ચે બોલશો નહીં. અને એવણ જે કહે તે સાંભલશો."

"મ્હારૂં કહેવાનું એ છે કે અલવીરા સાથ અર્લ ઓવ દગલાસે લગન આ લોકોની સનમુખ કરવા." સર કેસીમીરે કહ્યું.

"ઠીક છે, તો આપણે અલવીરાને પોતાને પુછીશું.' રાજા દેવીડ બોલ્યો "બાનુ, ત્હમારા ખરા લગન જો અર્લ ઓવ દગલાસ સાથ કરવામાં આવે તો ત્હમે કબુલ છો ?"

"અર્લ ઓવ દગલાસ માટે મ્હને પ્યાર તો નથીજ" અલવીરા બોલી "મગર, મ્હારી આબરૂને ખાતીર હું લગન કરવા તૈયાર છું. મ્હારો હાથ એના હાથમાં મુકવા* ખુશી છું."

"હું ખુશી નથી." અર્લ ઓવ દગલાસે પુકાર કીધો "હું એના જેવી જુનુની અને વીકાલ ઔરતના હાથમાં હાથ મુકવા અગાઉ તો મ્હારા તે હાથને કાપી નાંખવા તૈયાર છું."

"ચુપ રહો એકદમ." સર કેસીમીરે બખાલ્યું.

અને સીહા દગલાસ વધારે કાંઇબી ગુસ્સાભર્યું બોલે તે અગાઉ તેની પાસે બેઠેલા એક ઉમરાવે તેના કાનપર પડીને કહ્યું "કાંઇબી વધુ બોલતો ના. પેલો સર કેસીમીર જે રાજા દેવીડ જેવાપર કાબુ ધરાવનો થયો છે તે કાંઇ અમથો નથી. એને તો આશરે એક હઝાર ચુનંદા લડવૈયા હમણાંજ તઇયાર રાખ્યા છે જેમાંનો એક એક માણસ ચાર ચારને પુરો પડે તેવો સરતાપા હત્યારબંધ છે. મેં હમણાજ તે વાત સાંભલી છે અને તેથી કહું છું કે બીલકુલ ગુપચુપ થઇ જા, કેમજે ત્હારી બાઝી હાથથી તમામ ગઈ છે."

અને રાજા દેવીડ સર કેસીમીરના બોલવા પછી બોલ્યો "અર્લ ઓવ દગલાસ, અલવીરા રેમ્ઝે જે ફરીયાદ કીધી છે તેનો ચુકાદો આપતા હું કહું છું કે ત્હમારે બાહાર આવીને એ બાનુનો હાથ પકડી આ તમામ લોકોની સનમુખ કસમ લેવા કે ત્હમે નઝદીકના ભવિષ્યમાં જેમ બને તેમ જલદીથી અલવીરા રેમ્ઝ સાથ પરણુશો."

"નહીં," સર કેસીમીરે કહ્યું "લગન તો આજને આજ, આં બધાં લોકોની સનમુખ, અને હમણાં ને હમણાં હીયાંજ કરવાં."

'હમણા ને હમણાં? હીયાંજ?" રાજા દેવીડ સર કેસીમીર તર્ફ જોઇને બોલ્યો "એ ત્હમે શું બોલો છો? એ બનવાજોગજ નથી."

"બનવાજોગ છે, દમબારતનના આ કીલ્લામાંની પવીત્ર જગાપર જઇ સીહા દગલાસે અલવીરા રેમ્ઝ સાથ લગન કરવાં, અને એ બાનુને લગાડેલો ડાઘ ધોઇ નાખવો." સર કેસીમીરે કહ્યું, અને રાજા દેવીડે ટગર ટગર તેના ચહેરા તર્ફ જોયું!

"જો આ કીલ્લામાંનીજ પવીત્ર જગાપર જઇને લગન કરાવવા હોય તો સ્વતંત્ર સાક્ષીઓ જોઇશે—પાદરી——"

"બધા તઇયાર છે." સર કેસીમીરે કહ્યું.

"બધા તઇયાર છે! એટલે?" રાજા દેવીડ અજાયબ થયો, અને હવે તે સર કેસીમીરને કોઇ વીચીત્ર માણસ સ્હમજવા લાગ્યો!

"એટલે એમ કે આ આખા દીવાનખાનામાંથી જોઇએ તેટલા સ્વતંત્ર સાક્ષીઓ મલી શકશે." સર કેસીમીરે કહ્યું "અર્લ ઓવ દગલાસના સગાઓમાંથી કોઇને નહીં લેવાઈ શકાય, તો એક સાક્ષી હું સુચવું છું. ત્હમો નામદાર આપણા એક મદદગારને તો નહીંજ ભુલ્યા હોય, રેઝલીનં કાસલવાલા રેડમેનને તો નહીં ભુલ્યા હોવ."

રાજાએ રેડમેનનું નામ સાંભલ્યુ કે તેના પેટમાં ધ્રાસ્તી પડી! અરે, આ સર કેસીમીર તે કઇ કીસમનો માણુસ હતો!

"આવ રેડમેન, બાહાર આવ." સર કેસીમીરે કહ્યું, અને રેડમેન પોતાની બેઠકમાંથી ઉઠીને રાજાની તર્ફ આવ્યો. અને રેડમેનને આવતો જોઇને રાજા કાંઇ શક લઈ જવા લાગ્યો. તેનું દીલ હવે વધારે ડંખતું હતું!

"ઠીક, આપણુને એક સાક્ષી તો મલ્યો." સર કેસીમીરે કહ્યું "હવે બીજો જોઇએ. અને તે રાજા નામવરની પોતાની તર્ફનો કોઇ લાઇએ તો પછી વાંધો નહીં રહે! આવ, બાહાર આવ, રાજા દેવીડ નામવરના ચોબદાર સ્ટીફન કોયરેન, બાહાર આવ."

રાજા તે નામ સાંભલીને ચોંકયો, અને હવે તેનો શક વધારે મઝબુત થતો ગયો. અરે, આ શું બનાવ બનનો હતો? તેના તેજ માણુસોને અર્લ ઓવ દગલાસના ખરા લગનના સાક્ષી નેમવાના હતા જે તેણે પોતે પોતાના બનાવની લગત વખ્તે નેમ્યા હતા!! તે મનમાં બોલ્યો "રખે, આ સર કેસીમીરને બધી વાતની ખબર પડી ગઇ હોય અને તે અર્લ ઓવ દગલાસને કહીને આ બધું મ્હને સ્હમજાવતો હોય, મ્હને દેખાડતો હોય!"–પણુ, વલી રાજાએ પાછો એવો વીચાર કીધો કે અકસમાત સંજોગથી આ સાક્ષીઓ બોલાવવાનું સર કેસીમીરને સુજ્યું હોય, બાકી તેની પોતાની વાત તો તદન ખાનગીજ હતી!

"હવે, આપણુને સાક્ષીઓ તો મલ્યા. રાજા નામવર" સર કેસીમીરે કહ્યું "તો હવે ત્હમે વરરાજા અર્લ ઓવ દગલાસને કહેશો કે તેણે પોતાની ધણીઆણીનો હાથ પકડીને લગન કરવાની પવીત્ર જગાપર આલવું?"

"ત્હમે મ્હારા કામને આસાન બનાવીને ચુકાદો આપવાના કામમાં મદદગાર થઇ પડો છો તે માટે હું ત્હમારો ઉપકાર માનું છું." રાજા દીલમાં તો દીલગીર હતો મગર ઉપર ઉપરની ખોટી ખુશી બતાવીને જાનપર ગોયા ઝબરદસ્તી કરીને બોલ્યો "પણુ, સર કેસીમીર, લગનના પવીત્ર કલામો બોલવા માટે હીંયાં પાદરીજ કયાં મોજુદ છે જે તેની વાત?"

"આહ! સાચ્ચી વાત!" સર કેસીમીરે હાથપર હાથ ઠોકીને કહ્યું "પાદરી તો જોઇએ! પાદરી! પાદરી!"

અને રાજો તે સાંભલતો સર કેસીમીરનો વીચીત્ર આવભાવ કાંઇ ધારતીથીજ તપાસતો હતો!

"કોણુ? પાદરી! મ્હારા નામવર, શું મેં ત્હમને એક પાદરીને બોલાવતા સાંભલ્યાં–વારૂ?" સર કેસીમીરનો નોકર જેસન્ત દીવાનખાનાને એક નાકેથી ઉઠી ઉભો થઇને બોલ્યો "ત્હમારો નોકર ત્હમારી ખીદમતમાં હાઝીર છે. આ રહેઓ પાદરી."

અને જેસન્ત માથાથી પગ સુધી કપડાંમાં બંધ થયલો એક માણુસને પકડીને બાહાર લઈ આવ્યો, અને તેને રાજા અને સર કેસીમીર જ્યાં બેઠા હતા ત્યાં સામે ઉભો રાખ્યો.

"એ પાદરીનો ચેહેરો બંધ છે, સર કેસીમીરે કહ્યું "પણુ, હું પારખી શકું છું કે એ કોણુ છે? અર્લ ઓવ દગલાસ નસીબદાર છે કે તેનો પોતાનોજ પાદરી તેના ખરા લગન આલુ અલવીરા રેમ્ઝ સાથ આજે કરી આપનાર છે."

અને સર કેસીમીરે આગલ વધીને જુહકીને તે પાદરીના ચ્હેરાપરનું કપડું ઉઠાવીને ફેંકી દીધું કે રાજા દેવીડ એક સર્પે ડંખ માર્યો હોય તેમ ઉછલ્યો!

"શું ઉફ!" રાજાએ ગોયા એક ધીમી ચીખ સમેટ અજાયબીથી પુકાર માર્યો "આ માણસ!——" અને તેણે તે પાદરીનો હાથ પકડી લીધો, અને પત્થરના પુટલાની માફક સ્તબ્ધ બની જઇને એકી ટગરે તેને જોવા લાગ્યો.

"હા, આએ પાદરી રાજા નામવર," સર કેસીમીરે જાણે ચેષ્ટાં કરતી ઢબે કહ્યું "આ પાદરી કોઇ એક ખાનગી દસ્તાવેજથી આજે પોતાના શેઠ અર્લ ઓવ દગલાસને મદદ કરવાનો હતો, મગર તે દસ્તાવેજ બીજા એકના હાથમાં ગયો, પાદરી રખડતો થઇ ગયો, અને એ ખુબીના ખાંસડાંને હું હીંયા રજુ કરું છું. બોલ, પાદરી, તે ભેદ તમામ ખુલ્લો કરી દે." સર કેસીમીરે બુમ પાડી.

અને રાજાએ તે પાદરીનો હાથ છોડી દેતાં સર કેસીમીર તર્ફ ડોળા ફાડી ફાડીને જોઇને કહ્યું "એક ભેદ?"

"બોલ," રાજાની તર્ફ જોયા વગર પેલા પાદરી તર્ફ જોઇનેજ સર કેસીમીરે પુકાર કીધો.

"તમે સઘલાં જે હીંયાં હાઝર છો તે જાણો" પેલા પાદરીએ મોટે આવાઝે લોકો તર્ફ ફરીને કહ્યુ "કે મ્હારૂં નામ ફાધર જુલીયસ છે, અને હું તે પાદરી છું કે જેણે નામદાર રાજા દેવીડનો હાથ બાનુ મારગારેટ ફીટઝએલન સાથ લગનના ગાંઠથી જોડયો છે."

રાજા ફીકકો પડી ગયો, અને તે પોતાની બેઠકમાં ફસડાઇ પડયો જ્યારે ઉપરના અયવાનમાં મારગારેટને પેલા અફસરે નીશાની કીધી જેથી મારગારેટે પોતાના ચહેરાપરનો નીકાબ ઉઠાવી લીધો અને ઉઠી ઉભી થઇને તેણે નીચેના માણસો જોય તેમ જુહકાવીને જોયું. જે વખ્તે સર કેસીમીરે મોટેથી બુમ પાડી "સ્કોટલેંડની રૈયત, જુઓ, આ તમારી રાણી છે."

## પ્રકરણ ૪૨ મું.

### મારગારેટનું તાજ–ખરૂ કે તકલીદી?

આગ લાગી હોય કે રેલ આવી હોય તે વખ્તે જે જાતનો ગભરાત ફયલાય છે તે જાતનો ગભરાત કેટલાંકના સીનામાં પયદા થયો, કેટલાંકો સોંચમાં ગીરફતાર થયાં, કેટલાંક મનમાં બોલ્યાં કે "શું અર્લ ઓવ દગલાસનો ચુકાદો આપતાં રાજાનો પોતાનો ચુકાદોબી અપાઇ ગયો હતો?" એમ જાત જાતની લાગણી છવાઇ રહી અને જાત જાતનું બોલવાનું તે આખા દીવાનખાનામાં ચાલ્યું. મગર બધાં પોતાની જગાપરથી ઉઠીને તે ચહેરાને જોવા લાગ્યા કે જે અતી ઘણો ખુબસુરત હતો.

રાજા તો તે સાંભળીને ફસડાઇ પડી ઢગલાઈ ગયો હતો અને તેના હાથપગ જાણે કોઇએ બાંધી લીધા હોય તેમ તે લુલો અને દમ વગરનો થઇ રહયો—સીહા દગલાસ તે સાંભલીને પહેલાં તો અજાયબ થયો અને પછી મુછમાં હસ્યો અને મનમાં બોલ્યો "હવે આવા ગુન્હા માટે હું એકલો સપડાયો નથી, ઇન્સાફ કરવા બેઠેલો રાજાબી એવા પાપમાં શામીલ લાગે છો" અર્લ ઓવ કેથનેસ નામવર મનમાં બોલ્યો "હા—ખરૂં જ છે! હવેજ મ્હને એ સઘલી બની ગયલી ગોલા લડાઇની સ્હમજ પડી શકે છે! રોઝલીન કાસલમાં રાજાનું થોભવું, મારગારેટ ન્હાસી ગઇ ત્યારે તેણે એોલબરટીનાપર લખેલું કાગઝ—વલી, મારગારેટનું આજેજ હીંયાં ખુલાસો આપવાની બ્હોંસ—એ સઘલું, એ બધું હવે હું સ્હમજી શકું છું."

મગર, સઉથી વધારે અજાયબીનો આંચકો તો અર્લ ઓવ બેઝનતાઇનને લાગ્યો. સર કેસીમીરે ખુલાસો કીધો કે તેના ધ્યાનમાં વીજળી મીસાલે તે વાત ઉતરી ચુકી કે સ્ટીફન કોચરેને તેને કઇદ કરાવ્યો અને લુટાવ્યો તેમાં રાજા દેવીડનો હાથ હોવો જોઇએ. મગર, લુટ ખાસ પેલી વીટીને લીધેજ થઇ હતી તેનો ખ્યાલ કરતાં રોલાન્દે વીચાર્યું કે તે કામમાં ત્યારે મારગારેટ પોતેબી શામીલ હોવી જોઇએ! અને, તેથી, તે અતી ઘણા ગુસ્સાભર્યા ચેહેરાથી આગલ વધ્યો, અને માથું ઉંચકીને ઉપર જોઈ તે કાંઈ બખાલવા ગયો કે કોઇ શખ્સે પાછલથી તેનો હાથ ખેંચી લીધો અને બોલ્યો "નામવર અર્લ, સંભાલો! ત્હમે કાંઇબી બોલો તે અગાઉ એ ખ્યાલ ત્હમારા દીલની અંદર લાવો કે ત્હમે એક નીરદોશને અપમાન કરો નહીં."

રોલાન્દ અર્લ ઓવ બેઝનતાઇને ફરીને જોયું તો તે માણસ સ્ટીફન કોચરેન હતો, જેથી તેનો ગુસ્સો હદબાહાર વધી ગયો અને તેણે કહયું "દગાબાઝ!"

"મ્હને દગાબાઝ કહો મ્હારા નામવર," કોચરેને કહયું "મગર, હું મ્હારા પોતાના કસમ ખાઈને કહું છું કે જે સઘલું બની ગયું છે તે માટે તે બાનુ કાંઇબી જાણતી નથીજ, માટે તેને અપમાન નહીં કરતા. તે તદનજ નીરદોશ છે."

"એમ છે?" રોલાન્દે કહયું "ત્યારે રાજા સાથે મલીને તેં પ્રપંચ કીધો, કેમ?"

"ત્હમે રાજા માટે ગમે તે બોલો." કોચરેન નરમીથી બોલ્યો "મગર હું કહું છું કે હું ત્હમને કઇદ કરાવવા માટે ગુન્હાગાર છું, માટે ત્હમે મ્હને પોતાનેજ ગુન્હાગાર ધારો અને તે બાનુને કાંઇબી બોલશો નહીં."

"ત્યારે મ્હારી અને ત્હારી વચ્ચેની એ બાબદ રહેશે, અને કદાચ તેમાં રાજાની શામીલગીરીબી હશે કેમ?" રોલાન્દ બોલ્યો.

મગર, સ્ટીફન કોચરેને તેનો કાંઇબી જવાબ આપ્યો નહીં, અને તે નમીને ત્યાંથી જતો રહયો. અર્લ ઓવ બેઝનતાઇન બાજુમાંની એક કુરસીમાં બેસી ગયો. અને તેને જોતો જોતો ચાલતાં ચાલતાં સ્ટીફન કોચરેન મનમાં બડબડયો "બેઝનતાઇન, હવે, મ્હને લાગે છે કે કાંઇબી કરશે નહજી."

મારગારેટ પોતેબી ઘણી મોટી અજાયબીમાં પડી ગઇ! રાજાને કાબુમાં લેવો—લગનના સાક્ષીઓ રેડમેન અને કોચરેનને લાવવા—લગન કરનાર પાદરીને હાઝર કરવો એ સઘલું એક નાટક મીસાલ બની ગયું હોય તેવું મારગારેટને લાગ્યું, અને તેણે જ્યારે પેલા અફસરની નીશાનીથી નીકાબ કાઢીને પોતાનો ચ્હેરો ખુલ્લો કીધો ત્યારે તેને લાગ્યું કે તે ચાલી આવેલા એક પુરૂષ

માફક કામ કરતી હતી! વહાણમાં બેઠેલા એક માણસને અકસમાત નડે અને તે પાણીના મોજાથી એકાએક ઉડીને દરીઆબમાં પડે-દરીઆબના પાણી સાથે તે અફલાય—ઝીંકાય-મરવાની અણીપર જાય-અને એકાએક કોઇ તેને બચાવીને પાણીની બાહાર કાઢે અને તે વખ્તે સાવધ થતાં જે લાગણી તેના દીલમાં થાય તેવીજ લાગણી મારગારેટને પોતાને થઇ.

રાજા પોતાની અસાવધ જેવી હાલતમાંથી પાછો હોશમાં આવતો હતો—તેણે પોતાની આસપાસ જોયું-તેણે જોઇ લીધું કે તે કાંઇ સ્વપ્નો નહીં હતો-તેણે ઉપર નઝરો ઉઠાવી-અને ત્યાં તેણે મારગારેટનો ખુબસુરત ચહેરો અને તેનો દીલ ખેંચનારો ઘટમદાર આકાર જોયો. તેના મનપર પાછો સંપુર્ણ કાબુ આવી જતાં તે વીચારવા લાગ્યો કે હવે તેણે પોતે શું કરવું? સંજોગોને તાબે થઇને તેણે લગન કબુલ કરી દેવા, કે સામે થવું? તેની એ તો પુરેપુરી ખાત્રી થઈ કે મારગારેટનો હાથ આ વાતમાં હતો! તેથી, તે મારગારેટને એક પ્રપંચી અને એક દુશમન માનવા લાગ્યો, કે જે દુશમન પોતાના સ્વાર્થને ખાતીર આસપાસના બીજા કોઇનો કશોબી ખ્યાલ કરે નહીં!

હવે રાજા બોલ્યો: "મ્હને અર્લ ઓવ ડગલાસનો ચુકાદો આપવાનો છે, મગર મ્હારો પોતાનો ચુકાદો અત્રે હાઝર થયલા મ્હારા અમીરો અને મ્હારી રૈયત આપશે. સ્કોટલેંડ ખરેખર રાણી ધરાવે છે કે નહીં તે નકકી કરવાનું કામ તમારૂં છે, મહારા દરબારીઓ અમીર ઓમરાઓ અને રૈયત, એ કામ તમારૂં છે."

રાજા બોલે તે દરમ્યાન તે દીવાનખાનાના લોકોમાં એક અફવા ઉડી રહી કે 'જે બાનુ પોતાને રાણી તરીકે ઓળખાવવા આવી છે તેના ભાઇ સર ફલેમીંગ ફીટઝએલનની સરદારી હેઠળ એક હઝાર માણસો આખા દમબારતન કાસલની આસપાસ ફરી વલ્યા છે, અને રાજાની તરફેણમાં કોઇબી બોલશે તો તેનો નાશ થશે.'

પણ તે અફવા આગ પેઠે ફેલાઈ તેટલાં તો રાજાનો એક વૃદ્ધ ખયરખ્વાહ બીહી ધ્રુજી ઉઠીને બોલ્યો "સ્કોટલેંડની રૈયત! તમારા રાજા નામવર આજે એક કઇદી છે! એવણ નામવરને બધા ચારો તરફથી ઘેરી લેવામાં આવ્યા છે, અને એવણ તમારી પનાહમાં છે—"

"ખામુશ!" સર કેસીમીરે તે માણસની તરફ ડોળા કાઢી કાઢીને મોટેથી બુમ પાડી "આ તું જે બોલે છે તે સદંતર જુઠ્ઠું બોલે છે. આ લડવૈયાઓ જે બાહાર ઉભેલા છે તે તો તમારા રાજાએ પોતે મ્હારા પ્રીન્સ ડ સાલઝા સાથે કીધેલા કઉલોકરારની રૂએ આવેલા છે, એટલે તમારા રાજાએ તેઓને પોતે બોલાવેલા છે. એ બાહાર ઉભેલા લડવૈયા કાંઇ રાજા દેવીડને ઘેરી લેવા કે રાજાને અથવા કોઇનેબી મારવા માટે હીંયાં આવ્યા નથી, પણ રાજાને જ્યાં સુધી એવણ સાચ્ચા હોય ત્યાં સુધી બચાવવા આવ્યા છે પણ તેઓ વલી તેના ખોટા કામની વીરૂધબી જશે. માટે, તમો બધાં જે હીંયાં છો તે જાણો કે કોઇબી રીતે રાજા કઇદી નથી, ના કોઇનાબી બુરામાં એ બાહાર ઉભેલા લડવઇયાઓ નથી."

"સર કેસીમીર દરએસ્તે જે બોલે છે તે શબ્દે શબ્દ સાચ્ચુંજ બોલે છે.' અર્લ ઓવ કેથનેસે કહ્યું 'અને એમના માટે મ્હને ઘણું મોટું માન છે. હું એમના વચનને ખાતીર મ્હારો જાનબી જામીનમાં મુકવા તઇયાર છું."

સંપુર્ણ સંતોષનો એક હર્ષીત ગણગણાટ તે વાકય સાંભળવાથી ત્યાં સઘલે વ્યાપી રહયો, કેમજે તે કીર્તીવંત ઉમરાવના શબ્દો સર્વેને ઘણા વજનદાર લાગ્યા.

"રાજા અને મારગારેટ ફીટઝએલનની વાત ફેસલા માટે પહેલા હાથ ધરો." સર કેસીમીરે કહયું "અને રાજા નામવરને જેબી કહેવું હોય તે કહેવાને એવણ મુખત્યાર છે."

રાજા કયાં જાણતો હતો કે સર કેસીમીર મારગારેટનો કાકો થતો હતો! રાજા તો એમજ ફુગરાતો હતો કે મારગારેટ હવે પોતાનો મુકદમો રજુ કરે કે તેનો ટેકો નહીં મલશે અને ઉપરાંત જો વધારે વાત કીધી તો પછી તેને શહરબદર થયલાંઓમાંની એક તરીકે ગણવી! અને તેથી તે સર કેસીમીર તર્ફ જોઇને બોલ્યો "સર કેસીમીર, જ્યારે ત્હમારૂં એવુંજ કહેવું છે તો ત્હમેજ અમારો મુકદમો હાથ ધરો—ત્હમેજ અમારો ફેસલો કરો."

"મ્હારા નામવર," સર કેસીમીરે રાજા દેવીડ તર્ફ જોઇને કહયું "જાણો કે મ્હને જ્યારે કોઇ કામ સપુર્દ કરવામાં આવે છે ત્યારે હું વાજબીની રાહે ઇન્સાફ—ખરા સાચ્ચા ઇન્સાફ—થીજ કામ લઉં છું."

"અને હવે" રાજા બોલ્યો "કામ આગલ ચલાવતાં હું કહીશ કે આ પાદરીને લગનની સરટીફીકેટ રજુ કરવા કહો."

"હું તે તો, મ્હારા નામવર, તુર્તજ રજુ કરૂં છું." ફાધર જુલીયસે કહયું, અને તેણે સરટીફીકેટ કાહાડી આપી. તે તપાસી જોવામાં આવી, અને તે ખરી સાબીત થઇ.

રાજા મનમાં અને મનમાં બહુજ ગુસ્સે થઇ ગયો, તે વીચારમાં પડયો કે કોચરેન દગાબાઝ થયો હતો કે કેમ? અને આ માણસ ખરેખર પાદરી હતો?

"આ તો એક જાતનું લખાણ માત્ર છે." રાજાએ કહયું "હવે લગનના સાક્ષીઓ જોઇએ."

"રોઝલીન કાસલના રેડમેન!" સર કેસીમીરે પુકાર્યું. અને, તેના જવાબમાં રેડમેન આગલ આવીને બોલ્યો "હાઝર છું, નામવર."

"બોલો, ત્હમે તે લગન સંબંધી શું જાણો છો?' સર કેસીમીરે પુછયું.

"હું એ જાણું છું કે ચાલુ વરસમાં પાંચમી જૂનની રાત્રે સ્કોટલેંડના નામવર રાજા દેવીડ અને મારગારેટ ફીટઝએલનના લગન મ્હારી સનમુખ થયાં હતાં." રેડમેને જવાબ આપ્યો.

"ત્હમે સાક્ષી તરીકે લગનની સરટીફીકેટપર ત્હમારી પોતાની સહી કીધી છે?" સર કેસીમીરે પુછયું.

"હા, નામવર," તેનો જવાબ મલ્યો. "પાદરી ફાધર જુલીયસે રજુ કીધેલી લગનની સરટીફીકેટ ઉપર મેં મ્હારી સહી કીધી છે."

"હવે, બીજો સાક્ષી" સર કેસીમીરે રાજા દેવીડ તર્ફ ફરીને કહયું "નામવર રાજા, ત્હમારો પોતાનો ચોબદાર સ્ટીફન કોચરેન છે."

"ઠીક" રાજા બોલ્યો "તો તેને બોલાવો, તેબી શું કહે છે તે તો જુઓ."

"સ્ટીફન કોચરેન, બાહાર આવો." સર કેસીમીરે પુકાર્યું.

સ્ટીફન કોચરેન આવ્યો, અને તેને જે હોય તે ખરૂં કહેવાને જણાવવામાં આવતાં તે બોલ્યો "મારગારેટ ફીટઝએલન સાથે નામવર રાજા દેવીડના લગન થયા તે વખ્તે નામવર રાજાની ફરમાઇશથી હું ત્યાં હાઝર હતો. અને મેં લગનની સરટીફીકેટપર રેડમેનની સાથે સાક્ષી તરીકે સહી કીધેલી છે."

રાજા તદનજ ફીકો પડી ગયો, અને લોકો બધાં તેની તર્ફ અજાયબીથી જોતાં હતાં.

"હવે હું જોઉં છું કે તપાસ પુરી થઇ છે." સર કેસીમીરે કહયું "અને લગન કાયદા પુર્વક થયાં છે."

"થોભો!" એકાએક એક આવાઝ લોકોમાંથી આવ્યો. અને વૃદ્ધ સર રીચાડ મીલ્ડમે બાહાર નીકલી આવી બોલ્યો "મેં અજાયબ સંજોગે-ગઈ કાલેજ એક જુનું પુસ્તક વાંચ્યું છે અને તેમાંની એક કલમ જે મેં જોઇ છે તે જાણે ખાસ આજના આ બનાવને માટેજ મેં વાંચી હોય તેમ મ્હને તો લાગે છે. સંજોગની એવી એક વાત છે."

રાજા પોતાના આ મીત્રને પોતાનીજ મદદમાં આવેલો સ્હમજીને કાંઇ ખુશી થતો બોલ્યો "તે શું છે, ભલા સર રીચાર્ડ ?"

"આ કાસલના બકતરખાનામાં કેટલાક ઘણા પુરાણા પુસ્તકો છે જેને જોવાને કોઇએ દરકારબી નથી કીધી, પણ હું મ્હારી ફુરસતે તે વાંચતો હતો જેમાંના એક પુસ્તકમાંથી મેં રાજવંશી લગનના કાયદા વીશેનો એક ઇશારો વાંચ્યો છે." સર રીમાર્ડ બોલ્યો "તે પુસ્તક મંગાવવાને રાજા દેવીડ નામવર હુકમ કરશે તો સારુ."

"હા–હા, હું મંગાઉં છું, હું મંગાઉં છું." રાજાએ ધાંધલ ધરપચ કીધી અને ડુબનો માણસ ફીણને વલગે તેવી રીતે તે આશાને વલગવા લાગ્યો: તેણે તે પુસ્તકનું નામ પુછી તે મંગાવ્યું.

"સર રીચાર્ડે તે પુસ્તક આવતાંજ તે લઇ ખોલી જોઇને કહયું "લેઓ, હીંયાં લખ્યું છે કે સ્કોટલેંડના રાજા રાણીના લગન ત્યારેજ ખરા કહેવાઇ શકાય કે લગન પછીના એક મહીનાની અંદર સ્કોટલેંડની સદર અદાલતના વડા તર્ફથી લગન કરનાર પાદરીએ લગનની સરટીફીકેટપર સહી લીધી હોય."

આ સાંભલીને દીવાનખાનામાં ફરીથી ગણગણાટ થયો, અને માલપર બેઠેલી મારગારેટના ચહેરાપરનો રંગ ઉતરી ગયો! રાજા દેવીડ પોતેબી આશા અને નીરાશા, શાંતી અને ચીંતા, વચ્ચે ડોળતો પોતાની બેઠમાંજ બેસી રહયો!

"સર કેસીમીરે લગનની સરટીફીકેટ ઉંચે કીધી અને મોટેથી કહયું "જુઓ આ, આ સરટીફીકેટપર રાજાની સદર અદાલતના વડાએ પોતાની સહી કીધી છે અને તે ઉપર ચોથી જુલાઇની તારીખ લખેલી છે. એક મહીનાની અંદર સહી થયલી છે અને તેથી સર રીચાર્ડની ગમે તેટલી અફાલઝીક છતાં રાજા દેવીડના અને મારગારેટ ફીટઝએલનના લગન ખરાં અને–ખરાંજ ઠરે છે."

તે સાંભલતાંજ મારગારેટના જીવમાં જીવ આવ્યો! તેના ઉતારેલા ચહેરાએ પાછો રંગ પકડયો, અને તેણે ખુશીભર્યો ચહેરો કરીને મોડ તર્ફ જોયું.

"મગર, હજુણુ સબ્ર કરો." સર રીચાર્ડ બોલ્યો, અને મારગારેટે વલી પાછું ધડકતી છાતીએ ઉપરથી જોયું. "રાજવંશી લગનની એ કલમમાં વલી બીજું બી કાંઈ વધારે લખેલું છે. એમાં જણાવવામાં આવ્યું છે કે એવાં લગનમાં કોઈ બીજા દેશનો રાજા અથવા બીજા કોઇ દેશની ગાદીનો તખ્તવારીસ કે શાહઝાદો હાઝીર હોય અથવા એવાં લગનની એક મહીનાની મુદદતમાં કોઇ બીજા દેશના રાજાએ કે શાહઝાદાએ તે લગનની સરટીફીકેટ ઉપર પોતાની સહી કીધી હોય તોજ સ્કોટલેંડના રાજાની તે રાણી ખરી રાણી તરીકે કહેવાઇ શકાય, તોજ તે તખ્તની ભાગીદાર કહેવાય, તોજ તે તાજનીબી ભાગીદાર કહેવાય, અને નહીં તો નહીંજ. જો કોઇબી બીજા દેશનો તખ્તદાર કે કોઇબી તખ્તવારીસ યા શાહઝાદો સ્કોટલેંડના રાજાના લગનમાં હાઝીર નહીં હોય કે તેણે એક મહીનામાં લગનની સરટીફીકેટપર પોતાની સહી કીધી નહીં હોય તો પછી રાજા સાથ શાદી કરનાર તે બાનુને સ્કોટલેંડની રાણી તરીકેનું જે માન મલવું ઘટે તે નહીં મલી શકે."

રાજા હવે તદ્દનજ ખુશ થઇ ગયો. તેણે જોયું કે હવે મારગારેટની હાર થઇ હતી—અને સર કેસીમીરથી કાંઇજ બોલી શકાય તેમ નહીં હતું. દીવાનખાનાની ઉપરના અયવાનમાં મારગારેટની તે સાંભલીને પાછી હોશ ફરામોશ થઇ ગઇ, તે બીચારી નીરાશાથી કુસડાઇ પડી, અને અફસોસનો એક દમ ભરી લેતાંજ તેણે પોતાના કપાળપર હાથ માર્યો!

"એમ છે કે?" થોડીજ ચુપકીદી પછી ચેષ્ટાં કરતી ઢબે સર રીચાર્ડ તર્ફ જોઇને સર કેસીમીર બોલી પડયો "જો એમજ હોય તો જુઓ, આ લગનની સરટીફીકેટપર મેં મ્હારી પોતાની સહી ગઇ કાલેજ કીધેલી છે. અને તેથી રાણી મારગારેટ સ્કોટલેંડના તાજની હક્કદાર છે—રાજા દેવીડની રાણી તરીકે રઇયતનું માન મેલવવામાં દરેક રીતે તે લાયક છે."

"કેમ? કેવી રીતે?" સર રીચાર્ડ એકદમ પુકારી પડયો 'તમે તો માત્ર એક પ્રતીનીધી છો."

"બેશક, સર કેસીમીર, તમે કોઇબી રાજાના તખ્તદાર કે તખ્તવારીસ તો નથીજ, પણ રાજપતી પ્રીન્સ ડ લુઇઝાના માત્ર એક પ્રતીનીધી છો." રાજા દેવીડ હવે ઉઠીને જુસ્સાથી પુકારી પડયો. તેની છાતી ખુશીથી ધડક ધડક ઉડતી હતી, જયારે મારગારેટ તો ગળે આવીને અટકેલી મોટી આતુરતાથી સર કેસીમીરના ચહેરા તર્ફ ટગર ટગર જોતી હતી.

"બીલકુલ ગલત વાત છે." સર કેસીમીર પણ બહુજ મોટા જુસ્સાથી પુકારી પડયો "આ લગનની સરટીફીકેટપર એક તખ્તોતાજના માલીકની સહી જોઇએ અને મેં એની ઉપર મ્હારી પોતાની સહી મુકી છે."

"મગર," સર રીચાર્ડે બુમ પાડી "સર કેસીમીર તમારા પોતાના પ્રીન્સ ડ લુઇઝાએ એ સરટીફીકેટપર સહી કીધી હતે તો તે દીગર વાત હતી, હીંયાં તો સહી કરનાર માત્ર પ્રીન્સ ડ લુઇઝાનો એક પ્રતીનીધી છે."

"સ્કોટલેંડના રાજા દેવીડ." હવે સર કેસીમીર ગંભીર મોટા અવાઝથી શોભા થયરાવનારી રહીશે બોલ્યો "સ્કોટલેંડના રાજા દેવીડ, તમારા રાજમાં તમને મદદ આપવા માટે છુપી રીતે આવવા સારૂ મેં મ્હારૂં નામ ફેરવ્યું હતું—આ સરટીફીકેટપર એક તખ્તદારની સહી જોઇએ અને મેં એ ઉપર મ્હારી સહી કીધેલી છે—હું, પોતે પ્રીન્સ ડ લુઇઝા છું."

તે સાંભલીને રાજા દેવીડના પગો નીચેની ઝમીન ગોયા ફાટી ગઇ! તે ફાટે ફાટે ડોળે સર કેસીમીર ઉર્ફે ઝબરદસ્ત પ્રીન્સ ડ સાલઝાને જોવા લાગ્યો, અને તેમ જોતો જોતો તે પોતાની બેઠકમાં પછડાઈને ફસડાઇ પડયો; જ્યારે દીવાનખાનાની ઉપરના અયવાનમાં ખુશીની એક ચીખ ઉઠી રહી, અને તે મારગારેટની ચીખ હતી.

## પ્રકરણ ૪૩ મું.

### રાજા દેવીડનાં ફાંફાં!-રાણી મારગારેટ.

રાજા દેવીડ જે થોડા ઘણા દમામથીજ અત્યાર સુધી બેઠો હતો તે હવે એકદમ ઉઠીને ઉભો થયો, અને તેણે પ્રીન્સડ સાલઝાને નમીને સલામ કરવા સાથે તેણે ગલે લગાડયો. પ્રીન્સ ડસાલઝાએ રાજા દેવીડના લખાણને માન આપી પોતાનો પ્રતીનીધીને સ્કોટલેંડમાં મોકલવા લખ્યું હતું પણ તે પ્રીનસડ સાલઝા પોતેજ સર કેસીમીર દએસ્તે બની આવ્યો તેનો ખુલાસો હમણાં થતાંજ રાજા દેવીડ અજાયબીથી ફાટી જવા સાથે તે તુર્તજ તેને માન આપવા ઉઠયો, સારા શબ્દોની હારમાળા તેના હોટોથી બાહાર પડી, અને તેણે તુર્તજ પ્રીન્સડ સાલઝા માટે પોતે બેઠો હતો તેવીજ એક તખ્તરોફી કુરસી મુકાવીને તેમાં બેસવાનો આગ્રહ કીધો. પ્રીન્સ ડ સાલઝા (હવે આપણે સર કેસીમીરને એજ નામથી ઓલખીશું, વ્હાલા વાંચનાર) બેઠો, અને રાજા સાથે ધીમેથી વાતો કરવા લાગ્યો ત્યારે આખા દીવાનખાનામાં જોવા જેવી ઉલટ ફયલાઇ હતી. અર્લ ઓવ કેથનેસ અને મારગારેટની ખુશીનું તો વર્ણનજ નહિં થઇ શકે તેમ હતું, કેમજે એક રાજા જેવો રાજા તેમનો મીત્ર થવા ઉપરાંત એક અઝીઝ સગા મીસાલ તેણે ઘણીવાર પોતે પોતાના જાનના જોખમે રોઝલીન કાસલવાલાંઓને મદદ આપી હતી, અને તેવી મદદમાં તો તેણે કમાલ ખુબી વાપરી હતી. અહહા! એક રાજા જેવો રાજા અને તે તેમનો એટલો ધાડો દોસ્ત અને મદદગાર! યા પાક પરવરદીગાર, શુક!

"અને, હવે, બીરાદર" રાજા દેવીડે કહયું "તમેજ ત્યારે અમારો ઇન્સાફ આગલ ચલાવો. મગર, આટલું બધું છતાંબી હું એક ચીઝ વધારે બોલવા માંગુ છું: પાદરી ફાધર જુલીયસ સાચ્ચો પાદરી હતો, લગનના સાક્ષીઓ કોચરેન અને રેડમેન હતા, લગનની સરતીફીકેટ રૂજુ થઈ છે, રાજવંશી લગનના કાયદા મુજબ સદર અદાલતના વડાએ એક મહીનામાં પોતાની સહી કીધી છે, અને તમે પોતે-મ્હારા જેવા એક તખ્તના માલેકે-તેપર સહી કીધી છે એ બધી વાત ખરી, મગર એક ચીઝ મ્હને બોલવાની બાકી રહી છે, પ્રીન્સ ડ સાલઝા અગર જો તમે એમ જાણો કે જે બાનુંએ મ્હારી સાથે લગન કીધાં છે, તે બાનુ એક એવા કુલથી ઉતરી આવી છે કે જે કુલ એક મોટા ફીતુરમાં શામીલ હતું તો મારગારેટ આ સ્કોટલેંડની ઝમીનપર શાદીબી કરી શકે નહીં તેમ કહો કેની?"

મારગારેટ તે સાંભલીને મૌત આવ્યું હોય તેમ ફીકી પડી ગઇ. તે મોડ તર્ફ ફરી-તે તે કાંઇ બોલવા ગઇ-પણ તે બોલી શકી નહીં-તેની જીભ તેને ટાલવે ચોંટી ગઇ! રાજા દેવીડે

તેનાં લગન ખોટાં ઠરાવવાના અનેક ફાંફાં માર્યાં હતાં અને શું તે હવે પોતે જે માફી આપી હતી તે માટેબી તે દગાબાઝી કરીને ફરી જવાનો હતો!

પ્રીન્સ ડ સાલઝા તો ઠંડેપણે બોલ્યો "હા, જો ત્હમો નામવર પાસે કોઇ સાબીતી હોય તો પછી તે બાનુનો હક્ક કબુલી શકાશે નહીં."

મારગારેટે પ્રીન્સ ડ સાલઝાના બોલવામાં ઠંડાપણું જોઇને તે સ્હમજી ગઇ કે આ વખ્તેબી તેજ બાહાદુર મદદગાર તેને સહાય કરશે, અને તે ઉપર ચશ્મો ઉઠાવીને બોલી "યા પાક પરવરદીગાર, જો આ વખ્તે તું ફત્તેહ અપશે તો હું સ્હમજીશ કે મ્હારો મદદગાર ત્હારી તર્ફનોજ એક ફીરીસ્તો છે."

"ત્હમો નામવર," રાજા દેવીડે પ્રીન્સડ સાલઝા તર્ફ જોઇને કહ્યું "મ્હારા ભાઈ જેવા છો, મગર અમારા સ્કોટલેંડના રસ્મો રવીશોથી માહીતગાર નથી. અમારા રાજવંશી લગનનો એબી એક કાયદો છે કે જે કોઇબી આસામી સ્કોટલેંડથી શહરબદરની સઝા પામી ચુકું હોય તે સ્કોટલેંડની અંદર સંસારી કે ધાર્મિક કામો કરવાને તદનજ લાયક નથી. તેથી, નામવર પ્રીન્સ ડ સાલઝા, મ્હને એક ઘણી દુખભરી ફરજ બજાવવાની છે, અને મ્હારા રાજને અને રૈયતને માટે મ્હને તે ઝાહેર કર્યા વગર ચાલતું નથી કે જે બાનુના લગન મ્હારી સાથે થયલાં છે તે બાનુનુ ખરૂં નામ મારગ્રેટ ફીટઝએલન નથી. પણ તેનું નામ મારગારેટ લોગી છે! તે લોગી કે જેની ઔલાદને શહેરબદરની સઝા થઇ છે."

આજનો દીવસજ જાણે અજાયબીઓ અને ભેદ ભરમોને જાણવાનો દીવસ હતો અને વલી આ નવી બીના જાણીને સાંભળનારાંઓમાં કચકચ ચાલી રહી! આ વખ્તે બોલવાના સાદનો એવો તો ગણગણાટ ઉઠી રહયો કે "ખામુશ-ખામુશ"ની બુમ પડી રહી, જે દરમ્યાન પ્રીન્સ ડ સાલઝાએ પોતાના એક આદમીને ઇશારાથી બોલાવીને કાંઈ કહ્યું, જે ગયો, અને સભામાં સંપુર્ણ શાંતી ફ્યલાઇ રહે તેટલાં તો વીસ લડવૈયાઓની સાથે તે દીવાનખાનામાં મારગારેટનો ભાઇ સર ફ્લેમીંગ ફીટઝએલન આવી લાગ્યો.

"શાંતી, સંપુર્ણ શાંતી બધે," પ્રીન્સડસાલઝાએ બુમ પાડી "ત્હમારા રાજા જે બોલ્યા તે માટે તપાસ ચલાવવામાં આવશે." અને તેણે રાજા દેવીડ તર્ફ જોઇને નમીને કહ્યું "ત્હમો નામદારે સ્કોટીશ કાયદો તો બરાબર ટાંકયો છે, મગર તે કાયદો હુંબી જાણું છું. તે કાયદામાં એમબી છે કે સ્કોટલેંડનો રાજા પોતે તે શહરબદર થયલાઓને માફ કરી શકે છે. અને તેથી, જો ત્હમે બાનુ મારગારેટ સાથે લગન કરવાની પહેલા માફી બક્ષી હશે તો પછી બાનુ મારગારેટ રાણી તરીકેના તમામે તમામ હકકને લાયક છે."

પાક ખુદાના પવીત્ર હાથનો ઇન્સાફ બરહકક હોય છે, અને તે પાપીઓને કદીબી ફાવવા દેતો નથી. રાજા દેવીડે મારગારેટની ખુબસુરતી ઉપર મોહી પડી તેની દામનને ધુલમાં રગડોળી નાંખવાનો ઇરાદો કીધો, મગર પવીત્ર કુદરતનો ઇન્સાફ તેને નહીં જોયો હોય! પ્રીન્સ ડ સાલઝાનું બોલવું સાંભળીને તે ફુગરાઇ ફુલાઇ જઇને બોલી પડયો "કયાં છે? લાવો એકબી એવો સાક્ષી કે જે બતાવી આપે કે મેં મારગારેટને પરણ્યા અગાઉ તેને માફી બક્ષી હતી!"

"છે, તેવો એક સાક્ષીબી છે." પ્રીન્સડ સાલઝાએ દમામથી કહ્યું "સ્ટીફન કાયરેન, ફરીથી બાહાર આવો."

મારગારેટ ઉપરના અયવાનમાંથી બોલવાની અણીપર હતી કે રાજાએ તેને માફી બક્ષી હતી, મગર તેટલાં તો પ્રીન્સ ડ સાલઝા પોતેજ બોલી પડયો અને સ્ટીફન કોચરેન આવીને પ્રીન્સ અને રાજા દેવીડની સામે ઉભો, રાજા તેને જોવાથી બેચયન બની ગયો, તે કોચરેન કે જે તેનો માનીતો હતો તે આજે તેનો તમામ ધાણુ બગાડતો હતો!

"હમણાં જે બાબદ ઉઠી છે તેને માટે ત્હમે શું શું જાણો છો તે બેખોફ કહી દો."

સ્ટીફન કોચરેન નમ્યો અને પછી બોલ્યો "હું હીંયાં રાસ્તી સીવા બીજું કાંઇબી બોલવા આવ્યો નથી, જેથી બેખોફજ હું સર્વે ખરી બીના અત્રે કહી દઉં છું. જે હશે તે સાચ્ચુંજ બોલીશ, કેમજે સચ્ચાઇ પાક ખુદાને પ્યારી છે," અને તેણે આગલ ચલાવ્યું "બાનુ મારગારેટ ફીટઝએલનના નામવર રાજા દેવીડ સાથ લગન થયાં તેની આગમજ તેઓ બેઉ બકતરખાનામાં ઉભા રહીને વાત કરતા હતા અને તેઓની તે વાત એક છુપા દરવાઝામાં છુપાઇને હું સાંભલતો હતો. તેઓની વાતમાં મેં એ સાંભલ્યું કે બાનુ મારગારેટે પોને મારગારેટ ફીટઝએલન નહીં પણ માર ગારેટ લોગી હોવાનો ઇકરાર કીધો અને રાજાએ તેવણુને અને તેવણુના ભાઇને બેઉને તેજ વખ્તે માફી બક્ષી. તે પછી જ્યારે લગન થયાં ત્યારેબી બાનુ મારગારેટે પોતાનું નામ મારગારેટ ફીટઝએલન નહીં, પણ મારગારેટ લોગી તરીકે પાદરીને કહયું, અને તે નામ કબુલ કરવાગાં આવ્યું, અને પછી શાદીનો ગાંઠ બાંધવામાં આવ્યો."

"નીચ કંગાલ," રાજા દેવીડે દાંત કચકચાવીને ડોળા ગુસ્સાથી ફાડીને કોચરેન તર્ફ જોઇ બુમ પાડી "દુર થા. મ્હારી સામેથી દુર થા. તેં અમારી ખાનગી વાત છુપાઇને સાંભ- લવા જેવું એક મોટું પાપ કીધું છે."

સ્ટીફન કોચરેન કાંઇ બોલવા ગયો, મગર પ્રીન્સ ડસાલઝાના હુકમથી તે બોલતો અટકયો અને ત્યાંથી ચાલી ગયો. તે દીવાનખાનામાં ફીકની લાગણી આશામાં ફરીથી ફેરવાઇગઈ! અને પરદેશી પ્રીન્સ ડ સાલઝા તેઓના દેશમાં આવીને શું શું કરામાતે એક બાનુને થયલા ગયર- ઇન્સાફને ઇન્સાફ આપતો હતો તે જોઇ-સાંભલીને લોકો દાંતમાં આંગલી પકડવા લાગ્યા!

રાજા દેવીડ પાછો મૌતના ફાંફાં મારવા લાગ્યો!! તેણે કોઇ બારી શોધવા માંડી અને એકની યાદ થતાંજ તે તેમાંથી કુદયો! "ઠીક છે, એ બધું તો ઠીક છે, અગર જો મારગારેટે પોતાનું નામ, પાદરીના દેખતાં મારગારેટ લોગી કહયું હશે તો તે નામ સરટીફીકેટપર તો લખાયલું હોવુંજ જોઇએ. લાવો, સરટીફીકેટ લાવો, બતાવો."

"જુઓ!" લગનની સરટી[illegible] હાથમાં ઉંચે પકડીને પ્રીન્સ ડ સાલઝાએ મોટેથી કહયું. "આનીપર સફા લખેલું છે મારગારેટ ફીટઝએલન ઉર્ફે લોગી."

રાજા દેવીડે તે સરટીફીકેટ જુટવીને ફાડી નાંખી હતે, મગર તે લાચાર હતો. તેને જોયું કે તેને એક ઘણાજ કાબેલ માણસ સાથે કામ લેવાનું હતું જે હુસ્યારીમાં પુરો અને વલી લડવામાં શુરો હતો!

રાજા દેવીડે ગુસ્સાથી પોતાનો હોટ કરડી લીધો, અને 'લોહીનો ગોટ' ગલીને બોલ્યો "ત્યારે ત્હમે મારગારેટને મ્હારી તર્ફથી માફી બક્ષવામાં આવી છે એમ ધારો છો?"

"બેશક, ત્હમે ત્હમારા લગનની અમાઉથી તેવણને માફી બક્ષી છે અને તેથી તેવણ ત્હમારી સાથે લગન કરવાને મુખત્યાર હતાં."

મગર, રાજા દેવીડનો ગુસ્સો તેના કાબુમાં હવે નહીં રહી શકયો, તેને ગમે તેટલાં ફાંફાં માર્યાં, પણ તેને બધી વાતે શીકસ્ત મળતી ગઇ. તેથી, તે ગુસ્સાથી દીવાનો બની જઇને પુકારી ઉઠયો "લગનની સરટીફીકેટમાં મારગ્રીટ લોગી છે એટલે મારગ્રીટને માફી બક્ષી હોય, લેકીન તેના ભાઇ ફ્લેમીંગને માફી મેં બક્ષી છે તેનો લેખીત પુરાવોજ કયાં છે? મેં તેને માફી બક્ષીજ નથી. તેથી, મ્હારા પહેરેદાર અને ખીદમતકારો ત્હમે પેલા ઉભા રહેલા ફીતુરી ફ્લેમીંગ લોગીને પકડો. અગર જો હીંયાં પ્રીન્સ ડ સાલઝાના દશ હઝાર લડવૈયાઓબી હાઝર હોય તોબી સ્કોટલેંડના રાજા પોતાના રાજના શહેરબંદર થયલા એકને પકડવાને મુખત્યાર છે. પકડો, ફ્લેમીંગ લોગીને, મ્હારો હુકમ છે."

લોકો તે સાંભળીને ગભરાઈ ગયા, કેમજે રાજા દેવીડના માણસોને તૈયારી કરતા જોઇને સર ફ્લેમીંગ ફીટઝએલનની સાથે દીવાનખાનામાં આવેલા લડવૈયાઓ સર ફ્લેમીંગની આજુ બાજુ ફરી વલ્યા અને તેઓ લડવા માટે શમશીર કાઢી ઉભા. લહુ રેડાય, તે દીવાનખાનામાં ખુનરીઝી થાય, તો તેમાં પોતાનો જાનબી ધાસ્તીમાં આવી પડે તે જોઇને દીવાનખાનામાંના કેટલાંકો ઘણાં ગભરાયાં, તેઓ ઉઠી ઉભાં થયાં. અને ત્યાં ગડબડ સડબડ થઇ રહી!

"શાંતી." પ્રીન્સ ડ સાલઝાએ મોટેથી બુમ પાડી "હું બીજી એક એવી ચીઝ બતાઉં છું. કે જેથી રાજા દેવીડના માણસોને સર ફ્લેમીંગ લોગીને પકડવાની ઝુરરત નહીં રેહેશે. બેસી જાઓ બધાં, અને સાંભલો." અને તે રાજા દેવીડ તરફ ફરીને બોલ્યો "રાજા દેવીડ, એક માણસ જેને એક વાંક માટે પોતે માફી બક્ષી હોય તેને ત્હમે પોતે તેજ વાંક માટે કદીબી પાછો નહીં પકડી શકો."

"મેં ફ્લેમીંગ લોગીને કદીબી માફી બક્ષી નથી." રાજા દેવીડે ગુસ્સાથી પુકાર્યું "મેં તેને કદીબી લેખીત માફી પત્ર આપ્યુંજ નથી."

"આપ્યું છે." પ્રીન્સ ડ સાલઝાએ મોટેથી બુમ પાડી "ત્હમે સર ફ્લેમીંગ લોગીને લેખીત માફી પત્ર આપ્યું છે."

"કદી નહીં." રાજા પોતાની જીત થતી જોઇને વધારે ઝોરથી બોલી પડયો. "કદી નહીં."

"આ રહયું તે." એક વાઘ બરાડ પાડે તેમ પ્રીન્સ ડ લુઇઝાએ મોટી ગર્જના કીધી "આ રહયું તે. જુઓ, ત્હમે પોતે સર ફ્લેમીંગ લોગીને લેખીત માફી આપી છે, અને સાથે સાથે ત્હમે સર ફ્લેમીંગ લોગી અને મારગારેટ લોગીને પાલનારા અને તેઓ સાથે સગાઈ ધરાવનારાં તમામે તમામ આસામીઓને માફી બક્ષી છે."

રાજા દેવીડે ફાટે ફાટે ડોળે તે દસ્તાવેજ જોયો અને તે પોતાની તમામ હાર થયલી જાણીને ફસડાઇ પડતાં પ્રીન્સ ડ સાલઝા તરફ જોઇને ધીમેથી બડબડયો "પ્રીન્સ ડ સાલઝા, ત્હમે મ્હારી સહી સાથે મેલવેલા કોરા કાગઝનો ઘણોજ સારો ઉપયોગ કીધો છે!"

"અને, હવે, ત્યારે—"પ્રીન્સ ડ સાલઝા બોલ્યો, અને વધારે બોલવા ગયો તેટલાં રાજા દેવીડ પોતાને મલેલી હાર અને નાસીપાસી સાથે આખીર વચ્ચે બોલી પડયો "અને, હવે, ત્યારે મારગ્રીટ સ્કોટલેંડની રાણી છે."

"રાણી મારગારેટ," પ્રીન્સ ડ' સાલઝા ખુશીની એક ચીખ મારીને બોલ્યો "સ્કોટલેંડની માનવંત રૈયત, તહમારી રાણી પેલી રહી, બોલો ઘણું જીવો રાણી મારગારેટ."

"ઘણું જીવો રાણી મારગારેટ"કાનનાં બહેર ફાડી નાંખે તેવો આવાઝ તે આખા દીવાનખાનામાં ગાજી રહયો.

અને, અને, અઝીઝ વાંચનાર, રાણી મારગારેટપોતે શું કરતી હતી? તે ખુશીનું એક રડવું રડતી હતી!

---

# પ્રકરણ ૪૪ મું.

## મેલાપ-ખુલાસો.

મારગારેટ તે પછી પોતાની સાથી મોડ અને પેલી બે સખીઓ સાથે ત્યાંથી ઉઠી પેલાજ ઓરડામાં ગઈ જે ઓરડામાં તેણે એક રાત્રીની આસાઇશ લીધી હતી.

પ્રીન્સડ સાલઝાના કહેવાથી તે પછી રાજા દેવીડને દમબારતનના કીલ્લાની તે પવીત્ર જગાપર જવું પડયું જ્યાં સીહા દગલાસ અને અલવીરાના હાથ ખરી શાદીના ગાંઠથી જોડી આપવામાં આવ્યાં. શાદી થયા પછી અર્લ ઓવ દગલાસ પોતાની મ્હોરદાર અલવીરા કાઉન્ટેસ ઓવ દગલાસને લઇને દમબારતન કાસલથી રવાના થયો.

અર્લ ઓવ દગલાસની શાદી થાય તે દરમ્યાન દીવાનખાનાની બાહાર અર્લ ઓવ કેથનેસ-સર ફ્લેમીંગ-પ્રીન્સ ડ સાલઝા અને બેઝનતાઇન ઉભા હતા ત્યાં જેસન્ત આવ્યો અને તેણે પોતાના શેઠ પ્રીન્સ ડ સાલઝાને બાજુમાં બોલાવીને ધીમેથી કહયું "તમે પેલી કોઇ કાઉન્ટેસ ઓવ મોરતનને લઇ આવવા માટે આપણા જે લડવઇયાઓને મોકલ્યા હતા તેઓ પાછા આવી લાગ્યા છે અને તેઓ કાઉન્ટેસને પકડી લાવ્યા છે. તેને તહમોએ કહેલા ઓરડામાં રાખવામાં આવી છે, મગર મ્હને કહેવા દો નામવર કે આપણા લડવઇયાઓ આપણા મુલકથી હીયાં આવ્યા તે દરમ્યાન જે કોનરાદ નામના અફસરની બાંહેધરી હેઠળ આવ્યા તે કોનરાદે પોતાની બ્હેન તરીકે લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતનને ઓળખી છે, અને કોનરાદ પોતાની બ્હેન માટે તહમારી પાસે માફીનો તલબગાર છે."

"એમ છે?" પ્રીન્સ ડ સાલઝાએ કહયું "ખરેખરેજ જો એમ હશે, તો આપણા અફસર કોનરાદને ખાતીર તેની બ્હેન લુઇઝાને માફ કરવી પડશે. પણ, હું એમ પુછું કે એ બેઉ ભાઇ બ્હેન એક મેકને મલ્યાં કેમ? અને એમની વાત શું છે?"

"હકીકતમાં તો હકીકત એ છે કે લુઇઝા અને કોનરાદના મા-બાપના મરણ બાદ કોનરાદ કેઠે દુર દરાઝ નીકલી ગયો અને તે ઠોકરાઇ ઠોકરાઇને આપણી તર્ફ આવીને આપણા લશકરમાં જોડાયો, જ્યારે તેની બ્હેન લુઇઝા અર્લ ઓવ મોરતન સાથે પરણી જે અર્લ રાજા દેવીડ જ્યારે ઇંગ્લેંડમાં કઇદ હતો ત્યારે તેની સાથમાંજ તેથી કઇદ રહયો હતો. રાજા કઇદથી છુટીને સ્કોટલેંડ આવ્યો છતાં અર્લ ઓવ મોરતને તો ઇંગ્લેંડમાં રહેવાનું પસંદ કીધું, જ્યારે

તેનું મકાન "દાલકીથ કાસલ" રાજા દેવીડને ખર્ચે સંભાલવામાં આવ્યું." જેસન્તે ખુલાસો કીધો.

"અને રાજા દેવીડે પોતાને માટે માર્ગારેટને ન્હસાડી લઇ જવા સારૂ ખાસ ઇંગ્લેંડથી લુઇઝાને બોલાવી, જેણે અચ્છા સ્વાંગથી પોતાનો સર લુઇ તરીકેનો ભાગ ભજવ્યો. બ્હારે રાજા દેવીડ, અને તેની મદદગાર લુઇઝા!" પ્રીન્સ ડ સાલઝા વચ્ચે બોલી પડયો.

"તમારી અટકલ ખરી છે નામવર." જેસન્તે કહ્યું "મગર દમબારતનના કીલ્લામાં લુઇઝાને લાવતાંજ તેના ભાઇએ તેને ઓળખી કાઢી છે, અને તેમની વચ્ચે વાતચીત થયા બાદ કોનરાદે પોતાની બ્હેન માટે તમારી માફી માંગવા મ્હને કહ્યું છે."

"ઠીક છે, આપણે કોનરાદને ખાતીર કોનરાદની બ્હેનને માફ કરશું. જા જેસન્ત, તું કોનરાદને મ્હારો વીચાર જણાવી દે."

હવે, પ્રીન્સ ડ સાલઝા અને તેના વફાદાર નોકર જેસન્તની વચ્ચે ઉપલી વાતચીત ચાલતી હતી તે દરમ્યાન ભલા અર્લ ઓવ એઝનતાઇને શું કર્યું? તે અર્લ ઓવ કેથનેસને ઇશારાથી બાજુએ લઈ ગયો અને બોલ્યો "મ્હારા નામવર, હવે હું હીંયાથી જાઉં છું—"

અને તે બોલે તેટલાં અર્લ ઓવ કેથનેસે વચ્ચે બોલી દીધું "તમને સ્ટીફન કોચરેને કઇદ કીધા હતા અને જે માટે તમો રાજા આગલ ફરીયાદ કરનાર હતા તે ફરીયાદ કીધા વગરજ જવા માંગો છો?"

"હા, હવે હું કોચરેન તર્ફ દુશ્મનાઇ ધરાવતો નથી" ભલા રોલાન્દે કહ્યું "કેમજે તેણે આપણા દોસ્ત પ્રીન્સ ડ સાલઝાને અને રાણી મારગારેટને પોતાની એવી તો ઉમદા મદદ આપી છે કે હવે મ્હારે સ્ટીફન કોચરેન માટે ફરીયાદ કરવી સઝાવાર નથી. હું સટીફન કોચરેન માટે ફરીયાદ કરૂં, એનીપર વેર લેઉં, તેના કરતાં એણે જે ભલાઇ મ્હારા મીત્રો સાથે કરી છે તે ભલાઇ માટે હું એને જતો મુકું તેમાં પાક પરવરદીગારની રાઝી છે."

"તું કેટલો બધો ભલો છે." અર્લ ઓવ કેથનેસે જવાન અર્લ ઓવ એઝનતાઇનની પીઠ ઠોકીને કહયું "મગર, ભલા રોલાન્દ, આપણે બધા હવે સ્કોટલેંડની રાણી મારગારેટ પાસે જનાર છીએ—"

"નહીં, નહીં, હું ત્યાં નથી આવતો." રોલાન્દ બોલ્યો "મ્હને જવા દો. મ્હારૂં ત્યાં કામ નથી. હું તો હવે મ્હારે મકાને જઇશ, અને જવા અગાઉ મ્હારી એક નેક ફર્ઝ અદા કરવા માટે મેં તમને ખાનગીમાં બોલાવ્યા છે."

"તે શું ફર્ઝ છે, ભલા રોલાન્દ?" અર્લ ઓવ કેથનેસે આંખોમાં પાણી લાવીને સવાલ કીધો. "હું જાણું છું કે તમે નેક છો, અને તમે કોઇ ખરેખરી નેક ફર્ઝ અદા કરવાને માટે તલબગાર છો."

"હા, હા મ્હારા નામવર." રોલાન્દે કહ્યું "હું એક નેક ફર્ઝ અદા કરૂં છું અને તે એ છે કે હું તમારી માફી માંગતા કહું છું કે હું તમારી બેટી ઓલમરદીનાને પરણી શકીશ નહીં—તેવણના હાથનો ઉમીદવાર એક રાણીનો બાપ છે."

"રોલાન્દ!" જરાક ગુસ્સા અને અજાયબીથી અર્લ ઓવ કેથનેસ બોલ્યો "શું તમે મ્હને

અપમાન આપવા માંગો છો? શું ત્હમે મ્હને એમ કહેવા માંગો છો કે મેં ત્હમારા પીતાજીને અને ત્હમને આપેલા કઉલપર પાણી ફેરવવું?"

"નહીં, નહીં, મ્હારા નામવર." રોલાન્દ બોલ્યો "ત્હમે ત્હમારા કઉલપર પાણી ફેરવતાજ નથી, હું ત્હમને કાંઇબી અપમાન આપતો નથી, એ તો હું છું કે જે એમ બોલું છુ કે મ્હારા કરતાં ઓલબરટીનાનો હાથ બીજાના હાથને વધારે પેશ પડતો થશે. મ્હારા નામવર અર્લ ઓવ કેથનેસ, હું ત્હમને ત્હમારા કઉલોવચનથી મોકલા કરૂં છું, કેમજે ઓલબરટીના અને ફ્લેમીંગના હાથો જોડાવાથી એ જોડું સદા સુખી અને ખુશી રહી શકશે. હું કોઇનીબી ખુશીમાં દખલ કરૂં એવો માણસ નથી, અને ત્હમે ત્હમારી બેટીને એક રાણી જેવી રાણીના બાહાદુર ભાઇને આપવાથી ઘણા સુખી શાદમાનીમાં મશગુલ રહી શકશો, કેમજે ઓલબરટીના અને ફ્લેમીંગ બેઉ એકબીજાને ઘણાં ચાહે છે."

"બનવાજોગ છે, એ બેઉ સાથે મોટાં થયાં છે એટલે એઓનો પ્યાર એક બીજાપર હશે, હું તો એમના પ્યારને ભાઇ બ્હેનના પ્યાર તરીકે માનતો હતો, પણ જ્યારે——"

"જ્યારે ફ્લેમીંગ જેવો એક શેર જવાન ત્હમારો જમાઈ થાય તે બહુ ખુશકારક છે."

"મગર, ત્હમે, ભલા રોલાન્દ, ત્હમે ત્હમારા મીત્ર ફ્લેમીંગને માટે પોતાના સ્વાર્થનો ભોગ આપ્યો છે." અર્લ ઓવ કેથનેસે કહયું.

"હું બીજીને ચાહતો હતો, મગર તે હાથથી ગઈ એટલે મ્હારા મનથી મ્હારી અર્ધી દુન્યા ડુબી ગઈ." રોલાન્દ ગમ ખાઇને બોલ્યો.

"તે કોણ? બોલો, રોલાન્દ, મ્હને તો જાણવા દો." અર્લ ઓવ કેથનેસે આગ્રહ કીધો.

"ત્હમો નેક નામવરને કહેતાં હું અચકાતો નથી." રોલાન્દ બોલ્યો કે "તે બીજી, તે બીજી જેને હું ચાહતો હતો તેનું અત્યાર અગાઉ નામ મારગારેટ ફીટઝએલન હતું, મગર હાલમાં તે સ્કોટલેંડની રાણી બની છે."

અર્લ ઓવ કેથનેસ ચોંકયો, અને પછી અજાયબીથી રોલાન્દને જોતો તે ઉભો.

"સલામ, મ્હારા નામવર." રોલાન્દ એકાએક અર્લ ઓવ કેથનેસનો હાથ પકડીને બોલ્યો, અને પછી તે પ્રીન્સ ડ સાલઝા અને સર ફ્લેમીંગ તર્ફ ફર્યો.

"હું આપની રઝા લઉં છું, નામવર પ્રીન્સ ડ સાલઝા. ત્હમે મ્હારા મીત્ર છો, અને હું ત્હમને સદા યાદ કરતો રહીશ. સલામ."

"ફ્લેમીંગ, વ્હાલા મીત્ર, એક હઝાર મુબારકબાદી મ્હારી તર્ફથી તુને હોજો, મ્હને હવે વધુ વાર હીંયા થોભવું નહીં જોઇએ, કેમજે મ્હને કેટલુંક અગત્યનું કામ મ્હારા પોતાના મકાન બેઝનતાઇન કાસલમાં કરવાનું છે. સલામ, ત્હમો બધાને."

અને ભલો નેક જવાન અમીર રોલાન્દ અર્લ ઓવ બેઝનતાઇન પોતાને મકાન જવા દરબારનન છોડી ગયો.

રોલાન્દના જવા બાદ અર્લ ઓવ કેથનેસ, સર ફ્લેમીંગ, અને પ્રીન્સડ સાલઝાને તેનાં સંબંધમાં વાતચીત થઇ, અને પછી તે ત્રણે ત્યાંથી મારગારેટને મલવા ગયા. ઓલબરટીના જેને મારગારેટની પાસે હવે લઇ જવામાં આવી હતી તે મારગારેટના ઓરડામાં મારગારેટ

અને તેની સાથી અને સખીઓ સાથે ખુશ ગુફતેગોમાં ગુટાયલી હતી, જ્યારે અર્લ ઓવ કેથનેસ, સર ફ્લેમીંગ, અને પ્રીન્સ ડ સાલઝા અંદર દાખલ થયા.

તેમને જોઇને મારગારેટે ઇશારો કરીને ઓલબરટીના સીવા બીજીઓને બાહાર મોકલી અને પોતાના ભાઇના હાથોમાં તે જઇ પડી "ફ્લેમીંગ, વ્હાલા ફ્લેમીંગ, હવે તું મ્હારે માટે મગરૂર છેની ?"

"હા, વ્હાલી બ્હેન." સર ફ્લેમીંગ બોલ્યો "જ્યારે તું સુખી છે, ત્યારે ત્હારા જેવી એક નીતીમાન અને ચાલાક બ્હેન ધરાવવા માટે હું કેમ મગરૂર નહીં થાઉ ?" તે સાંભલી પ્રીન્સ ડ સાલઝા બોલ્યો "અને મારગારેટને માટે હુંબી મગરૂર છું, કેમજે એક સગા તરીકે હું રાણી મારગા—"

"એક સગા ?" ફ્લેમીંગ અને મારગારેટ એકજ આવાઝથી બોલતા હોય તેમ બોલ્યા.

"હા," પ્રીન્સ ડ સાલઝાએ કહયું "હકીકત એમ છે કે ત્હમારા મરહુમ પીદરના પીતાજીને ત્રણ છોકરા હતા જેમાંના એક ત્હમારા પીતાજી, બીજા જેવણનું નામ આરથર હતું તેવણ હાલ હૈયાત છે અને મેલરોઝ એબીના વડા ધર્મગુરુ તરીકે——"

"વડા ધર્મગુરૂ ફાધર બેનેડીકટસ અમારા કાકા થાય ?" રાણી મારગારેટ અને સર ફ્લેમીંગ ફરીથી એક આવાઝે બોલી ઉઠયા.

"હા, તેવણ નામવર ત્હમારા કાકા થાય." પ્રીન્સ ડ સાલઝાએ આગલ ચલાવ્યું "અને ત્હમારા પીતાજીના પીદરના ત્રીજા દીકરા ત્હમારા બીજા કાકા—ત્હમે શું ઓલખી શકતા નથી ?—ત્હમે——"

"હા—હા." મારગારેટ અને ફ્લેમીંગ બોલી પડયા "હા, અમો ઓલખી શકીએ છીએ, ત્હમો અમારા સગા છો એમ બોલ્યા હતા, અને ત્હમોજ અમારા કાકા થાઓ."

"હા, મ્હારા બચ્ચાઓ." અને પ્રીન્સ ડ સાલઝાના હાથોમાં એક પછી એક તેના ભાઇનાં છોકરાં આવી પડયાં, અને તે ત્રણેની ખુશાલીનો પાર તે વખ્તે નહીં હતો, જ્યારે તેઓની ખુશીમાં અર્લ ઓવ કેથનેસ અને ઓલબરટીનાએબી ભાગ લીધો.

રાણી મારગારેટ તો ઘણી હદબાહર ખુશી થઇ ગઈ—તે પોતે રાણી હતી—તેનો ભાઈ મોટી મોટી જાગીરોનો માલીક બનવા સાથ એક બાહાદુર નરેશર પુરવાર થયો હતો—અને તેના બે કાકાઓમાંનો એક મેલરોઝ એબીનો વડો ધર્મગુરૂ હતો—અને તેનો બીજો કાકો એક તખ્તદાર હતો.

"મ્હારે ત્હમારી આગલ હવે પહેલેથી છેલ્લે સુધીનો ટુંક એક ખુલાસો કરી નાંખવો છે." પ્રીન્સ ડ સાલઝાએ કહયું "હું જ્યારે સોલ વરસની ઉમરનો હતો ત્યારે મ્હને મ્હારૂં વતન આપણું સ્કોટલેંડ છોડીને ન્હાસવું પડયું, બ્લેક પારલામેંટે જે હુકમ કાઢયો તે હુકમની સામે થઇને સ્કોટલેંડમાં રહેવાઇ શકાયજ નહીં તેમ હોવાથી હું ન્હાઠો, મેં ઘણી મુસીબતો વેઠી, ડાકુઓના જુથામાં ફરયો, રફતા રફતા હું સારા હાથો હેઠળ કામ કરવા લાગ્યો, અને ટુંકમાં કહું તો પાછલથી હું પ્રીન્સ ડ સાલઝા તરીકે તખ્તોતાજનો માલીક થયો. કુદરતનો પવીત્ર હાથ એકજ સપાટામાં અમીરને ફકીર અને ફકીરને અમીર કરી શકે છે તેનો દાંતમાં આંગલી પકડાવે તેવો અજાયબ મોજેજો મેં પોતે જોયો અને ઘણીજ અચ્છી રવીશે જોઇને હું એક

તખ્તદાર બનવા પામ્યો. પછી રાજા દેવીડે જ્યારે મ્હારા ઝબરદસ્ત લડવઇયાની મદદ મેલવવા માટે મ્હારી પર પયગામ મોકલાવ્યો કે હું જાતે સ્કોટલેંડ આવવા તેયાર થયો. સ્કોટલેંડ આવવાના મ્હારા બે કારણો હતાઃ એક તો રાજા દેવીડ મ્હારી મદદ મેલવવાને લાયકનો માણસ છે કે નહીં તે જાતે જોઇ લઇને મ્હારી બરાબર ખાત્રી કરવા, અને બીજું કારણ એ હતું કે હું મ્હારા અસલી વતનને એક મુદ્દત પછી જોવા આતુર બન્યો હતો. હું છુપી રીતે મ્હારે મુલ્કથી નીકળ્યો, અને પાક પરવારદીગારના પવીત્ર હાથની મદદથી હું સંજોગે ત્હમને મલ્યો, મગર મ્હારા ભાઇના બચ્ચાંઓ હું ત્હમને તે વખ્તે ઓળખી નહી શકયો. એ તો જ્યારે મેલરોઝ એબીમાં હું ગયો ત્યારે ફાધર બેનેડીકટસે ત્હમારે વીશેની મ્હને ખબર આપી, અને ત્યારેજ મેં જાણ્યું કે ત્હમે મ્હારાં મરહુમ ભાઇનાં વ્હાલાં બચ્ચાં હતાં. મ્હારા ભાઇએ અને મેં તેં વાન છુપીજ રાખવાનો ઇરાદો કીધો, કેમકે બેમઉકે કામ કરવામાં બીગાડ થાય તેમ હતું. રાજા દેવીડે મ્હારા પોતાના પ્રતીનીધી તરીકે મ્હને ઓળખ્યો અને તેણે જ્યારે મ્હારી શર્તો બધી કબુલ રાખી ત્યારે મેં, ફ્લેમીંગ, તુને રાજા દેવીડ પાસે મ્હારી ફોજના અફસરનો હોદ્ધો કબુલાવવા મોકલ્યો અને રાજા દેવીડ સાથ કીધેલી શર્ત મુજબ મેં ચાહયું કે તું જઇને ત્હારા કુટુંબને શહરબદરનો થયલો હુકમ રાજા દેવીડ પાસેથી મારી તરીકે માંગી લે, પણ, તેં વફાદાર બચ્ચાએ પોતાનો સ્વાર્થ નહીં જોતાં ત્હારા મુરબ્બી વાલીને અલ ઓવ દગલાસના હાથથી બચાવવા રાજા દેડને કહયું. કીસમતના હસ્વાથી—અકસ્માતીક સંજોગથી—થોડીક વહેવારૂ ચાલાક સંભાલ ભરેલી રીતીથી—અને સઉથી વધુ મદદગાર પાક પરવરદીગારના પવીત્ર હાથથી એ તમામ કામ સરંજામ ઉતર્યું એમ ત્હમે મ્હારા ખુલાસાથી જોશો." પ્રીન્સ ડ સાલઝાએ કહયું, અને આગલ વધાર્યું "તે પછી મારગારેટના દાલકીથ કાસલમાં જવા વીશેની વાતપર હું આઉં છું. મ્હને મ્હારા નોકરે બાહાર જે બોલાવ્યો તે એક દસ્તાવેજ બતાવવા બોલાવ્યો હતો, તે દસ્તાવેજ ફાધર જૂલીયસની પાસેથી ખબર મેલવ્યા પછી જણાયું કે, ફાધર જુલીયસની પાસેથી મેગનેસે જુહટવી લીધો હતો અને મેગનેસની લાશપરથી તે જેસન્તને મલ્યો હતો. તે દસ્તાવેજ જેસન્તે મ્હને બતાવ્યો, અને જ્યારે મેં તેને બારીકીથી વાંચ્યો ત્યારે મ્હને માલુમ પડયું કે રાજા દેવીડ અને આપણી મારગારેટના લગનની તે સરટીફીકેટ હતી. તે પછી ચોકકસ શર્તો રાજા દેવીડ સાથે કરીને હું હું જ્યારે મ્હારા મોકલેલા પયગામની રૂએ મ્હારા લસ્કરની બંદોબસ્તી કરવા રોકાયો ત્યારે મેં જેસન્તને ફાધર જુલીયસને શોધવા મોકલ્યો. તેજ વખ્તે મ્હને વલી મારગારેટને તેના લગનના ખુલાસાથી દુર રાખવા રાજા દેવીડ જરૂરજ દાલકીથ કાસલમાં અટકાવશે એવો મ્હને શક ગયો કે મે મ્હારા લડવૈયા માણસોને મોકલવાનો બંદોબસ્ત કીધો. માણસોની બંદોબસ્તી થાય તે દરમ્યાન પાક પરવરદીગારનું એવું કરવું થયું કે ફાધર સાયરસ મ્હને અચાનક દાલકીથ તર્ફજ જતો મલ્યો અને મેં તેને મારગારેટને કાઇબી સુરતે મ્હારા લડવૈયાઓની મદદ સાથ બચાવી દમબારતન લાવવાને કહયું. ફાધર સાયરસ જે મ્હને વડા ધર્મગુરૂ ફાધર બેનેડીકટસનો જાની મીત્ર જાણતો હતો તે મ્હારે ખાતીર તેમ કરવા તૈયાર થઇ ગયો, તે ગયો પવીત્ર કુદરતે મદદ કીધી, અને ફાધર સાયરસે મારગારેટને નઝર કઇદથી છોડવી, જ્યારે પેલી તર્ફ ચાલાક જેસન્તને પ્રપંચી ફાધર જુલીયસ જંગલની વચ્ચમાંના એક ભાંગા અંઘેર રોકા મકાનમાં અચાનક પાકપરવરદીગારના હાથની મહેરબાનીથી મલી ગયો. તે પછી,

મેં ફાધર જુલીયસને મ્હારી તરફેણમાં લઇ લીધો, અને રાજા દેવીડના ચોબદાર સ્ટીફન કોચરેનને પકડી ધમકી આપી, તેને મ્હારૂં ખરૂં નામ કહયું. અને તે જો મ્હારા મતને મલતો થાય અને બધી સાચ્ચે સાચ્ચી વાત દમબારતન કાસલમાં કહી દે તો તેનો ગુન્હો માફ કરી તેને ઉપરથી મોટું ઇનામ આપવાનું કહયું. ફાધર જુલીયસ અને સ્ટીફન કોચરેનને હાથમાં લેતા બધો ભરમ ખુલી ગયો અને રેડમેન જે આપણો પોતાનોજ નોકર હતો તેણે નીમકહલાલી બતાવવા કહી અને રાજા દેવીડની દગાબાઝી ખોટી પાડવા તે તૈયાર થઇ ગયો. દમબારતનમાં મારગારેટને મ્હારા માણસો લાવ્યા, અને મેં પોતે મારગારેટને વાસ્તે કીમતી કપડાં અને જહવેરાતો મોકલ્યાં, અને મારગારેટને છુપી રીતે ઉપરના અયવાનમાં લઇ જવાનીબી મેં બધી ગોઠવણ કરી રાખી; વલી, રાજા દેવીડ જે વખ્તે મ્હારા પુરા સપાટામાં આવી ગયો ત્યારે મેં તેની પાસેથી તેની સહી સાથનો કોરો કાગઝ લીધો હતો જેપર મેં લોગી કુટુંબની અને તેના ઔલાદને પાલનારાની બાબી લખી નાંખી. અને આવી રીતે મ્હારા મરહુમ ભાઇની બેટી રાણી મારગારેટ થઇ. રાજા દેવીડે અને રીચાર્ડ બીલ્ડમેએ ગમે તેવાં ફાંફાં માર્યા પણ પાક પરવરદીગારે પોતાની પવીત્ર મદદ આપી તો કામ ગમે તેવી મુસીબતમાંથી પાર ઉતર્યું, અને, આપણી મુશકીલ આસાન થઇ ગઇ."

"તમો નામવરનો અમો બધાં જેટલોબી આભાર માનીએ તેટલો ખરેખર થોડો છે." અર્લ ઓવ કેથનેસે કહયું.

"નામવર માનવંત અમીર, તમારી પોતાની મ્હેરબાની મ્હારા મરહુમ ભાઇનાં બચ્ચાંઓ તર્ફ કાંઇ થોડી છે જે તેની વાત!" પ્રીન્સ ડ સાલઝાએ કહયું "તમો એમનાં પાલનાર મુરબ્બી વાલી છો."

"પાક પરવરદીગાર પાલનાર અને રાખનાર અને સંભાળનાર છે, મેં તો મ્હારી માણસાઇ ફર્ઝ માત્ર અદા કીધી છે." અર્લ ઓવ કેથનેસે કહયું, અને તેટલાં ઓલબરટીના જે દરવાઝા તર્ફ ચહેરો રાખીને બેઠી હતી તેણે મોડને દરવાઝા આગલ જોઈ અને દોડી ગઇ. પાછી આવતાં ઓલબરટીના બોલી "રાજા નામવર રાણી મારગારેટને મલવા માંગે છે."

"હા, રાણી મારગારેટ પોતાના ખાવીંદ રાજા દેવીડ પાસે જાય તે આગમજ મ્હને એક વાત યાદ આવી ગઇ છે." પ્રીન્સ ડ સાલઝાએ કહયું "પેલો સર લુઇ, જે ખરેખર તો કાઉન્ટેસ ઓવ મોરતન છે-----

"શું?" અર્લ ઓવ કેથનેસ પુકારી ઉઠયો "સર લુઇ એક ઔરત! મ્હારા પોતાનાજ એક સગાની મ્હોરદાર?"

"હા, તે તમારા સગાની મ્હોરદાર! ઝનાના એક મર્દાના બનીને આવી હતી!" પ્રીન્સ ડ સાલઝાએ કહયું "અને તેણે જે પ્રપંચી ચાલ ચલાવી છે તે માટે દીલગીર છે. મ્હને લાચારીએ તેને બાબી બક્ષવીજ પડશે, કેમજે તે તો મ્હારા એક અફસર નામે કોનરાદની સગી બ્હેન તરીકે જણાઇ છે. હવે, તું જા વ્હાલી બચ્ચી, ત્હારા ધણી સાથે નમનતાઇથી વાત કરજે."

અને, રાણી મારગારેટ પોતાના ખાવીંદ રાજા દેવીડને મલવા માટે તે મ્હેલમાંના ખાસ આરાસ્તા કીધેલા એક કમરામાં કાંઇબી દહેશત વગર ખુલ્લાં મનથી દાખલ થઇ.

# પ્રકરણ ૪૫ મું.

## રાજા અને રાણી.

રાજા દેવીડ જ્યાં બેઠો હતો ત્યાં રાણી માર્ગારેટને લઇ જવામાં આવી, અને તે પછી રાજા રાણી એકલાં વાતો કરવા લાગ્યાં. રાજાનો ચીલ્લો ચઢી ગયલો હતો, મગર તે પોતાની નરમ ઘી જેવી ચોપડી ચાપડી વાતો વગર તો બોલીજ નહીં શકયો.

"મ્હારી પ્યારી," તે બોલ્યો "હુ જીત્યો અને તું નહીં હારી."—માર્ગારેટ તે સાંભલીને તેના ચહેરા તર્ફ જોવા લાગી કે મસખરીમાં પાજી વાત ચાલતી હતી કે કેમ?

"ત્હમે ગુસ્સો ના કરતા." રાણી માર્ગારેટે નરમીથી કહયું "મેં જે કાંઇબી કીધું હોય તે તમામ મેં મ્હારી પોતાની પાક અસ્મતને ખાતીર કીધું છે, અને તેમાં ત્હમારે ઉલટું ખુશીજ થવાનું છે, મ્હારા સરતાજ પ્રીય."

"ખુશી થવાનું?" રાજાએ અજાયબી બતાવી "તું મ્હારી સામે થઇને દાલકીથથી દમબારતન આવી અને વલી મ્હને તેમાં ખુશી થવાનું?"

"હું દમબારતન ત્હમારા વચનને નહીં ભૂલવા માટે ત્હમારી ફર્ઝ ત્હમને શીખાડવા આવી" રાણી હસીને બોલી "ત્હમે તો મ્હને કાઉન્ટેસ ઓવ મોરતનના હાથોમાં નઝર કઇદ કરીને આવ્યા, પણ પાક ખુદાની મદદથી અને પ્રીન્સ ડ સાલઝાની મહેનતથી હું દમબારતન આવી શકી, અને રાણી તરીકેનો મ્હારો હકક પુરવાર કરી શકી."

"એ પ્રીનસ ડ સાલઝા બહુ કવાબમાં હદ્દી મીસાલ નડયો!" રાજા કચવાઇને બોલ્યો, અને તે સ્હેજ વીચારમાં પડી ગયો.

"અને ત્હમારી પેલી પ્રપંચી દદા કાઉન્ટેસ ઓવ મોરતન, પેલી સર લુઇ બનેલી લુઇઝા તે કયાં મ્હને ઓછી નહીં નડી જે તેની વાત!"

"જોની માગી, આપણને પંચાત કરવાની નથી!" રાજા હવે રાણીને સ્હમજાવવા પડયો "આપણે બધું જો ભુલી જવાજ માંગતા હોઇએ તો તું એક કામ કર, કાઉન્ટેસ ઓવ લુઇઝાને મ્હારે ખાતીર માફ કર."

"માફ કરું?" રાણી પુછવા પડી "ત્હમને એનું બહુ લાગી આવે છે!"

"મ્હને એટલાજ વાસ્તે એનીપર દયા આવે છે કે ખાસ પોતાને વતનથી સ્કોટલેંડમાં મ્હારા કહેવાથી એ આવી, અને હવે તે ખચ્ચીતજ પસ્તાતીજ હશે."

"છોડો વાત!" રાણીએ કહયું "એ વલી પસ્તાયબી! જો, ખરેખરજ પસ્તાતી હોય તો એને મ્હારી માફી માંગવા કહો."

"માફી!" રાજાએ અજાયબીની એક બુમ પાડી "માફી! કાઉન્ટેસ ઓવ મોરતન જેવી કાઉન્ટેસ અને તે માફી માંગે?"

"તે કાઉન્ટેસ છે તો હું રાણી છું." રાણી મારગારેટ હવે ઝીદ્દી બની જઇ દમામથી બોલી "અને, વળી, તે મ્હારી સાથે દગો રમેલી છે એટલે તેને માફી તો માંગવીજ જોઇએ."

"નહી, તે કદીબી ત્હારી માફી નહીં માગશે." રાજા હવે સ્હેજ ગુસ્સે થઇને બોલ્યો "મારગ્રીટ, મ્હારે ખાતીર તે કદીબી ત્હારી માફી નહીં માંગશે. તે ત્હારી સાથે જો કોઇબી રમત રમી હોય તો તે મ્હારા હુકમથી રમી છે, અને તેથી હું કહું છું કે તે મ્હારે વાસ્તે ત્હારી માફી નહીંજ માંગશે."

"હું તેને માફી આપનાર નથી." રાણી હવે ઘણા મઝબુત મનની થઇ ગઇ હોય તેમ બોલી "કાઉન્ટેસ ઓવ મોરટન જો મ્હારી ઉપર માફીપત્ર લખશે નહીં તો હું તેને કદીબી માફ કરીશ નહીં. અને એક રાણીનો ગુસ્સો હું તેનાપર ઉતરવા દઇશ."

"જો, માગી, તુ મ્હને ગુસ્સે ના કરતી" રાજા હવે ગુસ્સાભર્યો ચહેરો અને કરડો આવાઝ કરીને બોલ્યો "જો, આજે હું તુને મ્હારી રાણી તરીકેનું બપકાભર્યું જે માન આપવા માંગુ છું તેમાં તું ખલલ ના નાંખતી, અને, હું ત્યાં શું કરનાર છું તે તું જાણે છે? હું ત્હારા ભાઇને આજે ઇલ્કાબ આપનાર છું."

"શાનો?" રાણીએ ખુશી થઇને પુછ્યું.

"બેરન ઓવ લીંડેસડેલના હોદ્દાપર હું તેને મોટા અમીરોમાં જગા આપવા માંગુ છું." રાજાએ કહયું.

"તો ઘણી સારી વાત છે." રાણીએ કહયું.

"ઘણી સારી વાત તો છે." રાજા બોલ્યો "મગર, યાદ રાખજે કે જો તું લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતનને માફ નહીં કરશે તો હું ત્હારા ભાઇને સર ફ્લેમીંગ ફીટઝએલન તરીકેજ રીબવા દેવશ, તેને અમીરી ઇલ્કાબ આપવાથી દુર રહેવશ."

રાણી મારગારેટે જોયું કે તે ફસી ગઈ! રાજાએ તેને અજાયબ પકડમાં પકડી લીધી હતી!

"મ્હને વખ્ત આપો, હું એ વાતપર વીચાર કરવા માંગુ છું." રાણી બોલી.

"તો ઠીક છે. જા, હું તુને બે કલાકનો વખ્ત આપું છું. બે કલાક પછી હું ત્હારી પાસે આવીશ, તે પછી તુંને માન મરતબો આપવાની આજે ખાસ બોલવવામાં આવતી દરબારમાં તુને માન આપીશ, અને જો તેં લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતનને માફ કીધું હશે તોજ હું ત્હારા ભાઈ ફ્લેમીંગને અમીરપદપર મુકીશ."

રાણી મારગારેટ ગઈ અને રાજા પોતાની રાણી માટે ખાસ દરબાર ભરવાની તમામ ગોઠવણ થતી જોવા માટે ગયો. તે ખરેખર એક ભવ્ય મેળાવડો થયલો જોવા આતુર હતો, અને ગમે તેટલી અકળાળીક પછી કુદરતના પવીત્ર હાથોથી તેની માગી રાણી થઈ હતી તેની ખુશાલી તેને મન પયદા તો થઈ.

રાણી મારગારેટ ત્યાંથી નીકલી તે સીધી પોતાના સગાંઓને જઇને મલી, અને તેણે પ્રીન્સ ડ સાલઝાનું મત લુઇઝાની માફીના સંબંધમાં માંગ્યું. પ્રીન્સ ડ સાલઝાએબી તેને ટેકો આપ્યો કે એક માફી પત્ર લીધા વગર કાઉન્ટેસને રાણીએ માફી બક્ષવી એ ઘણી મોટી વાત હતી!

મગર, પ્રીન્સ ડ સાલઝા તુર્તજ ત્યાંથી ગયો અને રાણી એક નવો ભપકા ભર્યો પોષાક સજવા માટે ઓલબરડીના અને પોતાની સાથી મોડ અને પેલી બે સખીઓ સાથે રવાના થઇ.

બે કલાંક થવા આવ્યા. વાયદા મુજબ રાણીને રાજા મલવા આવનાર હતો જ્યારે તે રાણી તર્ફથી કાઉન્ટેસ માટે શું કરવા ધાર્યું છે તેનો જવાબ તે મેલવનાર હતો. રાણીએ વીચાર્યું હતું કે જ્યારે પ્રીન્સ ડ સાલઝાબી કાઉન્ટેસ ઓવ મોરતન તર્ફ નર્મ હતા, અને વલી રાજા જો લુઇઝાને માફ નહીં કરવામાં આવે તો ફ્લેમીંગને મોટા અમીરી દરજાપર જ્યારે ચઢાવનાર નહીં હતા ત્યારે ખેંચતાણ કરીને આખીર લુઇઝાને માફી તો આપવી. અને, જવાનો વખ્ત થવાથી રાણી પોતાના ખ્યાલને મઝબુત કરીને પેલા ખાસ કમરામાં પોતાના ધણીને ફરીથી મલવા માટે દાખલ થઇ.

મારગારેટ તે કમરામાં દાખલ થઇ કે જાણે તેની વાટ જોઇનેજ ઉભેલો હોય તેમ ત્યાં એક નોકર નમીને આવ્યો, જેના હાથમાં એક રૂપાની થાલી હતી અને તે થાલીમાં એક બંધ પરબીડું હતું જેપર "સ્કોટલેંડની રાણી મારગારેટની માનવંત જનાબમાં" એવું લખેલું હતું. તે પરબીડું મારગારેટે ખુલ્યું, અને જોઇને તે અજાયબીના ભેલ સાથે ખુશી થઇ ગઇ. તે કાગઝ વાંચીને તેણે નઉકરને રવાના કર્યો, અને મનમાં બોલી "આ કામમાંબી મ્હારા વ્હાલા રાજવંશી કાકાજી પ્રીન્સ ડ સાલઝાનો હાથ છે."

તે કાગઝમાં શું હતું, વ્હાલા વાંચનાર? તેમાં રાણી મારગારેટને જે જોઇતું હતું તે હતું. લુઇઝા ઓવ મોરતનને લખેલું માફીપત્ર તે પરબીડામાંથી નીકલી આવેલું જોઇને રાણી મારગારેટના સુંદર ચહેરાપર ખુશીનો ચલકાટ ફ્યલાઇ રહ્યો, અને પોતાની દમબદમ થયલી જીત માટે તે પાક પરવરદીગારના શુકરાના કરવા લાગી.

તે માફીપત્ર વાંચીને મારગારેટે પોતાના લીબાસની નીચેના એક પટામાં તે મુકયું, અને તે બેઠી કે થોડોજ વખ્ત જતાં રાજા દેવીડ ત્યાં દાખલ થયો.

મારગારેટ પોતાના સરતાજ ધણીને લેવા આગલ વધી—રાજાએબી પોતાની મ્હોરદારના હાથોમાં પોતાના હાથો મુકી દીધા—અને થોડુંક ચાલી તેઓ પાસે પાસે ગોઠવેલી બે કુરસીઓ પર બેઠાં.

"મ્હને પુછવા દો, રાણી." રાજા દેવીડે કહ્યું "કે તહમે કાઉન્ટેસ ઓવ મોરતનને બીલકુલ વગર શર્તની માફી બક્ષી છે?"

"હા, મ્હારા સરતાજ" તમામ શાંતીથી રાણી ઠંડેપણે બોલી "કાઉન્ટેસ ઓવ મોરતનને મેં માફી બક્ષી છે."

"ઓહ! કેટલી તું ભલી છે." રાજા ખુશી થઇને બોલ્યો. તે મારગારેટના સ્વતંત્ર જુસ્સાને જાણતો હોવાથી તેણે આટલી બધી ઉતાવલે, સ્હેજબી તકરાર કર્યા વગર, માફી મલવાની આશા નહીં રાખેલી, પણ જ્યારે મારગારેટ ઝડપથી બોલી ત્યારે તે ખરેખર ખુશી થઇ ગયો અને વધુ બોલ્યો "આજનો દીવસ તો ગોયા ભલાઇ કરીને માફીઓ આપવાનોજ દીવસ છે. વ્હાલી માગી, જ્યારે તેં કાઉન્ટેસને માફી બક્ષી છે તો લે" અને રાજા દેવીડે પોતાની જેબમાંથી એક શોભીતું પરબીડું કાહાડીને મારગારેટના હાથમાં મુકતાં કહ્યું "આની અંદર ત્હારા

ભાઇને મ્હારી તર્ફથી ઉમરાવપદ મલ્યાનું લખેલું છે, અને આની બાહાર ત્હારા ભાઇનું ઉમરાવી ઇલ્કાબ સાથનું નામ છે."

"તો હું તે હમણાંજ મ્હારા વ્હાલા ભાઇપર મોકલવા ઇચ્છું છું" ખુશી ખુશી થઇને મારગારેટ બોલી.

"મોકલ." અને રાજાએ પોતે ઉઠીને ત્યાંની મેઝપરથી એક રૂપેરી ઘંટડી ઉપાડી અને દરવાઝા આગલ જઇને તે વગાડી. તે સાંભલી એક નોકર દોડી આવ્યો, જેને રાજાએ કહયું "લે આએ લીફાફો, એ લઈ જઇને નામવર રાણીના બાપ સર ફ્લેમીંગને આપ."

તે નોકર નમીને ગયો, અને રાજા પાછો પોતાની રાણી પાસે આવીને બેઠો.

"ત્હમને હું પછી કહેવશ તો કદાચ ત્હમે ખફા થશો." રાણી મારગારેટ રાજાના બેસવા પછી ધીરે રહીને બોલી "તેથી હું ત્હમને તે બતાવી દઉં છું. કાઉન્ટેસ ઓવ મોરતને મ્હારી પર પોતાની મેળે પોતેજ આ લખી મોકલ્યુ છે, ઝરા વાંચશો?"

અને રાણીએ તે આશીપત્ર કાઢીને રાજાના હાથમાં મુકયું. રાજાએ ઝડપથી તે લીફાફામાંનું કાગઝ ખેંચી કાઢયું, અને તે વાંચી ગયો. વાંચતાંજ તે ફીકો બનતો ગયો, અને તેણે પોતાનો હોટ કરડી લીધો. તે મનમાં બડબડયો કે તેની રાણીજ બધી વાતમાં તેનીપર જીત મેલવે એ ઘણુંજ ખોટું થતું હતું, કેમજે તે માનતો કે તેની પોતાની મ્હોરદાર આગલ દમબદમ મલતી જતી હારથી તે પોતે ઝંખવાણો પડી જતો હતો! મગર, રાજાએ ચહેરો હસ્તો કરી નાંખતા કહયું "કેમ, હવે તુને સંતોષ થયોની! માગી, જો તું રાણી નહીં હતે, તો હું તુને એક શીખામણ આપતે, અને તે શીખામણ એજ કે કાઉન્ટેસ ઓવ મોરતન જેવી એક બાનુના ગુસ્સાથી બચવા માટે જેમ બને તેમ તેની છેડતી ઓછીજ કરવી."

વાંચનાર અઝીઝ, મારગારેટનું તકલીદી બની ગયલું તાજ હાલ તુર્ત તો ખરૂં પુરવાર થયું હતું—મગર, ભવીષ્ય? ભવીષ્યના પેટામાં શું હતું તેની તેને કયાંથી ખબર? આખીર, તે તાજ તે બીચારી માટે તકલીદીજ પુરવાર થનારૂં હતું!

## પ્રકરણ ૪૬ મું.

### દરબાર—બેરન ઓવ લીડેસડેલ.

દમબારતન કાસલના એક બીજા મોટા દીવાનખાનામાં ખાસ આરાસ્તા મુખમલની કુરસીઓ ગોઠવી દેવામાં આવી હતી, જેની આજુબાજુમાં રાજાના રીસાલેદાર ચોબદાર, પટેરેદાર, ખીદમતકાર અને રાજાને માન આપનારા તેના બીજા ખાસ નોકરો ઉભા હતા. ત્રણ તખ્તખાસ રાજાના હુકમથી ત્યાં ગોઠવવામાં આવ્યા હતા. તેના વચલા તખ્તપર રાજા ડેવીડ પોતે બેસનાર હતો અને બીજા બેના એકમાં તેની રાણી મારગારેટ, અને ત્રીજા તખ્તમાં પ્રીન્સ ડ સાલ્સ જે રાજા ડેવીડ જેવીજ પદવીનો રાજા ગણાતો હતો તે બેસવાનો હતો.

નૌકરો ઉપરાંત, અમીર ઓમરા અને મોટા ખાનદાનનાં લોકો જે અર્લ ઓવ દગલાસ ને કાઉન્ટેસ ઓવ દગલાસનાં લગન જોવાં પછી ચાલી ગયાં હતાં નહીં તેઓ તે દાવાનખાનામાં ગોઠવાઇ બેઠાં હતાં. અને ત્યાં વખ્ત થતાં રાજા અને રાણી હાથમાં હાથ મીલાવીને દાખલ થયાં. ત્યાં બેઠેલાં તમામ લોકોએ ઉઠી ઉભાં થઇને પોતાના રાજા અને રાણીને માન ઇઝતતથી નવાજ્યાં અને ખુશીના આવાઝપર આવાઝ કરતા તેઓ બોલ્યા "ઘણું જીવો રાજા દેવીડ અને રાણી મારગારેટ."

મારગારેટનો હરખ માયો સમાયો જતો નહીં હતો. તેને આજે પહેલવહેલી વખ્ત એક તાજ પેહેર્યું હતું, આજે પહેલીજવાર તે પોતાના ધણી સાથે તખ્તપર બેઠી હતી, અને આજે પહેલીજવાર તેને "રાણી મારગારેટ" તરીકે બોલાવીને તેને રાણી તરીકેનો માન મરતબો આપવામાં આવતો હતો. અહહા! ખુશી! ખુશી! પાક પરવરદીગારના શુકરાના કરીને તે વારંવાર આસપાસમાં જોઇ મનમાં ખુશી અને ખુશીજ થતી હતી.

રાજાના બે હાથોપરના બે તખ્તોપર રાણી અને પ્રીન્સ ડ લુઇઝાના બેસવા પછી રાણીની પાસે ઓલબરટીના બેઠી અને તેની પાસે સર ફ્લેમીંગ. જ્યારે પ્રીન્સ ડ સાલઝાની પાસે અર્લ ઓવ કેથનેસ નામવર બેઠો હતો.

"આ મ્હારી માનવંત રાણીને હું ત્હમો સનમુખ આજે ઓળખાવતા ઘણોજ ખુશી થાઉં છું." રાજા દેવીડ બેઠેલાં લોકો તર્ફ જોઇને બોલ્યો "એવણ ઘણા માયાળુ અને ઘણા નેકદીલ છે."

"અને હું મ્હારી તર્ફથી બોલતાં કહું છું કે સર ફ્લેમીંગ——" પ્રીન્સ ડ સાલઝા બોલ્યો, અને વધારે બોલવા જાય તે અગાઉ રાજા દેવીડ વચમાં બોલી પડયો:

"આજના દીવસ અગાઉ એવણ સર ફ્લેમીંગના નામથી ઓળખાતા હતા, મગર, આજથી એવણને બેરન ઓવ લીડેસડેલના નામથી પીછાણવામાં આવે એવી મ્હારી મર્ઝી છે."

અને રાજા બોલી રહયો કે તાલીઓની એવી મોટી તો ગર્જના તે દીવાનખાનામાં થઇ રહી કે તે દીવાનખાનું ધરતીકંપથી ધ્રુજી રહયું હોય તેવું લાગતું!

રાજાએ ઉઠીને પોતાના સાલા બેરન ઓવ લીડેસડેલને ગલે લગાડયો, અને તે વખતે તેણે કહયું "મેં એકવાર અગાઉ ત્હમારીપર મ્હારી સહી સાથનો લીફાફો મોકલ્યો છે, મગર આ માનપત્ર જે મ્હારી તર્ફથી છે તે ત્હમે સ્વીકારો." અને તેણે એક કીમતી ન્હાના દાબડામાં મુકેલું તે માનપત્ર કાઢીને પોતાના સાલાને આપ્યું. અને નમીને તે પાછું લેતાં તેને પ્રીન્સ ડ સાલઝાના હાથમાં મુકતાં કહયું "પ્રીન્સ ડ સાલઝા નામવર, ત્હમે આ માનપત્ર મ્હારી તર્ફથી વાંચો અને બેરન ઓવ લીડેસડેલને તે એનાયત કરો."

આપણને આ વાર્તામાં એટલા બધા બનાવો જોવાના છે કે એકની એક ચીઝપર પીજણ પાટલો કર્યા કરવાની બીલકુલ ફુરસત નથી, અને તેથી દરબારમાં શું થયું અને માનપત્ર કેમ વંચાયું અને તાલીઓ કેમ પડી એ બધા નકકામાં વર્ણનપર થોભવાની આપણને ઝુરરત નથી અને તેથી આપણે સીલ સીલાબંધ આગલ વધતાં જઇશું: ટુંકમાં તે ભવ્ય મેલાવડો જે રાણી મારગારેટને શોભાવનારો હતો અને તેના ભાઇને દરજ્જાપર પહોંચેલો જોઇ આનંદમય

બન્યો હતો તે હવે બરખાસ્ત થયો. અને રાણી પોતાના ખાસ જુદા રાખવામાં આવેલા કમરામાં ગઇ જ્યાં થોડે વખ્તે તેનો ભાઇ દાખલ થયો.

ફ્લેમીંગ જ્યારે દાખલ થયો ત્યારે તેની બ્હેન પોતાની સખીઓ સાથે વાતે વળગેલી હતી અને તેઓની પાસે ઓલબરટીના બેસીને હસી હસીને વાતો ચલાવતી હતી. ફ્લેમીંગે ખાનગી વાતનો ઇશારો પોતાની બ્હેનને કરતાજ રાણીએ નમનતાઇથી ઓલબરટીનાને કહયું જે પોતે બાહાર ગઇ અને રાણીની સખીઓનેબી લેતી ગઇ, જેથી તે ભાઇ-બ્હેન એકલાં પડ્યાં.

"વ્હાલી બ્હેન, જે મોટા દરજ્જાની આશા આપણે સ્વપ્નેબી કીધી નહીં હતી તે દરજ્જાપર આપણુને પાક ખુદાએ મુકયા છે અને આપણે એક આપણાં બુલંદ બખ્ત માટે તે પાક રહીમાનો રહીમના અતી ઘણા શુક્રગુઝાર છીએ. અને હવે આપણી વાતપર ઉતરીને હમણાં હું શું કરવા આવ્યો છું તેજ કહી દઉં છું. મ્હને પાકકો વહેમ જાય છે બ્હેન, કે રોઝલીન કાસલના ગુફાદાર કબ્રસ્તાનમાં હું એક રાત્રે જયારે ગયો હતો ત્યારે ત્યાં મ્હને જે રૂહ જણાયું તે તું પોતે હતી! શું એ વાત ખરી છે?"

"તું શા ઉપરથી એમ ધારે છે કે હુંજ રૂહ બનીને ત્યાં આવી હતી?" રાણીએ પોતાના ભાઇને મોંહ મલકાવતા સવાલ કીધો.

"તેં પોતે એક વખ્તે તે રૂહે જે શબ્દો કહયા હતા તેજ શબ્દો આબાદ કાંઇક થોડાક ફેરફાર સાથ મ્હને કહી સંભલાવ્યા હતા અને તેજ વખ્તે મ્હને શક ગયો હતો. રૂહ અને ભુત અને પલીદની વાતો મ્હારા ધ્યાનમાં કદી ઉતરતીજ નથી, અને તેજ વખ્તે મ્હને વહેમ પડયો હતો કે તેં તે બાબદમાં પોતાનો હાથ તો નહીં આપ્યો હોય!"

"શું કરૂં? મેં જોયું કે તું આપણા કુટુંબને લાગેલા કલંકને સબબે હરમીનેજ કાસલ અને નાઇટ ઓવ લીડેસડેલના વારીસ તરીકે બીજી ઇમારતો, મીલકતો, અને ખેતરોનો માલેક બનવાને ધાસ્તી ખાઇ જતો હતો તેથી મેં મ્હારા કરતાં કોઇ વધારે અસર કરનારથી ત્હારા દીલની ધાસ્તી દુર કરવાનો ઇરાદો કર્યો, અને રેડમેન જેની સાથે તું કબ્રસ્તાનના ગુફામાં જનાર હતો, તેણે મ્હને ત્હારો ઇરાદો કહેલો હોવાથી મેં રૂહ બનીને તુને હીમત આપવાની કોશીશ કીધી હતી. વ્હાલા ભાઇ,-રેડમેને મ્હને મ્હારી કોશીશમાં મદદ આપી, મેં હીમત કીધી, અને હું રૂહ બનીને તે ગુફામાં આવી. યાદ છે તુને કે મેં "આમીન"કરીને એક ઝીણો આવાઝ કાઢયો હતો?"

"બ્હેન, ત્હારી હીમતપર તો હું સદ હઝાર આફરીન કરૂં છું." ફ્લેમીંગે અજાયબી સાથે મારગારેટના ચહેરા તર્ફ જોઇ જોઇને કહયું "એક જવાન છોકરી, અને ત્હારામાં તે ગુફાની અંદર ઉતરવા જેટલી હીમત? હું તો તઅજ્જુબજ છું, ત્હારા કામોને જોઇને!"

"મેં અને રેડમેને પાટીયાં ગોઠવયાં, અને રેડમેને જ્યારે તુને એકલો જવા દીધો ત્યારે હું જ્યાં બંદગી કરવા તું બેઠો હતો ત્યાંના એક પત્થરની આડમાં છુપાયલી હતી. મ્હને રેડમેને કહયું હતું કે તું આપણા મરહુમ પીદરની લાશ પાસે બંદગી કરનાર છે, અને તેથી આગલથી કીધેલી ગોઠવણ મુજબ હું ત્યાં છુપાઇ રહી અને મેં ટક જોઇને બળતી મસાલને ઉડલાવી નાંખી. ત્યારેજ તું ગભરાયો, અને પેલી રૂહની વાત ત્હારા મગઝમાં તાઝી થઇ. મેં છુપાઇ બરાઇને જઇને રેડમેનના હાથમાંની રકેબની લઇ લીધી અને મેં રૂહ જેવો સુફેદ

લીબાસ જે પહેર્યો હતો અને નીકાબ જે નાંખ્યો હતો તેનાથી તું મરહુમ લેડી બલ્લાંશેનું રૂહ ત્હારી આગલ આવેલું સ્હમજ્યો! મે આવાઝ બદલી નાંખ્યો, અને તુને ત્હારા કામમાં હીમત પકડવાની સલાહ આપતાં જાણે એક ભવિષ્યવાણી વરતતી હોઉં તેમ હું ઢોંગથી આહીસ્તા બોલી."

"મગર, આપણા વ્હાલા કાકા પ્રીન્સ ડ સાલઝા જેવણ તે વખ્તે આપણને સર કેસીમીર દએસ્તે તરીકેજ માત્ર જાણીતા હતા તેવણ તે ગુફાદાર કબ્રસ્તાનમાં આવ્યા, તેનો ખુલાસો શું?" ફ્લેમીંગે પોતાની હીંમતવાન બ્હેનને સવાલ કીધો.

"જેમ તું તે વખ્તે તેવણની ત્યાંની હાઝરીથી અજાયબ થયો હતો તેમજ હું પોતેબી થઇ!" મારગારેટે કહયું "કેમજે, મ્હારી અને રેડમેનની મસલતમાં તેવણ કાંઇ શામીલ હતા નહીં. પણ, તેનો ખુલાસો સ્હેલ છે. સર કેસીમીર આપણાં બેઉની તર્ફ માયા રાખતા હોવાથી તેવણ આપણી દરેક હીલચાલપર ધ્યાન આપતાં હતાં અને તેવણે કેડે તુને તે ગુફાદાર કબ્રસ્તાનમાં ઉતરતો જોયલો જેથી પાછલ પાછલ રાહબાત જોવા પોતેબી ઉતરી પડયા. રેડમેન સાથે તેવણનો મેલાપ થઇ શકયો નહીં, તેવણ સીડી પરથી ઉતર્યાં તે વખ્તે રેડમેન કોઇ સંજોગે બીજી તર્ફ ગયલો અને સર કેસીમીરપર તેનું ધ્યાન નહીં દોડેલું. સર કેસીમીર હલવે હલવે આવ્યા પછી તેવણે ત્હારે બદલે ત્યાં જે દેખાવ થઇ રહયો હતો તે અજાયબીથી જોયો. મેં જોયું કે વાત બીગડી જવાનો સંભવ હતો, અને તેથી મેં તુર્તજ તેવણના હાથપર હાથ મુકી દીધો, ચાલવાનો ઇશારો કીધો, અને ચાલતાં ચાલતાં મેં હલવેથી તેવણને કહયું "સર કેસીમીર, હું મારગારેટ છું અને શા માટે હીંયા આવા વેષમાં આવી છું તેનો ખુલાસો પછી કરીશ." તેમ બોલીને હું સર કેસીમીરને લઇને પાછી ગઇ અને તેવણ આગલ ખુલાસો કરવાથી તેવણબી મ્હારી હીમતના વખાણ કરીને મેં રચેલા પાટીયાં માટે ખુશી થયલા જણાયા."

"મારગારેટ, મારગારેટ, તું અજાયબ કીસમની મ્હારી બાહાદુર અને શેરદીલ બ્હેન છે." ફ્લેમીંગે ખુશી થતાં કહયું "તેં વેષ તો એવો સજેલો કે આબાદ રૂહ! અને રૂહની મીસાલ ચાલવા બોલવામાંબી તેં તો કમાલ ખુબી વાપરી."

તે પછી તે ભાઇ-બ્હેનને રાજા સાથના છુપા લગન સંબંધી વાત થઇ, જે રાજા અને મારગારેટના લગનની બાબદમાં આપણે પુરતું જાણી આવ્યા છીએ એટલે એ લોકોની વાત સાંભલવાને આપણે ખોટી થઇશુ નહીં.

આખીર, તે દીવસ કે જે દીવસે અજાયબીઓના બનાવોપર બનાવો બની ગયા હતા અને રાજા દેવીડના ગમે તેટલા ફાંફાં છતાં મારગારેટ સ્કોટલેંડની રાણી બની હતી તે ખુશ દીવસબી ખતમ થયો, અને રાત્રીની આસાઇશ લેવા બધાં દમબારતન કાસલમાંજ આરામ લેતા સુતાં.

---

# પ્રકરણ ૪૭ મું.

## લડાઈ મોકુફ!

બીજે દીવસે સહવારના દેવીડ અને પ્રીન્સ ડ સાલઝાની મુલાકાત થઇ, મગર એ બે રાજાઓની વચ્ચેની વાતચીત આપણે સાંભળીએ તે અગાઉ એટલું જાણવું આપણને અગત્યનું થઈ પડશે કે અર્લ ઓવ ઐઝનતાઝન સાથે દગાબાઝી રમીને રાજા દેવીડનો ચોબદાર સ્ટીફન કોચરેન રાજાને જઇ મલ્યો હતો ખરો, પણ તેને રાજા દેવીડે તુર્તજ ઇંગલેંડ તર્ફ પોતાના કામે મોકલ્યો હતો. ઇંગલેંડમાંના ચારામારા જોવા માટે સ્ટીફન કોચરેન કરતાં વધારે ચાલાક રાજાને બીજો કોઇ જણાયો નહીં, અને તેને ખાનગી [illegible] મોકલવામાં આવ્યો. હવે, અઝીઝ વાંચનાર, સ્ટીફને કોચરેન જ્યારે ઇંગલેંડથી પાછો આવ્યો ત્યારે સ્કોટલેંડમાં રાણી માારગારેટની પંચાતી ચાલી રહી હતી અને રાજા દેવીડની પાસે કોચરેન પહોંચી જાય તે અગાઉ તેને રસ્તામાંથીજ ચાલાક પ્રીન્સ ડ સાલઝાએ પકડી પાડયો હતો. મારગારેટના લગનની ખરેખરી બીના દમબારતનમાં કહી દેવા અને તેમ કરી ઇનામ લેવા અથવા તો લગનની ખરી બીના નહીં કહીને પ્રીન્સ ડ સાલઝાની શમશીર તળે કપાઇ મરવાની ધમકી કોચરેનને આપવામાં આવી. વલી, પ્રીન્સ ડ સાલઝાએ પોતે કોણ હતો તે કહયું હતું અને જો વાત વધી જાય ને રાજા દેવીડ કોચરેનને પોતાની નોકરીમાં પાછો નહીં રાખે તો પ્રીન્સ ડ સાલઝા પોતાના મુલકમાં તેને લઇ જવા તૈયાર થયો.

આટલો ખુલાસો જાણવા પછી આપણે રાજા દેવીડ અને પ્રીન્સ ડ સાલઝાને ખાનગી મસલહત ચલાવતા સાથે બેઠેલા જોઇએ છીએ.

"તહમે મ્હને તહમારી શર્તોની બારીકી પહેલાથીજ જણાવી દીધી હતે તો ઘણુંજ બ્હેતર થતે." પ્રીન્સ ડ સાલઝાએ રાજા દેવીડને કહયું "હજુણ તહમારા ત્રણ વરસ બાકી છે, સાત વરસો સુધી તહમે દંડની રકમ ભરેલી છે અને બીજા ત્રણ વરસ સુધી તહમને ભરવાની છે."

"પણ બાકીના ત્રણ વરસની રકમ જો હું સામટી ભરી નાંખું તો શું મ્હને ઇંગલેંડ સાથ લડવાની છુટ નહીં રહેશે?" રાજા દેવીડે સવાલ કીધો.

"નહીં. મેં હમણાંજ તહમારી શર્તોના દસ્તાવેજો તપાસ્યા છે જેમાં એ ખુલ્લું જણાવેલું છે કે તહમારેથી સામટી રકમ અપાય નહીં અને દશ વરસમાં તહમારેથી ઇંગલેંડ સાથ લડાય નહીં." પ્રીન્સ ડ સાલઝાએ જવાબ આપ્યો.

"અરે, પણ જો રકમ આપી દઇએ અને લડવા તૈયાર થઈ જઇએ તો?"

"તહમે એક ગ્રહસ્થ નહીં કહેવાઓ, બીજા મુલકોના રાજાઓની નઝરમાં તહમે અળખા-મણા થઇ પડો, તહમને બીજું કોઇ રાજ મદદ નહી આપે, અને તહમને દગલબાઝ તથા વચન તોડનાર તરીકે બધા ધીકકારે." પ્રીન્સ ડ સાલઝાએ રોકડું પરખાવ્યું, અને પછી તેણે ઉમેર્યું "જો કે સ્ટીફન કોચરેનના કહેવા મુજબ ઇંગલેંડ હાલમાં ઘણું મઝબુત છે અને તહમારા અમીર ઓમરા જે ત્યાં કેદ છે તે તહમને આવી મલે તેમબી નથી, છતાં હું મ્હારા [illegible]ની

મદદથી ત્હમારી તરફથી લડું પણ હું પોતેબી આ શર્તોની બારીકી વાંચીને દીલ કરતો નથી. કેમકે ઇંગલેંડ સાથ હાલ લડાઇ કરવામાં આવે તો ત્હમને ધીકકારવા ઉપરાંત તમામ મુલ્કના રાજાઓ ત્હમને મદદ કરવા માટે મ્હનેબી ધીકકારે.”

રાજા દેવીડે પોતાનો હોટ દાંત વચ્ચે ઝોરથી દબાવ્યો, અને ખ્યાલ કરીને બોલ્યો “ત્હમે બધા દસ્તાવેજો વાંચ્યા છે, શરતો જોઇ છે, અને તેથી હું કહું છું કે એ શર્તથી બચવાની કોઇ બારી છે કે નહીં?”

“બારી એકબી નથી, રાજા દેવીડ.” પ્રીન્સ ડ સાલઝાએ કહયું “હું તો ત્હમને એક ગ્રહસ્થ રહેવા અને ત્હમારા વચનને વળગી રહેવાની શીખામણ આપું છું, ત્હમે એમ ના સહમજતા કે હું ત્હમારી મદદમાં આવવા કબુલ નથી, મેં તો મ્હારૂં તમામ લશ્કર તૈયાર કીધું છે, મગર આજે આ બારીકીઓ જાણવા પછી મ્હારૂં મન ફેરવાયું છે. ત્હમને ખાડામાં હું ઉતારવા ખુશી નથી, ત્હમે મ્હારી કુમકપર લડશો તો ઇંગ્લેંડને બીજા ઘણા મદદગારો મલી આવશે, કેમકે વચન તોડનાર અને વચન તોડનારને મદદ કરનારની તર્ફે આખી દુન્યાના રાજાઓ દીલસોઝી ધરાવે નહીં અને તેઓ વીરૂદ્ધ થઇ જાય અને આપણુને કચડી નાંખવા તૈયાર થાય.”

“ત્યારે મ્હારે શું કરવું જોઇએ?” રાજા દેવીડ બોલ્યો.

“ત્રણ વરસ ખલાસ થઇ જવા દેવા જોઇએ, એક ગ્રહસ્થ તરીકે અને વચન પાલનાર એક રાજા તરીકે ત્હમારે ત્રણ વરસ સુધી ત્હમારૂં કઝ અદા કરવું જોઇએ અને ઇંગલેંડ સામે લડવાને માથું નહીં ઉંચકવું જોઇએ એવી મ્હારી સલાહ છે.” પ્રીન્સ ડ સાલઝાએ કહયું “અગર જો મ્હને ત્હમારી આ શર્તની બારીકીની ખબર હતે તો હું કદીબી ત્હમને આશામાં રમવા નહીં દેતે, હું તકલીફ ઉઠાવીને સ્કોટલેંડ સુધી કદી નહીં આવતે, અને મ્હારા લશકરને લડવાની તૈયારી કરવા જેટલી તસ્દીમાં ઉતરવું નહીં પડતે.”

“હું કાંઇ બીજુંજ સ્હમજ્યો.” રાજા દેવીડ બોલ્યો “હું સ્હમજ્યો કે ત્હમે મ્હારી તર્ફથી લડશો એટલે હું મ્હારા દુશમનપર જીત મેલવીશ.”

“દગલબાઝી કરીને લડવું, શર્ત અને વચન તોડીને લડવું, એમાં કોઇની દીલસોઝી ખેંચી નહીં શકાય, પણ ઉલટા બધાનો ધીકકાર લઇને આપણી પોતાની તબાહી આપણા સરપર હાથે કરીને ખેંચી લઇશું.” પ્રીન્સ ડ સાલઝાએ સ્હમજાવ્યું.

“તો પછી ત્યારે ત્રણ વરસ હું થોભીશ.” રાજા દેવીડના ધ્યાનમાં વાત ઉતરવાથી તે બોલ્યો “મગર, ભાઇ, ત્હમે ત્રણ વરસ પછી મ્હને મદદ આપશો કે નહીં? મ્હને ખાત્રી આપો.”

“આજે ૧૩૬૪ ના સાલમાં જે મદદ હું ત્હમને આપવાનો છું, તેજ મદદ ૧૩૬૭ ના સાલમાં ત્હમને મલશે.” પ્રીન્સ ડ સાલઝાએ કહયું “મ્હારા વીસ હઝાર લડવૈયાઓની મદદ ત્હમને મલશે.”

“[illegible] ત્યારેજ હું મ્હારો દાવ જીતશ.” રાજા હાથપર હાથ મસલીને બોલ્યો.

આખીર રાજા દેવીડ અને પ્રીન્સ ડ સાલઝાની આ મુલાકાતનું પરીણામ એ આવ્યું કે ઇંગલેંડ સાથ હાલમાં તો લડાઇ નહીં કરવી. અને તે વાત પ્રીન્સ ડ સાલઝાના લડવૈયાઓમાં આગની ધુમ પેઠે ફેલાઇ રહી.

"રાજા સાથની મુલાકાત ખતમ કરવા પછી પ્રીન્સ ડ સાલઝાએ પોતાના ઓરડામાં જઇને સ્ટીફન કોચરેનને બોલાવ્યો, અને તેને વચન આપેલું ઇનામ બક્ષીને કહ્યું "હવે તું હીંયાં સ્કોટલેંડમાં રહેવા માંગે છે કે મ્હારી સાથે ?"

"હું સ્કોટલેંડમાં રહીશ તો ખારીશો રાજા દેવીડ કોઇ દીવસેબી મ્હને મારી નખાવશે." સ્ટીફન કોચરેને કહ્યું.

"તો મ્હારી નોકરીમાં મ્હારે દેશ ચાલ." પ્રીન્સ ડ સાલઝાએ સલાહ આપી.

"હું તો લંડન જવા માંગુ છું." સ્ટીફન કોચરેને કહ્યું "ત્યાં મ્હારાં સગાંઓ છે અને વલી તહમારી પાસેથી ઇનામમાં એક ન્હાની જેવી દોલતજ મ્હને મલેલી છે તો હું લંડન જઇશ, અને ત્યાં ખાઇ પીને મજાહ કરી તહમને અને રાણી મારગારેટને દુઆ કરીશ."

"ઠીક, તો જા, ઇંગલેંડ જવાની તૈયારી કર, જા. મ્હારા માણસો તુને જેબી જોઇશે તેની મદદ આપશે."

સ્ટીફન કોચરેન ગયો કે પ્રીન્સ ડ સાલઝા પોતાના મન સાથે બડબડયો "ત્રણ વરસ સુધી મ્હારા ભાઇની બેટી રાણી મારગારેટનું સુખ તો ઘણું સારી રીતે સચવાયલું રહેશે. કેમજે રાજા દેવીડ ગમે તેવો મતલબી, દગાબાઝ, અને કપટી છે છતાં મ્હારે ખાતીર તે પોતાની રાણીપર ઝુલ્મ કરતો અટકશે. મ્હારી મદદ ત્રણ વરસ પછીબી રાજા દેવીડને જોઇશેજ, એટલે તે ગમે તેટલો બદમાશ હશે છતાં મ્હારે માટે તે પોતાની મ્હોરદારને સતાવતો અટકશેજ. તે છતાં–તે છતાંબી મ્હારે એક કામ કરવું જોઇશે: મ્હારે કોઇ મ્હારા વફાદાર આદમીને હીંયાં રાજાની હીલચાલ તપાસવા માટે રાખવો જોઇશે—જે રાજા કેમ ચાલે છે તેની ખબર મ્હને વારંવાર પહોંચાડે."

પ્રીન્સ ડ સાલઝા તે ખ્યાલ કરતો હતો તેટલાં દરવાઝાપર ઉભો રાખેલો તેનો નોકર દોડી આવી બોલ્યો "કોનરાદ તહમો નામવરને મલવા માંગે છે."

"તેવણુને અંદર મોકલ." પ્રીનસ ડ સાલઝાએ કહ્યું. અને, તે પછી, પ્રીન્સ ડ સાલઝાની સામે કાઉન્ટેસ ઓવ મોરતનનો ભાઈ આવીને ઉભો.

"હું એ માટે આવ્યો છું નામવર." પોતાના રાજા તર્ફ ઘણો નમીને તે બોલ્યો "કે તહમારી મ્હેરબાનીથી રાણીએ મ્હારી બ્હેન લુઇઝાને માફી બક્ષી છે, અને તે માફી માટે હું તહમારો ઘણો ઘણો ઉપકાર માનું છું."

"તેં મ્હારી નોકરીમાં એટલી બધી તો વફાદારી બતાવી છે કે પછી આ એક નજીવું કામ હું નહીં કરૂં તો ખોટું કહેવાય." પ્રીન્સ ડ સાલઝાએ કહ્યું, અને તે બાદ વધાર્યું "પણ વારૂ, કોનરાદ, હવે તહમારા બ્હેન શું કરવા માંગે છે? હીંયાં રહે છે કે પોતાને વતન જાય છે?"

"મ્હારી સલાહથી તે પોતાને વતન આજની આજજ ઉપડી જવા તૈયાર થઈ છે." કોનરાદે કહ્યું.

"તેં બહુજ નેક કામ કીધું છે, ત્હારી હુશ્યારી માટે હું તુને જેટલી શાબાશી આપું તેટલી થોડી છે, કોનરાદ." પ્રીન્સ ડ સાલઝા ખરા દીલથી બોલ્યો, અને તેણે કાંઇ થોડો ખ્યાલ કરીને

કહ્યું "જો કોનરાદ, મ્હારે હવે જેમ બને તેમ જલદીથી આપણે મુલ્ક જવું જોઇએ, કેમકે ઇંગલેંડ સાથ લડાઇ કરવી નથી અને આપણું મોટું લસ્કર સ્કોટલેંડ આવવા તૈયારબી થયું હશે, જેને સ્કોટલેંડ આવતા એકદમ અટકાવવું જોઇએ. વલી, આપણા રાજમાં હાલ મ્હારી બહુજ મોટી ઝુરૂર જણાઇ છે અને તેથી હું જેમ બને તેમ જલદીથી ત્યાં જવા માંગું છું. લોર્ડ ઓવ લીડેસડેલ અને આલબરટીના રેઝલીનના લગનની ધામધુમ જોયા વગરજ મ્હને જવું પડશે——"

"ત્હમારી નોકરીમાં અમો તૈયાર છીએ." કોનરાદ બોલી પડયો.

"નહીં, હું આપણા પંદરસો લડવૈયાઓને લઇને પાછો જાઉં છું, તેમને લાવતી વખ્તે તેમનો સરદાર તું થયો—હવે જતી વખ્તે હું તેમને લઇ જાઉં છું, અને તુને સ્કોટલેંડમાં એક ઘણા ઝુરૂરી કામ માટે છોડી જાઉં છું." પ્રીન્સ ડ સાલઝાએ કહયું.

"ત્હમારે માટે હું મ્હારો જાન કુરબાન કરવા તૈયાર છું." કોનરાદ બોલ્યો.

"ત્હારી વફાદારી માટે મ્હને પુરતો ભરૂસો છે ત્યારે તો તુનેજ એ કામ હું સોંપું છું." પ્રીન્સ ડ સાલઝાએ કહયું "તું સ્કોટલેંડમાં રહેજે અને રાણી મારગારેટની ભલાઇ અને ખયર-ખ્વાહીમાં મશગુલ રહેજે. રાજાની હીલચાલપર છુપી રીતે ધ્યાન રાખજે—છુપી રીતે છુપા વેષમાં રાજાની હીલચાલ જોઇ તપાસવીબી પડે તો તપાસજે——"

"આએ દાઢીપર હજામનો અસ્ત્રો ફેરવાવી લેવશ અને કપડાંમાં એવો ફેરફાર કરશ કે રાજા દેવીડ તો શું પણ ભલો અફ્લાતુનબી મ્હને ઓળખી નહીં કાઢે." કોનરાદ બોલ્યો.

"શાબાશ," પ્રીન્સ ડ સાલઝાએ તેની પીઠ ઠોકી "આજથી તું સર કોનરાદ રોસેલના દરજ્જાદાર નામથી ઓળખાશે, તુને નાઇટ બનાવવા માટેની મુનાદી હું આપણા લડવૈયાઓમાં ફેરવાવીશ. તું, સ્કોટલેંડ રહેજે, અને મેં ફરમાવેલું કામ બરાબર ધ્યાનથી કરજે."

"બાસરોચશ્મ." સર કોનરાદે પોતાના રાજા પ્રીન્સ ડ સાલઝાને નમીને કહયું, અને તે થોડીક બીજી ત્રીજી વાત કરીને ગયો.

* * * *

અને, હવે, અઝીઝ વાંચનાર, આપણે તકલીદી રહેલાં તાજની ખરી હાલતપર આવ્યા બાદ હવે પછી પાછા તેના તકલીદીપણાંપર જઇએ તેટલાં બધાંને વગેસગે કરીશું:

રાજા દેવીડને છોડીને સ્ટીફન કાચરેન પ્રીન્સ ડ સાલઝા તર્ફનું મોટું ઇનામ લઇને ઇંગલેંડ ગયો,—લુઇઝા કાંઉન્ટેસ ઓવ મોરતનબી પોતાના ધણી પાસે ઇંગલેંડ જતી રહી,—પ્રીન્સ ડ સાલઝા બધાંને મલી ભેટીને પોતાના પંદરસો લડવૈયાઓને લઇને પોતાને મુલ્ક રવાના થયો—અર્લ ઓવ કેથનેસ પોતાની બેટી આલબરટીના અને ફ્લેમીંગ લોર્ડ ઓવ લીડેસડેલને લઇ રેઝલીન કાસલમાં ગયો જ્યાં ફ્લેમીંગ અને આલબરટીનાના ઘણી ધામધુમથી લગન થયાં,—અને રાણી મારગારેટ તાજદાર બનીને મહાલની ઝીંદગી પસાર કરવા લાગી.

---

# ત્રણ વરસનો ગાળો.

## પ્રકરણ ૪૮ મું.

### ત્રણ વરસ પછી.

અઝીઝ વાંચનાર, આપણને હવે ત્રણ વરસનો એક કુદકો મારવાનો છે!—હા, દમબારતન કાસલમાં જે જે બનાવો બની ગયા તેને હમણાં ત્રણ વરસ થઇ ગયા છે! ત્રણ વરસ—જે અરસામાં આપણી વાર્તામાં કાંઇ જાણવા જોગ બનાવો બનતાજ નથી, ફકટ એકજ જાણવા જેવી ચીઝ છે જે જોકે આપણી વાર્તા માટે નજીવી છે, મગર આપણા નેક પાત્રો માટે આપણી ખુશાલી રહેવીજ જોઇએ તેથી જાણી લઇશું તો ઠીક થશેઃ લોર્ડ અને લેડી લીડેસડેલ—આપણા ફલેમીંગ અને ઓલબરટીના—ને એક છોકરો આવ્યો છે, જે છોકરો પોતાના માબાપ જેવોજ ખુબસુરત અને ગલગોટાં જેવો સુંદર છે.

ત્રણ વરસ પસાર થઇ ગયા છે અને હમણા ૧૩૬૭નું સાલ ચાલે છે. દાલકીથ કાસલ જે અર્લ અને કાઉન્ટેસ ઓવ મોરતનની માલેકીનું છે તેમાં છેલ્લા થોડા અઠવાડયાં થયાં ખુબ ધુમ મચી રહી છે, અને તે કાસલને સુધારવા અને તેમાં રચના કરવા માટે માણસો અને પૈસાની ખુબ મદદ અને ધમાલ ચાલી રહેલી જણાય છે. તે કાસલની મરામત કરવા ઉપરાંત તેને આરાસ્તા બનાવવામાં અને સણગાર કરવામાં કાંઇબી કચાશ રાખવામાં આવતી નથી. અને, ત્યારે, એ બધી ધમાલ શા માટે છે?—કાઉન્ટેસ ઓવ મોરતન દાલકીથ કાસલમાં આવીને રહેવાની છે. તે ઇંગલેંડથી ત્રણ વરસ પછી હમણાં સ્કોટલેંડ પાછી આવે છે.

૧૩૬૭ ના સાલના જુલાઇ મહીનાંની એક રાત્રે દાલકીથ કાસલના એક ઘણા આરાસ્તા કમરામાં કાઉન્ટેસ ઓવ મોરતનને બેઠેલી આપણે જોઇએ છીએ. તે તેજ દીવસે બપોરે પોતાના માણસોના એક રીસાલા સાથે ત્યાં આવી પ્હોંચી હતી જે માણસોમાં તેનો જુનો નોકર લોકયેર હતો અને તે લોકયેરની જેનેટ નામની છોકરી તથા પેલી મીની નામની સખીબી હતી. જેનેટ અને મીની સાથે કાઉન્ટેસ ઓવ મોરતન રમત કરવામાં અને ફરવામાં વખ્ત ગાલતી હતી. વાંચનાર તો મીનીને જાણે છે, મીની મોડની સાથે કાઉન્ટેસની નોકરીમાં પહેલાથીજ હતી, મગર મોડ કાઉન્ટેસના પ્રપંચની વીરૂધ થઇને મારગારેટની સાથે મલી ગઇ હતી. મોડ રાણી મારગારેટ પાસે હતી, જ્યારે મીની કાઉન્ટેસ ઓવ મોરતન પાસે હતી.

હમણાં રાત્રીનો વખ્ત હતો અને આપણે જોઇએ છીએ કે કાઉન્ટેસ ઓવ મોરતન પોતાના દાલકીથ કાસલના મકાનના આરાસ્તા એક કમરામાં અકેલી બેઠેલી છે. તે કમરાની એક મેઝપર તરેહવાર મખવાસની ચીઝો અને જાતજાતનો મેવો મુકેલો છે. કાઉન્ટેસ પોતેબી ઘણી આરાસ્તા થયલી છે! તેણે સુંદરમાં સુંદર પોષાક પહેર્યો છે, અને વારંવાર દરવાઝાની તરફ જોતી રહીને કોઇના આવવાની રાહ જુએ છે. આઠ વાગતાનો શુમાર થયો જ્યારે દરવાઝા ઉપરનો મુખમલનો પરદો હટાવીને કોઇ અંદર આવ્યું. તે આવનાર નતો મીની હતી નતો જેનેટ કે તેનો બાપ લોકયેર કે નતો કાઉન્ટેસની દાસીઓમાંની કોઇ એક હતી—મગર, તે આવનાર કદરૂપો, પેંગો, બટકો, અને ખુંધો એક પુરૂષ હતો. તે ઘણોજ બેડોળ આદમી

હતો, અને જો કે તેની ઉમર પારખી શકાય તેવી નહીં હતી, છતાં તે ખરેખર ચાલીસની ભરતીમાં હતો—અને તેનું નામ મોમપેસન હતું.

તે કદરૂપો શખ્સ અંદર આવીને કાઉન્ટેસ ઓવ મોરતનને નમીને બોલ્યો "એક કલાકની અંદર નામવર રાજા દેવીડ હીંયાં હાઝર થશે."

"ઠીક!" લુઇઝા બોલી "વારૂ, તેં રાજા નામવરને કયાં જોયા? તું તેવણને કયાં મલ્યો?"

"એદીનબરો કાસલમાં.—મેં ત્હમારૂં કાગઝ રાજાના હાથમાં મુકયું અને તેવણે જવાબ આપ્યો કે એક કલાકની અંદર આવું છું."

"અને રાણી કયાં હતી? રાણી?" કાઉન્ટેસે સવાલ કીધો. "તેવણ હજુણ ઉરકવારથ કાસલમાંજ છે કે?"

"હાજી. ઇનવરનેસશીયરના ઉરકવારથ કાસલમાંજ છે એવી મેં ખબર મેલવેલી છે." પેલા બટકાએ કહ્યું "તેવણ નામવર તો ત્યાંજ રહેવાનું પસંદ કરે છે એમ મેં સાંભલ્યું છે."

"ઠીક છે," કાઉન્ટેસ બોલી, અને તેણે તે બટકાને ત્યાંથી જતા રહેવાની ઇશારત કીધી.

બટકો ગયો કે કાઉન્ટેસ એક ખુશી ભર્યું હસ્વું હસી, અને મનમાં બોલી "ખરેખર તે પોતાના વચનને પાલનારો એક મર્દ છે, અને મ્હારા કાગઝના જવાબમાં તે તુર્તજ આવે છે. અહા! તેનો જીવ મ્હારીપર હજુણ જેવો ને તેવોજ હશે કે? એના બાદશાહી મગઝપર પુરતો સારો છાપ બેસે તેવી રીતે આ ઓરડો આરાસ્તા તો છે!"

અને તેટલું બોલીને કાઉન્ટેસ ઉઠી—તેણે એક આયનામાં પોતાનો આખો આકાર જોયો—અને ખુશી થઇને મન સાથ બોલી "વખ્ત જોકે પસાર થયો છે, મગર મ્હારા દેખાવની સુંદરતા હજુણ સુધી ફેરવાઇ નથી—રાજા દેવીડની નઝરોમાં હું ખુબસુરત તો ઝુરરજ દેખાઇશ."

તે પછી પોતાની બેઠકમાં તે જઇ બેઠી અને તેણે ઘંટી વજાડી જેના જવાબમાં પેલોજ કદરૂપો બટકો હાઝર થયો. "મોમપસન" કાઉન્ટેસે કહ્યું "જા, સંગીનનો મ્હને શૌક થયો છે તો ગાનારી સખીઓને હીંયાં મોકલ."

બટકો નમ્યો અને ગયો. થોડાજ વખ્તની અંદર બે ખુબસુરત છોકરીઓ કાઉન્ટેસ આગલ આવી અને તેઓએ બુલબુલ જેવા મીઠાં મીઠાં હલકે ગાવા માંડયું. કાઉન્ટેસ પોતાની સાથમાં બીન જેવા વજીંત્રો લાવી હતી જે ફ્રાન્સથી ઇંગલેંડમાં થોડાજ વખ્તપર નવાઇ તરીકે આવ્યાં હતા. અને મધુરા વજીંત્રો સ્કોટ્લેંડમાં બેસીને તે રાત્રે સાંભલતાં કાઉન્ટેસનો જીવ ખુશી ખુશી થઇ જતો હતો. વલી, કાઉન્ટેસની મતલબ એ હતી કે રાજા દેવીડને તે વજીંત્રથી ખુશ કરવો, કેમ જે રાજા સંગીતનો ઘણો શૌકીન હતો એમ કાઉન્ટેસ જાણતી હતી.

થોડે વખ્તે બાહાર પગલાં વાગતાં સંભલાયાં.-કાઉન્ટેસે સંગીત બંધ કરાવ્યું, રાજા દેવીડ મુખમલનો પરદો હટાવીને જુહકવા લાગ્યો, કાઉન્ટેસ તેની આગલ દોડી ગઇ, રાજાએ કાઉન્ટેસનો હાથ પકડીને ચુમ્યો—તેના ચહેરા તર્ફ ખુશી થઇ થઇને તે ટીકતો ઉભો—અને પછી તેઓ જઇને એક બીજાની પાસેની બેઠકમાં બેઠાં કે સંગીન ફરીથી શુરૂ કરવાનો હુકમ કાઉન્ટેસે આપ્યો. સંગીન શુરૂ થયું, મગર તે બે તો એક બીજાને હસી હસીને જોતાંજ રહયાં. તેઓએ ગુઝરી ગયલા ત્રણ વરસમાં એકબીજાને ખુબસુરતીમાં કમ થયલાં જોયાં નહીં. રાજા

દેવીડ હમણાં ૪૩ વરસની ઉમરમાં હતો છતાં તેના સીહા બાલોમાં એકપી સુફેદ જણાતો નહીં હતો, અને લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતન ૩૪ માં વરસની જવાનીના પુર બાહારમાં ખીલી રહેલી હતી. રાજાને તો તે અગાઉના કરતાંબી ઘણી વધારે ખુબસુરત લાગી! કાઉન્ટેસે અગાઉનાં કરતાં પોતાના માથાના બાલોની લટ લાંબી રહેવા દીધી હતી અને તેથીબી તે વધારેજ શોભતી હતી. તેની આસમાની આંખોમાં અસલ કરતાં વધારે હાસ્ય રમતું રાજાને જણાયું. રાજાએ કાઉન્ટેસના ગુલાબી ગાલોપર વધારે રતાશ હાલમાં જોયો-દાંતોની હાર ચકચાન મોતી સમાન ચલકતા જોયા—અને રાજા હમણાં કાઉન્ટેસ તર્ફ વધારેજ ખેંચાયો.

સંગીતની એક રાગણી ખલાસ થઇ—કાઉન્ટેસના ઇશારાથી સખીઓ ઉઠી અને તેઓ ચાલી જતી હતી કે રાજાએ તેમને અટકાવીને ઇનામ આપ્યું. તેઓ ઇનામ લઇ નમી નમીને ગઇ, કે રાજાએ કાઉન્ટેસના હોટા ઉપર એક બોસો દાબી દેતાં કહયું "પ્યારી લુઇઝા, હવે આપણે એકલાં છીએ. ત્રણ વરસની લાંબી જુદાઇ પછી આપણે મલ્યાં છીએ, અને હું તુંને જોઇને ઘણોજ ખુશી થયો છું—અહહા! વ્હાલા જાન, મ્હારે તુને કેટલી બધી વાતો કહેવાની છે!"

---

## પ્રકરણ ૪૯ મું.

### દેવીડ અને લુઇઝા.

"ત્રણ વરસ પસાર થઇ ગયા છે!" રાજા દેવીડે આગલ ચલાવ્યું "આપણે આએજ મકાનમાં છેલ્લાં મલ્યાં તેને આજે ત્રણ વરસની મુહલત થઇ છે——"

"આપણે ત્રણ વરસની વાતપર આએજ મકાનમાં એક બાનુને સ્કોટલેંડની રાણી બનવાથી અટકાવવાનો એક પ્રપંચ રમતા હતા. અને હમણાં——" જેમ કાઉન્ટેસ વચમાં બોલી પડી હતી, તેમ રાજા દેવીડબી તેના વાકયમાં કુદી પડયો.

"અને હમણાં?" રાજાએ ચહેરો કુમલાવીને કહયું "હું તે રાણીથી બેઝાર છું. લુઇઝા, મ્હને શું ખબર કે એક ઔરતને બનાવવા જતા હું પોતે બની જવશ. એક સુંદરીની દામન લુટવા જતા હું પોતે ગોયા મ્હારા કાબુથી લુટાઇ જવશ-મ્હારા અર્ધા તખ્તોતાજથી લુટાઇ જવશ."

"હું તો એ સ્હમજતી હતી, દેવીડ" કાઉન્ટેસ રાજાનાં પાસાંમાં દબાઇને બોલી "કે ત્હમો ત્હમારી રાણીથી બહુજ ખુશી છો—અને મ્હને ભુલી ગયાં છો. મગર ત્હમારા કાગઝથી હું એ જાણી શકી કે ત્હમારો પ્યાર મ્હારીપરથી દુર થયો નથીજ. ત્હમે મ્હને તેડાવી, મે મ્હારા ધણીને શીશામાં ઉતારી દીધો—અને ત્હમારા કહયાને માન આપીને હું હીંયાં આવી."

"તો તું શું સ્હમજી, વ્હાલી લુઇઝા," રાજાએ કહ્યું "કે હું માર્ગરીટ સાથે મ્હારી ઝીંદગી સુખમાં ગુઝારતો હતો, એમ?"

"હું ધારતી હતી સીર્ફ દુન્યાના કહેવા ઉપરથી" કાઉન્ટેસે જવાબ આપ્યો "દુન્યા એ કહેતી હતી કે ત્હમારાં લગન સુખી નીવડયાં છે, અને મેં તેમ માની લીધું. ખરી બીના જાણ્યા વગર હું મ્હારા મગઝપર બીજો કોઈ છાપ કેમ મારી શકું? મ્હને તો એજ ખ્યાલ ગયો કે ત્હમો ત્હમારી રાણી માટે લંડન, પારીસ, અને હોલેન્ડથી જહવાહીરાતો ત્હમે મંગાવ્યા. અને તેવણને રહેવા માટે ખાસ ઉરકવાર કાસલ ત્હમે બક્ષ્યું, એ ઉપરથી શું ધારી શકાય? એજ કે ત્હમારો તેવણ પર ઘણોજ ઘણોજ જીવ છે."

"તું મ્હને મલ્યા વગર દમબારતન કાસલથી ચાલી ગઇ તેથી હું ત્હારીપર ખફા થયો હતો અને તેથીજ મેં ત્હારીપર એક શબ્દબી લખ્યો નહીં, નહીં તો—નહીં તો, તું મ્હારા કાગઝથી જાણવા પામતે કે હું મ્હારી બૈરી સાથે કેટલો બધો સુખી હતો!!" રાજાએ કહયું.

"ત્હમને મલ્યા વગર મ્હને દમબારતનથી ખાસ જતું રહેવું પડયું, કેમજે એક તર્ફથી રાણીનું દબાણ, બીજી તર્ફથી પ્રીન્સ ડ સાલઝાનું દબાણ, અને ત્રીજી તર્ફથી મ્હારા ભાઇ કોનરાદનું તુફાન, એ ત્રણેથી મ્હને ત્હમને મલવા વગરજ ઇંગ્લેંડ ઉપરી જવાનું થયું અને હું તે માટે ઘણી દીલગીર થઇ" કાઉન્ટેસ ઓવ મોરતને સ્હમજાવ્યું "મગર, હું ઇંગલેંડથી ત્હમારી ઉપર લખવાની હતી, પણ મેં ધાર્યું કે હવે ત્હમારે મનને ગમતી રાણી ત્હમને મલી હતી તો ત્હમે મ્હારી દરકાર નહીં કરશો. હું ચુપ રહી, મેં કાંઇ લખ્યું નહીં, ત્હમે મ્હારી પર કાંઇ લખીને જણાવ્યું નહીં, અને હું ખરી બીનાથી નાવાકેફ રહી. ત્હમે જ્યારે હમણાં મ્હને બોલાવી ત્યારે તો હું આવી, મ્હારા વ્હાલા, અને આવીને હું ત્હમારી ખીદમતમાં હીયાં બેઠી છું."

"ત્હારી મ્હેરબાની થઇ, મ્હારી મીઠી દીલબર" રાજા દેવીડે કાઉન્ટેસનો હાથ પોતાની આંખોપર દાબીને કહયો "હું ત્રણ વરસ સુધી ખામુશ તો રહયો, મગર મ્હારો જીવ ગભરાઈ ગયો અને મેં તુંને તેડાવી. તું મ્હારા કહયા સર તુર્તજ આવી તે માટે ત્હારો સદ હઝાર ઉપકાર, મ્હારી વ્હાલી." અને રાજા હવે સ્હેજ ગલગલા સાદે બોલ્યો "લુઇઝા, હું મારગ્રીટ સાથ સુખી નથી, મ્હને તે ગમે તેટલી ખુબસુરત છે છતાં ગમતી નથી!"

"એ શું બોલો છો?" કાઉન્ટેસે અજાયબીના ઢોંગથી પુછયું.

"હું જે બોલું છું તે ખરૂંજ બોલું છું." રાજા દેવીડે કહયું "અમારાં બેઉનાં મનની વાત અમોને પોતાનેજ ખબર છે! દુન્યાને બતાવવાને માટે એ તો મ્હારાં ખોટાં ઢોંગ છે. નહીં તો હું મારગ્રીટને ધીક્કારૂં છું. ભેટ જે મ્હારી રાણીને હું આપું છું તે આજુબાજુની આંખોને બતાવવા માટે માત્ર હું આપું છું, અને મારગ્રીટ પોતેબી જાણે પોતાના લગનથી કેટલી બધી સુખી હોય તેવો ઢોંગી દેખાવ કરે છે—તેને મોટો ખાલી બપકો બતાવવાનો ઘણો અભખરો છે, અને જ્યારેબી તે અર્લ ઓવ કેથનેસને–પોતાના ભાઇ લોર્ડ લીડેસડેલને કે તેની મ્હોરદાર ઓલબરટીનાને મલે છે ત્યારે તે જાણે કેટલી બધી સુખી હોય તેવો દેખાવ કરે છે," અને રાજા દેવીડ ફરીથી ગલગલા આવાઝે બોલ્યો "લુઇઝા, હું પરણીને પસ્તાયો છું—હું ફસાવતા ફરયો છું—અરે, અરે, થોડા કલાકની ભુલને માટે હું તમામ ઉમ્ર ભરના પસ્તાવામાં હવે પડયો છું. કેમજે હું મારગ્રીટને ફાંસમાં ફસાવીને પોતેબી ગમમાં ગીરફતાર થઇ રહેલો છું!"

"જો પેલો પ્રીન્સ ડ સાલઝા વચમાં નહીં હતે તો ત્હમે નહીં ફસતે." લુઇઝા બોલી.

"પ્રીન્સ ડ સાલઝા કરતાં જો પેલો બદમાશ સ્ટીફન કોચરેન ફુટયો નહીં હતે તો હું નહીં ફસતે." રાજાએ કહયું "તે મ્હારા હાથમાંથી છટકી ન્હાઠો, નહીં તો મ્હારી સાથે દગો રમવાને વાસ્તે હું તેને બરાબર સ્વાદ ચખાડતે." રાજા દેવીડ જુસ્સાથી બોલ્યો "મ્હને તો તે બદમાશે એમ કહયું હતું કે પાદરી બનાવતી છે, પણ પાદરી તો કેડો ખરો હતો! જો પાદરી ખરો પાદરી નહીં હતે તો લગન ખોટાંજ કહેવાતે. લુઇઝા, સ્ટીફન કોચરેન અને તે પાદરી બેઉ ગાયબ થઇ ગયલા છે."

"પેલા પ્રીન્સ ડ સાલઝાએ તે લોકને ન્હસાડયા કે ત્હમારા હાથમાં નહીં સપડાય." લુઇઝા બોલી, અને સ્હેજ સોચીને તે આગલ બોલી "પણ, વારુ, ત્હમને એ માલુમ પડયું ખરું કે પ્રીન્સ ડ સાલઝા શા માટે એટલી બધી મારગ્રેટની તરફદારી કરતો હતો?"

"મેં કાંઇ ઘણા ઘણા દબાણથી કોઇ દાહાડેબી મારગ્રીટને તે બાબદમાં પુછયું નહીં, કેમજે હું સ્હમજી ગયો કે કોઇ વખ્ત પ્રીન્સ ડ સાલઝા માટે પુછાતાજ તે અખાડા કરી જવાની કોશીશ કરતી હતી" રાજા દેવીડે કહયું "મગર; મ્હને તો પુરો શક જાય છે કે એ લોગી કુટુંબમાંનોજ એક હશે."

"ખરી અટકલ ત્હમારી મ્હને લાગે છે." લુઇઝા બોલી "મ્હનેબી એમજ લાગે છે. જો મ્હારો ભાઇ કોનરાદ મ્હને દમબારતન કાસલની છેલ્લી મુલાકાત પછી મળ્યો હતે તો એ વાતની હું ખાત્રી કરી લેતે, પણ મ્હારો ભાઇ કોનરાદબી મ્હને ત્રણ વરસ થયાં મળ્યો નથી. તે પ્રીન્સ ડ સાલઝાની નોકરીમાં હતો, અને હવેબી કદાચ ત્યાંજ હોય, અથવા કેઠે દુરદરાઝ નીકલી ગયો હોય! દાબડામાંના ભુતની માફક એ કવારેબી નીકલી આવે તેની કોઇને સ્હમજ નહીં પડે."

"એજ પ્રીન્સ ડ સાલઝાના હાથ નીચે મ્હારી મુંડી દબાયલી છે તેથી તો હું શાંત બેઠો છું." રાજા દેવીડે કહયું "નહીં તો મ્હારી અણગમતી મ્હોરદારને દુર કરવા અને તેના અતી ઘણા હદબાહારના ખર્ચોને એકદમ દબાવી દેવા મેં અત્યારસુધીમાંતો કાંઇનું કાંઇ રમખાણ કરી મુકયું હતે!"

"એ પ્રીન્સ ડ સાલઝાના હાથ તળે ત્હમે ઘણા દબાયલા છો, એમ કે?" લુઇઝા બોલી, અને તે સંપુર્ણું ગર કાઢી લેવાના ખ્યાલથી બોલી મગર બોલતી વખ્તે તે બેદરકાર રહી!

"પ્યારી મ્હારી." રાજા દેવીડ બોલ્યો "ઇંગલેંડનું માંગતું ભરપાઇ કરી આપું કે પછી મ્હારા હાથ તમામ છુટા થઇ જાય, હું ઇંગલેંડની શર્તોથી મોકલો થઇ જાઉં, અને આ પ્રીન્સ ડ સાલઝાના લશકરની મદદથી હું મ્હારું વેર લઇ શકું, તેથીજ–તેથીજ, હું પ્રીન્સ ડ સાલઝાની શર્મ કરૂં છું, અને તેને ખાતીર રાણી મારગ્રીટને ચલાવી લઉં છું."

"પણ, ત્યારે શું ત્હમે ઇંગલેંડ સાથ લડાઇ લડવા માંગો છો, એમ કે?" લુઇઝા બોલી.

"હા, એકવાર છોડીને હઝારવાર હા." રાજા દેવીડ પોતાના જુસ્સામાં ને જુસ્સામાં તે વાકય બોલતી વખતે ભાર મુકીને બોલ્યો, અને લુઇઝા કાંઇ ફીક્કી પડી જઇને તેની તર્ફ ટગર ટગર જોવા લાગી, અને થોડો વખ્ત વીચાર કરતી હોય તેમ ચુપ બેઠાં બાદ તે બોલી "હું બીહું છું. વ્હાલા દેવીડ, હું ત્હમારે ખાતીર બીહું છું."

"એટલે? તે શું?" રાજા દેવીડે પુછ્યું. "શું તું એમ કહેવા માંગે છે, વ્હાલી લુઇઝા, કે સ્કોટલેંડની ફોજ પ્રીન્સ ડ સાલઝાના વીસહઝાર ત્યુતોનીક લડવઇયાઓની સાથે મલીને નેવીલસ ક્રોસની લડાઇનું વેર નહીં લઇ શકશે?"

"વેર તો લઇ શકશે." લુઇઝા બોલી "મગર, નામ કોણનું થશે!"

"કોણનું ?" કાંઇ નવી અજાયબીથી રાજા દેવીડ તે બદમાશ ખુબસુરત માશુકાનો ચ્હેરો ટીકવા લાગ્યો.

"તેનું. પ્રીન્સ ડ સાલઝાનું." લુઇઝા ભાર મુકીને બોલી "લોકો તો એમજ કહેશે કે 'પ્રીન્સ ડ સાલઝાની મદદ વગર સ્કોટલેંડ જીતીજ નહીં શકતે'—અને તેથી, રાજા દેવીડ ત્હમારી મ્હેનત તો બધી ફોકટમાં જશે અને નામ તો તેનું થશે!"

"સાચ્ચું." ઝટ વીચાર બદલનારા દેવીડે કહ્યું "ત્હારૂં કહેવાનુંબી સાચ્ચુંજ છે."

"અને બીજું એ કે ત્હમે પોતે પ્રીન્સ ડ સાલઝાના હાથમાં વધારે દબાયલાજ રહેશો. ત્હમારા પોતાના રાજમાં કદાચ એવુંબી થાય કે ત્હમારા પોતાના આવાઝ કરતાં પ્રીન્સ ડ સાલઝાનો આવાઝ વધારે રહેશે." લુઇઝાએ સ્હમજાવ્યું.

"એબી સાચ્ચું." રાજાએ વીચાર કરીને ટેકો આપ્યો.

"અને, વલી, ત્હમે ત્હમારી મ્હોરદાર મારગ્રેટ સાથે સારા નથી, અને મારગ્રેટનો મદદગાર પ્રીન્સ ડ સાલઝા છે, એટલે ત્હમારી પર હુકુમત ચલાવવાનેબી તે ચુકશે નહીં." લુઇઝાએ રાજાના ધ્યાનમાં વાત ઉતરતાજ દબાણથી કહ્યું "મ્હારા પ્યારા દેવીડ, ત્હમે શું વીચાર કરો છો? હમણાં જે હાલત છે તેથી ખરાબ હાલતમાં ત્હમે જઇ પડવા માંગો છો? હમણાંની ત્હમારા હાથમાંની લગામ શું ત્હમે પ્રીન્સ ડ સાલઝાને આપીને પછી સર–તા–પા તાબેદારીમાં ગીરફતાર થઇ જવા માંગો છો? ત્યુતોનીક ઓરડરના પ્રીન્સો ગોયા રાજ વગરના તાજદાર છે, મતલબ કે જ્યાં મલ્યું ત્યાં બધેજ એ લોકનું રાજ છે."

"ત્હારૂં કહેવું તદ્દનજ સાચ્ચું છે." રાજા દેવીડ વીચાર કરીને બોલ્યો, અને તે સાંભલીને લુઇઝા ઓવ મોરતનને ખુશી પયદા થઇ "હું પ્રીન્સના હાથમાં રમવાના એક રમકડા મીસાલ રહું, તે દોરી ખેંચે તોજ હું હથેં હલાવી શકું એવી રીતનું એક પુટલું બનું, તેના કરતાં તો લડાઇ નહીંજ કરૂં તે બહેતર. પ્રીન્સ ડ સાલઝાની મદદ વગર તો હું ઇંગલેંડ સાથ કદીબી જીતી શકીશ નહીં, અને જ્યારે પ્રીન્સ ડ સાલઝાની મદદ લઇને લડીને જીતવા પછી હું તેના હાથ નીચે દબાયલો રહીને રાજ કરૂં તેનાં કરતાં તો હમણાંની શાંતી ભલી. લુઇઝા, આજે, હું આજે ત્હારા બોલવાથી એ પાઠ શીખ્યો છું કે "જ્યાંસુધી આપણા પોતાના પગોપર આપણે ઉભા નહીં રહી શકીએ ત્યાંસુધી ઝાડપર ચઢવાના ફાંફાં મારવા એ ફોકટ છે?"

"અને તે મ્હારું બોલવાનું બરાબર વાજબીજ છે, બ્હાલા દેવીડ." લુઇઝા બોલી. "અને તેથી હું કહું છું કે હવે લડાઇનો વીચાર તદ્દનજ માંડી વાલજો."

"હા." રાજા દેવીડ બોલ્યો "હું હવે લડાઇ કરીશ નહીં. મ્હારા ધ્યાનમાં ત્હારી દલીલ એવી તો સરસ રીતે ઠસી ગઇ છે કે લડાઇ કરવાનો વીચાર મેં માંડી વાલ્યો છે, અને, તેથી પ્યારી લુઇઝા, હવે મ્હને પ્રીન્સ ડ સાલઝાના ગુસ્સાની દરકારબી કરવી નહીંજ જોઇએ. હવે હું

જ્યારે તેની તરફથી મદદ લેનાર નથી, તો તેની ધાસ્તીથી ધમકી ધરજી રહેવાની જરૂરતબી શું છે?"

"અને ત્હમને તેથી હવે પછી માર્ગ્રેટને પંપાલેલી રાખવાનીબી જરૂરત નથી." લુઇઝા હવે પોતાની બાઝી આવેલી જોઇને ઝટ બોલી પડી "પ્રીનસ ડ સાલઝાને ખાતીર ત્હમે રાણી માર્ગ્રેટને ઠંડી મીઠ્ઠી રાખતા હતા, પણ હવે તેની જ્યારે પરવાહ નથી ત્યારે રાણીની પોતાનીબી દરકાર ત્હમારે શા માટે રાખવી જોઇએ?"

"બીલકુલ નહીં રાખવી જોઇએ." શબ્દોપર વઝન મુકીને રાજા દેવીડ બોલ્યો, અને પછી તેણે લુઇઝાના માથાપર હાથ ફેરવીને કહ્યું "અને, વ્હાલી લુઇઝા—" એટલું બોલી તે અચકી ગયો કે કાઉન્ટેસ ઓવ મોરતને મોટી જીજ્ઞાસાથી પુછ્યું.

"અને શું? બોલોની પ્યારા."

"અને, વ્હાલી લુઇઝા, જો તું અર્લ ઓવ મોરતનની સાથે પરણી નહીં હતે—જો મેં તુને અર્લ સાથે પરણવાની રઝા નહીં આપી હતે, તો——"

"તો શું? ફરીથી ત્હમે કેમ અચકી ગયા? બોલો, વ્હાલા દેવીડ, અગર જો હું અર્લ ઓવ મોરતન સાથે નહીં પરણી હતે તો શું?"

"જો તું નહીં પરણી હતે, અને જો હું માર્ગ્રીટને મ્હારા રસ્તા વચ્ચેથી દુર કરી શકયો હતે તો——"

"તો, હું સ્હમજી, મ્હારા પ્યારા." અને કાઉન્ટેસે તેમ બોલતાંજ એક નીસાસો ખેંચીને રાજા દેવીડના હાથોમાં નખાવી દીધું!

"મ્હારી અતીષ્ય વ્હાલી પ્રીયા," રાજાએ કાઉન્ટેસના હોટોપર બોસો લેતાં કહ્યું "હવે, વાતો તો ખલાસ થઇ, ત્હારી પેલી ગાનારીઓને બોલાવીને સંગીત તો સંભલાવ."

કાઉન્ટેસ રાજાની આંખોમાં પોતાની આંખો નાંખીને એક ખુશકારક હસ્યું એવું તો હસી કે રાજા દેવીડ તેની આંખોના તીરથી વીંધાઇ ગયો!

---

## પ્રકરણ ૫૦ મું.

---

### એક નવો પ્રપંચ!

હાલકીથ કાસલમાં પાદરીઓનું મઠ હતું અને તેની પાસે પવીત્ર જગા જે હતી ત્યાં વારંવાર રાજા દેવીડ બંદગી કરવા જતો હતો, અને તે ઓઠાં હેઠળ રાજાની કાઉન્ટેસ ઓવ મોરતન સાથની મુલાકાત દબાઇ જવાનો દરેક સંભવ હતો અને તેનો લાભ રાજા દેવીડ અને લુઇઝાએ બરાબર લીધો. તે બેઉ પ્રપંચીઓ હતાં, અને માર્ગારેટ તરફ તેમને અગાઉ જે ગુસ્સો હતો તેનાથીબી હવે તો બહુજ વધારે ગુસ્સો આ બેઉને મન ચઢયો હતો!

બીજી સ્હવારે દેવીડ અને લુઇઝા નાસ્તો કરવા બેઠાં, જે પછી તેમની વાત પાછી ચાલી રહી:

"અને ત્યારે રાણીજી તો ઉરકવારથ કાસલમાજ મૌજમજાહ મારૂયા કરે છે કે?" લુઇઝાએ રાણીના ચેષ્ટાં કરતી ઢબે રાજાને કહયું.

"હા, હમણાંથી તે ત્યાંજ છે, અને તેને બધી જગા કરતાં ત્યાંજ રહેવું વધારે ગમે છે." રાજા દેવીડે કહયું "એ ઘણે ઠેકાણે ફરી છે, અને બધેથી એને ઘણું માન મલ્યું છે. એ તો જાણે એવા દમામ અને રૂબાબથી બધ્ધા કામ લેતી હતી કે જાણે રાણી થવાનો પાઠ બુચપણુથીજ શીખી હોય!

અને, રાજાનું મન મારગારેટની ખુબીદાર અદાની તારીફમાં સ્હેજ ઢલતું જોવાથી લુઇઝાએ તુર્તજ વાત ફેરવી "મગર, હું એ પુછું, મ્હારા વ્હાલા દેવીડ, કે જ્યારે ત્હમે પહેલા જાણ્યું કે મારગ્રીટનો બાપ તેજ હતો કે જેણે ત્હમારા મરહુમ પીતાજીને મારી નાખવાનું બીડું પોતે ઝડપ્યું ત્યારે ત્હમને શું લાગણી થઈ હશે વારૂ?"

"પહેલાં તો તેણે મ્હારા પીતાજીની સામે પ્રપંચ રમનારાઓમાંના એકની ઔલાદ તરીકે પોતાને ઓળખાવી." રાજાએ કહયું "પણ, તેણે લગન વખ્તે પોતાનું નામ જ્યારે મારગ્રીટ લોગી કરીને કહયું ત્યારે હું ચોંકયો, મેં ચાહયું કે હું તેને મ્હારી લાત મારીને દુર કરૂં, અને મ્હારા અને તેની વચ્ચે કશો સંબંધ નથી એમ કહું, મગર તેનો ચ્હેરો જોઇને હું પીગલ્યો તેની ખુબસુરતીથી હું પીગલ્યો, અને મેં મનમાં વીચાર કીધો કે લગનજ જ્યારે ખોટા અને બનાવટી હતાં ત્યારે તેને તેવી રીતે બનાવીને પરણવામાં વાંધો કાંઇજ નહીં હતો, કોઇબી દીવસે લગન તો ખોટાંજ ઠરાવવાના હતાં પછી મ્હને તેની કે તેના બાપના નામની પરવાહબી શું હતી? મગર, લુઇઝા, બાઝી ફરી ગઇ અને લગન ખરા ઠરતાજ હું ફસ્યો, અને મેં ત્યારેજ જોયું કે ઝીંદગીભરનો પસ્તાવો મ્હને થયો. મ્હારા બાપના કાતીલમાં કાતીલ દુશમનની દીકરી, અને અફસોસ, તેજ મ્હારી રાણી?"

અને તેમ બોલતાંજ રાજા દેવીડે ખરા દીલનો એક નીસાસો નાંખ્યો.

"આખીર ત્યારે એમ થયું કે મારગ્રેટ જીતી, અને ત્હમે નામવર હાર્યા." લુઇઝાએ આગમાં તેલ રેડયું!

"ના બોલ, વ્હાલી લુઇઝા, ના બોલ. તે યાદ મ્હને જ્યારેબી થાય છે ત્યારે જાણે મ્હારા જીગરપર કોઇ શમશીરનો ઘા કરીને તેપર નીમક છીરકતું હોય તેવું લાગે છે! મ્હને ઘણું દુખ થાય છે! મારગ્રીટને કચડી નાખવાને માટે હું તેને પોતાને ખાતીર જેટલો તૈયાર થયો તેના કરતાં હું તેના બાપને ખાતીર તેને તબાહ કરવા વધારે આતુર હતો. પણ અફસોસ, કે બાઝી હાથથી ગઇ!" અને તેણે બેઉ હાથો એકમેક સાથ ગુસ્સાથી મસલ્યા!

"લેકીન, હજુલગણુબી કયાં મોડું થયું છે!" પ્રપંચી લુઇઝા બોલી "જ્યારે ત્હમે પોતેજ તેની તર્ફ નારાઝ છો ત્યારે તેને ઉખેડી નાંખતા હવે શું હરકત છે? પ્રીન્સ ડ સાલઝાનો ડર જ્યારે નથી ત્યારે પરવાહબી ત્હમારે એની શા માટે કરવી જોઇએ?"

"મગર, પ્રીન્સ ડ સાલઝા એનો પોતાનો ખયરખ્વાહ છે એટલે લાચારી આવીને આપણા રસ્તામાં ઉભી રહે છે!" રાજા દેવીડ સોંચીને બોલ્યો "પ્રીન્સ ડ સાલઝા એનીપર વારંવાર

ઉમદા ભેટ સઉગાતો મોકલતો રહે છે તેપરથી મ્હને ચોંકવાનું રહે છે. ઉરકવારથ કાસલમાં રાણી મારગ્રેટ હંમેશા હવે રહેવાનું પસંદ કરે છે તો ત્યાંભી તેણે રાણીપર એવી નવાઇની ચીઝ મોકલી છે કે હું તો તઅજ્જુબ થયો છું! વીસ વરસની વાતપર ફ્રેંસની લડાઇમાં ઇંગલેંડના રાજા એડવર્ડે આતીશના ગોળા કાઢનો જે સાંચો વાપર્યો હતો અને જેનું નામ તોપ છે તેવા છ સાંચાઓ પ્રીન્સ ડ સાલઝાએ રાણી મારગ્રીટને ભેટ કીધા છે અને તે ઉરકવારથ કાસલની આસપાસમાં ગોઠવાવીને રાણી તેને પ્રીન્સ ડ સાલઝાએ મોકલેલા માણસો પાસે વારંવાર ફોડાવ્યા કરે છે અને જંગલોમાં તે તોપોની ગર્જનાઓનો પડઘો થયા કરે છે! પ્રીન્સ ડ સાલઝાના તે હીકમતદાર માણસો હંમેશા પેલી તોપની ખીદમતમાં ખડા છે! એ કમબખ્ત પ્રીન્સ ડ સાલઝા કવાબમાં એક હાડકું છે!"

"એ તોપ રાખે કે તોપનો બાપ રાખે." લુઇઝા બોલી "હું જો ત્હમારી જગાપર હોઉં તો, વ્હાલા દેવીડ ——"

"તો શું? બોલી દે, વ્હાલી લુઇઝા, તહારા આએ મીઠા મીઠા હોટોથી નીકલેલી સુચના હું સાંભલવા ઘણો આતુર છું."

"હું તો જેબી બોલીશ તે તહમો મહારા અઝીઝની ભલાઇમાંજ બોલીશ." લુઇઝાએ કહ્યું "હું જો તહમારી જગાપર હોઉં તો, વ્હાલા દેવીડ, રાણી મારગ્રેટની હીલચાલપર છુપા જાસુસની ગોઠવણ કરી દઉં. કેમજે હવે જ્યારે તહમે લડાઇ નહીં કરવા વીશેનો પયગામ પ્રીન્સ ડ સાલઝાપર મોકલનાર છો તયારે રાણીની હીલચાલ તપાસનાર જાસુસની સખ્ત ઝુરરૂત છે."

"મ્હારી વ્હાલી લુઇઝા!" રાજા દેવીડે હસીને કહ્યું "મહારી જીગરજાન લુઇઝા, તું એમ ના સ્હમજતી કે હું હજુણુ સુધી ઉંઘાવલો છું. હું અત્યાર અગાઉનો એક અઉરતને રાણી આગલ મુકીબી આવ્યો છું. તે રાણીની વફાદાર દાસી હોય તેમ રહેશે, મગર ખરેખર તો રાણીની દરેક હીલચાલની ગોયા તે જાસુસ થશે. બીજી કોઇ રાજદ્વારી બાબદનાં કરતાં એ જાસુસી મેં બીજા એક કારણથી મુકી છે."

"અને તે કારણ?" લુઇઝાએ પુછ્યું.

"અને તેનું એ કારણ છે કે રાણી પોતાની અતી સુંદરમાં સુંદર ખુબસુરતીમાં હાલ ખીલેલી છે." રાજા દેવીડ બોલ્યો. અને લુઇઝા વીચારમાં પડી "જવાનીના પુર બાહારમાં તે ખીલેલી છે, હમણાંજ તો તે હજુણુ એકવીસમાં વરસની સીડીપર છે—જવાનીના તાઝા ગુલાબ મીસાલ———"

"હા, હા નામુવર, તે ઘણી ખુબસુરત છે. પછી?"

"તે ખુબસુરત ઉપરાંત ઘણી શઉકીન છે." રાજાએ ચલાવ્યું "ખાણીપીણીનાં તરેહવાર મેળાવડાઓ વારંવાર કરે છે, અમીર ઓમરાઓને આમંત્રણ દે છે, અને પછી પોતાની ખુબસુરતીને કોણ બારીકીથી નીહાલે છે તે આંખો ખુલ્લી રાખીને જોતી રહે છે! ટુંકમાં, આ તેના શોકથી અપશ છશરતનો જુસ્સો વધુ મોટા પ્રમાણમાં વધી જાય, અને કોઇ જવાન ખુબસુરત અમીરપર તે———"

"મોહી પડે! બનવા જોગ છે." લુઇઝાએ ઝટ ટેકો આપી દેતાં વચાર્યું "હા, એવી ઔરત પોતાની ફર્ઝ ભુલીબી જાય! એક મ્હોરદાર તરીકેની પોતાની ફર્ઝ અદા કરતા ઢાપબી ખાઇ જાય તેમાં કોઇ શકબી નથી!" અને તે પોતે શું હતી તે જોવાની દરકાર કર્યા વગર તેણે "મ્હોરદારની ફર્ઝ"પર એ બોલ શીખામણના બોલી લીધા!!

"મારગ્રીટ બખુબી જાણે છે કે હું તેને ખરા પ્યારથી નથીજ ચહતો તેથી તે આડે રસ્તે ફાટે તેનો સંભવ છે."

"બેશક, ઘણો મોટો સંભવ છે." જેવું લુઇઝાને જોઇતું હતું તેવુંજ રાજા બોલતો હતો, અને વળી તે પ્રપંચી અઉરતના દીલમાં કોઇ ખુશાલીએ જગા લીધી, અને તે મનમાં બોલી "અને જો કોઈ એવો સંજોગ જણાઇ જાય તો રાજા દેવીડ પોતાની રાણી મારગ્રેટની સાથ છુટાછેડાબી કરી નાંખે."

"ત્યારે તું હવે જોઇ શકી, મહારી વ્હાલી લુઇઝા, કે મેં રાણીની હીલચાલપર એક અઉરતને છોડી મુકી છે."

"મગર, તે અઉરત ત્હમને વફાદાર તો રહેશેની? કે રાણીની ભેટ સઉગાતોપર મરી મીટીને ત્હમને બધી ખરી વાતથી નાવાકેફ તો નહીં રાખશે!" લુઇઝાએ રાજાને ચોંકાવવાનો ઇરાદો કીધો.

"એક વફાદાર અને ભરૂસો મુકવા લાયક જાસુસ." રાજાએ લુઇઝાને કહયું "ત્હારી અને મહારી વચ્ચે, પ્યારી લુઇઝા, કાંઇબી ભેદ હું રાખતો નથી અને તેથી હું તુને તે અઉરતનું નામ કહી દઉં છું. તે અઉરત જેને મેં રાણી મારગ્રીટની હીલચાલપર જાસુસ તરીકે મોકલી છે તે અઉરત લેડી ગેલબ્રેથ છે."

"લેડી ગેલબ્રેથ!" લુઇઝા યાદ કરતી બોલી "મહારા કાનોને એ નામ આશના હોય તેમ લાગે છે."

"લેડી ગેલબ્રેથ મરહુમ જોન ગેલબરેથની મહોરદાર છે, જે સર જોન ગેલબરેથ બાસ રોકના કીલ્લા રોકા મકાનનો રખેવાલ હતો."

"હા, હવે મહને યાદ આવી." લુઇઝા બોલી "બાસ રોકનો કીલ્લો તો તે કે જ્યાં અર્લ ઓવ બેઝનતાઇનને કહદ રાખવામાં આવ્યો હતો અને જયાંના બે માણસોની મદદથી અર્લ ઓવ બેઝનતાઇન ન્હાસી જવા પામ્યો હતો,

"એ અર્લ ઓવ બેઝનતાઇન ન્હાસી ગયો તેથી તો સર જોન ગેલબ્રેથ બીચારો ગભરાઇ ગયો—તેને ફીકર પયદા થઈ—અને તેવી ફીકરમાં તે બીમાર થઇને આખીર મરી ગયો." રાજાએ કહયું "તેના મરણ પછી તેની મહોરદાર અને તેની એક પુરી બેટી મેરીયનને થોડો વખત ત્યાંજ રાખ્યા બાદ મેં તેઓને રાણીની ખીદમત કરવા માટે મોકલ્યા. મગર, રાણીની ખીદમતમાં મહારી શું મતલબ હતી તે મેં લેડી ગેલબ્રેથને કહયું, અને તેવી જાસુસી ચલાવવા તે તઇયાર થઇ ગઇ!"

અઝીઝ વાંચનારને અત્રે યાદ આપવાની તો જુરૂરત નહીં હાય કે અર્લ ઓવ બેઝનતાઇનને ન્હસાડનાર તો મરહુમ સર જોન ગેલબરેથની બેટી મેરીયન પોતે હતી, મગર તેણે

ઉડાવેલી વાતથી લાગતાવળગતાંઓ એમજ જાણવા પામયાં હતાં કે ખાસ રેશના કીલ્લામાંના બે નોકરોની મદદ સાથ અર્લ ઓવ બેઝનતાઇન ન્હાસી જવા પામયો હતો!"

"હા ખરા." લુઇઝા બોલી "વાતપરથી વાત યાદ આવે છે. વારૂ, વ્હાલા દેવીડ, ત્હમે એ તો જાણતાજ હશો કે અર્લ ઓવ બેઝનતાઇન હાલમાં કયાં છે?"

"મ્હારા અને રાણીના લગન દમબારતન કાસલમાં ઝાહેર થયાં પછી તે તો ઠેઠ દુર-દરાઝ ફરવા નીકળી પડયો હતો." રાજાએ કહયું "અને મેં થોડાજ દીવસપર સાંભલ્યું કે હમણાંજ થોડુંકપરજ તે સ્કોટલેંડ પાછો ફર્યો છે અને પોતાના રહેવાના મકાનમાં ને મકાન-માંજ રહે છે."

"અને ત્હમે કાલે રાત્રેજ મહને એમ કહયું કે તહમે પરણ્યા તે અગાઉ રાણી મારગ્રેટ સાદી મારગ્રેટ ફીટઝએલન તરીકે એ અર્લ ઓવ બેઝનતાઇન સાથે પરણવાની હતી."

"હા, રાણી મારગ્રીટ સાથ જો હું નહીં પરણુતે તો તે અત્યારે કાઉન્ટેસ ઓવ બેઝન-તાઇન તરીકે ઓળખાતે." રાજા બોલ્યો.

અને લુઇઝા કોઈ પ્રપંચ ગોઠવતી હરવાના ઢોંગ કરીને બોલી "હા-હા-હા-હા, અને ત્યારે ત્હમે મોકલેલી જાસુસણી એ બીચારા અર્લ ઓવ બેઝનતાઇનની ઉપર ખફા હશે, કેમજે એનેજ લીધે તેનો વર ફીકમંદ થઇને મરી ગયો."

"હા, એમ તો ખરૂં." રાજાએ ટેકો આપી દીધો.

"હવે, મ્હને એક વીચાર આવ્યો છે" લુઇઝાએ દેવીડ તર્ફ હસતો ચ્હેરો રાખીને કહયું "વ્હાલા દેવીડ, અગર જો એમ બને કે કોઇ રીતે અર્લ ઓવ બેઝનતાઇન રાણી મારગ્રેટને મલે-તેમનો આગલો પ્યાર ઉભરાઈ આવે-તેઓ એકબીજાપર પ્યારથી નીસાર થાય-તો તે વખ્તે ત્હમારી પેલી જાસુસ ત્હમને બધી ખબર આપી દે કે નહીં?"

રાજા દેવીડ લુઇઝાને ટીકતો થોડીવાર ચુપ રહયો, અને પછી બોલ્યો "બેશક, તે જે હોય તેની ખબર મ્હને પ્હોંચાડે ખરી. હા, એવી તાલ ફાવે તેવી છે, વ્હાલી લુઇઝા. લાંબે વખતે અર્લ ઓવ બેઝનતાઇન સ્કોટલેંડ આવેલો છે, અને લાંબા વખ્ત પછી બેઉ એક બીજાને જોશે કે રાણી મારગ્રીટ અને અર્લ ઓવ બેઝનતાઇન બેઉ ફરીથી એક બીજાપર મરીબી મીટે!"

"એમ, એમ!" લુઇઝા રાજા દેવીડના હાથપર હાથ થોકીને બોલી. "અને એમ થયું, કે પછી, છુટ્ટા છેડા! ત્હમે જે ઓરતને તેના બાપને વાસ્તે ધીક્કારો છો તે ઓરતને ત્હમારા રસ્તા વચ્ચેથી દુર કરવાનો આ એક બહુજ અચ્છો લાગ છે."

"ઘણી સારી વાત છે." રાજા દેવીડે કહયું.

"અગર, મ્હારા વ્હાલા," લુઇઝા કાલાવાલા કરતી હોય તે ઢબે બોલી અને તે રાજાના ખભાપર હાથ નાંખીને તેને વધારે આકરી લેવાની કોશીશ કરવા લાગી "ત્હમે એક જાસુસ મોકલી છે તો મહને એક બીજેબી મોકલવા દો, કેમજે આંખોની એક જોડી હમેશા ખુલ્લી રહી શકતી નથી—કાનોની એક જોડી હમેશા સાંભલી શકતી નથી——"

"સાચ્ચી વાત!" દેવીડ બોલ્યો "મગર, બીજો કોઇ જાસુસ વફાદાર અને ભરસા પાત્ર હોવો જોઇએ કેની?"

"હા, તેવોજ એક મ્હારી પાસે છે." લુઇઝા બોલી, અને રાજાએ તુર્તજ પુછ્યું. "તે કોણ છે?"

"મ્હારી તરફથી ત્હમને તેડવા જે આવ્યો હતો તે." લુઇઝાએ કહ્યું.

"શું?" રાજા દેવીડ જોરથી હસી પડીને બોલ્યો "પેલો બટક? કદરૂપાઓનો સરદાર?"

"હા, તેજ." લુઇઝાએ કહ્યું "તેનીપર હું જાણે પોતેજ હોઉં તેવો તમામ વીશવાસ હું મુકી શકું છું."

રાજા દેવીડ તો હસ્યાજ કીધો. અને પછી વીચાર કરીને બોલ્યો "પણ તું કહેવા શું માંગે છે? શું મ્હારે મ્હારી નોકરીમાં એ બટુકને રાખવો અને પછી ફિરકવારથ કાસલમાં એને લઇ જઇને છોડવો! એ તો રાણી મારગ્રીટને શક જાય તેવું કામ થશે."

"અરે નહીં, હું તો એને રાણીની પોતાની નોકરીમાં રહેવા માટે મોકલીશ." લુઇઝાએ સ્હમજાવ્યું "એ બટકો છે પણ તાલ તલાવટમાં ઘણોજ હુસ્યાર છે. એ કેકે નોકરીએ રહેલો પણ ત્યાં એનીપર ઝુલ્મ થવાથી એ રખડતો થઇ ગયો હતો, અને મેં રાખ્યો. બટકો જોવા નહીં ગમે તેવો મ્હને લાગ્યો, પણ ચાલાકી જોઇને મેં ધાર્યું કે કોઇ દાહાડેબી એ કામનો છે. જુઓ, હમણાં કેવો કામ લાગો! ત્હમને બોલાવવા છુપો આવ્યો, અને હવે તેવીજ હીકમતથી તે રાણીની નોકરીમાંબી, દાખલ થઇ શકશે. હું એને હીંયાં બોલાઉં, અને ત્હમે તેને શું કરવું તે સ્હમજાવો."

"નહીં નહીં, એ બેદોલ બટકા ઉંદરને મ્હારી પાસે નાં લાવતી. મ્હને એને જોઇને કાંઇ થઇ આવે છે!" રાજા કચવાઇને બોલ્યો.

"વારૂં, તો હું જઇને એને સમજાઉં છું, અને હમણા ને હમણાંજ ઉપડી જવાનો હુકમ આપું છું." લુઇઝા બોલી, અને તે પેલા બટકાને શોધતી બીજા કોઇ કમરામાં ગઇ. રાજા અકેલો પડયો, અને તે બોલ્યો "મ્હારી લુઇઝા તે મ્હારી લુઇઝાજ છે, એ કોઇ કામ કરવાપર આવે છે તો તુર્તજ થાય તેવું ઇચ્છે છે, અને તે કામ નહીં થાય ત્યાં સુધી જંપીને બેસતીબી નથી!"

લુઇઝા ગઇ અને તેણે પેલા બટકાને શોધીને પોતાની તમામ મતલબ કહી. એક વાત જે તેણે વધારે કહી તે એવી હતી કે તે સાંભલીને પ્રપંચી બટકોબી ચોંકયો! પણ પછી તે તે કામ કરવાં તૈયાર થઇ ગયો! લુઇઝા તેની સાથે પાકકો બંદોબસ્ત કીધા પછી રાજા દેવીડ પાસે પાછી ગઇ."

"લુઇઝા" રાજાએ પુછ્યું "કેમ તે બટુક ત્હારા કહેવા મુજબ કરવાને તૈયાર થયો કે?'

"હા નામવર," લુઇઝાએ જવાબ આપ્યો "તેને જે કામ કરવા મેં કહ્યું તે તમામ કરવા તૈયાર થયો, અને હવે થોડા વખ્તમાં ત્હમે સાંભલશો કે આપણો બટકો રાણી મારગ્રેટની નોકરીમાં રહયો છે!"

"હવે હું જાઉં છું, વ્હાલી લુઇઝા," રાજાએ કહ્યું "એદીનબરો જાઉં છું, અને ત્યાંથી પ્રીન્સ ડ સાલઝાપર પયગામ મોકલાઉં છું કે લડાઇ કરવાની નથી. હું એદીનબરોથી આજે રાતે હીંયાં પાછો ફરીશ, અને ત્હારા મીઠા મીઠા નીકળતા સંગીતને હું સાંભલીશ."

"ખુશ આમદી." લુઇઝા રાજાપરથી થોડી થોડી થઇ જઇને બોલી "વ્હાલા દેવીડ, ત્હમે સીધારો તે અગાઉ મ્હને એક વાત યાદ આવી ગઇ: મેં બટકા મોમપેસનને એ નથી કહ્યું કે રાણીની હીલચાલપર લેડી ગેલએથની જાસુસ છે, અને તેથી ત્હમેબી લેડી ગેલએથને એમ ના કહેવાડતાં કે રાણીની હીલચાલપર મોમપેસનબી જાસુસ છે."

"ઠીક છે, વ્હાલી." અને એક બોસો લઇને રાજા ત્યાંથી રવાના થયો.—રાજા ગયો કે તેની પાછળ જોઇ જોઇને ખુશી થતી લુઇઝા બોલી "હા—હવે બનવા જોગ છે કે સ્કોટલેંડનું તાજ મ્હારે માથે આવશે. હું-હું સ્કોટલેંડની રાણી થઇશ."

રાજા દેવીડ ગયો-લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતન રાણી બનવાના અને સ્કોટલેંડનું તાજ મેલવવાના સ્વપ્ના જોતી પલંગપર સુની—જ્યારે પેલો પ્રપંચી બટકો વાંદરાંની મીસાલે એક તેઝ ઘોડાપર સ્વાર થયો અને દાલકીથ કાસલ છોડતાં છોડતાં તે મનમાં બોલ્યો "કાઉન્ટેસ ઓવ મોરતન! તું મનમાં ખાંડ ના ખાતી કે હું ત્હારા સ્વાર્થને ખાતીર એ કામ કરીશ. હું તો મ્હારા પોતાના સ્વાર્થને માટે તેમ કરીશ અને માલો ઝરમાં જ્યાં દટાઇ શકાતું હશે ત્યાં હું લોટી પડીશ."

---

## પ્રકરણ પર મું.

---

### અર્લ ઓવ મોરતનનું મરણ!

ઉપલા પ્રકરણના બનાવ પછી આંઠ દીવસ થઇ ગયા છે, જ્યારે એક સ્હવારે રાજા પોતાના આરાસ્તા ઓરડામાં નાસ્તો કરવા બેઠો. હનો ત્યાં એક નોકર આવીને બોલ્યો "એક ગાણસ ઘણા ઝુરરી કામ માટે ત્હમો માનવંત નામવરને મલવા માંગે છે અને તેણે આએ બંધ પરબીડામાં પોતાનું નામ લખી આપેલું છે.'

રાજાએ તે પરબીડું ખુલીને વાંચ્યું, અને તેમાંનું નામ વાંચીને તેણે પેલા નોકરને કહ્યું "તેને એકદમ હીંયાં મોકલ." અને નોકરો જે ત્યાં આજુબાજુમાં ઉભા હતા તેમને ત્યાંથી જતા રહેવાનો હુકમ રાજાએ આપ્યો.

"શું છે લોકયેર?" રાજાએ પુછ્યું "કાંઇ ખરાબ બનાવ બન્યો છે? ત્હારો ચહેરો કેમ ઉતરેલો અને ગભરાયલો ગભરાયલો છે? બોલ, જલદી."

"રાજા નામવર," લોકયરે ઝડપથી કહ્યું "કાઉન્ટેસ ઓવ મોરતને ત્હમને જલદીથી એ ખબર પ્હોંચાડવા કહી છે કે એક પયગામચી કારલાઇલથી આવ્યો છે——"

"કયાં આવ્યો?" રાજાએ પુછ્યું "પયગામચી શું દાલકીથ કાસલમાં આવ્યો?"

"હા, નામવર રાજા." લોકયેરે કહ્યું "તે પયગામચી બહુજ ખરાબ ખબર લાવ્યો છે."

"બોલ, ડેરી ના કર, જલદી બોલ, લોકયેર, મ્હને ધાસ્તી લાગે છે કે મ્હારા મીત્ર અર્લ ઓવ મોરતનને——"

"હા નામવર." લોકયેરે વચમાં બોલી દીધું "હમો નામવરના મીત્ર અર્લ ઓવ મોરતનં મરણ પામ્યા છે."

"મરણ પામ્યા છે!" રાજા દેવીડ અજાયબીથી ફાટીજ ગયો "એ તું શું બોલે છે?"

"હું જે બોલું છું તે ખરીજ વાત બોલું છું, નામવર" લોકયેરે નમીને કહ્યું "પયગામથી ખબર લાવ્યો છે કે અર્લ ઓવ મોરતન મરણ પામ્યા છે, અને તેવણના મોતમાં મોટો ભેદ છે: યાતો તેવણ નામવરે પોતાના હાથોથી આપઘાત કીધો છે કે તેમનું કોઇ બદમાશે ખુન કીધું છે."

"એમ?" રાજા પુકારી ઉઠયો "અફસોસ! અર્લ ઓવ મોરતન મ્હારો ઘણો વ્હાલો મીત્ર હતો—મગર, તું આગલ કાંઇ બોલવા માંગતો હોય તેમ દેખાય છે, શું છે બોલ, મ્હારી જીજ્ઞાસા ઉશકેરાઇ છે, મ્હારા મીત્રના ભેદી મોત માટે મ્હારા જીગરપર ઝખ્મ લાગ્યો છે."

"એવું જણાયું છે કે મરહુમ અર્લ ઓવ મોરતન પોતાના ત્રણ વફાદાર માણુસો જે ઓરડામાં સુતા હતા તેની પાછલના એક ઓરડામાં પોતે સુતેલા હતા, અને જો કોઇબી માણસને તેવણના સુવાના ઓરડામાં જવું પડે તો પેલા નોકરોના ઓરડાને ઓળંગવા પછીજ જઇ શકાય તેમ હતું. અર્લ ઓવ મોરતનનું જો ખુન કરવામાં આવ્યું હોય તો તે એક ન્હાની બારી મારફતે અંદર દાખલ થઇનેજ કોઇ બદમાશે કીધું હોય, કેમજે બાહાર પડતી એક તેજ બારી હતી, બાકી હવા માટેની મોટી બારીઓ અને દરવાઝા તો પેલા નોકરો સુતા હતા તે તર્ફ હતા. પેલી બારી વાટે અંદર દાખલ થઇ શકાય. જો કે તે ભારે કામ હતું છતાં એમ ધારવામાં આવે છે કે મરહુમનું કોઇએ ખુનજ કીધું છે!"

"મગર, આપઘાતનો શકબી છે ખરો કે?"

"હા, નામવર," લોકયેરે કહ્યું "તે પગગામમાં એમબી જણાવેલું છે કે કદાચ મરહુમે આપઘાત કીધો હોય."

"વાર, શાથી મરણ નીપજ્યું?" રાજાએ પુછ્યું.

"એક ખંજર મરહુમના સીનામાં ભોકાયલું હતું—અને મરહુમનો જમણો હાથ તે ખંજરપર હતો." લોકયેરે કહ્યું.

"ઓહ! ત્યારે તો એમ જણાય છે કે મરહુમે આપઘાત કીધો હશે."

"હોયબી! કેમજે પેલા નોકરોપર બીલકુલ શક જઇ શકયોજ નથી. તેઓ ઘણા વફાદાર માણુસો છે, અને એકબી બાબદ તેમાંના કોઇનીબી વીરુદ્ધ જઇ શકતી નથી." લોકયેરે જણાવ્યું.

"વાર, પણ ખંજર કોણનું હતું?"

"અર્લનું પોતાનું ખંજર હતું, નામવર રાજા."

"ત્યારે તો આપઘાતની બરાબર નીશાની છે" રાજા દેવીડ બોલ્યો, અને સોંચીને આગલ બોલ્યો "કદાચ કોઇ ખુનીએ પોતાનું કામ છુપાવવાને માટે અર્લનું ખંજર વાપર્યું હોય અને તેપર તેમનો હાથ મુકી રાખ્યો હોયબી!"

"હોયબી નામવર રાજા." લોકયેર નમીને બોલ્યો.

"વારૂ, ત્યારે કાઉન્ટેસ ઓવ મોરતન શું કરે છે!" રાજાએ સવાલ કીધો.

"તેવણુ નામવર તો કારલાઇલ જવા માટે ઉપડીબી ચુકયાં," લોકયેરે કહયું "તેવણુ બીચારાં બધાં ગભરાઇ અકલાઇ ગયલાં છે, અને તેવણે મ્હને હીંયાં તમો નામવર પાસે મોકલીને કહેવડાવ્યું છે કે તેવણુ પોતે કારલાઇલ ખાતે રવાનાં થયાં છે. બીચારી કાઉન્ટેસ તો પોતાના ધણીનું મોત સાંભલીને ઘેલી દીવાની જેવી બની ગઇ છે."

અને તે પછી રાજાએ લોકયેરને રવાના કીધો, અને લોકયેરના જવા બાદ તે અકેલો અકેલો બડબડયો "કદાચ મ્હારા મીત્રે આપઘાતબી કીધો હોય! તે જોકે નરમ ગરમ ભેજાનો માણુસ હતો છતાં તે હમણાં હમણાં પોતાની મ્હોરદારને બાહાર ફરતી હરતી અટકાવવા જેટલો કરડો બની ગયો હતો. મ્હારી સાથે કાઉન્ટેસ ઓવ મોરતનની દોસ્તી પાછી થઇ છે તે જાણીને તેને ગમ લાગ્યો હોય, અને તેથીબી નાસીપાસ થઇ જઇને મરહુમે પોતે આપઘાત કીધો હોય!"

* * * *

આપણે ત્યારે હવે રાણી મારગારેટ આગલ જઇશું, વ્હાલા વાંચનાર.

કાઉન્ટેસ ઓવ મોરતને મોકલેલો પેલો બટકો ઢોંગ ધતુરા કરી ગરીબાઇ અને ભુકમરો બતાવીને રાણી મારગારેટનું નરમ દીલ પોતાની તર્ફ ખેંચી શકયો હતો અને તે રાણીને ત્યાં નોકરીએ રહીબી ગયલો છે. રાણીએ તેના શરીર તર્ફ જોઇ દીલમાં દયા લાવીને એક મુફલીસ મગર ચાલાક અને કદરુપા મગર ચપલ માણુસને દયાને ખાતીર પોતાના નઉકરોમાં રાખી લીધો, લેકીન તે બટકો પોતાની ઝબાનદરાઝીથી જલદીથી રાણીની પાસે જાવ આવ કરી શકે તેવી હુસ્યારીઓ બતાવતો જાય છે!

એક સ્હવારે રાણી મારગારેટ સાથે રાણીનો ચાહ જીતી જનારી તેની સખી લેડી ગેલ-બ્રેથ બેઠેલી હતી, જ્યારે લેડીએ કહયું "આજે આવેલા મ્હારા પોતાના કાગઝમાં એવો ઇશારો છે કે જેથી મ્હારૂં દીલ રંજીદા થયું છે. જે માણુસ બાસ રોકનાં કીલ્લામાંનાં મ્હારા ધણીના હવાલામાંથી ન્હાસી ગયો હતો અને જેના ન્હાસવાને સબબે પોતાના સરપર કાંઇ આફત આવી પડશે તેથી ફીકરમંદ થઇને મ્હારા ધણી બીમાર પડી મરણ પામ્યા હતા તે માણુસનું નામ તે કાગઝમાં જણાવેલું હોવાથી હું દીલગીર થઇ ગઇ. અર્લ ઓવ એઝનતાઇનનું નામ વાંચીને હું રંજીદા થઇ ગઇ."

અને તે બોલનાર જાસુસ ઓરતે તે નામ દેતાંજ રાણી મારગારેટ તર્ફ બારીકીથી જોયું, જે નામ સાંભલવાથી ખરેખર રાણીના ચહેરાપર ફેરફાર થઈ ગયો!

"અર્લ ઓવ એઝનતાઇન નામવર માટે શું તે કાગઝમાં છે વારૂ?" રાણીએ પુછ્યું.

"એવું જણાય છે કે તે ત્રણ કે ચાર અઠવાડીઆની વાનપરજ સ્કોટલેંડમાં એક લાંબી મુસાફરી પછી પાછો ફર્યો છે, અને પાછો ફરવા પછીથી તે પોતાના મકાનમાંજ ગંધાઇ રહેલો છે! કંઇ બાહાર ફરવા હરવા કે કોઇને મલવા ભેટવાબી જતો નથી."

અને તેમ બોલીનેબી તે જાસુસ ઓરતે રાણીના ચ્હેરા ઉપરનો ફેરફાર બારીકીથી જોવા માંડયો.

રાણી મારગારેટ અર્લ ઓવ એઝનતાઇનને માટે સાંભળીને ખચ્ચીતજ દીલગીર થઇ ગઇ, અને તેના ચ્હેરાનો રંગ સ્હેજ ઉતરી ગયો. તે બોલી "કદાચ મ્હારા મુરબ્બી અર્લ ઓવ કેથનેસને તે વાતની ખબર નહીં હશે કે અર્લ ઓવ એઝનતાઇન પોતાની લાંબી મુસાફરી પછી સ્કોટલેંડમાં પાછા ફર્યા છે, નહીં તો તેવણ જરુરજ તે ભલા અમીરને મળવા જતે, અને ઝબરદસ્તીથીબી તેને ફરવા હરવા અને રોઝલીન કાસલમાં લઇ જતે." રાણી હવે અર્લ ઓવ એઝનતાઇન તર્ફ પ્યાર જો કે ધરાવતી તો નહીં હતી, કેમજે હવે તે રાજા દેવીડની મ્હોરદાર હતી, અને એક મ્હોરદાર તરીકેની ફર્ઝમાં તે પુરી પતીવ્રતા હતી, છતાં તે દયાલુ દીલની હોવાથી દયાથી દાઝી જઇને તેમ બોલી, મગર પેલી જાસુસ ઔરતે પોતાના મનમાં બડબડી લીધું "એ હજુણુ સુધી રોલાન્ડ અર્લ ઓવ એઝનતાઇનને યાદ કરે છે ખરી!"

## પ્રકરણ પર મું.

### બે પાપી બદમાશો!

અર્લ ઓવ મોરતનના ભેદી મરણને બે મહીના થઇ ગયા.—અને એ બે મહીના દરમ્યાનમાંબી આપણે રાજા દેવીડને પોતાની રાણી મારગારેટને મળવા જતો જોતા નથી, અથવા તો તેનીપર તે એક પોતાને હાથનો લખેલો ખબર અંતરનો કાગઝબી લખતો નથી! વલી, દુખપર દહામઃ રાજા દેવીડને પોતાના એક સગાને ત્યાં મહેમાન તરીકે જવું પડે છે તો ત્યાંબી તે રાણી મારગારેટને લઇ જતો નથી! રાજા પોતે રાણીને લઇ જતો નથી તો નથી, પણ તેનો પેલો સગોબી રાણીને આમંત્રણ દેતો નથી! અફસોસ, મારગારેટ! તે તાજદાર થઇને હયરાન થઇ હતી! એક તાજને ખાતીર પોતાનો આખો ભવ તે અતી સુંદર છોકરીએ ગોયા બરબાદ જતો જોયો. પોતાના ધણી રાજા દેવીડના કેટલાંક સગાંઓથી તેણે પોતાને તરછોડાયલી જોઇ—અને, તેથી ઘણી વાર તે અકેલી અકેલી બેસીને ડુસકે ડુસકે રડી લેતી!—હવેજ, હવેજ તે વચનથી બે વચન થવા માટેની પોતાની ભુલને ખાતીર સર પટકી પટકીને રડતી હતી!—અરે, જે તાજથી તેના સંસારના સુખનું સત્યાનાશ થતું હતું તે તાજ શું કામનું? દર્દેસર ધરાવનારા—જંજાળ અને સંતાપથી ભરપુર—તાજદાર સર કરતાં તે તાજબી નહીં હોય અને તે સરબી નહીં હોય તો તેને મન લાખ્ખો લાખ મરતબે બ્હેતર હતું!—મગર, દુન્યાને તો ઠગવામાં આવતી હતી કે રાજા–રાણી સુખી હતાં!!

બે મહીના પસાર થઇ ગયા હતા, અને સપટેમબર મહીનાની આખીરીની એક સ્હાંજના રાજા દેવીડને એક કાગઝ મલ્યું જેમાં જણાવવામાં આવ્યું હતું કે કાઉન્ટેસ ઓવ મોરતન સ્કોટલેંડના પોતાના દાલકીથ કાસલના મકાનમાં પાછી ફરી હતી. રાજા દેવીડે કાઉન્ટેસ આગલ જવામાં ડેરી કીધી નહીં, કેમજે તે અર્લ ઓવ મોરતનના મરણ સંબંધી વધારે વીગત જાણવા માટે આતુર બન્યો હતો. રાજાએ કાઉન્ટેસને સોગનો સ્હેજ સપાટોબી લાગેલો નહીં જોયો! બે મહીના અગાઉ તે જેવી ખુબસુરત હતી તેના કરતાં વધારે ખુબસુરત

તે હમણાં લાગી, અને તેથી રાજા મનમાં બોલ્યો "એનામાં એવી સુંદરતા એ ધરાવે છે કે એ મ્હારા મનપર, દીલ પર, અને જાનપર તમામ કાબુ કરી બેઠી છે! એના હસ્વાને જોઇને મ્હારૂં દીલબી લુટાઇ જાય છે—એના બોલવાને સાંભળીને મ્હારા જાનમાં ગોયા આખે હયાત દાખલ થાય છે."

કમબખ્ત કમનસીબ રાજા દેવીડ! તેની પોતાની મ્હોરદાર જે ચાંદના એક ટુકડા સમાન હતી તે તેને મનથી કડવી ઝહર જેવી લાગતી! અને આ બદમાશ બદદામન ઔરતને તે આખે હયાત સ્હમજતો હતો!! ઉંધી બુદ્ધીનો નાદાન ઇન્સાન, તેના સુખનો નાશ થનાર હોય ત્યારેજ તેની આંખોની સામે ઉલટો દેખાવ નઝરે પડે!

ખુશગુફ્તાર અલફાઝોની અદલા બદલી પછી રાજા બોલ્યો "અને હવે મ્હને કહી દે, લુઇઝા, કે ત્હારો ધણી ખરેખર શાથી મરી ગયો? તેનું ખુન થયું કે તેને આપઘાત કીધો?"

"તે પોતાનાજ હાથથી મરી ગયો." લુઇઝાએ રાજા દેવીડને જવાબ આપ્યો.

"આપઘાત? તો શું તે બીચારો મ્હારા અને ત્હારા સંતાપમાં આખીર થયો?" રાજાએ ગમગીન થઇને પુછ્યું.

"છટ-છટ-છટ-છટ!" નહીં-નહીં, અર્લ ઓવ મોરતને કાંઇ આપણે વાસ્તે નથી આપઘાત કીધો," લુઇઝા બોલી "મગર, આજે મ્હને તહમારી આગલ એક ભેદ ખુલવા દો—"

"ભેદ?" રાજાએ અજાયબીથી સવાલ કીધો.

"હા, અર્લ ઓવ મોરતનના સંબંધમાં એક ભેદ" લુઇઝા બોલી "મ્હારા મરહુમ ધણીને પેટની અંદરનું એક દર્દ થયું હતું, અને તે દર્દથી તે પીડાતો હતો. હમણાં હમણાં તે દુઃખ ઘણુંજ વધી ગયું હતું, અને તે નહીં સહન થઇ શકવાથી તેણે આપઘાત કીધો હતો. મ્હારી તર્ફ મરહુમને કાંઇબી કડવાસ નહીં હતો તેની સાબીતી તો એ છે કે તેવણે પોતાની મીલકતોના માલીક તરીકે મ્હને ઠેરવીને મ્હને અકેલીનેજ બધું આપી ગયા છે."

"અને, ત્યારે તું આ દાલકીથ કાસલની અકેલી માલેક હવે છે, કેમ?" રાજાએ કહયું.

"જે મ્હારૂં છે તે તહમારૂંજ છે." અને તેમ બોલતાં લુઇઝાએ ગાલોમાં ખાડા પાડી દઇને પછી વાત બદલી "મ્હારા વ્હાલા, તહમે છેલ્લી વખ્તે જે વાત મ્હારી આગલ કીધી તે તહમે બજાવવામાં પછાત તો નથી પડયાની?"

"નહીં. હું મનપર જે વાત લઉં તેને પુરી કર્યા વગર મ્હને ચયનબી નથીજ પડતી. પ્રીન્સ ડ સાલઝાના હાથો તળેના દબાણથી હું હવે નીકલી ગયો છું."

"અને, વલી, તહમે તહમારા સગા લોર્ડ હાઇ સ્ટુઅર્ડ રોબર્ટની સાથે પાછા દોસ્ત બની ગયા છો અને તેવણને ત્યાં મહેમાન તરીકે ગયા હતા." લુઇઝા બોલી "અને મેં ખબર મેલવી તો તહમે મારગ્રેટને ત્યાંબી નહીં લઇ ગયા હતા, એ વાત ખરી કે?"

"હા, હું એને ધીક્કારૂં છું. મગર, એકદમ ભડકો માહરે દેખાડવો નથી, રહેતા રહેતા એને આપણી પકડમાં લઇને સાવચેતીથી કામ લેવાનું છે." રાજા દેવીડ બોલ્યો.

"વારૂ, એની તર્ફની કાંઇ ખબર? ફોરકવારથ કાસલની તર્ફના કાંઇ નવા સમાચાર?"

"શું તુને ત્હારા પેલા અતીષ્ય ખુબસુરત બટકા તરફથી કાંઇ ખબર નથી મલી કે?" રાજા હસીને બોલ્યો.

"નહીં.—મગર, હું આશા રાખું છું કે તે ઝુરરજ કામ તમામ ફ-તેહમંદીપર ઉતારશે." લુઇઝાએ જવાબ આપ્યો.

"ઠીક ત્યારે, લુઇઝા, હવે તું મ્હારા જાસુસ તર્ફની ખબર જાણી લે." રાજા બોલ્યો "લેડી ગેલબ્રેથ લખે છે કે એકવાર અર્લ ઓવ બેઝનતાઇનનું નામ લેવાતાંજ રાણીના ચહેરાપર સુર્ખી આવી ગઇ હતી! અહહા! જો એ જવાન અમીરને એના રસ્તામાં કોઇબી રીતે આપણે મુકી શકીએ તો પછી છુટા છેડા!"

રાજા તે બાદ રવાના થયો, અને લુઇઝા તેની પાછલ જોઇને બોલી "એ ફર્યો નથી! અને એ ઝુરરજ પેલીથી છુટાછેડા મેલવશે! અને, પછી, હું સ્કોટલેંડની રાણી થઇશ! હવે મારગ્રેટના તાજની આખીરીનો ઘંટ વાગશે, અને તેના આવાઝથી મ્હારા તાજની શુરૂઆત થશે!"

## પ્રકરણ ૫૩ મું.

### સ્ટીફન કોચરેન પાછો!

હવે આપણે ઉરકરવારથ કાસલમાં રાણી મારગારેટ આગલ જઇશું વ્હાલા વાંચનાર.

પેલો બટકો લુચ્ચો જે પ્રપંચી લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતનનો શીખવેલો જાસુસ હતો અને જે રાણી મારગારેટની દયા ઉપર ઉરકવારથ કાસલમાં દાખલ થવા પામ્યો હતો તે જો કે રાણીની કબ્ર ખોદવામાં હંમેશા મશગુલ હતો છતાંબી તેણે ત્યાં જે દેખાવ કર્યો તેથી તે બધાંનો માનીતો થવા પામ્યો હતો! એ મહીનામાં તે બટકો બદમાશ ઘણો હલી ગયો હતો, અને રાણીથી તે છેક ન્હાની પાયરીનાં નોકર સુધ્ધાનું તે કામકાજ કરતો હોવાથી અને સલ્લાહ આપવા માથું મારતો હતો તેથી તે દાનાવ દાનીશવરમાં પોતાને ખપાવતો હતો!

ઉરકવારથ કાસલમાં એક દીવસે રાણી પોતાના આરાસ્તા કમરામાં બેઠી હતી, જ્યારે હમણાં મેરીયન જે તેની ખાસ દાસી તરીકે તેની હુઝુરમાં રહેતી હતી તેને એક નોકરે ખબર આપી કે રાણીને મલવા માટે હાઇલેન્ડનો કોઇ અફસર આવ્યો હતો. મેરીયન રાણીના ઓરડામાં આવી અને બોલી "ખુશ રહો નામવર, હાઇલેન્ડનો એક અફસર જે પોતાનું નામ જણાવતો નથી તે તમને મલવા માંગે છે."

"અઝીઝ મેરીયન, મ્હારી હુઝુરમાં કોઇબી માણસને તેની ઓળખ કે નામ જાણ્યા વગર દાખલ કરવામાં આવેજ નહીં. માટે જા, તેને આ કમરાની પાસેના કમરામાં બેસાડ, અને તેનું નામ પુછીને પછી મ્હારી પાસે આવ."

મેરીયન નમીને રાણી પાસેથી ગઇ. અને તે પેલા અફસરને પેલા ઓરડામાં બેસાડીને બોલવા ગઇ, તેટલાં પેલાએ પોતાના માથા અને ચેહેરાપરનો છુપો લીબાસ ઉઠાવી લીધો અને

તેનો ચહેરો જોઇને મેરીયન ચોંકી. આ માણુસને ખાસ રોકના કીલ્લામાં જ્યાં અર્લ ઓવ બેઝનતાઇનને કૈદ કરવામાં આવ્યો હતો ત્યાં એક બે વાર છુપી રીતે આવતા તેણે જોયો હતો! છતાં શાંત દેખાવ કરીને મેરીયને તેનું નામ પુછ્યું, અને જો નામ નહીં આપવામાં આવે તો રાણી આગલ હાજલ કરવાની નામર્ઝી જણાવી. પેલાએ પોતાનું નામ કહયું, અને મેરીયન રાણીની પાસે ગઈ.

"તે પોતાનું નામ સ્ટીફન કોચરેન કહે છે. અને હુંબી તેને ઓળખું છું, નામવર રાણી, તે તેજ શખ્સ છે કે જેણે અર્લ ઓવ બેઝનતાઇનને કૈદ કીધા હતા એવું મ્હને પાછળથી માલુમ પડયું હતું." મેરીયન બોલી, મગર તે સુંદરી અર્લ ઓવ બેઝનતાઇનનું નામ બોલતાંજ લાલ થઇ ગઇ.

"મેરીયન, એ શખ્સે મ્હારા લગ્ન વખ્તે સારી મદદ આપી હતી અને એણે મ્હારા લગ્નના ખુલાસા વખ્તે જે દેખાવ કીધો હતો તેથી અર્લ ઓવ બેઝનતાઇનેબી એને માફ કીધો છે, એ જુરૂરી કોઇ કામને સબબેજ હીંયાં સુધી આવ્યો હશે, માટે તેને મ્હારી પાસે લઇ આવ." રાણીએ કહયું.

રાણીની આગલ સ્ટીફીન કોચરેનને લઇ જઇને રાણીના કહેવાથી મેરીયન દુર થઇ, અને રાણીએ કોચરેનને પુછયું "તું શું કહેવા માંગે છે, કોચરેન?"

"પહેલા તો હું એ માટે આપ નામવરને મળું છું કે જે બાનુને મેં તાજદાર બનાવી છે તેને હું જોઉં." સ્ટીફન કોચરેન બોલ્યો "અને, પછી, તે બાનુ પાસેથી મે કીધેલી મદદના બદલામાં એક સુંદર મદદ હું પોતે મેલવું."

"તુંને શું મદદ જોઇએ છે?" રાણીએ કહયું "અગર જો તે ત્હારી માંગણી મ્હને વાજબી લાગશે તો હું તને મદદ કરવા ઘણી ખુશી થઇશ. મગર, તુને રાજા દેવીડ જોવ નહીં પામે તેની તું દગલે અને પગલે ખુબ સંભાલમાં રહેજે."

"હું માનું છું કે રાજા મ્હને જોશે તો મારીજ નાંખવા તઇયાર થશે! મગર, રાજા નામવર હીંયાં નથી તે જાણ્યા પછીજ હું હીંયાં આવ્યો છું, અને એ કહું છું રાણી નામવર, કે ત્હમે ત્હમારી લાગવગથી મ્હારીપરનું વાદલ દુર કરી શકો તેમ છે."

"અફસોસ! કે હું મ્હારી લાગવગ વાપરી શકું તેમ નથી!" રાણી પોતાની ખરી હાલત પર અફસોસ કરતી બોલી, જયારે સ્ટીફન કોચરેન પોતાને માટે રાણી કાંઇબી કરવા તઇયાર નથી એમ ઉલટુંજ સ્હમજયો!

"મ્હારે ખાતીર ત્હમે નહીં કરી શકો? મ્હારે ખાતીર?" સ્ટીફન કોચરેને મોટી અજાયબી બતાવી "મેં ત્હમને તાજ અપાવ્યું, અને ત્હમે મ્હને રાજાની મ્હેરબાની પાછી અપાવી શકો નહીં એ કેટલું દીલ ઝખ્મી કરનારૂં છે!"

"ત્હારૂં અપાવેલું તાજ પાછું લે." રાણી હવે ગલગલા આવાઝથી બોલી "ઘણુંજ સારૂં થયું હતે અગર જો તું મ્હને તાજ નહીં અપાવતે, મ્હારાં લગન રાજા સાથ નહીં કરાવતે, અને મ્હને દુખમાં ગીરફતાર નહીં કરતે! મ્હારે મનથી એ તાજ તકલીફી છે, સાદા અને ખરા સુખની આગલ એ બપકા બરેલું અને તકલીફી તાજ હઝારો હઝાર દરજ્જે કમતર છે,

ગોયા ખાક સમાન રદદો બાતલ અને નીરજીવ છે." અને તેમ બોલતાંજ રાણીની આંખોથી આંસું ટપકવાં લાગ્યાં!

"મેં જે સાંભલ્યું છે તે તો ત્હમે બોલો છો તેથી ઉલટુંજ છે." સ્ટીફન કોચરેને કહયું "ત્હમે મ્હને ઉડાવો છો, કેમજે બાહારનો આવાઝ——"

"બસ, બંધ કર એ "બાહારના આવાઝ"નો ત્હારો આવાઝ!" રાણી ગુસ્સાથી બોલી "બાહારનો આવાઝ જેબી હોય, મગર તું ત્હારો આવાઝ કેમ સખ્ત બનાવે છે! તું મ્હારા આવાઝથી જાણી શકયો છે કે હું સુખી નથી, તો પછી બાહારના આવાઝને કયાં ખાકમાં મીલાવે છે! અફસોસ, મ્હારી માફક દુન્યામાં થોડા જીવો એવાબી હશે જે અંદરથી દુખી હશે, મગર બાહારનો આવાઝ તેમને સુખી પુકારતો હશે!"

"ત્હમે એ બધા પેત્રા કરો છો." કોચરેનના ધ્યાનમાં વાત ઉતરી નહીં તેથી તે બોલ્યો.

"કોચરેન, આવા શબ્દો તું મહને કહી સંભલાવે છે!" રાણી ગુસ્સે થઈ.

"હા, હા, હું ત્હમને કહું છુ." કોચરેને ગુસ્સો બતાવ્યો.

"ચુપ કર, એકદમ ત્હારી ઝબાનને બંધ કર." રાણી ઘણા મોટા ગુસ્સાથી બોલી "એક કમીનો નઉકર જેવો નઉકર, અને રાણીની સામે એ ગુસ્તાખી? કોચરેન, હું જો ચાહું તો તુને હમણાં પકડાવીને રાજાની પાસે મોકલું."

"એ ભરૂસાપર ના રહેતા, રાણી નામવર." ચેષ્ટા કરતી ઢબે કોચરેન બોલ્યો "મહારા હાથમાં ત્હમારી મુંડી એવી તો દબાયલી છે કે ત્હમે મહને પકડાવી શકો તેમ નથીજ."

રાણી ચોંકી, અને ગભરાઇને ફુગલાઇ ગઇ!

"મ્હને ઇનામ જો જોઇએ છે તે ત્હમારે આપવુંજ જોઇએ." કોચરેન આગલ બોલ્યો.

"ઇનામ તો તુને પ્રીન્સ ડ સાલઝાએ આપ્યું!" રાણી બોલી "અને તેબી એક સારી જેવી મોટી રકમ આપી."

"તે સારી જેવી રકમ દોસ્તોની સાથમાં અને જુગારમાં કયાંની કયાં અટવાઇબી ગઇ!" રાણીપર પોતે કાબુ ધરાવતો હોય તેમ બેદરકાર ઢબે સ્ટીફન કોચરેન બોલ્યો "અને તેથીજ એક બીજી રકમ હું ત્હમારી પોતાની પાસેથી લેવા આવ્યો છું. ત્હમે રાણીના દરજ્જાપર નહીં જાઓ તેવું જો હું કરવા ઇચ્છતે તો હું એક ખરો પાદરી લગન વખ્તે નહીં લાવતે અને ખોટા લગન કરાવતે. પણ, મેં જે કાંઇ કીધું છે તેના બદલામાં જો મ્હને જે મદદ જોઇએ છે તે નહીં આપશો તો ત્હમારી મુંડી જે મ્હારા હાથોમાં છે તેને હું હવે ભચડી નાંખીશ."

"મહારી મુંડી ત્હારા હાથમાં!" ફાટે ફાટે ડોળે રાણીએ કોચરેન તર્ફ જોઇને કહયું.

"હા. હા. ત્હમારી મુંડી મ્હારા હાથમાં છે." સટીફન કોચરેન જુસસાથી બોલ્યો "શું મેં તાજ અપાવ્યું ત્યારે હું એટલો ભોલો હતો કે એક ભારી ઇનામ લીધા વગર હું ત્હમને જતા મુકું?"

"પાછા તું એવા અપમાન ભરેલા અને ગુસ્સો આપનારા વાકયો મ્હને કહી સંભલાવે છે?" રાણી ગુસ્સાથી બોલી.

"હા, હું ત્હમને એવા વાકયો કહી સંભલાવવા ઉપરાંત એબી કહું છું કે રાણી માર્ગરેટ યાદ રાખો કે ત્હમે રાજા સાથે પરણ્યા તે અગાઉ ત્હમે ત્હમારી વીંટી અર્લ ઓવ

બેઝનતાઇનને આપી હતી અને અર્લ ઓવ બેઝનતાઈનની વીટી ત્હમે લીધી હતી. તે વાતની ખબર હું રાજાને આપીશ તો તેવણુ મીસ્ત્રે આતશ ત્હમારીપર ગર્મ થઇ જશે——

"ઓમુશ," રાણી ચીરડાઇ "મેં અર્લ ઓવ બેઝનતાઇનની વીટી તો તેવણુને પાછી આપવા ત્હારે સ્વાધીન કીધી હતી !"

"મ્હારે સ્વાધીન તો ત્હમે વીટી સાથે એક કાગઝબી આપ્યું હતુ———"

"અને તે કાગઝ મેં ત્હારા કહેવાથીજ લખ્યું હતું." રાણી વચ્ચે બોલી પડી.

"મગર તે કાગઝ અને તે વીટી અર્લ ઓવ બેઝનતાઇનને પાછા આપી દેવા જેવો હું કાંઈ કાચ્ચો નહીં હતો!" બદમાશ કોચરેને કહયું, અને રાણી તે સાંભલીને ફગલાઇ ગઇ "તે ત્હમારા હાથ દસ્તખતનું બનેલું કાગઝ અને તે વીટી એ બેઉ મ્હારી પાસે છે, અને ત્હમારી મુંડી મ્હારા હાથોમાં સપડાયલી રાખવા માટે તેને જીવની પેઠે સંભાલીને રાખ્યાં છે."

"બદમાશ, આવી બદમાશી તેં કીધી!" રાણીએ ધીમી મગર દુખી દીલની એક ચીખ પાડતાં કહયું.

"બદમાશનો પેશોજ બદમાશી કરવાનો હોય છે." નફ્ફટ નાંકે કોચરેને જવાબ આપ્યો. "અગર જો ત્હમને રાજા સાથે સારૂ હોય તો મ્હને રાજાની માફી અપાવો અને પાછો રાજાની નોકરીમાં રાખો. અગર જો ત્હમને રાજા સાથે ત્હમે કહો છો તેમ જો ખરેખરજ સારૂં નહીં હોય તો પછી હું કહું છું તે કીમતે મ્હારે સ્વાધીન રહેલી પેલી વીટી અને ત્હમારૂં લખેલું કાગઝ પાછું મેળવી લેઓ. અને નહીં તો—નહીંતો પછી હું કોઇબી જોખમે રાજા આગલ પ્હોંચી જઇશ, તેના પગોપર પડીશ, અને ત્યાં પેલી વીટી અને કાગઝ મુકી દઈને ત્હમને સપડાવીશ અને હું તેને આધારે માફી મેલવવાબી શકતીવાન થઇશ. મ્હારૂં કાંઇબી થશે મગર ત્હમને ફસાવીશ. બોલો, ત્હમને મ્હારી માંગણી મુજબનું કામ કરવું છે કે ફસવું છે? હું તો તે કાગઝ અને વીટી રાજા દેવીડને આપી દઇશ."

"તું તેમ નહીં કરી શકશે." રાણી બોલી.

"હું તેમ કરી શકીશ, અને તેનાથી વધારેબી કરીશ." બદમાશ કોચરેને રાણીને માત કરવા માંડી "યાદ છે, રાજાને ત્યાં વાત કરીને આવ્યા બાદબી ત્હમે અર્લ ઓવ બેઝનતાઇનને મલ્યા હતા—ભેટયા હતા—અને તેવણુના પાંસામાં દબાયાં હતાં—"

"તો તે—" રાણી વચ્ચે બોલી, પણ તેના વાકયની વચ્ચેબી કોચરેન પોતાની મતલબનું બોલી પડયો.

"તો તે મેં છુપાઇને જોયું હતું અને તેની સાક્ષીમાં વલી હું અર્લ ઓવ બેઝનતાઇનને પોતાને લાવીશ, કેમકે રેલાન્દને ત્હમારે વાસ્તે જે ગુસ્સો છે તે ગુસ્સો હવે તે મ્હારી સાથે મલી જઇને ખાલી કરવા માંગે છે!"

રાણી બીલકુલ પત્થરના પુટલાં માફક સુની સ્તબ્ધ બની ગઈ-તે ફાટે ફાટે ડોળે બદમાશ કોચરેનને જોવા લાગી—અને ત્યાંની એક બેઠકમાં પછડાઈ પડતાં તે નીસાસો નાંખીને બોલી "ઓ અફસોસ! શું તેબી દગાબાઝ થયો!"

"હા, અને હવે ત્યારે ત્હમારી પોતાની તબાહીમાં પડવા તૈયાર થાઓ," કોચરેન બોલ્યો "નહીં તો મ્હને મદદ આપીને બચી જાઓ."

"તુને કેટલી રકમ જોઇએ છે?" રાણી આખીર લાચાર થઇને બોલી.

"દશ હઝાર માર્ક હમણાં, અને દર સાલ લંડનમાં મ્હને ત્યાંના કોઈ જહવેરી યા શરાફ મારફતે એક સારી જેવી રકમ ગુઝારા માટે." કોચરેન બોલ્યો.

"દશ હઝાર માર્ક?" રાણી અજાયબીથી બોલી "હું એટલી મોટી રકમ કયાંથી લાઉં? અને વલી દર સાલ ગુઝારા માટેની રકમ આપુંબી કેમ? કોચરેન, કોચરેન, તેં એક એવી મોટી રકમ માંગી છે કે જે હું આપી શકું તેમ નથી."

"આજ ને આજ તે નહીં માંગતો." કોચરેન બોલ્યો "હું ઘડી ઘડી આ મહાલમાં આવીશ તો તેનું પરીણામ બુરું આવશે, માટે આજથી બરાબર પંદરમે દીવસે હું પેલી સામેની ગીચ ઝાડીવાલી જગાપર મધ્ય બપોરને વખ્તે આવીશ, અને વીંટી આપવાના બદલામાં દશ હઝાર માર્કની કીમત લઇશ. કોઈ ત્હમારી વીશવાસુ દાસીને મોકલજો. અને, હવે, હું જાઉં છું. પેલી છોકરીને કહો કે મ્હને બાહાર જવા દે. હું છુપો આવ્યો તેમજ છુપો જતો રહીશ."

## પ્રકરણ ૫૪ મું.

### જાસુસ માદરની વફાદાર બેટી.

સ્ટીફન કોચરેનના જવા પછી રાણી મારગારેટનું મન ઘણું ડામાડોળ હાલતમાં રહયું. તેણે જોયું કે તે પોતે એક બદમાશના કાબુમાં હતી, જે બદમાશ તેને નીચવીને પોતાના કીસ્મતની ઝમીનદોસ્ત થયલી ઇમારતના ખંડીયેરને છીપાવી તેને ફરીથી તઇયાર કરવાનો ઇરાદો કરતો હતો! પેલું કાગઝ અને પેલી વીંટી જે તેણે અર્લ ઓવ બેઝનતાઇનને આપ્યા નહીં હતાં તે ઉપરથી રાણી માનતી હતી કે બદમાશ કોચરેન ગમે તેવી બદમાશી ચલાવે તેવો એક આદમી હતો. મારગારેટના વીચારમાં ગભરાટ સાથ ઉશકેરણીનો ભેલ હતો, અને હવે શું કરવું અને કેવી રીતે તે બદમાશના સંકજામાંથી છુટવું તેના સોંચમાં તે બેઠી.

"રોલાન્દ સાથે તો એ બદમાશે ઘણીજ ખરાબ ચાલ ચલાવી હતી." રાણી મન સાથ બડબડી "અને હમણાં તે આવીને મ્હને દમ ભરાવે છે કે રોલાન્દબી તેની સાથે મલી ગયો છે! એ બનવું શું શકય છે? નથી, મગર હા, જો એણે રોલાન્દ આગલ મ્હારે માટે કાંઇ ઘણુંજ જુઠ્ઠું કહયું હોય તો—પણ, નહીં, તેબી નહીં." અને રાણી પાછી સોંચમાં પડી, અને પછી બોલી "હા, આ વખ્તે જો રોલાન્દ પોતે મ્હને કોઇ રીતે આવી મલે તો હું તેને ખરી બીના પુછું. જો વાત ખોટી હોય તો બદમાશ કોચરેનની પેલી વીંટી અને કાગઝ સંબંધી દગાબાઝી તેને કહી દઉં, અને જો રોલાન્દ મ્હારી વીરુધ થઇ ગયો હોય તો તે મ્હારા ભાઇ જેવો છે અને ભલો છે તો તેને સ્હમજાવીને મ્હારી તર્ફમાં થઇ જઇ એક બ્હેનને મદદ કરી એક બદમાશને દુર કરવાની વીનંતી કરું."

મારગારેટે હવે જોયું કે તેને કોઇનીબી મદદની ઝુરરત હતી. ત્રણ વરસ અને તે પછીના થોડા મહીના દરમ્યાનની તેની પરણી ઝીંદગીમાં એકબી વખ્તે તેણે પોતાના ભાઇ લોર્ડ લીડેસ-

ડેલ કે તેના સસરા અર્લ ઓવ કેથનેસ કે ઓલબરટીનાની મદદ માંગી નહીં હતી કે પોતાની પરણી ઝીંદગીના દુખને માટે તેણે એક સુખનબી તેમને કહયો નહીં હતો, મગર હાલ તેણે હવે તેમની તર્ફથી મદદ મેલવવાનો વીચાર કીધો! તોબી, ફરી અને ફરીથી વીચાર કરતા તેણે પોતાનો ઠરાવ પાછો ફેરવ્યો, અને તે નકકી અસલીજ ઠરાવપર આવતા બોલી "મ્હારા વ્હાલાં અઝીઝોને હું એમ કહીને તેઓની નઝરમાં નીચી પડવા માંગતી નથી કે મેં એકવાર રોલાન્દ ઓવ બેઝનતાઇનને બનાવ્યો હતો અને તેના વચનને બેવચન થઇ હતી! અને, તેથીજ, હું તેમની મદદ નહીં લેતા ભલા રોલાન્દનેજ એકવાર મ્હેન તરીકે મલીશ અને તેને એક ભાઇ તરીકેજ મ્હને મદદ કરવા માટે કહીશ તો તે મ્હારૂં કહયું કરશે—મ્હને બદમાશ કોચરેનના સપાટામાંથી બચાવશે."

વલી, તેણે વીચાર્યું કે "રોલાન્દની મદદ લેવી તો ખરી, પણ તે અગાઉ હું એ જાણતી નથી કે રોલાન્દ મ્હારા મીત્ર તરીકે કામ કરશે કે નહીં, તેથી મ્હારે એને મ્હારા હાથ દસ્તખત આપીને બોલાવવો નહીં જોઇએ, પણ કોઈ વીશવાસુ માણસ પાસે તેને બોલાવી મંગાવવો જોઇએ. આ વખ્તે વલી મ્હારી મોડળી બીમાર છે નહીં તો તેને મોકલી શકતે. છતાં, છતાંબી હું રાણી છું, મ્હારે હીમત હારવી નહીં જોઇએ, અને મ્હારી બીજી વીશવાસુ સખી મેરીયન ગેલબ્રેથને મ્હારે અર્લ ઓવ બેઝનતાઇનને બોલાવવા માટે છુપી મોકલવી જોઇએ."

સ્ટીફન કોચરેનને જવાને લગભગ અર્ધો કલાક થવા આવ્યો છતાં રાણી મારગારેટે તેને બોલાવી નહીં હતી તે જોઇને અજાયબી પામતી મેરીયન પોતેજ રાણી પાસે ગઇ. મારગારેટે નરમ નરમ પગલાંના આવાઝ સાંભલ્યા કે તેણે ચ્હેરો ફેરવીને જોયું, અને મેરીયને તે ચ્હેરાપર દીલગીરી અને આંખોમાં આંસુ જોયાં કે મેરીયનને લાગણી થઇ આવી, અને કુદરતી તે રડી પડી. રાણીના પગો પાસે ગુઠન્યે બેસી જઇ તે ડુસકે ડુસકે રડી!

"મેરીયન—વ્હાલી મેરીયન." રાણી બોલી "ઉઠ, ઉઠ, એકાએક તુને એ શું થયું વારૂ?"

"ઓ માનવંત ભલી રાણી," તે છોકરી ઉઠતાં ઉઠતાં ખરા દુખથી પુકારી પડી "તમારો દીલગીર ચ્હેરો જોઇને હું રડી, તમારી આંખોમાં આંસુ જોઇને મેં તેની સાથમાં આંસુ પાડયાં. હું સ્હમજું છું કે પેલા આવનારે તમને કાંઇ એવું ચમકાવનારૂં કહયું છે કે જેથી તમે ચોંકીને ગભરાઇ ગયા છો અને તમારી કીમતી આંખોથી મોતી સમાન આંસુઓ ખરી પડીને હરામમાં બરબાદ થાય છે. તમને દુખી જોઇને મ્હારૂં દીલ તમામ તુટી જાય છે, કેમકે તમારે લીધે અમો અમારી સુખની રોટીને પામ્યા છીએ. મ્હારા પીતાજીના મરણ બાદ જ્યારે અમોએ અમારી ન્હાની દઉલત તમામ ખલાસ થયલી હોવાનો ભેદ જાણ્યો ત્યારે અમો મુશ્કલીસોને તમારે ત્યાં જગા મલી—તમારે લીધે મ્હારી માતા અને હું બેઉ ફરીથી સુખની રોટી પામ્યા, નહીં તો કોણુ જાણે કયાંનાં કયાં નહીં દોડેલી ગરીબાઇમાં અમો અત્યારે સબડતાં હતે. પાક પરવરદીગારે તમારા રસ્તામાં અમને મુકયાં, અને અમે ગરીબાઇના ગારમાં હોમાતાં બચ્યાં. તેથી, તમો જેવા એક મદદગારને દુખી થતાં જોઇ મ્હારા દીલના ટુકડા થઇ જાય છે."

"તું વફાદાર છે," રાણી ડચકું ખાતા બોલી "જે પોતાના માલેકના દુખમાં દુખી છે તેજ તેના સુખમાં સુખી થવાને લાયક છે, અને જે સીધે પોતાના સુખનેજ ખ્યાલ કરીને બીજાના દુખમાં દુર થાય છે તે આકેબતનું સુખ નથી પામતા. દુખમાં મદદગાર તેજ સુખના હકદારબી હોય છે."

"હું વફાદાર છું—હું નીમકહલાલ છું, અને તેથીજ હું આપને કહેવાની રઝા લઉં છું કે અગર જો ત્હમારા જીવને કાંઇ અસુખ હોય અને તે કોઇ મ્હારી ફર્ઝથી સુખમાં ફેરવાઇ શકતું હોય તો હું તે ફર્ઝ બજા લાવવા તઇયાર છું."

"જોયા તું મ્હારા વીચારો વાંચીનેજ એમ બોલતી હોય તેમ મ્હને તો લાગે છે." રાણી બોલી "મેરીયન, મ્હારૂં એક કામ છે અને તે તુનેજ બજાવવાનું છે."

"બાસરોચશ્મ હું તે બજા લાવીશ, માનવંત રાણી."

રાણી મારમારેટે પોતાના બન્ને હાથો તે વફાદાર છોકરીના ગલાંપર નાંખતા આંસુભરી આંખોથી ગલગલા સાદે કહયું "મેરીયન, મ્હને પાકકી ખાત્રી છે કે તું એક છોકરી છતાં ત્હારી વફાદારીના તેઝથી એક સીંહના જેવી હીમતવાન બની જશે અને મ્હારૂં કામ ઝુરૂરજ તું કરશે. બોલ, તું અર્લ ઓવ બેઝનતાઇન પાસે જશે?"

જે જવાનપર પોતે આશક હતી તેનુંજ નામ બોલાયલું સાંભલીને તે ખુબસુરત છોકરી ઝરા ગાભરી બની ગઇ! અને તેનો ગભરાત જોઇને રાણી સ્હમજી કે તે ડરપોક બની ગઇ! મગર, બીજીજ પળે જ્યારે મેરીયન બોલી ત્યારે રાણી ખુશી ગઇ "ત્યાં તો શું? ત્હમારે ખાતીર આતીશની ચેહમાં બળી મરવા તઇયાર છું–શમશીરના ઝર્બની નીચે ગરદન આપવી હોય તો તે માટેબી હું ત્હમારી પરથી કુરબાન છું,"

"શાબાશ, વફાદારીની નેક પુટલી, શાબાશ." રાણી બોલી, અને હવે તેનાં આંસુ બંધ થયાં. તે ખુશીથી બોલી "વ્હાલી મેરીઅન, અર્લ ઓવ બેઝનતાઇનને હું મ્હારા ભાઇ જેવો સ્હમજું છું, અને તેથી તું કાંઇબી ખોટો ખ્યાલ લઇ જતી ના. તું કોઇનેબી જણાવ્યા વગર છુપી જજે, અને અર્લ ઓવ બેઝનતાઇન પાસે જઇને તેમને કોઇબી રીતે છુપા હીંયાં મ્હારી આગલ લાવજે, અને હું એક રાણી તરીકે અને એક મ્હોરદાર તરીકે મહારી પવીત્ર ફર્ઝમાં હંમેશા ઓસ્તવાર છું તે માટે અમારાં બેની વાત થાય તે વખ્તે તું અમારી પાસે ઉભી રહેજે."

"ત્હમારી પાકદામન ચાલપર હું મહારા જાનનીબી જવાબદારી આપવા તઇયાર છું, કોઈ એક શબ્દબી બોલે તો હું જાનનીસાર કરૂં, તો પછી ત્હમે એ શું બોલો છો, માનવંત રાણી!" મેરીયને અજાયબીથી કહયું.

"નહીં, તું અમારી વાતચીત વખ્તે હાઝર રહેશે તે ઠીકજ થશે. મગર, સબ્ર કર. તું અર્લ ઓવ બેઝનતાઇન માટે નારાઝ હોવી જોઇએ, કેમજે તે બાસ રોકના કીલ્લામાંથી ત્હારા પીતાજીના બે નઉકરોની મદદથી ન્હાસી ગયો અને તેને લીધે ત્હારા પીતાજી ગભરાઇને બીમાર પડી મરણ પામયા, તેથી તું રોલાન્ડથી દુખી હશે, માટે નહીં જા."

મગર, રાણી શું જાણે કે અર્લ ઓવ બેઝનતાઇનપર તો મેરીયન એક પરવાનો જેમ ચીરાગપર જાન આપે તેમ તે કુરબાન જવા તઇયાર હતી—મેરીયન તો રોલાન્ડના દીદાર માટે પ્યાસી હતી!

"હું જઇશ." મેરીયન બોલી.

"નહીં, તું બહુ લાંબે છેટે છુપી રીતે જઈ શકીશ નહીં, મેં મહારી દીલગીરી અને ગભરાતમાં તુને જવા માટે કહી તો દીધું, મગર વાતનો વીચાર કરતા હું મ્હારાજ ખ્યાલપર

હસું છું" રાણી બોલી "મેરીયન તું વફાદારી બતાવવા તો માંગે છે, મગર યાદ રાખ કે તું એક છોકરી છે તેથી લાંબે છેટે જઈ નહીં શકશે, વલી તું છુપી રીતે જશે છતાંબી ત્હારી ગયરહાઝરી હીયાં છુપી રહી શકે નહીં. કેમજે જે વાત આપણે ત્હારી માદરથીબી છુપાવવા માંગીએ છીએ તે કદી ત્હારી લાંબી ગયરહાઝરીથી છુપી રહી શકે તેમ નથી. માટે, જો, એક કામ કર. પેલા બટકા મોમપેસનને અર્લ ઓવ બેઝનતાઇન આગલ મોકલ, અને તેવણુને હીયાં તેવીજ છુપી રીતે મહારી પાસે લઇ આવ."

"હા, તમારી વાત મહારા ધ્યાનમાંબી ઉતરે છે." વફાદાર મેરીયન હવે પોતાની મુશ્કીલી યાદ કરીને બોલી "હા, એ વાંદરાની માફક જઇને મોંઢેથી પયગામ કહી દેશે. એને માટે ઘોડાનો બંદોબસ્તબી ખાસ કરવો પડશે નહી. એ પોતાનાજ ઘોડાપર સ્વાર થઇને કેટે થોડા દીવસને માટે ફરવા હરવા જતો હોય તેમ જઈ પુગશે, અને મહારા કરતાં ઘણી જલદીથી તે કામ બજાવશે."

મેરીયન રાણીનો ઓરડો છોડી ગઇ, અને અર્ધા કલાકની અંદર તો પેલો બટકો ઘોડેસ્વાર થઇને ઉરકવારથ કાસલ છોડી ગયો.

## પ્રકરણ ૫૫ મું.

### ખરાબીની શુરૂઆત!

બટકો મોમપેસન પોતાના ઘોડાપર સ્વાર થઇને જાણે પવનની પીઠપર ઉડતો હોય તેમ દોડયો અને જે કામ તેને સોંપવામાં આવ્યું હતું તે માટે ગોયા તેને અજાયબ ઉલટ આવી ગઇ હોય તેમ તે ઘણી ખુશીમાં આવી જઇને ઘોડાને એડ મારીને યાહોમ રસ્તો કાપતો હતો. થોડી થોડી આસાઇશ લઇને તે આખીર ત્રીજે દીવસે બપોરે દશ અને અગીઆર વાગતાની વચમાં પોતાને ધારેલે ઠેકાણે જઈ પુગ્યો.—તે કયાં ગયો? તે કાંઇ પહેલાં સીધો અર્લ ઓવ બેઝનતાઇન પાસે નહીં ગયો! મગર, તે બદમાશ પોતાની બદમાશ શેઠાણી કાઉન્ટેસ ઓવ મોરતન પાસે પહોંચી ગયો!

દાલકીથ કાસલના પોતાના મકાનમાંનાં આરાસ્તા કમરામાં તે બદતમીઝ ઓરત તે વખ્તે ખુશીના ખ્યાલમાં લીન થઇને અકેલી બેઠી હતી, જ્યાં તેને તેની કનીઝ—દાસી—એ આવીને ખબર આપી કે મોમપેસન આવ્યો હતો અને તેને ઝુરૂરી કામ માટે તુર્તજ મલવા માંગતો હતો. મોમપેસનનું નામ સાંભલીને લુઇઝા મનમાં બોલી "બેશકીતજ એ કોઇ ઘણા અગત્યના કામસરજ ત્યાંવેરથી ખાસ આવ્યો હશે!" અને તેમ બોલી તાબડતોબ ઉઠીને મોમપેસન બેઠો હતો તે કમરામાં ગઈ. બટકાને જોતાં લગભગ પહેલાં તો કાઉન્ટેસ ધ્રુજી, અને તેઓને કોઇ બેદી વાતચીત થઇ. જે પછી તે વાતનેબી જલદીથી ફેરવી નાંખતા કાઉન્ટેસ બોલી "મગર હમણાં તું શું કામ માટે આવ્યો છે, મ્હારા મદદગાર, શું ફ્યુ્ડ નઝદીકમાં છે?"

"નઝદીકમાંજ" બટકો બોલ્યો "અને તેબી ખરેખરી ફ્યુ્ડ."

"કેવી રીતે ફ્તેહ એટલી જલદી આપણા હાથમાં આવી ગઇ?" ખુશી ખુશી થઇને તેને લુઇઝાએ સવાલ કીધો.

"રાણીએ પોતેજ અર્લ ઓવ એઝનતાઇનને બોલાવેલો છે એમ જો હું કહું તો ત્હમે શું ધારો?"

"નહીં-નહીં! શું એ બનવાજોગ છે કે રાણી પોતે બોલાવે?" પોતાના કાનોનો ઇતબાર નહીં કરી શકવાથી લુઇઝા પુછવા પડી.

"બીલકુલ બનવા જોગ છે, અને વલી તે ખરૂં છે." બટકાએ પોતાના વાકયપર ભાર મુકીને જવાબ આપ્યો "કેમજે. હું પોતે અર્લ ઓવ એઝનનાઇનને રાણીનો પયગામ પહોંચાડવા જાઉં છું કે તેવણે જેમ બને તેમ જલદીથી ઉરકવારથ કાસલમાં રાણી પાસે જવું."

"ઓ! ખુશી! ખુશી!" એક ચીખ તે બદમાશ ઔરતને ગલેથી નીકલી પડી ને તે જાણે દુન્યાભરનું સુખ તેનેજ મલી ગયું હોય તેમ ખુશી ખુશી થઇને બોલી "મગર, તું લેખીત પયગામ લઇ જાય છે કે મોંઢેનો?"

"લેખીત પયગામ! રાણી કાંઇ કાચ્ચી છે શું?" બટકો બોલ્યો "રાણીની માનીતી દાસી મેરીયને મ્હને કહયું અને હું તે કહેણુ કહેવાને અર્લ ઓવ એઝનતાઇન પાસે આવ્યો. મગર, ત્યાં જતાં જતાં હું હીંયાં ત્હમને ખબર આપી દેવા આવ્યો."

"ઘણુંજ નેક કામ કીધું." લુઇઝાએ શાબાશી આપી, અને આગલ બોલી "અને, તેથી, રાણીએ તે મુલાકાત છુપાવવા માટે ગોઠવણ તો બધી ઘણી ખાનગી ખાનગી રાખી હશે?"

"હાસ્તો.'

"ઠીક છે, ઠીક છે, એ જેટલી વધારે ખાનગી ગોઠવણ રાખશે તેટલી વધારે પકડાઈ જશે, વારૂ, તે ખાનગી ગોઠવણનો સંસારો તુને તો ખબર હશેજ, કેમ વારૂં?"

"કાંય નહીં ખબર હોય? હું કરતો કારવતો છું અને મ્હારેથીજ વાત ખાનગી રાખવામાં આવે એ બનેખી?" બટકો ઘણી ઉંકમાઇથી બોલ્યો "રાત્રીની વખ્તે અર્લ ઓવ એઝનતાઇનને અંદર દાખલ કરવામાં આવશે, અને મ્હને જે ઓરડો આપવામાં આવેલો છે ત્યાં હું તેવણને બેસાડી રાખીશ, જયારે મેરીયન આવીને તેવણને રાણી પાસે લઈ જશે."

"અને તે છુપી મુલાકાત જ્યારે રાજા નામવર પકડી પાડશે ત્યારે————"

મોમપેસન વચમાં બોલી ઉઠયો "ત્હમો નામવર રાણી થશો—સ્કોટલેંડનું તાજ તે વખ્તે ત્હમારે માથે રહેશે. ત્હમને રાણી બનવામાં નામવર કાઉન્ટેસ હું મ્હારી મદદ આપીશ."

એટલું બોલીને તે બદમાશ બટકો દાલકીથ કાસલ છોડી ગયો.

## પ્રકરણુ ૫૬ મું.

### રાણી અને અર્લ ઓવ એઝનતાઇન.

તે ઝઝકલા પછીનો વખ્ત હતો જ્યારે રાણી માારગારેટને મેરીયને ખબર આપી કે અલ ઓવ એઝનતાઇન છુપી રીતે ઉરકવારથ કાસલની અંદર આવી પ્હોંચ્યો હતો. અને તે બટકા મોમપેસનના ઓરડામાં બેઠો હતો.

માારગારેટનું દીલ ઝોરથી ધડકવા લાગ્યું, અને તે મનમાં બોલી "તે શું ધારતો હશે? તે મ્હારી તર્ફ વર્તણુંક કેવી ચલાવશે? તેના ચ્હેરાપર ગુસ્સો હશે કે શાંતી? ને મ્હારી સાથે તે દુશમનાઇ બતાવશે કે એક ભાઇ જેમ પોતાની બ્હેનને મલે તેમ ખુશીથી મ્હારી વાતો સાંભલીને પોતાની નેક દીલસોઝી બતાવશે?" અને તેમ ખ્યાલ કરીને સાવધ થતાંજ મેરીયનને જોઇને રાણી બોલી "જા, હવે, મ્હારી અઝીઝ સખી, જા અને આપણી વચ્ચે જેમ ગોઠવણુ થઇ છે તેમ વાત કરીને તેવણુને હીંયાં લાવ. અને તેવણુ મ્હારી સાથે વાત કરે તે બધો વખ્ત તું હીંયાં અમારી આગલજ રહેજે."

મેરીયન અર્લ ઓવ એઝનતાઇનને તેડવા ગઇ. તે તેજ ખુબસુરત મેરીયન હતી જે તે જવાન અર્લપર આશક હતી અને જેને નહસાડવામાં ફત્તેહમંદ બની હતી. અહહા! તે એક લાંબા અરસા પછી પોતાના મનમાં માની લીધેલા તે પ્યારાનો ચ્હેરો હવે એકવાર ફરીથી જોવા જનાર હતી. અને, તેથી, તેનું દીલ ધડકતું હતું!

મેરીયન થોડુંક ચાલીને તે કમરા આગલ ગઇ જેમાં બટકો મોમપેસન રહેતો હતો અને જે ઓરડામાં હાલ અર્લ ઓવ એઝનતાઇન તે બટકા સાથે બેઠેલો હતો. દરવાઝો અંદરથી બંધ હતો અને તેપર ટકોરા મારવા અગાઉ મેરીયને પોતાના ધડક ધડક ઉડતા દીલપર હાથ દાબી દીધો જાણે કે તેથી તેનું ધડકવાનું કમતી કરી શકાતું હોય! તે સુંદરીનાં ચ્હેરાપર રંગ ચહડતો ગયો અને તે મનમાં બોલી "હું તેને ફરીથી હમણાં જોનાર છું! ત્રણ વરસો વીટી ગયા છે છતાં હું તેના ખુબસુરત ચ્હેરાનો નકશો કેમ કરીને હમેશાં મ્હારા દીલપર ચીતારેલો જોઇ શકું છું? કદાચ એ હજુબી રાણીનેજ ચાહતો હશે તો?—અને જો તેમ નહીંબી હોય તો શું હવે તે મ્હારા જેવી એક મુફલીસ લડકીને ચાહશેબી? અગાઉ તો હું કાંઇબી હતી. હવે તો બાપ વગરની એક ઘણી ગરીબ લડકી છું."—આખીર, તેમ બડબડયા બાદ, તેણે શરમાતા લજવાતા તે દરવાઝો ઠોક્યો, અને નીચી નઝર નાંખીને ઉભી.

દરવાઝો ખુલ્યો, અને અર્લ ઓવ એઝનતાઇન આગલ ચાલી આવતાં બોલ્યો "તમારો પયગામ મ્હને આ મોમપેસને કહ્યો છે અને હું તેથી આવ્યો છું."

તેને બોલતો જોઇને મેરીયને પેલા બટકાને કહયું "મોમપેસન, તું જા. અને એક કલાક પછી હીંયાં પાછો આવજે."

તે સાંભલીને મોમપેસન ગયો, અને મેરીયને ઓરડાની અંદર જતાં તેઓની વાત કોઇ નહીં સાંભલે તે મતલબે દરવાઝો બંધ કીધો.

"ત્રણ વરસ અને કેટલાક મહીનાઓ તે વાતને ગુઝરી ગયા છે." રોલાન્ડ લાગણીથી બોલ્યો "જ્યારે ત્હમે મ્હારી ઝીંદગી બચાવવા જેટલી મોટામાં મોટી મદદ આપવામાં એક નેક-ખસલત હુર સમાન નેક નીવડયા હતા. ત્હમારી તે મીઠી મદદ હું હમેશાં યાદ કરૂં છું, અને ત્હમારા પીતાજીના મરણને માટે અતી ઘણો દીલગીર છું. બોલો ત્હમને શું કહેવાનું છે?"

"મેં ત્હમને મ્હારી પોતાની સાથે વાત કરવા માટે નથી તેડાવ્યા," મેરીયન બોલી "પણ મે મોમપેસનને હુંજ બોલાવતી હોઉં તેમ મોકલ્યો હતો. લેકીન, ત્હમારી સાથે એક ઘણી અગત્યની વાત જેવણુ કરવા માગે છે તેવણુ તો રાણી મારગ્રેટ પોતે છે."

રોલાન્ડ સ્હેજ ચોંકયો, મગર તુર્તજ તે બોલ્યો "ત્હમારા હુકમને તાબે થવા હું રાઝી છું. ચાલો, હું રાણી નામવર પાસે આવવા તૈયાર છું. મગર, એક શર્ત. અને તે શર્ત એટલીજ છે કે અમારી વાતચીત ચાલે તે વખ્તે ત્હમારે અમારી આગલ ઉભા રહેવું."

"રાણી નામવરની પોતાનીબી એવીજ મર્ઝી છે, અને તે ફર્ઝ બજાવવા માટે હું ત્હમો બેઉ નામવરોની જનાબમાં હાઝર છું."

"ચાલો ત્યારે, હું તૈયાર છું." અર્લ બોલ્યો, અને મેરીયનને કાંઇ યાદ આવી જવાથી તે બોલી પડી "મ્હારા નામવર, એક વાકય વધારે, જે વાત ત્હમો અને નામવર રાણી વચ્ચે થનાર હોય તેનો એક શબ્દબી બાહાર નહીં જાય."

"કદી નહીં, કદી નહીં." ભલા અર્લે ભાર મુકીને કહયું.

મેરીયને દરવાઝો હળવેથી ખુલ્યો, અને ડોકાવીને બાહાર જોયું, કોઇ ત્યાં નહીં દેખાવાથી તેણે અર્લને બાહાર આવવાની ઈશારત કીધી. તે ચાલી અને અર્લ ઓવ બેઝનતાઇન તેની પાછલ પાછલ ચાલ્યો. રાણીના ઓરડા આગળ આવતાંજ મેરીયને દરવાઝો થોકયો અને રાણીનો અંદરથી આવાઝ આવ્યો "આવો."

અને તે "આવો" બોલતાંજ રાણી ઉઠીને અર્લ ઓવ બેઝનતાઇનને ઇઝઝત આપીને તેડવા માટે આગલ વધી.—મેરીયન અને અર્લ ઓવ બેઝનતાઇન અંદર આવી ચુકયાં હતાં, અને મેરીયન દરવાઝપરનો મુખમલનો પરદો ઉતારીને ત્યાંજ ઉભી રહી. મેરીયનને મોટો સધ્યારો તો એ હતો કે કોઇએ તે વખ્તે તેમને જોયાં નહીં—કોઇ ત્યાં હતું નહીં—અને સુનસાન એકાંતમાં રાણી અને અર્લ ઠીક રીતે વાત કરી શકે તેવો મૌકો હતો, અને જેમ તે પોતે દીલમાં ચાહતી હતી તેમજ બનવા પામ્યું હતું.

રાણી મારગારેટનો ચ્હેરો ફીકો હતો, પણ તેના આવભાવ મીત્રાચારીભર્યા હતા. રોલાન્ડ રાણીને જોઇને નમ્યો—રાણી બેચાર કદમ ઔરબી આગલ વધી, અને દુશ્મનાઇ જેવું કાંઇબી રોલાન્ડના ચ્હેરાપર નહીં જોવાથી, તે હાથ લંબાવીને બોલી "મ્હારા નામવર, શું આપણે મીત્રો તરીકે મલીએ છીએ?"

"બેશક."રોલાન્ડે રાણીનો હાથ હાથમાં લીધો અને બોલ્યો "મેં ત્હમારી તર્ફ દુશ્મનાઇ જેવું કદીબી નથી બતાવ્યું."

રાણી તે સાંભળીને ખુશી થઇ, અને તે એજ માની શકી કે બદમાશ સ્ટીફન કોચરેને તેને બનાવી હતી અને અર્લ ઓવ બેઝનતાઇન દુશ્મન થઇ ગયો હતો એમ જુઠ્ઠું કહીને તેને ગભરાવી હતી.

"એક હઝાર ઉપકાર, મ્હારા નામવર," રાણી બોલી "જો કે મ્હારી ચાલ ત્હમારી તર્ફ અસભ્ય હતી—મેં ત્હમને આપેલા વચનપર પાણી ફેરવ્યું હતું—મગર હું જોઇને ઘણી તઅજ્જુબ છું કે ત્હમોએ ત્હમારી ભલાઇ નથી છોડી—મ્હને દુશ્મન નથી ગણી તો ગણી, પણ મ્હારા સુખનને માનથી ત્હમે આપ્યું છે, અને તેથી હું ફરીથી કહું છું મ્હારા નામવર, કે ત્હમારો હઝાર ઉપકાર. હું ત્હમારી આભારી છું."

"ત્હમે ત્હમને પોતાને ઠપકો નહીં આપો" ઉદ્ધાર દીલનો ભલો અર્લ ઓવ બેઝનતાઇન બોલ્યો "ત્હમારા પગ આગલ એક તાજ હતું—અને ત્હમે કાઉન્ટેસ ઓવ બેઝનતાઇન બનો તે કરતાં તે તાજ ત્હમને વધારે દરજ્જાનું લાગ્યું હોય તે સ્વભાવીકજ છે."

"આહા! ત્હમે કેટલા ખરા ભલા છો!" રાણી ખરા દીલથી બોલી "અને, હવે, આપણી વાતપર ઉતરતાં હું કહું છું નામવર, કે એક ચોકકસ દીવસે આપણે એક બીજાને વીંટી અરસપરસ આપી હતી—"

"હા, અને મ્હારી પાસેની ત્હમારી વીંટી ચોરી લેવામાં આવી હતી—મ્હને બાસ રોકના કીલ્લામાં કઇદ કરતી વખ્તે તે વીંટી મ્હારી પાસેથી લુટી લેવામાં આવી હતી."

"આહ! તો શું તેવી રીતે લુટીને પેલા બદમાશ કોચરેને મ્હને તે વીંટી પાછી આપી હતી?" રાણી અજાયબીથી બોલી પડી.

"તેમજ હશે." અર્લ ઓવ બેઝનતાઇને કહ્યું "મગર, રાણી નામવર, ત્હમે તો મ્હારી વીંટી મ્હને પછી આપીજ નહીં!—"

"પાક ખુદાના અતી પવીત્ર નામથી કહું છું કે મેં તે વીંટી ત્હમને આપવા માટે મ્હારા હાથના લખેલા એક કાગઝ સાથે કોચરેનને આપી હતી."

"હા, મગર મ્હને તે કાગઝ અને તે વીંટી મલ્યાંજ નથી!" રોલાન્દ અજાયબીથી બોલ્યો.

"હું તે જાણું છું." રાણી દીલગીર થઇને બોલી "અને હમણાં થોડાજ દીવસ થયાં મેં તે વાત વીશે જાણ્યું છે. હું તો હમણાં સુધી એમજ સ્હમજતી હતી કે તે કાગઝ અને વીંટી ત્હમને આપવામાં આવ્યાં હશે, પણ બદમાશ કોચરેને તે પોતે રાખી લીધાં હતાં તેવું મેં હમણાંજ જાણ્યું છે."

ગુસ્સાનો એક કરુડો આવાઝ રોલાન્દના મોંહામાંથી બાહાર પડયો "એટલો બધો તે બદમાસ હતો?"

"હા, અને તે કાગઝ અને વીંટીને વાસ્તે તેણે મ્હને હમણાં દબાવવા માંડી છે, તે પૈસાથી તંગ થઇ ગયો છે તો મ્હને દમ બદાવીને મ્હારી પાસેથી એક ભારી રકમ માંગવા આવ્યો છે."

"તે જો મ્હારા હાથમાં આવે તો હું તેની ગુંડીજ મચડી નાંખું—ત્હમને સતાવવા માટે હું તેને મ્હારા પગ તળે ખુંદીને તેને આજીજ કરી નાંખુ."

"મ્હારી સામે ધમકી તરીકે વાપરવા તેણે તે વીંટી અને કાગઝ હજુલગ સુધી પોતાની પાસે રાખ્યાં છે." રાણી બોલી.

"તેને એઉ ચીઝ આપી દેવીજ જોઇશે." અર્લે કહયું, અને પછી તેણે કાંઇ ઠરાવપર આવી જતાં દાંતો વચ્ચે ગુસ્સાથી હોટ દબાવ્યા બાદ આગલ ચલાવ્યું "મ્હને તે કેઉ મલી શકે તેમ છે કે!"

"હા, મેં તમને તેજ ખાતીર બોલાવ્યા છે. તમારેથી તે દબી જશે. આજથી નવમે દીવસે બપોરે તે ત્યાં આવવાનો છે." રાણી બોલી "અર્લ ઓવ બેઝનતાઇન નામવર, તમે બારી આગલ આવો અને જુઓ, ચાંદરણું પડે છે તેથી તમે તે જગા જોઇ શકશો."

બારી ઉપરનો મુખમલનો પરદો રાણીએ હટાવ્યો, અને સ્ટીફન કોચરેને જે જગાપર આવવા કહયું હતું તે જગા દુરથી બતાવી. અને, ઉરકવારથ કાસલના મહાલથી થોડે દુરની ઝાડીમાં આવેલી તે જગા રોલાન્દે જોઇ લીધી.

"ઠીક છે" રોલાન્દ બોલ્યો "તે ચોકકસ દીવસે બપોરે હું તેને તમો નામવરે દેખાડી છે તે જગાપર ઝુરૂરજ મલીશ અને તેની પાસેથી તે એઉ ચીઝ ધમકી, હીકમત, યા તલવારથી મુકાબલો કરીને મેલવી લઇશ."

"તમારો ઉપકાર." રાણી નમીને બોલી "તમે મ્હારી સાથે અગાઉથી ભલાઇજ કીધેલી છે અને હમણાંબી તમે તેવાજ ભલા છો."

અને, તેમ બોલતાં, રાણી મારગારેટે પોતાનો હાથ અર્લ ઓવ બેઝનતાઇનને આપ્યો જે હાથ પકડી લઇને રોલાન્દ ગુટન્યે બેસી ગયો. અને તેણે તે હાથને પોતાના હોટો સાથ લગાડયો—જાણે કે કોઇ પક્ષી યાહોમ ઉડી જતું હોય અને તેની પાંખની અડફડમાં ઝાડનું એકાદ પાંદડું આવે અને તે પાંખ પેલા પાંદડાંને જેટલું થોડું અડકે તેટલુંજ રોલાન્દના તે હોટને અને રાણીના તે હાથને અડકવાનું થયું, જે માત્ર એક ઘણો મરતબો અને ઇઝઝત આપવાનીજ અમીરી નીશાની હતી.

તે સલામ અલેક પછી રાણી બોલી "હવે મ્હારા મદદગાર નેક અર્લ ઓવ બેઝનતાઇન તમે સીધારો, મ્હારી સખી મેરીયન તમને પેલાજ બટકાના ઓરડામાં સાવચેતીથી લઇ જશે, અને તે પછી તમે તમારે મકાન સીધારી શકશો."

મેરીયને ઓરડાની બહાર ચીમાઇને જોયું.—કોઇ જણાયું નહીં, અને કોઇનાં પગલાં વાગવાનો સાદ દુરથીબી આવતો નહીં માલુમ પડવાથી તેણે અર્લ ઓવ બેઝનતાઇનને પોતાની સાથમાં બહાર નીકલવાની નીશાની કીધી. અર્લ ઓવ બેઝનતાઇને તેની આગલ જતાં તેના કાનમાં કહયું "મ્હારી ઝીંદગીને ગોયા બચાવનાર તું ફીરીસ્તા, હું ત્હારી આગલ બીજા દશ દીવસ દરમ્યાન ફરી એકવાર આવીશ જે વખ્તે હું ત્હારી મારફતે રાણીને આશા આપનારી ખુશ ખબર કહેવડાવી શકીશ, તું બાહાર સુધી આવવાની તસ્દી ના લે, મેં મોમપેસનનો ઓરડો જોઇ લીધો છે, હું પોતે અકેલો ત્યાં જઇશ." અને પછી રાણી તરફ આગલ વધીને રોલાન્દ જોરથી બોલ્યો "તમે મેરીયનને કહો કે તસ્દી નહીં લે, હું પોતે અકેલો જઇ શકીશ, બટકા મોમપેસનનો ઓરડો મ્હને યાદ છે."

અને રાણીના કહેવાથી મેરીયન ત્યાંજ રહી, જ્યારે અર્લ ઓવ બેઝનતાઇન હલવેથી તે ઓરડાની બાહાર પડયો, અને બીલકુલ આવાઝ કર્યા વગર તે ચાલ્યો. ચાલમાં એક દીવો બળતો રાખવામાં આવ્યો હતો, મગર તે ચાલને નાંકે જ્યારે તે ફર્યો ત્યારે તેણે ત્યાં અંધારું જોયું જેથી અર્લ અજાયબી પામતો આગલ વધ્યો અને તતોસીને ચાલવા લાગ્યો!

તે તેમ તર્તાસીને ચાલતો હતો તેટલાં તેણે યક-ન-યક એક દરવાજો ખુલતો સાંભલ્યો. તે દરવાઝાની મુખમલ કોઇએ હટાવી લીધી—એક બત્તીનો ઉજાળો તેના ચ્હેરાપર પડયો અને એક ઔરત હાથમાં બતી લઇને દેખાઇ! અર્લ ઓવ બેઝનતાઇન ચોંકયો, તે ઔરત તેજ હતી કે જેનો ધણી તેની (રોલાન્દની) ન્હાસભાગને લીધે ફીકરમંદ બની ગુઝર પામ્યો હતો! "કોણ? અર્લ ઓવ બેઝનતાઇન?" લેડી ગેલબ્રેથ ધીમેથી મગર અજાયબી બતાવીને બોલી "આવી રાત્રીની વખ્તે? અને ત્હમે? હીંયાં? કોણને શોધો છો? ત્હમને જે કોઇને મલવું હોય તેનું નામ દો, ત્યાં હું ત્હમને લઇ જઇશ."

તેટલાં, વલી, ત્યાં એક બીજો આકાર જણાયો? લેડી ગેલબ્રેથ તેને જોઇને બોલી "કોણ કવેનસી છે કે?" અને તે આકાર તર્ફથી હાનો જવાબ મલ્યો કે લેડી ગેલબ્રેથે અર્લ ઓવ બેઝનતાઇનને હળવેથી કહયું "મ્હારા નામવર, ત્હમારા હીંયાં આવ્યાની ખબર આ કોઈ ત્રાહીતનેબી થઇ છે, માટે કોઇ ત્રીજું આવે તે અગાઉ ઝટપટ બોલો કે ત્હમે કયાં જવાના છો?"

"મ્હને મોમપેસન આગલ જવાનું છે." અર્લ ઓવ બેઝનતાઇને સ્હેજ ગભરાઇ જતાંજ વીચાર કરીને બોલી દેવાના છેવટ પર આવી કહયું.

"કવેન્સી, જા, એવણને મોમપેસનના ઓરડામાં લઇ જા—લે આએ બત્તી લે, કોણ જાણે હીંયાંની બત્તી બુજાઇ કેમ ગઇ!"

અર્લ ઓવ બેઝનતાઇને લેડી ગેલબ્રેથને દોસ્ત સ્હમજી તેનો ઉપકાર માન્યો, અને તે નોકર કવેનસી સાથે ગયો. મોમપેસનના ઓરડામાં જઇ પુગતાં મોમપેસન ત્યાં હતો નહીં. થોડોવાર રોલાન્દે વાટ જોઇ, પોમપેસન તે પછી આવ્યો, અર્લ ઓવ બેઝનતાઇને પોતાનો નવો કાઘેલો વેષ-ફરીથી સજી લીધો. મોમપેસને તેતે છુપી રીતે માહાલમાંથી બાહાર કાઢયો. રોલાન્દે તે બટકાના હાથમાં ઇનામ તરીકે થોડા સીકકા મુકયા, અને તે પછી અર્લ ઓવ બેઝનતાઇન ઉરકવારથ કાસલ છોડી ગયો.

અઝીઝ વાંચનાર, રાણીને ત્યાં જઇ વસેલાં પેલાં બે મારે આસ્તીં-પેલી લેડી ગેલબ્રેથ અને બટકો મોમપેસન-બધી વીગત રાજા દેવીડ અને કાઉન્ટેસ ઓવ મોરતનને પ્હોંચાડવાને શકતીવાન થયાં. અને, લેડી ગેલબ્રેથે વધુમાં રાજાપર એમ લખ્યું કે જ્યારે અર્લ ઓવ બેઝનતાઈન છુપા લેબાસમાં મહાલમાં રાણીને મલવા માટે આવ્યો હતો ત્યારે તેણે સાવચેતી ધરીને રોલાન્દ અને રાણી વચ્ચેની વાત ઘણી સંભાલથી દરવાઝા પાછલ છુપાઇને સાંભલી લીધી અને અર્લ ઓવ બેઝનતાઇન જ્યારે અકેલો બાહાર પડયો ત્યારે તેણે ચાલમાંની બત્તી પોતે બુજાવી દઇને અર્લને ઘેરયો અને એક સાક્ષીનેબી ત્યાં મોજુદ રાખ્યો! અને, તેથી, જોકે રાજા અને કાઉન્ટેસે જાણ્યું કે રાણી અને અર્લ ઓવ બેઝનતાઇન એક નીરદોશ મુલાકાતથી ભાઇ-બ્હેન તરીકે મલ્યાં હતાં-તેમની વાત ચાલી હતી ત્યારે મેરીયન ત્યાં હાઝર હતી—અને સ્ટીફન કોચરેનના સંબંધી તે વાત હતી, છતાં રાજા દેવીડે પોતાના લગન અગાઉ અર્લ ઓવ બેઝનતાઇન સાથે રાણીએ વીટી અદલબદલ કીધી હતી તે માટે, અને ઉરકવારથ કાસલમાં છુપી મતલબથીજ રાણી અને રોલાન્દ મલ્યાં હતાં તે રીતરતથી પોતાના રસ્તા વચ્ચેનો કાંટો સાફ કરવા માંગ્યો!

## પ્રકરણ ૫૭ મું.

### સ્ટીફન કોચરેનનો ફેજ.

દીવસો પસાર થઇ ગયા, અને હવે તે દીવસ આવ્યો કે જે દીવસે સ્ટીફન કોચરેન રાણી મારગારેટને એક મોટી રકમના બદલામાં પેલી વીટી અને કાગઝ આપીને સ્કોટલેંડથી જતો રહેવાનો હતો. તેણે પંદર દીવસપર જે લેબાસ પહેર્યો હતો તેજ છુપા વેષમાં તે છુપાઇ ભરાઇને હમણાં નકકી કરેલી જગાપર આવી ઉભો. તેણે સંભાળથી આજુબાજુમાં જોયું, પણ ત્યાં એકબી આદમી જણાયું નહીં.

"મ્હને મલવા માટે કોણ આવનાર હશે?" સ્ટીફન કોચરેન મનમાં બડબડયો "શું રાણી પોતે આવવાની હશે? કે તેને બદલે કોઇ બીજું આવશે? હમણાં સુધી કાંઇ જણાતું નથી! શું તે મ્હને હંફાવશે, કે મ્હારી સાથે તે કદાચ દગોબી રમશે? કોણ જાણે કદાચ મ્હને હત્યારબંધ આસામીઓ ઘેરીબી લે, અને મ્હારે તાબેની તે વીટી અને કાગઝ એક સીકો બી મ્હને આપ્યા વગર મ્હારા હાથમાંથી ઝુંટવીને લઇબી જાય! કાંઇ કહેવાય નહીં!"

બદમાશ કોચરેને તેવા વીચારો કીધા, અને તેને પરીણામે તે આજુબાજુમાં જોઇને એક ગીચ ઝાડીમાં ભરાયો, ત્યાં તેણે પોતાના ખંજરથી જગા ખોદી અને ખોદેલા ખાડામાં તેણે તે કાગઝ અને વીટી છુપાવ્યાં અને તેને બંધ કરી નીશાની ધ્યાનમાં રાખી તે પાછો બહાર નીકલ્યો અને રાણી પોતે કે રાણી તરફથી કોઇ આવે છે કે નહીં તે આજુબાજુમાં પાછો જોવા લાગ્યો.

પેલી ઝાડીમાંથી બાહાર નીકલીને તે થોડુંક ચાલ્યો હશે તેટલાં સામેની બીજી ઝાડીઓમાં તેણે ખડખડાટ થતો સાંભલ્યો—અને તેને તે ખડખડાટ માટે જાણે વીચાર કરવાનોબી વખ્ત નહીં મલ્યો, કેમકે તેની તરફ છ હત્યારબંધ સીપાહો દોડી આવ્યા, અને તેને બોલ બોલતાં ગીરફતાર કરી દીધો! સ્ટીફન કોચરેને તે સીપાહોને રાજા દેવીડની ફઉજના માણસો તરીકે ઓળખી કાઢ્યા, અને તેથી તેની હોશ ફરામોશ થઇ ગઇ! કોચરેનને પકડીને થોડેક છેટે તે લોકો લઇ ગયા, જ્યાં ઉંચા દરખ્તોની છાંયામાં રાજા દેવીડ પોતે બેઠેલો હતો!

"મ્હને માફ કરો, રાજા નામવર." સ્ટીફન કોચરેન રાજાને જોતાંજ ગુડન્ગે પડી જઇને કાલવાલા કરવા લાગ્યો "મ્હારી સામે જો કોઈ કારણે તમે ગુસ્સે થયા હોવ તો મ્હને માફ કરો."

"એની ઝડતી લેઓ." રાજા ગુસ્સાથી બોલ્યો "એની પાસેથી એક ચોકકસ કાગઝ અને એક વીટી એ બે ચીઝ મલવી જોઇએ, માટે એની ઝડતી લેઓ."

"એમ છે કે?" સ્ટીફન કોચરેન પોતાના મનમાંજ બોલ્યો "તે કાગઝ અને વીટી માટે મ્હને રાજાએ પકડયો છે! તો ઠીક છે, કેમકે જે કીમત હું રાણી પાસે લેનાર હતો તે હવે રાજા પાસેથી લઇને હું તે આપીશ." અને તેટલું મનમાં બોલી તેણે મોટેથી પેલા સીપાહોને કહ્યું "બાહાદુરો, તમે ઘણીજ ખુશીથી મ્હારી ઝડતી લેઓ, પણ તમને કાંઇબી મલશેજ નહીં."

"કોચરેન, ત્હારૂં જુઠાણું હવે કામ લાગશે નહીં." રાજા દમામથી બોલ્યો "હું જે કરૂં છું તે માટે મ્હને પાકકી ખબર મલી છે. હજુણુથી તું મ્હારી તર્ફે થઈ શકે તેમ છે. કોચરેન ત્હારી પાસેની તે ચીજ આપી દે, નહીં તો ત્હારી ઝડતી લેવી પડશે."

"અને જો તે નહીં મલે તો શું થાય, નામવર?" સ્ટીફન કોચરેન હવે નફફટ થઈને રાજા દેવીડને સવાલ કરતા પડ્યો!

"તો તો પછી ત્હારા ગલામાં દોરડું નાંખીને હીંયાંના એક ઝાડ સાથે બાંધીને તુને મારી નાંખીશું." રાજાએ ઠંડેપણે કહ્યું,

"મ્હારી પાસે તે ચીઝો નથી, નામવર." કોચરેન બોલ્યો, અને તે કાંઇબી વધારે બોલે તે અગાઉ રાજાએ બરાડ પાડી. "એની ઝડતી લેઓ."

તુર્તજ કોચરેનની ઝડતી લેવામાં આવી, તેના કપડાં લગભગ ફાડી નાખવામાં આવ્યાં, મગર તે વીટી અને પેલું કાગઝ મલી શક્યાં નહીં!

"બદમાશ, મ્હને કહે" નાસીપાસ થયલા રાજાએ ગુસ્સાથી પુકાર માર્યો "કે તેં તે ચીઝોનું શું કીધું?—સંભાલજે, યાદ રાખજે, કે મ્હને હવે તું વધારે વાર ઠગી શકેશે નહીં."

"ત્હમો નામવર, જો મ્હને પાછો ત્હમારી પોતાની પનાહમાં લેઓ તો હું ત્હમારા કામો કરી શકું તેમ છે." કોચરેને કહ્યું.

"અને હવે જ્યારે તું બાઝી બદલાઇ ગયલી જોય છે ત્યારે મ્હારી તર્ફમાં ઉતરવા માંગે છે કેમ?" રાજાએ ચેષ્ટાં કીધાં, અને પછી ગુસ્સાથી બોલ્યો "પહેલાં પેલી વીટી અને કાગઝ આપી દે, પછી હું ત્હારી શર્ત ઉપર વીચાર ચલાવીશ."

"ત્હમો ત્હમારો બોલ પાલશો તેની સાબેતી શું?" કોચરેન બઝીદદ થઇને બોલ્યો.

"મ્હારા બોલનીબી તુને સાબેતી જોઇએ છે!" રાજા દેવીડ છેડાયો, અને તેણે પોતાના એક સીપાહને હુકમ કીધો "હયુબર્ટ ચાબુક ચાબુકે એને ફટકાવ."

"મહને માફ કરો." કોચરેન ગભરાઇ અકલાઇને બોલી પડ્યો "હું ત્હમારી દયા માંગુ છું."

"એજ રસ્તો ત્હારે માટે ઠીક છે." રાજા દેવીડ બોલ્યો, "અને હવે ચાબુક પડે તે અગાઉ મ્હને કહે કે વીટી અને કાગઝ ક્યાં છે?"

"પેલી સામેની ઝાડીમાં છે. જ્યાં તે બેઉ ચીઝ મેં સંતાડી છે." કાલાવાલા કરતી ઢબે કોચરેને કહ્યું.

"ચાલ ત્યાં, અને બતાવ" રાજા દેવીડે હુકમ કીધો "મગર, ફરીથી કહું છું કે યાદ રાખજે કે હવે મહારી સાથે સ્હેજબી દગો ચાલશે નહીં, નહીં તો હું સોગંદ ખાઇને કહું છું કે તુને જાનથી બેજાન કરીશ."

સ્ટીફન કોચરેન કબુલ થયો, અને તેઓ બધા તે જ્યાં લઇ ગયો ત્યાં ગયા. કેટલુંક ચાલ્યા પછી સ્ટીફન કોચરેન પોતે જ્યાં નીશાની કીધી હતી ત્યાં જઇ થોભ્યો, બધાઓ ઉભા રહી ગયા, અને કોચરેને એક જગા બતાવીને કહ્યું "હીયાં ઝમીન ખોદાવો, હીયાંથી ત્હમને ખોઇતી બન્ને ચીઝો મલશે."

ખોડતા જ્યારે કાંઇજ નહીં મલ્યું, ત્યારે તેણે પોતે જોવાની રજા માંગી, અને તેનો ફીકો પડી જતો ચહેરો ત્યારે વધારે ઉતરી ગયો જ્યારે તેણે પોતેજી પેલી વીટી અને કાગઝ તે જગા પર નહીં જોયાં!! તે બદમાશે જ્યારે તે ભેદુચીઝ પોતેજી નહીં જોઇ ત્યારે તે ધ્રુજ્યો અને તેનો ચહેરો એકદમ સીહા થઇ ગયો.—રાજા દેવીડ તો પોતાને બનાવેલો સમજીને એટલો બધો તો ગુસ્સામાં આવી ગયો કે તેની હોશબી કાબુમાં રહી શકી નહીં. તે પોતે વીચારવા લાગો કે હું રાજા જેવો રાજા, અને મ્હને આ કમીનો ગુલામ ઠગીને આટલે લાંબે છેટે સુધી ચલાવી લાવીને બનાવે!" તે ગરમ આગ બની જઇને દીવાના માણુસની અદાએ બરાડ પાડી પડયો "હયુબર્ટ આ બદમાશ દગાબાઝને ગરદન મારો."

અને તેજ વખ્તે હયુબર્ટની શમશીર સ્ટીફન કોચરેનની ગરદન પર ઉતરી ગઇ, અને તે લોભી બદમાશ મુઓ. તેની લાશને ત્યાંજ દાટી દેવામાં આવી.

## પ્રકરણ ૫૮ મું.

### રોલાન્ડ પાછો કેદમાં!

રાણી મારગારેટને વચન આપ્યા મુજબ રોલાન્ડ અર્લ ઓવ બેઝનતાઇન તે ચોકકસ દીવસે બપોરે ત્યાં છુપા લેબાસમાં આવી પ્હોચ્યો કે જ્યાંથી તે સટીફન કોચરેનને પકડીને તેની પાસેથી વીટી અને કાગઝ મેળવી લેવાનો ઇરાદો કરતો હતો. રાણીએ દેખાડેલી જગાપર તે પહોંચ્યો ત્યારે તેણે ત્યાં કોઇને જોયો નહીં! તેણે ઉભા રહી જઇને આજુબાજુ બધે નઝર દોડાવી તો કોઇ હતું નહીં, જેથી તે વીચારમાં પડી ગયો! અને તેના ધ્યાનમાં આખીર એ આવ્યું કે ઝાડની ઘટામાં છુપાઇ બેસીને કોચરેનને આવતો જોવો. તેથી તે છુપાયો, અને તેને તેમ છુપાતા અર્ધો કલાકબી નહીં થયો હશે કે સ્ટીફન કોચરેન ત્યાં આવી લાગ્યો. તેણે આજુબાજુ જોયું, અને આપણે આગલા પ્રકરણમાં તેના બાબદમાં વાંચી ગયા છીએ વ્હાલા વાંચનાર કે તેણે અનેક ખ્યાલો દોડાવીને પોતાના ખંજરથી ખાડો બનાવી તેમાં તેણે પેલી વીટી અને કાગઝ છુપાવ્યાં. આ તેનું કામ ફકટ એકજ માણુસજાતે જોયું, અને તે રોલાન્ડ પોતે હતો!—પછી, વલી, આપણે જોઇ આવ્યા છીએ કે સ્ટીફન કોચરેનને રાજાના માણુસોએ આવીને પકડયો.

તે પછી જ્યારે સ્ટીફન કોચરેનને રાજા દેવીડ અને તેના સીપાહો તે જગાપરથી લઇ ગયા ત્યારે રોલાન્ડ મોટા અંદેશામાં પડી ગયો! "અરે, રાજાને આ બાબદની કેમ ખબર પડી હશે?" તે મનમાં બડબડયો "શું ઉરકવારથ કાસલના મહાલમાં કોઇ જાસુસબી હતો કે જેણે આ ખબર રાજાને આપી હોય અને તેથી રાજા હીંયાં આવ્યો હોય! શુ પેલી લેડી ગેલબ્રેથે કે તેના નોકર હવેન્સીએ આ બાજુ બગાડયો હશે!" અને તેમ બડબડીને સોંચ કરીને તેને એક ઝડપ વાપરવાની ટક જોઇ લીધી. રાજા દેવીડના સીપાહો બધા સ્ટીફન કોચરેનને થોડે દુર કરવામાં આવેલી રાજાની બેઠક તરફ લઇ ગયા હતા. જ્યારે મયદાન ખાલી હતું

અને તે વખ્તે પેલી વીટી અને કાગઝ લઇ લેવાનો અચ્છો મોકો હતો. તેથી, છુપાયલો રોલાન્દ બાહાર નીકલી પડયો, અને તેણે પેલી જગા ખોદી પેલી વીટી અને કાગઝ લઇ લીધાં અને પાછો છુપાઇ ગયો. તે પછી રાજા અને તેના સીપાહો સ્ટીફન કોચરેનને પકડીને ત્યાં પાછા લાવ્યા અને કોચરેને બતાવેલી જગાથી જ્યારે પેલી વીટી અને કાગઝ નહીં મલ્યા ત્યારે રાજાએ સ્ટીફન કોચરેનને કત્લ કરાવ્યો.

તે પછી, રાજાએ પોતાના તમામ સીપાહોને બોલાવીને તેમને આજુબાજુની ઝાડીઓમાં તપાસ કરવા માટે મોકલ્યા, અને તેમની તપાસમાં રોલાન્દ ગીરફતાર થઇ ગયો! રાજાએ શક ઉપરથી તેની ઝડતી લેવાડી—અને પેલી બેઉ ચીઝો મલી ગઇ!—જેમ સ્ટીફન કોચરેનનું કાગઝ અને વીટી છુપાવવાનું કામ મોડા આવવાને સબબે રાજા કે રાજાના કોઇબી સીપાહના જોવામાં આવ્યું ન હતું, તેમજ રોલાન્દ કયાં છુપાયો હતો તે કોઇ જાણતું નહીં હતું. મગર, રોલાન્દ ત્યાં આવનાર હતો તે વાતની રાજાને પેલી જાસુસ ઔરત લેડી ગેલબ્રેથે ખબર તો આપીજ હતી, જે જાસુસે રોલાન્દ અને રાણીની વાત દરવાઝા પાછલ છુપાઇને સાંભલી લીધી હતી! અરે, રાણી મારગારેટ! અગર તે વખ્તે તે જાણતે કે દીવાર અને દરવાઝાનેબી કાન હોય છે તો તે દરવાઝાથી ઘણે દુર થઇ હતે અને ઘણી હલવેથી તે બોલી હતે! મગર, બનવાનું હોય તે તો થવાનુંજ!

રોલાન્દને ગીરફતાર કરીને ઉરકવારથ કાસલમાંનાજ છુટા ભાગના એક ઓરડામાં કઇદ કરવામાં આવ્યો! બીચારો રોલાન્દ, તે મારગારેટને સબબે આ એક વધુ સંકજામાં હમણાં ગીરફતાર થયો હતો!

હવે મ્હારા અઝીઝ વાંચનારને એક ચીઝ કહેવાની હું છોડી જવા માંગતો નથી: રાણી મારગારેટ આ બનાવ મહાલની બારીએથી જોવા માંગતે તો થોડો ઘણો જોઇબી શકતે, મગર રોલાન્દ અને સ્ટીફન કોચરેન વચ્ચે કાંઈ ઝપાઝપી થાય અને તે વખ્તે સ્ટીફન કોચરેનની કદાચ રાણી ઉપર દુરથી નઝર પડી જાય અને કામ બીગડે કે તેના તર્ફે તે શક લઇ જાય તે માટે તે જોતી હતી નહીં, અને તેમ કરીને તે અલગી રહેવા ઇંતેઝાર હતી.

વલી રાજા દેવીડ કયાં ઓછો હતો? તેણે એવો બંદોબસ્ત લેડી ગેલબ્રેથ સાથે પોતાના માંણસ પાસે કહેવડાવીને કીધો હતો કે તે બપોરે રાણી મારગારેટનું ધ્યાન કોઇબી રીતે રોકેલું રાખવું અને તેને મહાલની બારીએથી જોવાની ટક નહીં આપવી. મગર, લેડી ગેલબ્રેથને વધુ તસ્દીજ લેવી નહીં પડી—રાણી પોતે જોતી હતી નહીં, અને તે મેરીયન અને એક બીજી દાસીને લઈ જઇને ચીતાર પાડવા માટે ખાસ રાખવામાં આવેલા કમરામાં બેસીને એક નકશ બનાવવાપર ધ્યાન આપતી હતી.

રોલાન્દ અર્લ ઓવ બ્રેઝનતાઇનને કઇદ કરીને રાજા દેવીડ મહાલમાં રાણીને શોધતો ગુસ્સામાંજ દાખલ થયો!

---

# પ્રકરણ ૫૯ મું.

## રાણી મારગારેટ ગીરફતાર!

રાજા દેવીડ મ્હાલમાં આવી લાગ્યો છે એવી ખબર જ્યારે રાણી મારગારેટને થઇ ત્યારે તે ગભરાઇને ફુગલાઈ ગઇ, તેને ચકકર આવી ગયાં, અને તે કયાં હતી અને શું કરતી હતી તેનીબી તેને ખબર રહી નહીં!

"આ વખ્તે ત્હમારી સેવા કરવા મ્હારે શું કરવું જોઇએ?" મેરીયને રાણીને ટેકો આપીને બેસાડતાં પોતેબી ગભરાઇને પુછયું "બોલો, બોલો, ત્હમારે માટે હું મ્હારો જાનબી કુરબાન કરવા તૈયાર છું."

"ઓહ!" મારગારેટ બહાર પગલાં વાગતાં સાંભલીને એક ધીમી ચીખ પાડી બોલી "રાજા આવે છે! ત્હારા આંસુ લુછી નાંખ મ્હારી વ્હાલી, અને શાંતીનો દેખાવ રાખ! આપણે જાણતા નથી કે તે કેવા સ્વભાવમાં આવે છે! તેને વાત જાણી છે તેથી ગુસ્સાથી તે આવે છે, કે એકાએક તે આપણી મુલાકાતે આવ્યો છે! શાંત થા."

તેજ વખ્તે દરવાજો ખુલી ગયો અને રાજા દેવીડ લેડી ગેલબ્રેથ અને લોર્ડ ચેમબરલેન સાથે દાખલ થયો. રાજાની તર્ફ નઝર નાંખતાંજ રાણી સ્હમજી ગઇ કે તે ગુસ્સામાં હતો મગર તેણે ગભરાતનો દેખાવ દુર કરતાં આગલ દોડીને કહયું "આવો, મ્હારા વ્હાલા ધણી, ત્હમે મહીનાઓની ગયરહાઝરી પછી મ્હારી પાસે આવ્યા તો ભલે——"

"દુર થા." રાજાએ એક આંચકો મારીને રાણીને બાજુએ હટાવતા બુમ પાડી "ઢોંગ ધતુરા અને પેત્રા કરવાનો વખ્ત હવે ગયો છે—ત્હારૂં છુપું બદકરતુક પકડાઇ આવ્યું છે."

દમામથી રાણીએ પાછો ગડગડાટ કીધો "આ તે કેવા કઠણ શબ્દો છે! મ્હારી સાથે એવી સુલુક? આવા નાલાયક અલફાઝો મ્હને કહી સંભલાવો છો! મેં મ્હારી આખી ઝીંદગીમાં એવું એકબી કામ મ્હારા ધણીથી છુપું કે દુન્યાથી છુપું કદીબી કીધું નથી."

"શુંઉ?" રાજા પોતાની જીતપર ફુલાઇ તો ગયો હતો મગર તેણે ગુસ્સાની ગર્જનાથીજ પુછયું "શુંઉ? આવું સુફેદ જુઠ? તું શું ભુલી ગઇ છે કે મ્હને પરણ્યાની અગાઉ તું એક બીજા સાથ અદરાયલી હતી? ના કહેની કે રાજા દેવીડ સાથ પરણ્યા અગાઉ તું અર્લ ઓવ બ્રેઝનતાઇન સાથ નહીં અદરાયલી? બોલ, બોલ, ઝબાન કેમ સીવાઇ ગઈ?"

તુફાનનો એક સીતમ આપનાર ફટકો મારગારેટને પડયો, મગર તે શાંત અદાથી બોલી "નામવર, ત્હમે યાદ કરશો તો ત્હમને યાદ આવશેજ કે અર્લ ઓવ કેથનેસને માટે મદદ લેવા સારૂ હું જ્યારે ત્હમારા મહાલમાં આવી અને ત્હમે મ્હને ત્હમારી મ્હોરદાર કરવા માંગી ત્યારે મેં ત્હમને અર્લ ઓવ બ્રેઝનતાઇનના મ્હારા પ્યારને માટે મેં જે હતું તે ખરૂં કહયું હતું."

"જે હતું તે ખરૂં કહયું હતું!" રાજાએ ચેષ્ટાં કીધાં "વીટીની અદલાબદલી થયલી હતી અને ત્હમે એક અદરાયલાં હતાં તે વાત તો તેં મ્હને નહીં કહી! શું તું એ જાણતી નથી કે અદરાવાથી તું અર્લની મ્હોરદાર તો થઇબી ચુકી હતી? બોલ, અય બદમાશ ઔરત, બોલ."

"ના બોલો, મ્હને આવા સખ્ત શબ્દો ના સંભલાવો." રાણી હવે નરમ થઇને ગલગલા સાદે બોલી "ત્હમે અગર જો મ્હારૂં કાગઝ વાંચ્યું હતે; તે કાગઝ કે જે વીંટીને પાછી વાલતી વખ્તે મેં અર્લ ઓવ બેઝનતાઇનપર લખ્યું હતું તે વાંચ્યું હતે, તો ત્હમે કદીબી એવા કઠોર વચન નહીં કહી સંભલાવતે."

"મેં વાંચ્યું છે, તે કાગઝ મેં વાંચ્યું છે, જેમાં સીધું એટલુંજ તેં લખ્યું છે કે તેં અર્લ ઓવ બેઝનતાઇન સાથે અદરાવામાં ભુલ કીધી હતી અને તેથી તેણે હવે હાથ ઉઠાવી લેવો." રાજા બોલ્યો "મારગીટ, તું જાણે છે કે તે લખીને તેં શું કીધું છે? તેં તે અર્લને બનાવ્યો છે, અને તેં મ્હનેબી બનાવ્યો છે! જો ત્હારો તે કાગઝ, આ રહયો." અને રાજાએ તે રાણીને બતાવ્યો.

"ત્હમે એ કાગઝથી જાણી શકશો———" રાણી બોલવા ગઇ, મગર રાજાએ ગડગડાટ કરીને તેને બંધ પાડી દીધી.

"બઅઅઅસ! બંધ કર ત્હારી ઝબાન! ખામુશ બાશ. હું તે કાગઝથી એજ જાણી શકયો છું કે તેં તાજના લોભને ખાતીર એક અદરાયલા ખાવીંદ તર્ફ નીચમાં નીચ વરતણુક ચલાવી તેને અધુરેથી ફસાવ્યો હતો, અને તેજ ત્હારી દગાબાઝ ચલણ ત્હારા કીસમતની આડે આવી છે."

"અફસોસ કે તે ખરૂંજ છે" રાણી ઢબ દઇને કુરસીમાં પછડાઇ પડી.

"અફસોસ? અગર જો અફસોસ તું ખરા દીલથી કરતે તો હું તુને તે માટે માફબી કરતે." રાજા દેવીડ બોલ્યો "મગર, હમણાં તેં શું કીધું છે? તેજ ત્હારા આગલા આશકને હીંયા સુધી બોલાવ્યો છે, અને મ્હારી ધણીઆણી હોવા છતાં તેં તેની સાથે પ્યાર કીધો છે."

"ઓ—નહીં,—નહીં."રાણી ઉઠી ઉભી થઇને એક ચીખ મારીને બોલી "ખોટટી વાત છે. તદદન જુઠઠી વાત છે."

અને હવે મેરીયન દોડી આવીને રાજા દેવીડના પગો પાસે પડીને બોલી "રાજા નામવર, રાણી બીલકુલ બેગુન્હા છે. જો ખરી ગુન્હાગાર કોઇબી હોય તો તે હું છું. અર્લ ઓવ બેઝનતાઇન તો હીંયાં મ્હને મલવાને માટે આવ્યો હતો."

"ઠીક વાત છે, ઠીક વાત છે." રાજા ડોકું હલાવી હલાવીને ચેષ્ટાં કરતો બોલ્યો "રાણીનો ગુન્હો પોતાના સરપર વ્હોરી લેવાની આ ઠીક વાત છે."

"બેટી!" લેડી ગેલબ્રેથ મેરીયનની આગલ વધીને તેને ઉઠાડતાં બોલી "તું રાજા નામવરની પાસે નાહક ત્હારા નામને શા માટે ડાઘ લગાડે છે?"

"નહીં—એના નામને ડાઘ લાગતોજ નથી." રાજા બોલ્યો "જાઓ, લેડી ગેલબ્રેથ એ ત્હમારી બેટીને ત્હમારા ઓરડામાં લઇ જાઓ." અને રાજાએ ફરી જઇને ઇશારો કરત્તાં કહયું "એની સંભાલ રાખો." મતલબ કે લેડી ગેલબ્રેથે પોતાની બેટી મેરીયનને તે બહાર કેઠે ચાલી જઇ ઘાણુ નહીં બગાડે માટે નઝરકૈદ રાખવી!

"ચાલ, બેટી ચાલ," લેડી ગેલબ્રેથ રાજાની મતલબ પામી જઇને મેરીયનને ખેંચતાં જાણે માયા અને દયાથી બોલી!

"નહીં, નહીં!" મેરીયને બુમ પાડી "હું મ્હારી વ્હાલી રાણીથી કદીબી છુટી પડીશ નહીં."

"એમ છે?" રાજાએ થથરાવી નાંખનારો પુકાર કીધો "તું શું મ્હને નાફરમાન થાય છે? હું રાજા જેવો રાજા, અને મ્હારા હુકમને નાફરમાન એક લડકી?"

રાણીએ ગુસ્સામાં દાંત તળે હોટને દબાવ્યો, અને તે કાંઇ બોલવા ગઇ. મગર, તેને તુતજ બીજો ખ્યાલ આવ્યો અને તે નર્મ પડી જઇને મેરીયનના માથા ઉપર હાથ ફેરવીને બોલી "હાલ તુર્ત તો વ્હાલી મેરીયન, તું જા. ત્હારા રાજા અને ત્હારી માદરના બોલવાને માન આપ, અને જા."

મેરીયન ગઇ, અને તેની મા તેની સાથમાં રવાના થઇ.

અને દરવાજો તેમની પાછલ બંધ થતાંજ રાજાએ રાણી તર્ફ જોઇને પુકાર્યું "અને, હવે, તું એક કૈદી છે."

"કૈદી?" રાણીએ ગભરાઇને બુમ પાડી.

"હા—તું એક કૈદી છે." રાજાએ કહયું "આપણી વચ્ચેના મુકદમાનો ઇન્સાફ થાય તે અગાઉ મ્હારા હુકમથી તું મ્હારી કૈદી છે," અને ત્યાં ઉભેલા લોર્ડ ચેમબરલેનની તર્ફ ફરીને રાજા બોલ્યો "મ્હારા નામવર, મ્હારો હુકમ છે કે આ ઔરતને આ ઓરડામાં કૈદ રાખો અને દરવાજો બંધ રાખી બાહારથી સંત્રીઓને પોહરો ભરવા રાખો."

તેમ બોલીને તે ગયો, અને તેની પાછલ દરવાજો બંધ થતાંજ રાણી ઝમીનપર અફલાઇ પડતાં બોલી "અફસોસ, આટલી બધી જંજાળ અને ગમ ખમ્યા પછીબી એ તાજ શું ત્યારે તકલીદીજ નીવડવાનું છે!"

---

## પ્રકરણ ૬૦ મું.

---

### મોમપેસનનો અંત.

તેજ દીવસની સ્હાંજનો વખ્ત હતો, જ્યારે એક માણસ છુપાતો ભરાતો ઉરકવારથ કાસલથી નીકલીને થોડે દુરની એક ઝાડીવાલી ટેકરી તર્ફ જાય છે, તે તે ટેકડીપર જઇને ત્યાંની એક ઝુંપડીમાં બેઠેલા શખ્સને મલે છે.

"કેમ! તું આવ્યો? કાંઇ ખબર લાવ્યો!" પેલી ઝુંપડીની અંદરનો માણસ ઉઠીને પુછવા પડયો.

"આજે તો મ્હને બહુજ ખરાબ ખબર મલી છે, સર કોનરાદ." પેલા આવનારે કહયું "તમે મ્હને મહાલતી અંદરની બાબતપર ધ્યાન આપવા માટે આજે સ્હવારે કહયા પછી મ્હને એ ખબર નહીં હતી કે એજ સહાંજના મ્હને તમને એક ચોંકાવનારી ખબર આપવી પડશે!"

"મેં મ્હારી તપાસમાં અઈ કાલેજ જાણ્યું કે ઉરકવારથ કાસલની અંદર કાંઇ નવું જુન્નું થવાનું છે, અને તું મ્હારા પોતાના મતનો હોવાથી મેં ઘણી સંભાલથી તુને તે કામ સોંપ્યું. આજે સ્હવારથી હું એક બીજા ભેદની તપાસ માટે બાહાર ગયલો હતો, અને હમણાંજ આવ્યો.——"

"તમે હમણાં આવ્યા તેજ ખોટું થયું છે, સર કોનરાદ, નહીં તો તમે રાણીના મહાલમાંની વીગતનો સંસારો જાણુતે અને કદાચ તમે પોતેબી કાંઈ નવું જુનું કરતે." પેલાએ કહયું "મગર, જે બનવાનું હોય તે થવાનુંજ.——"

"પણ ત્હારી ચોંકાવનારી ખબર શું છે વારુ?" સર કોનરાદે પુછ્યું.

"મોડ નામની છોકરી જે રાણીની એક વીશવાસુ દાસી છે તે બીમાર છતાં બીચારી હાંફલી ફાંફલી હીંયાથી ત્યાં દોડતી હતી અને મેં તેને જોઇ તેનેથી ખબર મેલવી તો મહાલમાં અજાયબ ઉઠલપાઠલ ચુપચાપ રીતે બની ગયલી!" પેલાએ સર કોનરાદ આગલ ખુલાસો કીધો. "રાજા દેવીડે ઉરકવારથ કાસલમાં આજ બપોર પછી ત્રણ આસામીને કઇદ કર્યા છે."

"તે કોણ કોણ છે? શું અર્લ ઓવ બેઝનતાઇનબી તેમાં છે કે? બોલ, બોલ, મ્હને જે શક જાય છે તે ખરો છે કે વારૂ?" સર કોનરાદે પુછયું.

"બેશક" પેલાએ જવાબ આપ્યો "અર્લ ઓવ બેઝનતાઇન ઉપરાંત રાણીની વફાદાર સખી મેરીયન. અને રાણી મારગારેટ એ ત્રણ જણાંને રાજાએ નઝર કઇદ કીધાં છે. અને આવતી કાલને કાલેજ રાણીની તપાસ તુર્તજ થાય તે માટે ત્રણ મોટા ધર્મગુરુઓને બોલાવવા સારુ રાજાએ મારતે ઘોડે માણસોબી દોડાવી દીધા છે."

"બહુજ ઉતાવલથી રાજાએ કામ લીધું છે, અને હવે વખ્ત મ્હારા હાથમાં નથી—વારૂ, તે છતાંબી હું આજે રાત્રે હીંયાંથી જવા માંગું છું, તેટલાં હું જે કામ કહું છું તેપર તું ધ્યાન આપજે અને વખ્ત આવે ત્યારેજ ત્હારી સાથવાલાઓને કહેજે. કાલે રાણીની તપાસ ચાલ્યા પછી જોજે કે રાણીને પોતાને કાંઇબી અલવલ આવે નહીં, જો તેના જાનપર સીતમ પડવા જેવું થાય તો તુર્તજ પેલા ગાંચાઓના મોંઢાંને મહાલની તર્ફ રાખી રાજા દેવીડને તેના મહાલ સાથે ઉડારી મુકજો. સંભાલજે, બહુજ સંભાલીને કામ લેજે. જો રાણીનો જીવ જવાનો વખ્ત આવે તોજ મ્હારો હુકમ અમલમાં મુકજે, નહીંતો નાહક તું, હું, અને ત્હારી સાથના સાથીઓ આપણા નામવર પ્રીન્સ ડ સાલઝાનું કામ કરવા જતાં તેવણના ગુસ્સાના ભોગ નહીં થઇ પડયે."

"મ્હને તમે કહયું છે એટલે બસ છે, હું ખુબ સાવચેતીથી કામ લઇશ." પેલાએ કહયું, અને વધાર્યું "હવે હું મહાલ તર્ફ જાઉં છું."

"જો, એક કામ કર." સર કોનરાદે તેને થોભાવીને કહયું "પેલો ખટકો ગોમપેસન જો મલી શકે તો તેને કાંઈ તરકીબથી હીંયાં મ્હારી પાસે લઇ આવ."

"તે તો હું તમારી આગલ આવ્યો ત્યારે સામેના પેલા ખેતરમાં ફરતો હતો, હું તેનેથી બરાબ છુપાઇને આવ્યો. એ ખટકાને મ્હારી સાથે સારૂ છે, અને મ્હને એ સારો માણસ લાગે છે."

"એ બહુજ ખરાબ માણુસ છે." સર કોનરાદે કહ્યું "એ એવો ખરાબ છે કે ત્હારી સાથે દોસ્તી છતાંબી તુને જો હીંયાં મ્હારી આગલ જોવા પામે તો ત્હારી ને મ્હારી ગરદન ઉડાવી નખાવવા પહેલો દોડે! એ તો સારુ છે કે હીંયાંની આ ઝુંપડી ઘણા વખ્તની જુની અને પડલ છે એવી તેને ખબર છે, નહીં તો એ જો જાણતે કે બે દીવસ થયાં હું હીંયાં છું તો મ્હને લટકાવવામાં તે પછાત પડતે નહીં! જા, તું કોઇબી હીકમતથી એ બદમાશ બટકાને આજનો આજ બને તો એકાદ બે કલાકની અંદર મ્હારી પાસે લઇ આવ."

"તે મ્હારૂં કામ." પેલો ખાત્રી આપીને ગયો, અને તે પછીના થોડાજ વખ્તમાં તે બટકાને લઇને આવ્યો.

"કેમ બટકા બદમાશ, કેમ છે?" સર કોનરાદે તેને જોઇનેજ ગડગડાટ કીધો.

"ત્હમે કોણ છો સાહેબ?" અજાયબીથી ફાટીજ ગયલો તે બટકો પુછવા પડયો.

"હું જે છું તે." સર કોનરાદે તે બદમાશનો હાથ પકડીને કહ્યું "તું મ્હને જલદીથીજ ઓલખી શકશે. મગર, યાદ રાખ બદમાશ, તુને જે જે સવાલો પુછું તેના જો સાચ્ચા જવાબો તું નહીં આપશે તો ત્હારો જાન ત્હારા તનના પીંજરામાંથી ઉડી જશે."

આગલ સર કોનરાદ અને પોતાની પાછલ પેલો, મોમપેસનને હીંયાં લાવનાર, શખ્સ હોવાથી બટકા બદમાશે જોયું કે ન્હાસવાનો લાગ હતો નહીં જેથી તે ધ્રુજતો ધ્રુજતો બોલ્યો "સાચ્ચું બોલીશ, પણ ત્હમે મ્હને પછી જવા દેશો કે નહીં?"

"તું ત્હારા જાનથી બહુ બીહે છો અને બીજાના જાનપર તડાપ મારતા બીધો નહીં, કેમ?" સર કોનરાદે કહ્યું, અને પેલો બટકો ચોંકયો. "હવે ચોંક અને ધ્રુજ, પણ યાદ રાખ કે હું પુછું છું તેના ખરા જવાબો જો નહીં આપશે તો પછી ખચ્ચીતજ તુને ત્હારા જાનથી હાથ ધોવા પડશે."

"બોલો, હું સાચ્ચું જે હશે તે કહી દઇશ." તે બદમાશ તો દમામદાર સર કોનરાદની ગર્જનાથીજ ગભરાયો કે આજે તેનું આવીજ બન્યું હતું, તેની બદમાશીનો બદલો તેની આંખોની સામે આવીને ઉભો, અને તે પોતાના જાન માટે બીહી જઇ હાથ જોડીને બોલ્યો: "ત્હમે શું પુછવા માંગો છો? ઉરકવારથ કાસલમાં જે બનાવો આજે બની ગયા તે કહી દઉં?"

"ચુપ કર એકદમ." સર કોનરાદે બુમ પાડી "હું તુને પુછું તેનાજ જવાબ આપ. બોલ, તેં કાઉન્ટેસ ઓવ મોરતનની નઉકરીમાં રહીને તેના શું શું કામો બજાવ્યા તે મ્હને કહી દે."

"અગાઉ હું કાઉન્ટેસની નઉકરીમાં હતો, મગર હાલમાં હું રાણી મારગારેટનો વફાદાર નઉકર છું." બદમાશ બટકાએ અડાવ્યું.

"કંગાલ!" સર કોનરાદે પુકાર્યું "પહેલી શુરુઆતજ ત્હારી જુઠ્ઠી છે તો તું શું સાચ્ચું બોલવાનો છે? રાણી મારગારેટનો તું વફાદાર નઉકર છે કે લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતનની તરફથી રાણીની હીલચાલપર રહેલો તું એક બદમાશ જાસુસ છે?"

મોમપેસન પત્થર બની ગયો! અરે, આ વલી કોણ હતો જે એટલી બધી ઉંડાણથી વાત જાણતો હતો! "પાપી બદમાશો," સર કોનરાદે આગલ ચલાવ્યું "ત્હમો એમ સ્હમજો

છો કે ત્હમારા પાપી પલીદ કામને કોઇ જોતુંજ નથી, પણ યાદ રાખો બદમાશો કે ત્હમારા એકકે એક કામની મ્હને ખબર પડી છે. બદમાશ, યાદ છે કે ત્હારૂં ખુની કામ?"

સર્પે ડંખ માર્યો હોય તેમ મોમપેસન ઝમીનથી અલગ થતો ચોંક્યો! અરે, આ કોઇ અજાણ્યો આદમી તેને શું કહેતો હતો? શું તેનું પાપ હમણાં એક આદમીના આકારમાં તેની સામે આવીને ઉભું હતું અને બોલતું હતું? તે ગભરાયો, હવેજ તેણે પેલાની ધમકીને ખરી માની અને તેથી તે ખરૂ બોલીને જાન બચાવવા તઇયાર થયો! "હા, હું કહી દઉં છું કે હું ખુની છું, મગર તે ખુન મેં લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતનના ફરમાવ્યાથી કીધું હતું."

"હા, કાઉન્ટેસ સ્કોટલેંડની રાણી બનવા માંગે છે કેમ? અને તેથી તેણે પોતાના ધણી અર્લ ઓવ મોરતનનું ખુન ત્હારી પાસે કરાવ્યું છે, અને રાજા-રાણી વચ્ચેના છુટા છેડા થયા પછી તે પોતાના સરપર તાજ મુકવા માંગે છે!" સર કોનરાદે ચેષ્ટાં કરતી ઢબે કહ્યું "તાજ જોઇએ છે, અને તેથી તેણે પોતાના ધણીનું ખુન કરાવ્યું છે, કેમ ખરુની?"

"તદ્દન ખરૂ." હાથ જોડીને ધ્રુજતો ધ્રુજતો મોમપેસન બોલ્યો "કાઉન્ટેસ ઓવ મોર તને મ્હને તે ખુન કરવા કહ્યું, અને મેં એક ન્હાની બારી મારફતે દાખલ થઇને અર્લ ઓવ મોરતનનું ખુન કીધું. ત્હમેજ તેથી જોઇ શકશો કે હું તો કાઉન્ટેસ ઓવ મોરતનનું એક હત્યાર બન્યો હતો."

"મગર તેં ખુન તો કીધું કેની, બદમાશ," સર કોનરાદે કહ્યું "જેટલો તું ખુની છે તેટલીજ મ્હારી બ્હેનબી ખુની છે".

"ત્હમારી બ્હેન?" અજાયબીથી ફાટી જઇને બટકા મોમપેસને એક ચીખ સમેટ પુકાર્યું.

"હા! લુઇઝા કાઉન્ટેસ ઓવ મોરતન મ્હારી બ્હેન થાય! અને તેં તેના વીચારને ટેકો આપીને તેના ધણીનું ખુન કીધું. લે તેનો બદલો!"

અને તેમ બોલતાંજ સર કોનરાદે અતી મોટા ગુસ્સામાં આવી જઇને તે બદમાશ બટકાને પોતાના એક હાથમાં પકડીને ઉંચકી લીધો અને ટેકડીની પાસેની ખીણમાં તેને ઉડારી દીધો! એક ચીખ તે બટકા કંગાલના મુખમાંથી નીકલી, અને બીજી પળે તેનો ચુરેચુરો થઇ ગયો!

સર કોનરાદે પેલા માણુસ તર્ફ જોઇને કહ્યું "બીરાદર, એક ખુની પોતાને ફેજે પુગ્યો છે. તું જા અને મેં કહ્યું છે તેમ ત્હારી ફર્ઝ બજાવજે. અને, સાંભલ, હું હમણાં રાણીપર તુટી પડેલી આફત માટે તેના સગાંઓને ચેતાવવા સાર રોઝલીન કાસલ તર્ફ જાઉં છું, જેથી રાણી મારગારેટની તપાસનું જે પરીણામ આવે તે જાણી લઇને મારતે ઘોડે એક પયગામચીને રોઝલીન કાસલ તર્ફ મોકલજે, હું ત્યાંજ હોઇશ અને અમો ઘટતું કામ કરીશું."

પેલો ઉરકવાથ કાસલમાં ગયો અને સર કોનરાદ પોતાના તેજ ઘોડાપર સ્વાર થઇને રોઝલીન કાસલ તર્ફ ચાલ્યો. રોઝલીન કાસલમાં પહેલાં જવાને બદલે તે પહેલાં એક ઝુરરી કામ બજાવવા દાલકીથ કાસલમાં ગયો.

# પ્રકરણ ૬૧ મું.

## તજાયલી રાણી!

રાજા દેવીડ જાણતો હતો કે રાણી અને અર્લ ઓવ બેઝનતાઇન નીરદોશ હતાં, મગર તે છુટાછેડા કરાવવા માટે આતુર હતો, અને તેથી તેણે જોયું કે આના જેવો બીજો કોઇ મૌકોબી મલે તેમ હતું નહીં!—તે લાગલો કે ગલે પડયો, તેણે રાણી અને અર્લને કદઇ કરાવ્યાં, તેણે ધર્મગુરૂઓને બોલાવવા માટે દોડાદોડી કરી મુકી, અને રાણીની તપાસ વેલા મેરીયન સાક્ષીમાં હાઝર નહીં હોય તે માટે તેનેબી કઇદ કરાવી દીધી! વફાદાર મેરીયનની જાસુસ માદર લેડી ગેલબ્રેથે પોતાની બેટીને છોડવવા માટે રાજાને અમથું અમથું સ્હમજાવ્યું, અને ખોટું એક આંસુબી પાડયુ, મગર તેનો મલતો રાજા દેવીડ નાનુ નાજ બોલીને ત્યાંથી જતો રહયો! એ બધી રાજા દેવીડની બનાવટ હતી અને જેવું તેને અને પ્રપંચી લુઇઝાને જોઇતું હતું તેવું બનીબી ગયું!

રાણી મારગારેટની હીંમતની ઓટ થઇ ગઇ હતી—તેણે જોઇ લીધું કે તેનો નાશ કરવાનોજ ઠરાવ રાજા દેવીડે કીધો હતો! તેણે ચાહયું કે પોતાના ભાઇ લોર્ડ લીડેસડેલપર કહેવડાવે કે તેની બહેન એક કઇદીની હાલતમાં હતી, મગર તેનો પયગામ લઇ જવાવાલું કોઇજ ત્યાં હતું નહીં—કોઇનેબી તેની પાસે જવાનો હુકમ નહીં હતો અને તે લાચાર બની ગઇ હતી. કોઇ તેના કાલાવાલા સાંભલવાનેબી હાઝર નહીં હતું!

તે પછી, રાણી મારગારેટની તપાસ ચલાવનારા પાદરી આવ્યા, અને ઇન્સાફ આપવા માટે તેઓ ગોઠવાયા કે રાણીને તેડવા માટે લોર્ડ ચેમબરલેન આવ્યો, અને તે બોલ્યો "માનવંત રાણી, તમારી તપાસ માટે ઇન્સાફના ઓરડામાં ચાલો."

"મ્હારી તપાસ?" રાણી અજાયબીથી બોલી "મ્હારી રઇયતમાંથી કોણ એવું છે જે પોતાની રાણીની તપાસ કરશે—તેનો ઇન્સાફ કરવા બેસશે?"

"ચોકકસ ધર્મગુરૂઓને રાજા અને રાણીની તપાસ ચલાવવાનીબી સત્તા આપવામાં આવેલી હોય છે—અને મ્હને રાજા નામવરે હુકમ કીધો છે કે તમને તે ધર્મગુરૂઓની સમક્ષ તપાસ માટે લઇ જવાં."

રાણી મારગારેટે પોતાનો હોટ દાંતો વચ્ચે દબાવી દીધો, અને તેની મોટી કાલી આંખોમાંથી આતીશના ચમકારા નીકલ્યાં! તે ગુસ્સાથી બોલી "અને અગર જો હું તે ધર્મગુરુઓ સમક્ષ હાઝર નહીં થાઉં તો?"

"તો મ્હને તે માટે તમને કહેવા પહેલાથીજ રાજાએ ફરમાવેલું છે કે તમારી ગયરહાઝરીમાં તમારી તપાસ તે ધર્મગુરુઓ ચલાવશે અને રાજા નામવરનું સાંભલીને તેઓ જે ધ્યાનમાં આવશે તે ઇન્સાફ આપશે." રાણીને જવાબ મલ્યો.

રાણી મારગારેટ તે સાંભલીને ઝડપથી અંદરના ઓરડામાં ગઇ, તેણે ભપકાભર્યો પોષાક પહેર્યો, માથાપર તાજ મુકયું, અને લોર્ડ ચેમ્બરલેન આગલ જઇને તેણે કહયું "દરવાઝો ખુલી નાખો, હું મ્હારીપર આરોપ મુકનારને જવાબ આપવા પોતે હાઝર થાઉં છું."

રાણી ગઇ–તે થોડું એમઅરથેનની પાછલ ગઇ–અને આ વખ્તે તેનો કાંઇબી સબીને તેની પાછલ પાછલ ચાલવા દેવામાં આવી નહીં! મગર, રસ્તામાં કોઇ કોઇ ઠેકાણે નાગી તલવાર સાથ ઉભેલા સીપાહીઓએ રાણીને આવતી જોઇને પોતાની તલવાર સલામીમાં નમાવી. રાણીએ તે જોયું, અને તેને હજુબુ સધ્યારો હતો કે તેને રાણી તરીકેનું માન આપવામાં આવ્યું હતુ.

રાણી પોતાની તપાસ માટેના ઓરડામાં દાખલ થઇ, અને ત્યાં તેણે આસપાસ નઝર ફેરવી. ન્યાયાસનપરની ત્રણ બનાવેલી બેઠકોમાં ત્રણ કોઇ તેણે નહીં જોયલા ધર્મગુરૂઓ બેઠેલા હતા, ત્યાં ઘણાં થોડાં માણસો હતાં, અને તેણે પોતે જે આસામીઓને ત્યાં ગીરફતાર થયલાં ઉભાં રહેલાં જોવાની આશા રાખી હતી તેઓને ત્યાં નહીં જોઇને તે અજાયબીમાં ગર્ક ગઇ.–અરે, અર્લ ઓવ બેઝનતાઇન અને મેરીયન ત્યાં હતાં નહીં તો નહીં, મગર મોડનેબી ત્યાં હાઝર કરવામાં આવી નહીં હતી!—રાણી મારગારેટ ઘણી ફીકી બની ગઇ.

"સ્કોટલેંડની મારગ્રેટ," તપાસ માટે ત્યાં બેઠેલા ત્રણ પાદરીઓમાંના એકે કહયું "મ્હને એ કહેવાને ઘણી દીલગીરી પયદા થાય છે કે ત્હમારા ધણી તે આ રાજના રાજાની તર્ફ ત્હમે બેવફા પુરવાર થયા છો એવો ત્હમારીપર આરોપ છે. ત્હમે જે પાપ કીધું છે તેની વીગત મ્હને અને હીંયા બેઠેલા મ્હારા ભાઇઓને પુરી પાડવામાં આવેલી છે. બોલો, સ્કોટલેંડની મારગ્રીટ ત્હમારે એ આરોપના સંબંધમાં કાંઇ કહેવાનું છે?"

"શું ઉઉ?" રાણી ગુસ્સાથી બોલી "મ્હારી ગયરહાઝરીમાં મ્હારા ઉપરના આરોપની વીગત ત્હમો આગલ દરશાવી જવામાં આવી છે?"

"આ બાબદમાં ગુસ્સાથી કામ લેવું રવા નથી, અને અમો ત્રણ ઇન્સાફ આપવા બેઠેલા ધર્મગુરૂ સામે ગુસ્સો કરવોબી સઝાવાર નથી." પેલાજ ધર્મગુરૂ બોલ્યો "રાજા દેવીડે ત્હમારી ઉપર એ આરોપ મુકયો છે, અને તેવણે પોતાનો વખ્ત બચાવવા અમને અગાઉથી બધી ખબર આપી છે. ત્હમારી સામે સાક્ષીઓબી લાવવામાં આવેલાં છે."

"સાક્ષીઓ? મ્હારી સામે?" રાણીએ ગભરાઇ જઇને પુછયું "અને કોણ તે સાક્ષી આપનાર છે?"

"લેડી ગેલબ્રેથ—વીશવાસ મુકવા લાયક એક આબરૂદાર બાનુ છે." તે ધર્મગુરૂ બોલ્યો "અને તેવણ કસમપર કહે છે કે ત્હમે, સ્કોટલેંડની મારગ્રેટ, અર્લ ઓવ બેઝનતાઇનની મુલાકાત લીધી હતી—"

"હું પોતેબી કયાં ના પાડું છું?" રાણી એકદમ ઉશકેરાઇને બોલી પડી "મગર, એજ લેડી ગેલબ્રેથની બેટી મેરીયનને હીંયાં, બોલાવો અને તેને પુછો કે ખરી બીના શું છે."

"તે બીલકુલ ભરૂસો મુકવાને લાયક સાક્ષી નથી." પેલા ધર્મગુરૂએ કહયું "તે ખોટું બોલશે——"

"નહીં, તે જે હશે તે સાચ્ચે સાચ્ચુંજ બોલશે." રાણીએ કહયું.

"અમે તેને બોલાવશું નહીં." બીજા ધર્મગુરૂએ બુમ પાડીને કહયું "કેમકે, તે એક ઘણી જુઠી છોકરી છે. એમ અમારી ખાત્રી કરવામાં આવેલી છે, તેને એમ કહેલું છે કે

અર્લ ઓવ બેઝનતાઇન તો તેને પોતાને મળવા માટે ઉરકવારથ કાસલમાં આવ્યો હતો! ગરીબીમાં આવી પડેલી લેડી ઝેલબેથની એક કંગાલ મુફલીસ છોકરી અને તેને મળવા માટે અર્લ ઓવ બેઝનતાઇન જેવો એક અમીર છેક ઉરકવારથ કાસલમાં આવે તે કદીબી માની શકાય તેમ નથી. તેથી, અમે તેને બોલાવશું નહીં."

"હયફ છે ત્હમારી પદવી માટે! મ્હારા લોર્ડ." રાણી મારગારેટ ગુસ્સાથી તે ધર્મગુરૂ તર્ફ જોઇને બોલી "ત્હમે એક મોટા ધર્મગુરૂ જેવા ધર્મગુરૂ થઇને આવી વાતમાં તંગદીલ અને સંગદીલ થાઓ છો! બીજાના ખોટા બોલવાપર આધાર રાખો છો! વારૂ, ત્હમે તે છોકરીનું માની શકતા નથી, તો બોલાવો અર્લ ઓવ બેઝનનાઇનને પોતાને બોલાવો, તેવણનું સાંભલો."

"નહીં, બાનુ." પેલા પડેલા પાદરીએ કહયું "આ માણસનેબી સાક્ષી તરીકે બોલાવી શકાશે નહીં. શું તે માણસને હીંયાં સાક્ષી તરીકે બોલાવવા કે જે ત્હમારા ચાહનાર તરીકે ઉરકવારથ કાસલમાં દાખલ થયો હતો?"

"ત્હમે બોલો છો તે તદન જુઠઠું છે." રાણીએ ગુસ્સાથી ગર્મ આગ થઇ ગયલી આંખોએ પેલા ધર્મગુરૂ તરફ જોઇને બુમ પાડી.

"તે તદનજ ખરૂં છે." પેલા ધર્મગુરૂએ પોતાના વાકયપર ભાર મુકીને કહયું "તે તદનજ ખરૂં છે, તેના સાક્ષી છે. સાંભલો, બાનુ!—સાંભલો, અસુખી મગર પાપી રાણી, સાંભલો!"

"અફસોસ કે હું અસુખી છું તે વાત ખરી છે." રાણી કપાલપર હાથ મારીને બોલી "હું દુખી છું, મગર પાપી? નહીં, કદી નહીં. શર્મ છે ત્હમને" રાણી ફરીથી ગુસ્સામાં આવી ગઇ "શર્મ છે ત્હમને—ત્હમે કે જે સાચ્ચા બોલનાર તરીકે અને સાચ્ચો ઇન્સાફ તોલનાર તરીકેનો દાવો કરો છો તેને આવું જુઠઠું બોલવા માટે શર્મ છે."

"ખામુશ, બાનુ! ખામુશ બાશ!" તે ધર્મગુરૂ પુકારી પડયો "ત્હમારે ત્હમારા ઇનસાફ આપનારાઓ તર્ફ તાણા મારવા કે અપમાન આપનારા શબ્દો બોલવા લાઝીમ નથી. ત્હમારે તો ત્હમને પોતાને નીરદોશ બતાવનારા શબ્દો બોલવાના છે."

"પેલા જે ત્યાં બેઠા છે" રાજા દેવીડ તર્ફ આંગલી કરીને રાણી બોલી "તેવણ ત્હમને કહી શકશે કે તેવણની મ્હોરદાર નીરદોશ છે."

"જ્યારે ત્હારા ગાલો એક બીજા ધણીના બોસાથી ગર્મ હતા, તે બીજા ધણીની વીટી તુને મલી હતી અને તેં ત્હારી વીટી તેને આપી હતી તે વખ્તે તેં મ્હને પરણવામાં મ્હને એક મોટો મુર્ખો બનાવ્યો હતો!" રાજા બખાલ્યો "હા, જો હું તે વખ્તે ત્હારી સનમુખ નહીં થઇ જતે તો તું એક અર્લને ખુશીથી પરણતે."

"મ્હારી એટલીજ ખતા ફકટ હતી." રાણી બોલી પડી "કે મેં લોભ કીધો હતો. મગર કોઇ નહીં મ્હને આંગલી બતાવી શકશે કે મેં એક બુરૂં કામ કીધું હતું, કેમજે મેં મ્હારે પોતાને માટે એક કાઉન્ટેસની પદવી કરતાં તાજને બ્હેતર માન્યું હતું."

"બસ, સ્કોટલેંડની મારગ્રેટ, ત્હમે ત્હમારે પોતાને મોંઢેથી વાંક કબુલ કીધો છે." પેલો ધર્મગુરૂ બોલ્યો. "ત્હમે ત્હમારે પોતાને મોંઢેથી કહી આપ્યું છે કે ત્હમે હઠીમાં અને દુખમાં

એઉમાં રહેવાની કોશીશ કીધી હતી, ત્હમે અર્લ ઓવ એઝનતાઇન સાથે બંદરાયા પછી રાજા દેવીડને ઠગીને તેવણુના તખ્તમાં ભાગ મેલવ્યો હતો."

"મગર, હું તે તખ્તને નાલાયક નહીં થઈ." રાણીએ પગ ઘોકીને ગુસ્સાથી બુમ પાડી.

"તું તેને બરાબર નાલાયક થઇ છે, અને તેં વલી તે તખ્તને અપજશ લગાડયું છે."

"વલી એમબી છે કે તે ત્હમારો આગલો ચાહનાર આજે ત્હમારો પ્યારો થયો છે–તે મહાલમાં છુપી રીતે દાખલ થાય છે–તે ત્હમારા પગો પાસે પડે છે–તે પ્યારની વાતો કરે છે–" રાજાના બોલવા પછી તુર્તજ ધર્મગુરૂએ કહ્યું.

"એ જુઠ્ઠું છે–બીલકુલ જુઠ્ઠું છે." મારગારેટ પુકારી પડી "આવું જુઠાણું બોલવાની કોણ હીમત કરે છે?"

"જાણો બાનુ કે ત્હમારા દરવાઝાની પાછલ ઉભા રહીને લેડી ગેલબ્રેથે પુરતું સાંભલ્યું છે." ધર્મગુરૂ બોલ્યો.

" તે ઠગારી છે અથવા તો તેને તેમ જુઠ્ઠું બોલવા માટે સ્હમજાવવામાં આવી છે." રાણી બોલી "કેમજે લેડી ગેલબ્રેથની પોતાની બેટી મેરીયન અમારી પાસે તે વખ્તે હાઝર હતી."

"તે જુઠ્ઠી છે." ધર્મગુરૂ બોલ્યો "ત્હમારી સામેનો આરોપ પુરો ત્હમારીપર પુરવાર થયલો છે કે ત્હમે અર્લ ઓવ એઝનતાઇન સાથે ન્હાસી જવા તૈયાર થયા–અને તે કારણથી ત્હમે તેને ઉરકવારથ કાસલમાં બોલાવ્યો——"

"ઓહ! આ બધા માટે નીરદોશ છું તો શું એ બનવાજોગ છે કે પવીત્ર કુદરત ત્હમારી જીભને આવા આવા કાનને કંપારી આપનારા શબ્દો બોલવાની રઝા આપે છે!" રાણીનાં જીગરથી ફરીયાદ ઉઠી રહી "હું એ માંગું છું કે મ્હારી તર્ફના સાક્ષીઓને સાંભલવામાં આવે! હું ઇન્સાફના નામથી ચાહું છું કે મ્હને દુખના દરીઆબમાં ડુબાડી દેવા ઇચ્છનાર સામે મ્હારા સાક્ષીઓની હકીકત સાંભલવામાં આવે."

"શું ઉં? ત્હમે એમ કહેવા માંગો છો કે ત્હમારે ખાતીર અમે ખોટા સાક્ષીઓની ઝબાની સાંભલીને તે કબુલ કરીએ?" પેલા ધર્મગુરૂએ કહ્યું "ત્હમારી સામે લેડી ગેલબ્રેથ ઉપરાંત મોમપેસન નામનો એક બીજો સાક્ષીબી લાવી શકાતે કે જે તદન ખરૂં અને ખરૂંજ બોલતે, મગર તે સાક્ષીની ગયરહાઝરીમાં લેડી ગેલબ્રેથ જેવી વીશ્વાસુ બાનુની સાક્ષી માનવાને અમને આંચકી લાગતી નથી. અને વલી, એક કરેન્સી નામનો નઉકરબી સાક્ષી છે. બાનુ અમોએ ત્હમારા મુકદમામાં પુરતી તપાસ કીધી છે અને અમે ત્રણે એ ઇરાદાપર આવ્યા છીએ કે સ્કોટલેંડના રાજા દેવીડ બ્રુસ અને મારગારેટ લોગી વચ્ચેના લગન આજથી રદદો બાતલ છે–અને છુટાછેડા આપવામાં આવે છે."

"નહીં! નહીં! ત્હમે તેમ કરવાની હીમત કરી શકો નહીં!" મારગારેટના મોંહાંમાંથી ચીખ બાહાર પડી "ત્હમે તેમ કરીજ શકો નહીં!"

"હા—તે થઇ શકયું છે!" રાજા દેવીડ ઉઠીને બોલ્યો "હું આજથી ત્હને તજી દઉં છું, મારગ્રીટ, હું તુને નાલાયક ગણીને મ્હારા હાથોથી ત્હને દુર કરૂં છું! તું હવે વધુવાર મ્હારી

મ્હોરદાર નથીજ! તુંને તો ત્હારા જાનની સઝા થવી જોઇએ અને તે સઝાજ તુંને લાયક છે. મગર હું તુંને જીવતદાન બક્ષુ છું. જા, આજથી તુંને હું તજી દઉં છું, મગર ત્હારા ઝરો જવાહીર આપું છું: તુંને હું પૈસાથી મોહતાજ બનાવીને છોડતો નથી એવી મ્હારી મ્હેરબાની છે. વલી, ત્હારી સખીઓ મેરીયન અને મોડનેબી હું ત્હારી સાથે છોડી દઉં છું કે તું જ્યાં જવાની હોય ત્યાં તેઓબી ત્હારી સાથે સાથે આવે, મગર ત્હારા આશક અર્લ ઓવ એઝનતાઇનને એદીનબરો કાસલમાં બે વરસ નઝર કેદ રાખવાની સઝા હું કરું છું. મારગારેટ લોગી, જા, આજથી તું સ્કોટલેંડની રાણી નથી, રાજા દેવીડની મ્હોરદાર નથી, અને સ્કોટલેંડનું તાજ ત્હારું નથી." એમ બોલીને રાજા દેવીડે મારગારેટના સરપર મુકેલું તાજ ગુસ્સાથી ઉઠાવી લીધું!

"લઇ લેઓ, મ્હને એ તકલીદી તાજ નથી જોઇતું" ગલગલા સાદે મારગારેટે દુખી થઇને કહ્યું "મગર, મ્હને જેની ઝુરૂર હતી તે મ્હારી પાકદામની અને પતીવ્રતાપણું હતું."

અને તે કમનસીબ બાનુ તેટલું બોલીને પોતાની બેઠકમાં પછડાઇ પડી! મગર, બીજીજ પળે તે પાછી ઉભી થઇ. ફીકાફ્ચ મ્હેરાએ—ફાટે ફાટે ડોળે—અને ઝખ્મી જીગરે તે ઉભી થઇને હાથ ઉંચો કરીને બોલી "આજના ઇન્સાફની વીરૂધ હું મ્હારો આવાઝ ઉઠાવું છું! મ્હને તજવી જોઇતી હતી નહીં—મ્હને બરબાદ કરવી જોઇતી હતી નહીં—મ્હને આવી રીતે તબાહીમાં નાખવી જોઇતી હતી નહીં! આ રાજા દેવીડ કે જે મ્હને કચડી નાંખવા માંગે છે—કે જેના હુકમથી બનેલી આ ઢોંગી અદાલત મ્હને તમામ ખોટી રીતે ગુન્હાગાર ઠેરવે છે—તે સામે હું મ્હારો આવાઝ ઉઠાવીને નામદાર પવીત્ર પોપની હુઝુરમાં હું જઇશ અને ત્યાં અપીલ કરીશ. નામદાર પોપ મ્હારી પાકદામનને બાપુકાર ઝાહેર કરશે–રાજા દેવીડની રાણી તરીકે કાયમ રાખશે."

તેટલું બોલીને તે તજાયલી રાણી તે ઓરડામાંથી ચાલી ગઇ, અને અફસોસ કે તે આવી ત્યારે જે શમશીરો નમી નમીને તેને જુહકી હતી તે શમશીરો હવે તેને માન આપવા માટે જુહકતી નહીં હતી—અખાંઓને એ ખબર પડી ગઇ હતી કે રાણીનાં રાજાથી છુટા છેડા થયા હતા–અને હવે તે વધુવાર સ્કોટલેંડની તાજદાર નહીં હતી!

## પ્રકરણ ૬૨ મું.

### કાઉન્ટેસ ઓવ મોરતનનો ફ્રેબ.

ઉરકવારથ કાસલમાં જે દીવસે બપોરે રાણી મારગારેટની તપાસ રાજા દેવીડના હુકમથી ત્રણ ધર્મગુરૂઓની સમક્ષ પુરી થઇ તેજ દીવસે સ્હાંજના ઝઝકલા વખ્તે દાલકીથ કાસલમાં શું બનાવ બને છે તે આપણે જોઇ લઇશું:

જુઓ! કાઉન્ટેસ ઓવ મોરતન રાણી બનવાના સ્વપ્ના જોતી એક પલંગપર અરધી સુતેલી અને અરધી બેઠેલી હાલતમાં છે જ્યારે તેની સખી મીની તેને પંખો નાંખે છે. એકા-

એક એક નોકરે હાઝર થઇને કહયું કે "રાજા દેવીડ તરફથી આવેલો કોઇ માણસ ત્હમને ખાનગીમાં મલવા માગે છે."

"જા તેને હીંયાં મોકલ" મનમાં ખુશી થઇને રાજા દેવીડે પોતાની જીતનો નવો પયગામ શું મોકલાવ્યો છે તે જાણવા માટે આતુર હોવાથી લુઇઝાએ પેલા માણસને તુર્તજ હુકમ કીધો, અને તે ગયો કે તેણે મીનીને કહયું "મીની, તુંબી હીંયાંથી જા, મ્હને તે માણસ સાથે થોડી ખાનગી વાતચીત કરવી છે."

મીની નમીને ગઇ, અને પેલો નૌકર એક માણસને અંદર છોડી ગયો કે જેણે પોતાનો ચ્હેરો છુપાવ્યો હતો! નૌકર બાહાર ગયો કે પેલા શખ્સે દરવાઝો પોતે બંધ કીધો, અને કાઉન્ટેસ કાંઇબી બોલે તે અગાઉ તેણે પોતાનો છુપાવેલો ચ્હેરો ખુલ્લો કરી દીધો.

"કોણ મ્હારો ભાઇ?" લુઇઝા પોતાના ભાઇને ત્યાં છુપો આવેલો જોઇને તદન ગભરાઇ ગઇ, મગર બીજીજ પળે સાવધ થતાં તે પુકારી ઉઠી, અને તેની આગળ દોડી ગઇ.

"દુર થા, બદમાશ ઔરત, દુર થા. હું તુને મલવાબી માંગતો નથી, અને તુને બ્હેન તરીકે બોલાવવાબી રાઝી નથી." સર કોનરાદે ગુસ્સાથી કહયું "જાણ, જાણ, કે ત્હારી બદમાશીનો આજે અંત આવનાર છે. તેં આપણા માબાપના નામને ડાઘ લગાડયો છે—"

"ભાઇ, ભાઈ!" લુઇઝા ગભરાયલી પુકારી પડી "ત્હમે મ્હારી તર્ફ આવી રીતે કરડા ચ્હેરાથી ન જુઓ! ત્હમે આવા સખ્ત શબ્દો મ્હારે માટે નહીં વાપરો! ત્હમે મ્હને ત્હમારી આજની વર્તણુંકથી ડરાવો છો!"

"કંગાલ ઔરત!" પ્રીન્સ ડ સાલઝાના તે ત્યુતોનીક નાઇટે ઘણા ગુસ્સાથી ચલાવ્યું "તેં જે જે કામો કીધેલાં છે તે કામોથી તું એટલી બધી સખ્ત દીલની મ્હને જણાઇ છે કે તું આવા શબ્દોથી ગભરાઇ જાય એમ હું માનતો નથી."

"ભાઇ, ભાઇ! ત્હમે શું કહેવા માંગો છો?" લુઇઝાએ પુછયું.

"ખબરદાર! મ્હને ભાઇના નામથી ફરીથી તું ના પુકારતી." સર કોનરાદ બોલ્યો "બદમાશ લફંગી, હું તુને એ કહેવા માંગુ છું કે ત્હારા પાપોનું પ્યાલું છલાછલ ભરાઈ ગયું છે, અને હવે તે ઉભાઈ જાય છે! ત્હારો સીહામાં સીહા ગુન્હો પકડાઇ આવ્યો છે અને મેં પોતે તે માટે જાણ્યું છે! બદમાશ મોમપેસન—"

"મોમપેસન!" ધીમાં પડી જતાં સાદે લુઇઝા બોલી "તે-તે—"

"તે ત્હારા ધણી અર્લ ઓવ મોરતનનો ખુની હતો, જેને મેં એક ખાણમાં હોમાવીને મારી નાખ્યો છે." સર કોનરાદ વચ્ચે બોલ્યો "અને હવે તુને હું તેવીજ સઝા એટલા સારૂં કરવા આવ્યો છું કે ત્હારા ધણીનું ખુન કરવા માટે તેજ તે બટકા બદમાશને ઉશ્કેર્યો હતો! જેટલો તે ખુની હતો, તેથી વધારે પાપી અને ખુની તું છે. અને તેથી હું તુને ધીકકારવા આવ્યો છું—તુને મારવા આવ્યો છું! બ્હેનના પ્યારા નામને કલંક લગાડનાર એએ નીચ લફંગી બદમાશ ઔરત, હું તુને મ્હારા પોતાના પગોની તળે કચડી નાંખવા માંગું છું! તું કચડાઇ જશે તો દુન્યામાં બીજા ભયંકાર પાપો ત્હારે હાથે થતા અટકશે! શયતાનના સીહા વીચારોથીબી ગઝબનાક વીચારો ધરાવનાર દુન્યા ઉપરની તું મુર્તેદ જહન્નમ, હું તુને દુન્યાથી નાબુદ કરવા આવ્યો છું!—રાજા દેવીડ સાથે લગ્ન કરવા માટે અને સ્કોટલેંડની રાણી બનીને

તાજ સરપર મુકવા માટે તેં હારા પોતાના ખાવીંદને મારી નખાવ્યો અને પેલી બીચારી મારગારેટના સર ઉપર સીતમનો હાથ માર્યો! ઓ ઝાલીમ ખુની, એક નીરદોશ બાનુ પોતાના સરપર તાજ ખુશીથી મુકી શકતી નથી, તો તેજ તકલીદી તાજ હારા સરપર મુકવા માટે તેં ઝુલ્મનો એક ડુંગર તોડી પાડયો છે! મગર, હું તુને હવે વધારે વાર એકબી ઝુલ્મ કરવા માટે જીવતી રહેવા દેવા માંગતોજ નથી."

લુઇઝા બીલકુલ હોશથી જતી રહી!—તે પોતાના ભાઇને ફાટે ફાટે ડોળે ગભરાઇ ફગલાઇને જોવા લાગી! જ્યારે, સર કોનરાદે પોતાની જેબમાંથી એક ન્હાની શીશી કાહાડીને તેમાંની પ્રવાહી ત્યાંની મેઝપરના એક પ્યાલામાં રેડી દીધી, અને તે પ્યાલું એક હાથમાં પકડી જમણે હાથે તેણે પોતાની કમરબંદમાંથી ખંજર ખેંચી કાઢયું:

"આએ ઝહર છે અને આએ ખંજર છે" સર કોનરાદે બન્ને ચીઝો લુઇઝાની આગલ ધરતાં કહયું "એ બેઉમાંથી તુને જે ગમે તેનો ઉપયોગ કર, અને આ દુન્યાથી નાબુદ થા."

કાઉન્ટેસ પોતાના ભાઇના પગો પાસ પડી—તેણે પોતાના હાથો તેની તર્ફ લંબાવ્યા—આંખોથી આંસુ બહાવવા લાગી—મોંઢેથી મીન્નતો ઝારી કરવા લાગી—મગર, તેના ભાઇના કાનોપર કાંઇ આવાઝ ગયો નહીં! તેના ચ્હેરાપર કાંઇ ફેરફાર થયો નહીં! તે દયા વગરનો બની ગયો હતો—તે ઠરાવભર્યો થયો હતો—અને તે કાંઇબી સાંભલવા તઇયાર નહીં હતો. એક તર્ફ ખંજર હતું, બીજી તર્ફ ઝહરનું પ્યાલું, અને તે એમાંથી પોતાની પસંદગી કરી લઇને કાઉન્ટેસને મરવાનું હતું! કાઉન્ટેસને તેના પોતાના ભાઇનો ચ્હેરો વધારે અને વધારે કરડો બની જતો લાગ્યો! તેના દેખાવથીજ તે હવે અરધી મરી ગયલી હતી! તે ઉઠી, ગુઠન્યે પડેલી હાલતથી તે પડતી પડતી ઉઠી—તેણે સુનીસાવજ જેવીએ ઝહરનું પ્યાલું પોતાના ભાઇના હાથમાંથી લીધું—તેમાંનું ઝહર પીધું—અને પછી સઘલું ખતમ!

સર કોનરાદે પોતાનો ચ્હેરો ફરીથી છુપાવ્યો—દાલકીથ કાસલ તે છોડી ગયો—અને પોતાના તેઝ ઘોડાપર સ્વાર થઇને તે રાત્રીની અંધારીમાં ઝાડીઓ અને મયદાનો કુદાવી ગયો.—તે રોઝલીન કાસલ તર્ફ ગયો, અને તેણે મારગારેટના સરપર જે વાદલ તુટી પડયું હતું તેની ખબર ત્યાં આપી દીધી.

---

## પ્રકરણ ૬૩ મું.

---

### રાણી મારગારેટનું મરણ.

મારગારેટ પોતાની વફાદાર સખી મેરીયન અને મોડ સાથે અને ઉરકવારથ કાસલ આગલ ગોઠવેલા પેલા સાંચા (તોપ)ની સંભાલમાં રહેલા માણુસો સાથે ઉરકવારથ કાસલથી નામદાર પોપને અર્ઝ કરવા જવા માટે જ્યારે નીકલી ત્યારે રાજાનો એકબી નોકર તેની હમરાહ હતો નહીં!

રાજાને અગાઉબી જ્યારે રાણીની પરવાહ નહીં હતી તો પછી છુટા છેડા થયા બાદ તેને શાનીજ પરવાહ હોય!

તે વખ્તે કલેમૂન્ત દશમો પોપ તરીકે ગાદીપર હતો અને તેણે મારગારેટની અર્ઝી વખ્તે ફ્રાન્સના દક્ષીણ ભાગમાં આવેલા એવીગનોન ખાતે પોતાની દરબાર ભરી હતી.—મારગારેટ ઉરકવારથ કાસલથી એવીગનોન જવા નીકલી કે પેલી તર્ફથી સર કોનરાદના કહેવાથી રોઝલીન કાસલથી નીકલી ચુકેલાં મારગારેટના સગાંઓએ બીજા એક પયગામચીથી જાણ્યું કે મારગારેટ એવીગનોન જતી હતી જેથી તેઓએબી તે તર્ફનોજ રસ્તો પકડયો—અને મારગારેટની મુલાકાત તેનાં સગાંઓને રસ્તામાંજ થઇ ગઇ, અર્લ ઓવ કેથનેસ, ઓલબરટીના, લોર્ડ લીડેસડેલ, અને તેમનાં બાળક બેટાને ભેટતાંજ મારગારેટની આંખોથી ગોયા દુન્યાભરનાં આંસુ તુટી પડયાં અને તે લગભગ પા કલાક સુધી ગુંગલાયલી ગુંગલાયલી રહી અને એક શબ્દબી બોલી શકી નહીં!

અરસપરસની વાતચીત પછી લોર્ડ લીડેસડેલે (આગલા સર ફ્લેમીંગે) જેયું કે બધાંને મુસાફરીની ઠાક ઘણીજ ચહડી હતી અને ઘણી મુશકીલીથી આગલ વધી શકાતું હતું, જેથી, તેણે એક તૌર શોધી કાહાડયો. તેણે એક કુશાદે મકાન ભાડે રાખીને તેમાં બધાંઓને થોડા દીવસ આરાઇશ લેવા કહી, અને મારગારેટની અર્ઝી પોપને હાથો હાથ આપવા માટે પોતે જવાની ખ્વાહીશ બતાવી. બધાંઓએ તે મર્ઝી તર્ફ પોતાની મર્ઝી બતાવી, અને લોર્ડ લીડેસ-ડેલ પોતાની બ્હેન મારુગારેટ, પોતાની ધણીયાણી ઓલબરટીના અને પોતાના બાળક બેટા, અને સસરા અર્લ ઓવ કેથનેસને તે મકાનમાં આસાઇશ લેતાં છોડી પોતે મારગારેટની અર્ઝી લઇને મારતે ઘોડે નામવર પોપ આગલ રવાના થયો.–મગર, બીજી તર્ફથી રાજા દેવીડ કાંઇ હાથ જોડીને બેસી રહયો નહીં હતો, તેણેબી ઉરકવારથ કાસલમાંના પેલા ત્રણ ધર્મ ગુરૂઓના ઈન્સાફનો અહેવાલ, વીસ્તારીને પોપપર લખ્યો હતો અને મારગારેટની અપીલની તે સામે થયો હતો!

લોર્ડ લીડેસડેલ એવીગનોન ખાતે જે રાત્રે જઇ પુગ્યો તેની બીજીજ સહવારે બે ઘોડે-સવારો નામવર પોપની હુઝુરમાં હાઝર થવા સારૂ મારતે ઘોડે આવી પ્હોંચ્યા, અને તેઓને આવતા અર્ધો કલાક થયો નહીં હશે કે લોકોમાં બુમ ઉડી રહી કે ત્યુતોનીક નાઇટસોનો રાજા પ્રીન્સ ડ સાલઝા નામદાર પોપને મલવા આવે છે!

લોર્ડ લીડેસડેલે તેથી પોતાના કાકાને મલીને પછી પોપ આગલ હાઝર થવાની ઇચ્છા દીલમાં વસાવી. તે બધી બાબદપર વીચાર ચલાવતો હતો તેટલાં સર કોનરાદ તેને આવી મલ્યો.

"અમારાં મ્હેરબાન મીત્ર." લોર્ડ લીડેસડેલે તેનો હાથ પકડીને કહયું "તમે આવ્યા?"

"હા, હું આવ્યો, મ્હારા નામવર" સર કોનરાદે કહયું "હું બધું કામ સરંજામ ઉતારીને પછીજ તમારી પાસે હીંયા આવ્યો છું. હું ખુશી છું કે સ્કોટલેંડથી હેમબર્ગ, હેમબર્ગથી મેરી-યનબર્ગ, મેરીયનબર્ગથી એવીગનોન ખાતે હું જલદીથી આવી શકવાને સામર્થવાન થયો છું, અને હું એ સાંભલીને ઘણોજ ખુશ છું કે મ્હારા મોકલેલા પયગામને અનુસાર માનવંત પ્રીન્સ ડ સાલઝા નામવર હીંયાં થોડા વખ્તમાં હવે આવી પુગશે."

તે દીવસનો થોડો વખ્ત પસાર થઇ ગયો. લોર્ડ ઓવ લીડેસડેલ પોતે અકેલો બેઠેલો હતો જ્યારે એક નઉકર તેની તર્ફ આવ્યો જેની પાછલ પ્રીન્સ ડ સાલઝા ઓરડામાં ચાલી આવ્યો. લોર્ડ ઓવ લીડેસડેલ ઉઠીને પોતાના કાકાના હાથોમાં જઇ પડયો, અને તે બોલ્યો "અફસોસ! મ્હારા વ્હાલાં કાકા, આપણે કેવા સંજોગ વચ્ચે હમણાં એવીગનોન ખાતે મલીએ છીએ!—આશરે સાડા ત્રણ વરસની વાતપર જ્યારે આપણે સ્કોટલેંડમાં છુટા પડયા હતા, ત્યારે, વ્હાલા કાકાજી, તમોએ મ્હારી વ્હાલી બ્હેનના માથાપર સ્કોટલેંડનું તાજ મુકવામાં મોટી મદદ આપી હતી, અને આજે ——"

"આજેબી તે તાજ સલામત છે." પ્રીન્સ ડ સાલઝા વચ્ચે બોલી ઉઠયો "મ્હારા બચ્ચા, તું ના ગભરા, ના રડ, ત્હારી બ્હેનનું તાજ સલામત છે."

"ખાકમાં નાંખો તે તાજને!" રડીને લોર્ડ ઓવ લીડેસડેલ નાસીપાસીથી બોલ્યો "મ્હારી બ્હેન પોતેબી તે તાજ માટે પરવાહ કરતી નથી—તેને–તે વફાદાર પાકદામન પતીવ્રતા મારગારેટને, તો પોતાનું ડાઘ વગરનું નીરદોશ નામ પાછું જોઇએ છે."

"નામવરપોપ તપાસ કરશે, અને જે ખરૂં હશે તેજ તેવણ બોલશે–સાચ્ચાનીજ તર્ફદારી કરશે–સાચ્ચોજ ઇન્સાફ આપશે. મેં હમણાંજ સાંભલ્યું છે કે રાજા દેવીડે મોકલેલા છુટાછેડાના પેલા ત્રણ ધર્મગુરૂઓના ઇન્સાફના અહેવાલના જવાબમાં નામવર પોપે રાજા દેવીડને હુકમ મોકલ્યો છે કે તેણે તુર્તજ અર્લ ઓવ બેઝનતાઇનને પોપ સનમુખ હાઝર થવા મોકલી આપવો, અને તે મુજબ રાજા દેવીડે કર્યુંબી છે."

"ચાલો, એબી ઠીકજ થયું." લોર્ડ ઓવલીડેસડેલે કહયું "અર્લ ઓવ બેઝનતાઇન હીંયા આવશે, અને મેં મારગારેટનેબી આવવા પયગામ મોકલાવેલો છે એટલે એ લોકોબી આવી પુગશે, જેથી મેરીયનની સાક્ષીબી નામવર પોપ સામે રજુ થશે. વ્હાલા કાકાજી, એ દેવીડે ખચ્ચીતજ બદમાશી ચલાવી છે.——"

"અને તે બદમાશી શું કામ ચલાવી છે તેની વાત હું જાણું છું" પ્રીન્સ ડ સાલઝા બોલ્યો "રાજા દેવીડ જે મતલબે રાણીથી છુટાછેડા મેલવી શકયો તે મતલબબી ઉંધી વલી. તે પોતેબી નાઉમીદ થઇ ગયો, તેણે જે અઉરતને ખાતીર મારગારેટથી છુટાછેડા મેલવ્યા તેનું ખુન થયું અને તે ખુન કોણે કીધું તેની મ્હને ખબર છે."

"શું તમે લુઇઝાને માટે બોલો છો?"

"હા, બદમાશ પાપી લફંગી લુઇઝા, તેને તેનાજ ભાઇએજ મારી." પ્રીન્સ ડ સાલઝાએ લોર્ડ ઓવ લીડેસડેલના કાનમાં લુઇઝાની બાબદના થોડાક શબ્દો ઉતારી દીધાં, જે માટે આપણે વાકેફ છીએ વ્હાલા વાંચનાર.

તે બાદ, મારગારેટ, ઓલબરટીના, ઓલબરટીનાનો ન્હાનો બાળક બેટો, અર્લ ઓવ કેથનેસ, મેરીયન, મોડ એ સઘલાં એવીગનોન આવી પહોંચ્યા અને તેઓ બધા પ્રીન્સ ડ સાલઝાને ભેટયા. પ્રીન્સે પોતાના મરહુમ ભાઇની બેટી મારગારેટને પાંસાંમાં દાબતાંજ બેઉએ રડી લીધું! બેશક, લાંબે વખ્તે અને ઘણા ખરાબ સંજોગ વચ્ચે તેઓ મલ્યાં હતાં.—તેમના મેલાપ પછી

તેઓને એક બીજા શખ્સને તેવીજ દીલગીરી સાથે મલવાનું થયું, જે નઝરકઈદ રોલાન્ડ અર્લ ઓવ બેઝનતાઇન હતો!

*　　　　*　　　　*　　　　*

આખીર, પોપની તપાસ પુરી થઈ.

પોપ જે દીવસે ચુકાદો આપનાર હતો તે દીવસની બે દીવસ અગાઉથી મારગારેટની તબીયત નરમ રહી હતી, અને ચુકાદાને દીવસે મારગારેટ એટલી તો બીમાર પડી ગઇ કે તે બીછાનામાંથી ઉઠી શકતી નહીં હતી! તેને દમબદમ એવા ફટકા થોડા વખ્તમાં પડયા હતા કે તે બીચારી તેની અસરથી આવી સખ્ત બીમાર થઈ ગઇ હતી!—ઓલબરટીના, મેરીયન, મોડ, અને ઓલબરટીનાની દાસીઓ મારગારેટની પાસે ચીંતાતુર બેસી રહી હતી જ્યાં અર્લ ઓવ કેથનેસ સાથે પ્રીન્સ ડ સાલઝા તે ઓરડામાં દાખલ થયો. દરવાઝામાંથી અંદર દાખલ થતાંજ પ્રીન્સ ડ સાલઝાએ કહયું "ફ્-તેહ,"

બીમાર મારગારેટે તે સાંભલ્યું, અને જાણે તેની બીમારી દુર થઇ હોય તેમ તે બીછાણામાંથી ઝોર કરીને ઉઠી! અને પલંગની કીનારીપર બેસી જતાં તેણે પુછયું "વ્હાલા કાકાજી, શું મ્હને ફ્-તેહ મલી છે?"

"અર્લ ઓવ બેઝનતાઇનને છોડી મુકવાનો હુકમ કરવામાં આવ્યો છે, અને તુને પોપ નામવરે નીરદોશ ઝાહેર કીધી છે, ત્હારા નામપરનો ડાઘ દુર થયો છે, અને સ્કોટલેંડનું તાજ ત્હારું છે."

"ખાકમાં મીલાવી દો તે તાજને, તે તકલીદી છે," પ્રીન્સ ડ સાલઝાનું બોલવું ધ્યાંનથી સાંભલી લઇને મારગારેટ હાંફ્તી હાંફ્તી બોલી "મ્હને જેટલી તે તકલીદી તાજની પરવાહ નથી તેટલી મ્હ.રી પવીત્ર અસમતની દરકાર છે, મ્હારા વ્હાલા કાકાજી, તહમોએ જે તાજ અપાવવામાં મ્હને મદદ કીધી હતી તે તાજ જો કે મ્હારા કમનસીબ કીસમતને લીધે તકલીદી નીવડયું, છતાં તહમે હમણાંબી મ્હારા નામપર લાગેલો ડાઘ દુર કરવાની મહેનત કીધી અને તેમાંબી ફ્-તેહ મલી. લાવો, કયાં છે નામવરનો પોપનો તે લેખીત હુકમ કે જે મ્હને પાકદામન પુકારી શકે છે."

"આ રહયું," પ્રીન્સ ડ સાલઝાએ તે હુકમનામું પોતાની જેબમાંથી બાહાર કાઢીને તે મારગારેટના હાથમાં મુકતાં કહયું "લે, મ્હારી અઝીઝ બચ્ચી, ખુશી થા કે તું પાકદામન છે."

"ખુશી! ખુશી!" ખુશીની એક ચીખ પાડીને મારગારેટ બોલી, અને તેણે તે હુકમનામાને પોતાની આંખોમાં દાબતાં પલંગપર પછડાઇ પડીને કહયું "તકલીદી તાજ કરતાં મ્હારી પવીત્ર અસમત મ્હને વ્હાલી હતી, અને આખીર હું દુન્યાની નઝરમાં પાકદામન છું."

મારગારેટ પછડાઇ પડી કે બધાં તેની પાસે દોડી ગયાં, અને તેઓએ દીલગીરી સાથે જોયું કે તે બીચારી મરતી હતી! તેની સખ્ત બીમારીમાં ખુશી એક કાતીલ ફટકા સમાન તેના સરપર પડી હતી!

તેજ વખ્તે દરવાઝો ખુલ્યો, અને મરતી મારગારેટનો વ્હાલો બાપ લોર્ડ ઓવ લીડેસડેલ, રોલાન્ડ અર્લ ઓવ બેઝનતાઇન સાથે ત્યાં દાખલ થયો.

"ક્યાં છે મ્હારી બ્હેન?" જે ફ્-તેહ મલી હતી તેની ખુશી મનાવવા લોર્ડ ઓવ લીડેસડેલ પોતાની બ્હેનને મલવા માંગતો હતો જેથી તે બોલી પડયો.

"વ્હાલા ફ્લેમીંગ" રડતી રડતી દોડી આવીને લોર્ડ ઓવ લીડેસડેલના હાથોમાં પડી જઇ તેની નેક મ્હેરદાર ડચકાં ખાતી બોલી "આપણી મારગારેટ મરે છે! આ ખુશીની ઘડીએ તે આપણને છોડી જાય છે!"

"મ્હને જવા દે, તેની પાસે જવા દે." રડતી ઓલબરટીનાને નરમ હડસેલો મારીને ફ્લેમીંગ રડતો રડતો બોલ્યો, અને તે મારગારેટના બીછાના આગલ દોડી ગયો. બીછાના આગલ તેનો કાકો પ્રીન્સ ડ સાલઝા ડુસકે ડુસકે રડતો હતો.

"વ્હાલા કાકાજી, મારગારેટને કહોની કે મ્હારી તર્ફ જુએ." ફ્લેમીંગ રડતો બોલ્યો.

"વ્હાલા બચ્ચા," ફ્લેમીંગને પોતાના સીનામાં દબાવી દેતાં પ્રીન્સ ડ સાલઝાએ કહયું "એ બીચારીને બીલકુલ સુધ્ધી નથી. ખુશીની એક ચીખ પછી તે એક શબ્દબી બોલી શકી નથી કે આ તર્ફ ચ્હેરો ફેરવી શકી નથી."

"હું એનો ચ્હેરો ફેરવું, આખીરી મરતએ હું તેની ઝીન્દા આંખોમાં મ્હારી આંખોબી તો નાંખી લઉં!" અને કાકાના હાથમાંથી નીકલીને ફ્લેમીંગ પોતાની બ્હેનના માથા આગલ વાંકો વલ્યો અને તેનું માથુ પોતાના બેઉ હાથોમાં પકડી લઇને તેણે મારગારેટનો ચ્હેરો પોતાની તર્ફ ફેરવ્યો.

"બ્હેન, વ્હાલી બ્હેન, એકવાર આંખો ખોલીને ત્હારા વ્હાલા ભાઇની તર્ફ તો જો." ફ્લેમીંગ મોટાં ડચકાં ખાતો બોલ્યો, અને તેણે આસમાન તર્ફ નઝર ઉઠાવીને પાક પરવરદીગારને અર્ઝ કરતાં કહયું "ઓ પાક ખુદા, તું એટલી મ્હારી અર્ઝ સાંભલ, એક વાર આ મરતી આંખોને ખુલ્લી કર કે તે મ્હને જોય!"

અહહા! ફ્લેમીંગની તે અર્ઝપર ગોયા તેજ વખ્તે ધ્યાન અપાયું: તેની મરતી બ્હેન મારગારેટે પોતાની નઝર ખોલી.

"મ્હારી વ્હાલી બ્હેન, મ્હારી વ્હાલી બ્હેન!" તેની મરતી આંખોમાં જોઇને ફ્લેમીંગે કાકલુદી કીધી "જો, હું કોણ છું? હું ત્હારો વ્હાલો ભાઇ છું."

"વ્હાલા—ભ-ભાઇ." મારગારેટ જેમ તેમ બોલી "સલામ, ત્હારીપર મ્હારો જાન કુરબાન કરીને હું બેજાન થાઉં છું, પાક ખુદા તુને ત્હારી મ્હેરદાર અને બેટા સાથે લાંબી ઝીંદગી બક્ષે."

તેટલું જેમ તેમ બોલીને તે થાકી ગઇ. થોડી થોભી. અને થોડે વારે તે પાછી અટકતી અટકતી ધીમા સાદે બોલી "ફ્લેમીંગ, કાકાજી, અર્લ ઓવ બેઝનતાઇન તો તમે કહો છો કે હવે છુટા છે—તો શું તેવણ હીંયાં નથી આવ્યા?"

"તેવણ હીંયાજ છે." ફ્લેમીંગ બોલ્યો.

"આ રહયા તેવણ." પ્રીન્સ ડ સાલઝાએ અર્લ ઓવ બેઝનતાઇનને આગલ કરતા કહયું, જે બીચારો પોતેબી અર્લ ઓવ કેથનેસ આગલ ઉભો રહીને ત્યારનો રડતો હતો!

"રોલાન્દ" અર્લ ઓવ બેઝનતાઇનને આગલ આવેલો જોઇને ધીમે ધીમે મારગારેટ બોલી "મ્હને માફ કર" અને તે મરતી આંખોમાંથીથી આંસુ ટપકવાં લાગ્યાં "મ્હને માફ કર રોલાન્દ, મેં ત્હારી સાથે તાજના લોભને ખાતીર દગાબાઝી કીધી, પણ હું સુખી નહી થઈ." અને તેટલું બોલી મારગારેટે પોતાનો ઠંડો થતો જતો હાથ રોલાન્દના હાથપર મુકયો "સલામ, રોલાન્દ, આખીરી સલામ. હું તો જાઉં છું, મગર દુન્યામાં એ ધડો હું પાછલ મુકી જાઉં છું કે વચનથી બેવચન થઇને બેવફા થઇ બીજાને ફસાવનાર આદમી ગમે તેટલી મોટાઇ છતાં-સરપર એક તાજ ધરાવવા છતાં-બી કદી કદી સુખી થઇ શકતુંજ નથી. સલામ, કાકાજી, ફલેમીંગ, મુરબ્બી અર્લ ઓવ કેથનેસ, ઓલબરટીના, મેરીયન, મોડ, આખીરી સલામ. હવે હું તે પાક પરવરદીગારની જનાબમાં જાઉં છું, અને મ્હને આશા છે કે રોલાન્દની માફીથી હું ત્યાં જન્નતનું સુખ પામીશ."

"મારગારેટ, મેં તુંને માફ કીધી, અને પાક ખુદા આગલ મ્હારી અર્ઝ છે કે તે માહા દયાળુ બાપજી તુને માફ કરે." અર્લ ઓવ બેઝનતાઇનને ખરા અંતકરણથી કહયું.

"સ—સ—સલામ, આ—આ—ખી—ખીરી સ—લામ." અને તેટલું બોલી સ્કોટલેંડના તાજનો તે ખુબસુરત ભોગ મારગારેટ મરણ પામી.—તેની આંખો સદાની બંધ થઇ ગઇ.

તે જોઇને દુઃખના એક કાપી નાંખનારા સર્દ નાલાથી મરહુમના કાકા પ્રીન્સ ડ સાલઝાના હોટો ખુલી ગયા!—મરહુમના ભાઇ લોર્ડ ઓવ લીડેસડેલના દીલને સખ્ત અઝીયત પ્હોંચવાથી તે રડતો રડતો પછડાઇ પડયો, જેને રોલાન્દ અર્લ ઓવ બેઝનતાઇને પકડી લીધો!-અને ઓલબરટીના પોતાના રડતા પીતાજી અર્લ ઓવ કેથનેસના હાથોપર પડીને ખુબ રેડી! અને, વફાદાર મેરીયન અને મોડે રડી રડીને પોતાના સર પટકી નાંખ્યા!

ગઇ! ભોલી મગર પાકદામન મારગારેટ આ દુન્યાથી સદાની ગઇ, અને તેના રડતાં સગાં વ્હાલાંઓએ તેના આત્માની શાંતી માટે રડવાનું છોડી દઇને તેના પલંગ પાસ ગુઠન્યે પડીને બંદગી કીધી.

---

## પ્રકરણ ૬૪ મું.

---

### અંજામ.

મરહુમ મારગારેટની લાશને એવીગનોનથી સ્કોટલેંડ લઇ જવામાં આવી, અને તેને મેલરોઝ એબીમાં મોટી ઇઝઝતથી દફનાવવામાં આવી. મેલરોઝ એબીના વડા ધર્મગુરૂ ફાધર બેનેડીકટસ તે મરહુમના બીજા કાકાએ મરહુમની લાશ આગલ આખીરી બંદગી કીધી.

મારગારેટના માણસને એક વરસ થઈ જવા બાદ અર્લ ઓવ બેઝનતાઇન પોતાને બાસ રોકના કીલ્લામાંથી છોડવનાર સુંદરી મેરીયન સાથે પરણ્યો, અને તેમની શાદી વખ્તે મેરીયનની જાસુસ બાદર હાઝર નહીં રહે તેની ખાસ સંભાલ અર્લ ઓવ-બેઝનતાઇને લીધી. તેઓનાં લગન ઘણુંજ સુખી નીવડયાં.

લેડી ગેલેથ રાણીના મરણ પછી થોડુંકજ જીવી—તે પોતાની બેટી મેરીયનનાં લગન-માંબી દાખલ થઇ શકી નહીં—તેને ધીકકારવામાં આવી-રાજા ડેવીડેબી તેની દાદ લીધી નહીં અને તે દીલશીકસ્તા બની જઇને જલદીથી મરણ પામી. બીજાને દુખી કરી કોઇબી આદમી કદીબી સુખી થતુંજ નથી.

રાજા ડેવીડ! તેબી પોતાની મ્હોરદાર મારગારેટને દુખી કરીને સુખી નહીં થયો. તેની દરબારના ઘણા અમીર ઓમરા મરહુમ મારગારેટ તર્ફની તેની ધીકકારવાજોગ ચાલપર નફરત નાંખીને તેનાથી દુર થયા, અને બીજા અમીરોબી રાજાને એવો ધીકકારવા લાગ્યા કે તે જે મેળાવડામાં જનાર હોય ત્યાં તેઓ પોતાની મ્હોરદાર, બેટી, કે બ્હેનોને નહીં મોકલતા! રાજા ડેવીડે પોતાની મરહુમ મ્હોરદાર મારગારેટપર જુઠ્ઠું તોહમત મુકીને કાંઇબી ફાયદો જોયો નહીં, તેની ઉમીદ નાઉમીદ થઇ ગઇ-લુઇઝા તેના હાથમાંથી ગઇ, ઉપરાંત તેની પોતાની રૈયત તેને ધીકકારવા લાગી! તેથી, પોતાની મરહુમ મ્હોરદારના દીલને તોડનાર તે રાજા પોતે દીલ-શીકસ્તા થઇ ગયો! તે તે મરહુમ મ્હોરદારની પછી ફકટ ત્રણ સાલ જીવી શકયો! અને તે ત્રણ સાલમાં જો કે તે પોતાની રઇયતથી લગભગ અલગ જેવો હતો મગર તે દુખથી અલગ નહીં હતો! ગોયા તેની મરહુમ મ્હોરદાર પોતાની કબ્રમાંથીબી વેર લેતી હોય તેવું તેને લાગ્યું! તે ઘણો દુખી થયો, રાજકારોબારમાં છેલ્લા છેલ્લા તો તે બીલકુલ ધ્યાન આપી શકયો નહીં, અને તે પવીત્ર કુદરતનાં હાથોથી પડેલા ફટકાથી દુખમાં રીબી રીબીને મુઓ!

સીહા દગલાસ અને અલવીરાના લગનબી સુખી થઇ શકયાં નહીં.—તેઓ કે જેઓ એકમેકને ધીકકારતાં હતાં તેઓ કદી એક બીજા સાથે સારી રીત વાપરી શકયાંજ નહીં, અને પહેલા સીહા દગલાસ તે બાદ અલવીરા મઉતને જઇ મલ્યાં.

અર્લ ઓવ કેથનેસ પોતાની બેટી ઓલબરટીના અને જમાઇ લોર્ડ ઓવ લીડેસડેલ અને તેમનાં બેટાં સાથે મઉજમજાહ કરીને લાંબા વખ્ત સુધી જીવ્યો, અને પુખ્ત બુઢાપામાં તે ભલો અર્લ સુખથી મરણ પામ્યો. તેના મરણથી તેની બેટી કાઉન્ટેસ ઓવ કેથનેસ થઇ, મગર તે ભલી બાનુએ તે વખ્તના સ્કોટલેંડના રાજા રોબર્ટ બીજાને અર્ઝ કીધી અને પોતાના ધણીને પોતાનો ઇલકાબ અપાવ્યો. જેથી લોર્ડ ઓવ લીડેસડેલ ખુશીથી અર્લ ઓવ કેથનેસ તરીકે પોતાની કાઉન્ટેસ ઓવ કેથનેસ સાથે અમનુ ચમનમાં ઝીંદગી ગુઝારવા લાગ્યો. તેમના બેટા પછી તેમને લાંબે વખ્તે એક બેટી પયદા થઇ, અને પોતાની મરહુમ બ્હેનની યાદગારી રાખવા ફલેમીંગે પોતાની બેટીનું નામ "મારગારેટ" રાખ્યું.

સર કોનરાદ રેસલ મારગારેટના મરણ પછી કેઠે ગુમ થઇ ગયો! તે ઘણા વરસો પછી જણાયો! અને તે વખ્તે માલમ પડયું કે તે "રેનીશ મોનેસતરી"નામના મઠનો વડો થવા પામ્યો હતો અને, તેમ કરીને,બદમાશ મોમપેસન અને લુઇઝાના જાન લેવા માટે તેણે પોતાની તમામ ઝીંદગી એક નેક પાદરી તરીકે પાક પરવરદીગારની બંદગી કરીને ગુઝારવા માંડી.

અને, હવે, પ્રીન્સ ડ સાલઝા,—ત્યુતોનીક નાઇટસનો તે સીપાહ સાલાર અને જગેજગ મેલવેલી જમાઓનો તે રાજા-પ્રીનસ ડ સાલઝા-લાંબા વરસો પછી નેકીનું એક નામ મુકી ગયો!

## ખતમ.

**પાક ખુદા આપણા નામદાર શાહનશાહ જયોર્જને સલામત રાખે.**

# સુંદર બગીચા.

રાજા મહારાજાઓને ત્યાંના બગીચા બનાવવા હોય, કે તવંગર અને મધ્યમ સ્થીતીના આસામીઓનાં બંગલા અને મકાનોની આસપાસની જગાપર સુંદર ઝાડો રોપવા હોય. કે ગરીબના ઘરની અગાસી અને ટેબલપર શોભાયમાન ઝાડોથી સણગાર કરવો હોય, તો મુંબઇની ક્રાફર્ડ મારકીટની અંદર આવેલા "ઇરાનીઝ ગારડન"ના બગીચાના માલેક મી૦ સોહરાબ શહેરિયાર ઇરાનીને જણાવવાને યા મલજો, તહમને તરેહવાર કીસમના ઝાડ વેચાતા આપવામાં આવશે ઉપરાંત તેની સ્હમજ આપવામાં આવશે.

ચીકું, આંબા, લીચી, પીચ, શેબફ્લ, નાસપતી, પપેનાસ, મોસંબી, સંતલા, અંજીર, દ્રાક્ષ, પેર, ખાતા અને મીઠાં લીબું, ઓરેન્જ, સેંતુર, સીતાફ્લ, રામફ્લ, દાડમ, વીગેરે તરેહવાર જાતના ફ્રુટની કલમો અને ચવડા મલશે—તે ઉપરાંત નાળીયરી અને જાત જાતની કેળ ખરીદી શકાશે.

જાતજાતના ગુલાબો, આ પીવાની રીકાબી જેટલા મોટા થતા વગર કાંટાનાં પૉલ-નૅરન, મારશલનીલ, બ્લેક પ્રીન્સ, સફેદ, પોંક, બસરઇ વગેરે ગુલાબોના ચવડા અને ડોળા—બટ અને સીંગલ મોધરા, ચંપેલી. સેવતી, જાઇ, ગુલછડી, ગુલમોર, પીલા અને લીલા ચંપા, પીલા અને સફેદ મેઘનોલીઆ, વીગેરે વીગેરે તરેહવાર કીસમના ફુલના ઝાડો મલશે.

શોભાના ઇંગલીશ ઝાડ જેવાં કે પામ્સ, ક્રોતન્સ, ફેસીના, કોલી[illegible], ડીપીનબેશીયા, લીલીઝ, લૉઅરલઝ, અશોક, વીગેરે મલશે, પામ્સ અને ક્રોતન્સની ઘણી જાત છે જે જોવાથી ખાત્રી થશે. મોટા મોટા શોભાના ઝાડો વેચવા ઉપરાંત લગનસરા, ખાણીપીણીના ખુશીના મેળાવડા અને પાર્ટીઓમાં ભાડેથી ઝાડ આપવામાં આવે છે.

ઝાડપાંનને માફક આવતી લાલ મટોડી, ખાતર, કુંડાં, બાગબગીચા .શોભાવદારી શીપ, કોડી, અને કોડાઓ વીગેરે જ્યારે જોઇએ ત્યારે મલી શકશે.-હાડકાંનું ખાતર ખાસ ઓરડરથી મંગાવી આપવામાં આવશે. અને "સીઝન-ફ્લાવર-સીડઝ" મોસમ મોસમના ખાત્રીના વેચવામાં આવે છે.

આ પાસેને ઠેકાણે બહારગામવાલાઓએ પત્ર વહેવાર ચલાવવો.

મી૦ સોહરાબ શહેરિયાર ઇરાની,
માલેક—"ઇરાનીઝ ગારડન,"
ક્રાફર્ડ મારકીટની અંદર, મુંબઇ.



# "મુંબઇ—મજાહ."

"મુંબઇ મજાહ" એ રમુજી અને બોધદાયક લખાણો સાથે દર રવીવારે સ્હવારે બાહાર પડતું એક અઠવાડીક પત્ર છે જેમાં તરેહવાર રસીલાં વાંચવા લાયક અને નસીઅત લેવાજોગ લખાણો છપાવા ઉપરાંત જાણીતા માણસોની જીંદગીના વૃતાંતો, રસીલી ઇબારતની કવીતાઓ, ઘરની ફેમીલીને હોંસે હોંસે વાંચવા ગમે અને કંટાલો નહીં ઉપજે તથા તેમાંથી શીખામણનાં બે બોલ મલે તેવી રસીલી સુંદર ચાલુ અને ટુંકી વાર્તાઓ, દેશ પરદેશની ટુંકી ટુંકી ખબરો, ખરી રમુજ આપનારા ટુચકા—ટાહુકા, એડીટોરીયલ, જ્ઞાન મેળવી શકાય તેવા વીષયો, જાહેર બાબદોપરના રમુજ સાથના ટીકકા, ચર્ચાપત્રો, વીગેરે વીગેરે પ્રગટ થાય છે. અને એ અઠવાડીક ખાસ બીજા અઠવાડીકોથી નીરાલી ઢબપર કાઢવામાં આવે છે તેથી અને એનું લવાજમ ઓછું હોવા ઉપરાંત દરેકે દરેક ઘરાકને વાર્તાનું એક રસીલું પુસ્તક ભેટ આપવામાં આવતું હોવાથી એના મોટી સંખ્યામાં ઘરાકો થયાં છે અને થતાં રહે છે.

## ☞ આ પત્રનું ચોથું નવું વરસ જાનેવારી ૧૯૨૦ થી શરૂ થાય છે

જેથી નવા ઘરાક થવા ઇચ્છનારાં બાનુ અને ગ્રહસ્થોએ નીચલે સરનામે એક પોસ્ટકાર્ડ લખી "મુંબઇ મજાહ"ના ૧૯૨૦ ના ઘરાકો તરીકે પોતાના નામો નોંધાવવાં. આખું નામ અને પુરૂં સરનામું મ્હેરબાની કરીને લખવું. કાર્ડ મલ્યા પછી ભેટનું પુસ્તક રૂ. સવાચાર માટે વી૦ પી૦ સીસતમથી મોકલી લવાજમ વસુલ કરીને દર રવીવારે "મુંબઇ મજાહ" પોસ્ટ મારફતે ૧૯૨૦ ના આખા સાલ દરમ્યાન મોકલવામાં આવશે. ભેટનું પુસ્તક ચોકકસ સંખ્યામાં કાઢવામાં આવે છે અને તે તા૦ ૧૫ મી ડીસેમબર ૧૯૧૯ ના દીવસથી વી૦ પી૦ કરવાના શરૂ કરવામાં આવનાર છે માટે નવાં ઘરાક થનારાંઓએ મ્હેરબાની કરીને જેમ બને તેમ જલદીથી નામ નોંધાવવા.

**☞ પોસ્ટેજ સાથે વારસીક લવાજમ માત્ર ☜**

**રૂ. ૪।.**

આ પાસેને સરનામે એક પોસ્ટકાર્ડ આજેજ લખી નામ નોંધાવી વી૦ પી૦ મંગાવો:

મેનેજર, "મુંબઇ મજાહ,"
મુંબઇ મજાહ ઑફીસ, ક્રાફર્ડ માર્કેટ પોસ્ટ,
મુંબઈ.

(☞ તા૦ ક૦—૧૯૨૦ થી આ પત્રનું કદ વધારવામાં આવનાર છે.)

# મી૦ "મશરેક" અને તેવણુની "તકલીદી તાજ" ની વાર્તા માટે બે બોલ.

વીચારો દરશાવનાર—મી૦ સો. કા. શરાફ.

મારા મેહેરબાન બુઝરગ મીત્ર મી૦ જેહાંગીર બી. મરઝબાનના આગલાં બુઝરગ જેવાં દશ પેજના "ગપ-સપ" માં મેં એક વાર વાંચ્યુ હતું કે "બાબલું થજે, પણુ એક જાહેર લેખક થતો ના!" તે વખતના મારા નાદાનપણાના અવીચારી વીચારોથી હું તે વાંચીને હસ્યો હતો! પણુ નહીં, વગર શરમાવે હું આજે કાન પકડીને કબુલ કરૂંછું કે એ બુઝરગ ગ્રહસ્થના ઉપલા બોલવામાં પુરેપુરૂં વજુદ હતું અને છે! કારણુ, વગર લેત્રે દેવે ફોકટમાં ચામડાં તુપાવાનો એ એક સરીયામ રસ્તો છે!

કામ કાજ અને બીજી અનેક જંજલોને લીધે સેવકે પોતાની કલમને ખુણે નાંખી રાખી હતી! પણ મી૦ 'મશરેક' જેઓ મારા એક સાચ્ચા મીત્ર થાયે છે તેઓ આવીને ગળે પડયા કે "ભાઇ કાંઇ લખો! મારા **"મુંબઈ મજાહ"** પત્ર સારૂંબી કાંઈ લખો!" હશે! પેલા વ્હોરાજીઓ કહે તેમ "આપણે જાણ્યું, હશે!" કરી કાંઇક લુખું સુકકું પીરસવા માંડયું પણ ભાઇ તો ખાસ્સા ગલે પડી બેઠા કે "હવે મારી નવી નીકલતી ચોપડી નામે "તકલીદી તાજ"નો દીબાચોબી લખી આપો!" ખાસ્સું! શું ધાંરયું? પેલા ગામડેના પરોણા જેવીજ આબાદ વાત થઇ કેની કે "ભાઇ, જમીને તો આવ્યા હશો, પણુ પાણી બાનીબી પીસો કે નહીં? સુવાની તો જગ્યા નથી, રેહેશો કે જશો?" તેમ સારૂં ગામ જાણે કે મી૦ મશરેક મારા મીત્ર થાયે અને હુંજ તેમની ચોપડીનો દીબાચો લખું તો લોકો શું બોલે? એમજ કેની કે "ભાઇના મોસાલાં, ને બેનના ગીત!" વલી જો હું ના પાડું કે મારેથી નહીં બને, તો મારા મીત્રનો થોબરો જરૂર વીના કારણે ચઢે! અને દોસ્ત આશનાવોમાં બોલે કે "મી૦ શરાફનું જરા કામ પડયું તો એવણુ છાપરે ચઢી ગયા!" તે જુદું! એટલે અવરો અને સવરો બેઉ તરફનો તમાચો!—એજ કારણુથી મારા મેહેરબાન બુઝરગ મીત્ર મી૦ જાંહગીર મરઝબાનના કંઇક વરસોના બોલો મને એકાએક યાદ આવી ગયા! અને આજે હું બાપોકાર કબુલ કરૂં છું કે બેશક તે સાચ્ચાજ છે!

પણુ ચાલો! સહમજીયા!! ખાંડણ્યામાં માથું નાંખી ઢપકારાથી બીહીવામાં સાર નથી! એટલે આપણે તુરતજ એ ભાઇને દાઢમાં વગાલ્યા વીના કહી દીધું, અને એમની જબાનથી કબુલ કરાવી લીધું કે "મને જે વાજબી લાગે, અને ખરું દેખાયે તે હું લખું! તેમાં તમો જરાબી છેકછાક કે વધઘટ કરી તેને "પાલીશ" નહીં કરો તો લખું!" ભાઇ મૌસુફે તુરતજ હસીને હા પાડી! અને આપણે "વારૂ"કરી શેહેતાન ડાબો કીધો!

હવે જો હું જઅઅઅરાક સાચ્ચું કહી દઉં તો ભાઇ મશરેક પૈસા કરતાં નામના બહુજ લોભ્યા છે! અને અલબતાં દરેક ઇનસાન પોતાની પાછલ એક યા બીજા આકારમાં પોતાનું

નામ યાદગાર મુકી નહીં જાયે તો પછી તે ઇન્સાનની આએ દુન્યાની મુસાફરીજ શા ખપની? બાકી, એ બાઇ ખરેજ ભોળા, ભલા, થંડા અને સાફ દીલના કપટ અને તકોબરી વીનાના હસતા અને ખુશ મીજાજી મીત્ર છે! ખુદાએ જે સ્થિતિ એવોને બક્ષી છે તે ઉપર રાજી રહીને પોતાનો વક્ત બસર કરે છે!

મીઠ મશરેક એક અચ્છા અને ઉમંગી લેખક છે, પણ બીજાઓ જેમ એવા જાણીતા લેખકોને આંગલીના ટેરવા ઉપર ગણાતા લેખકોની ઉપમાં આપવા માંગે છે, તેઓની સાથે હું મળતો હતો નથી. ના, એટલુંજ નહીં, પણ આવા બોલો બોલનારના વીચારો સાથેબી હું મળતો હતો નથી! આજથી ત્રીસ વરસની વાત ઉપર કોઇ ચાલાક ભેજામાંથી ઉપજેલો "આંગલીના ટેરવા ઉપર ગણાતા મણાતા લેખકો"નો શબ્દ બાહાર પડયો હતો, અને તે વખતે અલબતા તે વાજબી મણાતો જણાતો હતો! મગર આજે તો વગર શકે પારસીઓમાં ઘણાક લેખકો એક એકથી સરસ પડેલા છે! અને તેથી હું કહું છું કે બેશક, તેઓ આંગલીના ટેરવાની સીમા હવે કુદાવીજ ગયેલા છે! વખતના વેહેવા સાથ જેમ મરહુમ મીઠ કેખશરુ કાબ્રાજી, મીઠ જેહાંગીર મરઝબાન અને મારા મરહુમ કવી મીત્રો "આરામ" ઉરફે મીઠ નશરવાનજી મેરવાંનજી ખાનસાહેબ અને ફીરોજશાહ રુસ્તમજી બાટલીવાલા જેમ વીસરાઇ ગયા છે, તેજ મીસાલે હવે આંગલીના કાપાની ઉપમાંબી ગુમ થઇ ગઇ છે!

મીઠ મશરેક એક ઉમંગી અને ઉલટમંદ અચ્છા લેખક છે એ હું ના પાડીશ નહીં; એવણની તે ઉલટની સાબેતી એવણે પુરી પાડી આપી છે, અને ચાર વરસના ટુંક અરસામાં એવણે એક, બે, ત્રણ નહીં, પણ અગીયાર વાર્તાઓ લખી છે; અને લખાણબાજીના રંગભુમીના ચોપડામાં ઉધાર પાસેથી પોતાનું નામ કાઢી નૂખાવી, જમે પાંસે લખાવ્યું છે. તે ઉપરાંત એવણે પ્રથમ પારસી પાયોનીયર "જામે જમશેદ"માં ત્યાર બાદ "પ્રજા મીત્ર"માં ટુંકી અને ચાલુ વાર્તાઓ અનેક વખતે લખેલી મારા જોવા જાણવામાં આવી છે! એ ઉપ્રાંત એ બાઇએ ચારેક નાટકોબી લખેલા મારી જાણમાં આવ્યા છે. વલી, એવણે પ્રગટ કરેલી વાર્તાઓની આવૃતીઓ પ્રથમમાં ખપી જવાથી બીજી આવૃતીઓબી છપાતી હતી, અને તેબી હું જ્યાં સુધી જાણું છું ત્યાં સુધી તમામ ખપી ગઇ છે.

બેશક, એઓ બાઇની વાર્તાઓ રસીલી અને મોહક છે, પણ જો હું તડ ને ફડ કરી દઇશ તો કદાચ એ બાઇને મારે માટે ગુસ્સો ઉપજશે! પણ તે ગુસ્સાને માટે તો સેવકે પ્રથમથીજ એવણ પાસે બેઆનું લઇ લીધેલું વાંચનાર જાણેછે, એટલે નીડર હું કહી દઉં છું કે તે ગુસ્સાની મને પરવા નથી! એવણ પોતાની વાર્તાઓમાં જ્યાંબી ખુદાનું નામ આવે છે ત્યારે દરેક બોલે બોલ 'પાક ખુદા' 'પાક ખુદા' કરે છે! અલબતાં ખુદા તરફની એવણની ભકતી હું વખાણું છું, તેમજ હું પોતેબી એક જુના અને અસલી વીચારનો ધર્મ ઉપર આસ્થા ધરાવનારો જરથોસ્તી છું છતાં તેવા વારંવાર એકજ પાણામાં પંદર વખત લખાતા 'પાક ખુદા'ના શબ્દો પસંદ કરતો નથી! વાર્તા, એ વાર્તા છે! તે તેના જુસ્સા સાથેજ લખાવી જોઇયે છે, અને એકાદ પત્રમાં ખુદાને તુચ્છકારનારો માનવીબી "પાક ખુદા" કરી બોલે એ કેવું લાગે? વાર્તાઓની ચોપડીમાં 'પાક ખુદા, પાક ખુદા' કરી પોકારવાથી પરવરદેગાર રીઝતો નથી, પણ એના મકાનમાં જઇ ખરાં ભકતીભાવથી તેની પરસતેશ કરવાથીજ તે એ મીસાલ બેનીયાજ સાહેબ પ્રશન થાયે છે.

એવો બાઇની મોટામાં મોટી બીજી ખોડ એ છે કે પોતાની વાર્તાઓની ચોપડીમાં જ બાંધીને ઉરદુ, પરશીયન અને હીંદી ભાષાના શબ્દો વાપરે છે! જે ખરેખર પસંદ કરવા જેમ છેજ નહીં! પણ તે છતાંબી હું ભુલી જતો નથી કે આ વાર્તાઓ આપણા પચાસ વરસ અગાઉના "જેંગલી ઇરીન"માં ખપતી એક ભાઇબંધ કોમનો નબીરોજ લખે છે! એક ઇરાની બચ્ચો પોતાની સ્વભાશા છોડીને જ્યારે ગુજરાતી પારકી ભાશામાં આવા વાર્તાઓના રસીલાં પુસ્તકો દમ-બ-દમ પ્રગટ કરે એ ખરેજ ખુશી થવા જોગ અને એવોને ધન્યવાદ આપવા લાયક છે. પણ જ્યારે એવોના મીત્ર મંડળ વચ્ચેથીજ મારા જાણવામાં આવ્યું કે એવણના વાંચનારાઓમાંનો મોટો ભાગ વ્હોરા, ખોજા, અને મોહોમેદન બીરાદરો છે' અને તેઓને રાજી રાખવા ખાતરજ એવણ મોટે ભાગે ઉરદુ અને પરશીયન શબ્દો આંખ વીંચીને ઠસાવે છે! જો આ ખરૂંજ હોયતો હું મારા અંગત અનુભવને આધારે ઉપલી રીતને પસંદ કરતોજ નથી! એક ગમે એવા લેખકની કીરતી તેના "જંડખાંતોડ" બોલોમાં કે જોડાઅક્ષરો યા બીજી ભાશાના ચાલુ શબ્દો વાપરયા કરવામાં સમાયેલીજ નથી! અને તેથી તેની હુશીયારી કે ભડોળબી માલમ પડતુંજ નથી! શું એવો કહેછે તેમ સઘલી મોહોમેદન કોમજ એવણના પ્રગટ કરેલાં પુસ્તકો વાંચે છે, અને પારસી જેવી વાર્તાની શોકીન કોમ વાંચતીજ નહીં હશે? હું માનતો નથી! અલબતાં ઘણાં પારસી નર-નારીઓબી એવણની વાર્તા વાંચતાં હશેજ તો પછી "ફ્લેમીંગે કઉલ આપ્યો" એની મતલબ રાંધણીમાં ભરાઇને મસાલો છુંડનારી બીચારી પારસી નારી જાતી શું સમજે? "રીહા" કીધો! "સફર" "ઓમરાઓની અદાલત" "તે રાઝ હવે ફાશ કરી દેવો" "લીફાફા" વગેરે વગેરે અનેક ડગલે ને પગલે આવતા ફારસી અને ઉરદુ શબ્દો એક સાદીમાદી પારસી અબલા તો બાજુએ રહી મગર સાધારણ કેલવણી લીધેલો એક પુરૂષબી સમજે એ માટેબી મને મોટો શક છે! અને તેથીજ આવા અઘરા શબ્દો હું મારા તમામ સાચ્ચા જીગરથી નાપસંદ કરૂં છું! અને મારા એ ભોલા બાઇને ભલામણ કરૂં છું કે ભવીશ્યમાં આવા શબ્દો લખવાથી પહરેજ રેહેવું, યા તો રફતે રફતે પોતાની એ આદત તજી દેવી!

'તકલીદી તાજ' રેનોલ્ડઝની વાર્તા નામે "મારગ્રેટ" ઉપરથી એવણે ઉપજાવી કાઢી છે. "એ અઠંગ વાર્તાનવેશ ઇંગ્રેજી વાંચનારી આલમને તદન રોશન છે, અને એની કારકીરદી તમામ વગોવાયેલી જગ આશકાર છે; પણ એના સઘલાંજ પુસ્તકો વખોડી કાઢવા લાયેક નથીજ! ઘણાક પુસ્તકો નેકી, નીતી, નીમકહલાલી અને જાનફેસાનીનો સાચ્ચો રસ્તો દેખાડનારાંબી છે; અને તેનો પુરાવો 'મારગ્રેટ' અચ્છી રીતે પુરો પાડી આપે છે. વલી 'તકલીદી તાજ" 'મારગ્રેટ'નો બોલેબોલ તરજુમો નથી. જો તેનો તરજુમોજ કરી જવામાં આવ્યો હોત તો એનું કદ હાલના કરતાં ઘણું મોટું વધી જતે, પણ મી૦ મશરેકે સઘલી તરફથી નકામાં છલતાં અને ભુસું ઝાટકી કાઢી તેમાંથી નકકર માવોજ તેરવી, અને તે માવામાંબી શાકર એલચી અને ખુદ શીરાઝનો મઘમઘતો ગુલાબ છાંટી વાંચનારી આલમ સનમુખ રજુ કર્યો છે. હું મારા અંગત અનુભવને આધારે વાંચનારને પુરેપુરી ખાતરી આપું છું કે એ વાર્તા તમામ રસીલી છે, અને એકવાર હાથમાં લઇ શરૂ કરવા પછી, તમો તેને ખુશીથી તો પડતી મુકશોજ નહીં. એની અંદર એક એક પછી બનતા બનાવો વાંચનારની જીજ્ઞાસા ખેંચીજ રાખે છે. એ વાર્તાનું વલું અવવલથી તે આખર સુધી જેમ બે નાના સપોલીઆંઓ એક બીજાં સાથ વીટલાઇને ગેલ કરે તેવીજ રીતે વાર્તાના બનાવોબી એક પલે વાંચનારને ઇંતેજાર બનાવી, બીજીજ પળે તેના મનની મુઝવન કાઢી નાંખે છે. આખી વાર્તા ઘણીજ બોધદાયક છે.

વળી હું જોઇને ઘણો ખુશી છું કે વાર્તાઓના સંબંધમાં મી૦ મશરેકે એક નવીજ પેહેલ આમેજ કીધી છે. જેમ એક નાટકની ચોપડીમાં તેના પાત્રો આપવામાં આવે છે તેજ મીસાલે મી૦ મશરેકેબી પોતાની 'તકલીદી તાજ'ની ચોપડીમાં તેના પાત્રો વાર્તાની શરૂઆતમાંજ આપ્યા છે. ખરેજ એ એક સારી પેહેલ છે, અને એની નકલ થયેલી હું જોવા રાજી છું. કારણ, કોઇ વખતે એક વાંચનારને ગુંચવણ ઉપજતાંજ જો તુરતજ તે પાત્રોનું પાણું કાઢી જોએ કે ફલાણો ઘણી કોણ છે તો તેને તુરતજ માલમ પડી આવે, અને તેના મનનું સમાધાન થઇ જાએ. એટલુંજ નહીં પણ ટુંકમાં વાર્તાનો સાર એક વાંચનારને માલમ પડી આવે.

હવે પછી હું મી૦ મશરેકની આ વાર્તાના ભીતરમાં ઉતરી જઇ એમાંનો થોડોક રસીલો અને ચાનક લેવા જોગ ભાગ ટુંકમાં વાંચનારની સાંમે રજુ કરવા તકલીફ લઇશ. બીજાં ત્રીજાને હું બાજુએ મુકી પ્રથમ આ 'તકલીદી તાજ'ની નાયેક માર્ગ્રેટની ઓચીમાંથી પકડી બાહાર કાઢીશ તો તે ખોટું કેહેવાશે નહીં! એજ, એજ, નાદાન છોકરીના એક વગર વીચારના ઉછાછળાં અને લોભી પગલાંથીજ આ વાર્તાની હસ્તી પેદા થાયે છે! અગર જો એ છોકરી લોભી બની એક તાજ મેળવવાની દરકાર કરતે નહીં તો આ વાર્તા વાંચનારી આલમ સનમુખ કદીબી જનમ લેવા પામતેજ નહીં! વચન શું અને કેવી કીમતી ચીજ છે, અને તે કયારે અને કેવે વખતે અપાતું-લેવાતું જોઇયે કે જ્યારે જાન જવાનો યા તો કદીબી તુટે નહીં એવી કબુલાતનો સંજોગ બરપા થતો હોય! પણ આ ક્ષણભુંગર દુન્યામાં તો ગોયા વચનની કીમતજ નથી! ફકત મતલબને ખાતર હાથ અફાલી તાલી મારી પોતાની મતલબ કાઢી લીધી કે આપેલું વચન અને કોલ ખલાસ થઇ ગયો!! પણ પછી તેનો અંજામ, તેની તોબા અને તેનું પાપ કેમ અને કેવી રીતે સહન કરવું પડે છે તે આબાદ માર્ગ્રેટ દેખાડી આપે છે! એ ભોલી ભલી અને નીતીમાન છોકરી એકવાર એક અમીરને પોતાનો પ્યાર અરપણ કરીને, તેની મોહોરદાર થવાને કબુલ કરીને, એકબીજાને પોતપોતાની વીટીઓ આપી વચન અને કોલથી બંધાઇને થોડોક વખત તેને વફાદાર રેહેવા પછી તે અમીરના દરજ્જા કરતાં વધારે મોટો દરજ્જો મલવાનો તકલીદી સંજોગ ઉભો થવા પામતાં તે કમનસીબ છોકરી કાંઇબી વીચાર કે અંદેશો કરવા વગર પોતાના તે ભલા, સાચ્ચા અને અમીર આશકને ઠોકરે મારી, તેને બેવફા બની રાણીની પદવીએ પુગવાની લાલચે, લોભે, અને હોશે છુપાં લગન કરી દીયે છે, અને પછી તે એકવારના ઉતાવલીયા પગલાંથી આખી જીંદગી સુધી કેવી પસતાઇ કસટાઇ હેરાન સરગરદાન અને પરેશાન થાયે છે! કેવી કેવી નામોશી અને સીહા કલંક તેણીને સર ચોંટે છે! પોતાના અજીજોની સામે તેણી કેવી ઝંખવાણી અને ગમગીન બની જાયે છે! તે બદમાશ રાજા એકવાર તેણીને ચાહી પાછલથી થયેલાં લગન નામુકર જઇ તેણીને કેવી રૂસવા બનાવવા માગે છે, અને પોતાની જીવતોડ કોશેસ કરી તેણીને બેવફા થવા માટે કેવી કેવી લડતો ચલાવી દરીયાવમાં પડી ફીણુનેબી વલગવાને ચુકતો નથી! તેણીની ઉપર જફાઓ પાડવાનેબી ડરતો નથી! અને એટલું છતાં જ્યારે સંજોગો તે બદમાસને હરાવે છે ત્યારેબી તે બાપડીને તરછોડી એકલી અતુલી નાંખી રાખી અનીતીમાં પોતે મચ્યો રહે છે! એ અરસામાં બીચારી માર્ગ્રેટને કેવી કેવી વીપતીઓ સહન કરવી પડે છે! તેણીની ઉપર કેવી છુપી જાસુસી ચાલી રહી તેણીને ફસાવવાની યુકતીઓ રચાઇ રહે છે તે ખરેજ આ વાર્તાના વાંચકને

એ ઘડી લીન ભીન કરી મુકયા વીના રેહેશેજ નહીં! આખરે તે બાપડી ઉપર છેવટે અનીતીનો આરોપ વટીક મુકવામાં આવે છે! તેણીના સાક્ષીઓને અટકાવી રાખી તુરતાતુરત રાજા પોતાની તરફેનમાં છુટાછેડાનો ચુકાદો વટીક મેળવી લીયે છે તે ખરેજ વાંચવા અને વીચાર કરવા જોગ છે. બીચારી મારગ્રેટ નીતીવાન છતાં જ્યારે પાપીઓના પ્રપંચથી અનીતીવાન ઠરે છે, ત્યારે તેણીના દુઃખનો પાર રેહેતો નથી! અને તે એકજ ઉતાવલું પગલું અમીરને ઠોકરે મારી રાણીમાં ખપવાની અને સર ઉપર તાજ મુંકવાની હોશ માટેની બેવફાઇથી અને મુરખાઇથીજ આં સઘલું સેહેવે છે! આહ! લોભનો થોભ નથી! તેમ લોભને વશ થવાથીજ મારગ્રેટ બીચારી પોતાની તમામ જીંદગી દુખમાં દુબાવી દીયે છે! પણ જ્યારે તેણી પોતાની અનીતીવાન વરતણુંકબી જુઠ્ઠી સાબેત કરી આપે છે અને દુન્યાની નજરમાં એકવાર પાછી તમામ નીતીવાન તરીકે જાહેરબી થાયે છે તે છતાંબી તેણી સુખી અને સંતોશી ... પામતી નથી! તે બાપડી પોતાની નીરદોશતા જાહેર થવાની ખબર સાંભલતાંજ ખુશાલીની મારી એક ચીસ પાડી તુરતજ મુરદું થઇ પડે છે! તે સાથી? મારા આધીન મત મુજબ પોતાના ભોલા અને ભલા અમીર આશકને ઠગવા માટે, તેને આપેલું વચન તોડી તેને દુઃખી અને નીરાશ કરવા માટે! પોતાના ખુદાને અને એકવાર ચાહેલા સાચ્ચા આશકને ઠગવા માટેજ તેણી આ સઘલું સહન કરે છે!! અને એ રીતે એકવાર આપેલું વચન તોડવાથી શું પરીણામ નીપજવા પામે છે, અને આપેલું વચન તોડનાર માનવી કેવું પરેશાન થઇ ખુદાઇ લાકડીનો કેવો મુંગો માર સહન કરે છે, તેનું કાળજું તેને ભીતરમાંથી કેવું કોતરી ખાયે છે! અંતની ઘડી સુંધી પોતાની તે બેવફાઇ માટે કેવી હાયે! હાયે! કરે છે તે આબાદ મારગ્રેટ બનાવી આપે છે!

વલી ચોરને પોટલે ધુળની ધુળ! તેમ રાજા ડેવીદ, એક અનીતીવાન અમીરજાદીને પોતાની પ્રીયા બનાવવા બીચારી મારગ્રેટને દુઃખી કરી, તેનો ભવ બાલી, તેને રૂસવા કરી શું નતીજો મેળવે છે? 'કર ને જો' મીસાલ તે પોતાની રઇયતથી હીનાયે છે! માહ દુઃખી થાયે છે! અને લુઇઝા સાથ લગન કરવાનો તેનો હવાઇ ખ્યાલ હવામાંજ લટકતો રહી જાયે છે!!

પાપી લુઇઝા! પોતાના ખાવીંદને બેવફા બની રાજા ડેવીદની સંગતમાં રહી, અનીતીને મારગે ચાલી, સતનો કાંઠો પેહેરી બીચારી મારગ્રેટને દુઃખ દેવામાં અને તેનો કાંટો કાઢવાના પ્રપંચ રચવામાં કશુબી બાકી રાખતીજ નથી! ના, એટલુજ નહીં! પણ મારગ્રેટને અનીતીવાન થડાવી તેનેથી રાજા દેવીડના છુટાછેડાં કરાવી તેની સાથ પોતાંના લગન કરી મારગ્રેટનું રાણી દાખલનું તાજ પોતાના સરપર મુકવા ખાતર તેણી પોતાના ભલા અને ભોલાં અમીર ખાવીંદનું પોતાના નોકર મોમપેસન પાસે ખુન કરાવે છે! અને તે ખુની મોમપેસંનને ત્યાર બાદ મારગ્રેટનો જાસુસ બનાવી તેની મારફતે પોતાની નીચ યુકતીઓ, સફળ કરવા જાયે છે! પણ છેવટ? ખુનનો બદલો ખુન! પોતાના ખાવીંદનું ખુન કરાવી, બીચારી નીરદોસ મારગ્રેટનો જીવ લઇ જે ઘડી મારગ્રટ મરી જાય છે તેજ પળે તેણીબી પોતાના ભાઇ સર કોનરાદના ગુસ્સા અને ધીકારને આધીન થઇ ઝેર પી મરી જાય છે! અને રાણી બનવાનું તકલીદી તાજ તો હવામાં લટકતુંજ રહી જાય છે!!

નીમકહરામ અને ખુની મોમપેસન નીરદોશના જાનના ભોગ લઇ પોતાના કરતુકની સજા તરીકે લુઇઝાના ભાઇ સર કોનરાદને હાથેજ મારયો જઇ ખુદાની દરગાહમાં સીહા સુરત લઇને આવી ઉભો રહે છે!

આ ઉપરાંત નીમકહલાલી અને જાન ફેસાંનીનો એક અચ્છો સીકો સર ફ્લેમીંગ રજુ કરી બતાવી આપે છે કે દુન્યામાં સઘલાજ નીમકહરામ માનવીઓ વસ્તા નથી ! પણ તેઓમાં ઘણાંક નેકબી આમેજ છે ! સર ફ્લેમીંગના વંશજો બલેક પારલામેંટના હુકમથી દેશ પાર થયેલા હતા, અને તેઓના વંશજોને જો કોઇ પાલે કે રાખે તો તેઓનેબી દેશ પારનો હુકમ હતો ! તે છતાં ભલા ઉમરાવ અર્લ કેથનેસે તેને અને તેની બેહેન આરગ્રેટને પાલ્યાં હતાં ! સંજોગ બનતાં અર્લ કેથનેસ મુસીબતમાં આવી પડયો, અને તેને માટે સર ફ્લેમીંગ રાજા દેવીડ પાસે તેના છુટકારા માટે ગયો ! પણ ત્યાં વલી બીજો સંજોગ ઉભો થતાં રાજા દેવીદ પરસન રહી તેને પોતાની પાસેથી કાંઇ મહેરબાની તરીકે માંગી લેવા કહે છે ! સર ફ્લેમીંગ પોતાનો છુટકારો નહીં માંગતા. ભલા અર્લ ઓવ કેથનેસને છોડવવાની કબુલાત માંગે છે ! અને આવી રીતે પોતાના તમામ નીમકહલાલી અને પોતાને તથા પોતાની બેહેનને પાલ્યાનું પરોજણ વાલી આપે છે ! આ ઉપરાંત આ વાર્તામાં પીજન વગરના અનેક બનાવો સમાએલા છે જે વાંચનારને હું ખાતરી આપું છું કે તેમને મોહક પમાડયા વીનાં રેહેશેજ નહીં !

છેવટે બે બોલ વધુ બોલી મારા બે બોલ હું ખતમ કરૂં છું ! મી૦ મશરેક નાટકી હુન્નરના એક અચ્છા શોખીન છે, અને પોતાના તે શોખને અનુસરી આ રસીલું પુસ્તક, થોડાક પૈસાને ખાતર શ્રીમંતને અરપણ કરવાને બદલે તેવણે પોતાના એક ખરેખરા સાચ્ચા અને હુન્નરમંદ દોસ્ત મી૦ સોરાબજી ફ્રામજી ઓગરાને તેઓની એક સુંદર આબેહુબ છબી સાથે ખાલેસ પ્યાર અને જીગરના ઉભરા સાથ અરપણ કરયું છે જે ખરેજ એમને સ્તુતીપાત્ર છે ! મી૦ સોરાબજી ઓગરાએ નાટક ભુમી ઉપર કાંઇબી ધોંધાત કે માન ચાન મેળવવાના અભખરા વીના તમામ પોતાની જીંદગી ઘસી નાંખી છે ! એ બીરાદરના સર પર જઇફી સ્વાર થઇ ચુકી છે ! અને હાલનો વખત હવે એવણ માટે ખરી રીતે જોતાં તો આરામએશ મેળવવાનો છે ! પણ તેવા અઇયામમાં એઓ વધારે અને વધારે નવજુવાન બનતા જઇ પોતાના જોનારાઓને ઘડીભર છક કરી નાંખે છે !—આ તબકકે હું ધારૂં છું કે મી૦ ઓગરાને કીધેલી મારી એક સુચણા રદ જશે નહીં. જો મી૦ ઓગરા મી૦ મશરેકની આ વાર્તાને ઉરદુ ઝબાનમાં ફેરવી નખાવી તેનો એક નાટક રચાવે તો હું જ્યાં સુધી માનું છું ત્યાં સુધી તે અતીશય ખેંચાણ કરતા અને લોકપ્રીય થઇ પડયા વીના રહે નહીં.

મારા બીજા બે બોલ ! જે હું ધારૂં છું કે મારા મીત્ર મી૦ મશરેકને તો તે ગમશેજ નહીં ! પણ અત્રે મી૦ મશરેકે યાદ રાખવાનું છે કે હું મારા વીચારો અત્રે દરશાવું છું, અને તેની સાથ એમને કસોજ તાલુકો નથી ! મી૦ મશરેકે આએ ચોપડીની કીમત રૂપીયા ત્રણ રાખી છે તે અલબતા આવા દુકાલ અને મોંઘવારીના કરા કરીના વખતમાં ખરેજ ભારે છે ! એ ભાઇએ જરાક પોતાના ગજવા ઉપરબી કાપ મુકી ૨૦ રા‌‌॥ રાખી હતે તો તે વાજબી કેહવાતે અને વાંચનારાઓનેબી તે સવલ કરતા થઇ પડતે ! હજુ અસુર થયું નથી ! જો મી૦ મશરેક પાછો સરવાલો કરી જોવાની જરાક તકલીફ લીયે તો ! પછી તો એ ભાઇ પોતે મુખ્તયાર છે ! તથાસ્તું !!

---